A. M. Patel to 'Dada Bhagwan'

દાદા ભગવાન કથિત

# જ્ઞાની પુરુષ

## ‘દાદા ભગવાન’ ભાગ-૧

સંકલન : દીપક દેસાઇ

| | | |
|---|---|---|
| પ્રકાશક | : | **શ્રી અજિત સી. પટેલ**<br>**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**<br>દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,<br>નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,<br>અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.<br>**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦ |



| | | |
|---|---|---|
| પ્રથમ આવૃતિ | : | ૬,૦૦૦     જાન્યુઆરી, ૨૦૧૮ |
| ભાવ મૂલ્ય | : | **'પરમ વિનય' અને**<br>**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !** |
| દ્રવ્ય મૂલ્ય | : | **૧૫૦ રૂપિયા** |
| મુદ્રક | : | અંબા ઓફસેટ<br>B-99, ઈલેક્ટ્રોનીક્સ GIDC,<br>ક-૬ રોડ, સેક્ટર-૨૫,<br>ગાંધીનગર-૩૮૨૦૪૪.<br>**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૩૪૧ |

# ત્રિમંત્ર








**નમો અરિહંતાણં**

**નમો સિદ્ધાણં**

**નમો આયરિયાણં**

**નમો ઉવજ્ઝાયાણં**

**નમો લોએ સવ્વસાહૂણં**

**એસો પંચ નમુક્કારો;**

**સવ્વ પાવપ્પણાસણો**

**મંગલાણં ચ સવ્વેસિં;**

**પઢમં હવઈ મંગલં ૧**

**ૐ નમો ભગવતે વાસુદેવાય ૨**

**ૐ નમઃ શિવાય ૩**

**જય સચ્ચિદાનંદ**



## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'હું કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્ભુત જ્ઞાનપ્રયોગથી ! એને 'અક્રમ માર્ગ' કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતા કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સમર્પણ

અહો ! અહો ! આ અદ્ભુત નજરાણું વિશ્વને કુદરત તણું;
'મૂળજી-ઝવેર'ના ખોરડે થયું અવતરણ આ મહામાનવનું !

બાળપણથી જ તેજસ્વી ને પ્રભાવશાળી વ્યક્તિત્વ દૈદીપ્યમાન;
ભોળા-ભદ્રિક ને નિર્દોષતા, દૃષ્ટિ પૉઝિટિવ-પવિત્ર ને વિશાળ !

'ના મમતા-લોભ-લાલચ,' 'અપરિગ્રહી,' ના ટેવ સંગ્રહ કરવાની;
સરળતા-નિષ્કપટતા-વૈરાગ્ય, ના ભીખ કે કામના પૂજાવાની !

પ્રેમાળ-લાગણીશીલ ને સહિષ્ણુતા, સદા પરોપકારી સ્વભાવ;
અનુકંપા સર્વે જીવો પ્રત્યે, કદી ના કરે તિરસ્કાર કે અભાવ !

ક્યારેય ના જુએ અવગુણ કોઈના, જોઈ ગુણ કરે એને ડેવલપ;
કહે રાખો મન વિશાળ, એની ટાઈમ ડોન્ટ ડિસમિસ એનીબડી !

હતી ભાવના અસામાન્ય થવાની, ના કોઈ રસ સામાન્યમાં;
ના લઘુતાગ્રંથિ કે ના અંજાય કોઈથી, રહે નિરંતર સ્વસુખમાં !

સ્વતંત્ર સિદ્ધાંતે ચાલે પોતે, પડે મહીં અણકલ્પી જબરજસ્ત સૂઝ;
માંહ્યલાના દોરાવ્યા પોતે દોરાય, આવરણ તૂટ્યે રસ્તો દેખાય !

પરિણામ પકડનારું બ્રેઈન, દરેક કાર્ય પાછળ દેખાય પરિણામ;
વિજ્ઞાની સ્વભાવ મૂળથી, જ્ઞાનની વાત લઈ જાય વિજ્ઞાનમાં !

માત-પિતાના સંસ્કાર સિંચને, ગુણ બીજ અંકુરિત થઈ પ્રાંગર્યા;
ઐશ્વર્ય પ્રગટે એવા સંસ્કારોથી, સ્વાનુભૂતિએ થયું જીવન સાર્થક !

બોધકળાએ ઉત્પન્ન થઈ સૂઝ, તપોબળે પ્રગટ્યું મહીં જ્ઞાન;
સોળે કળાએ ખીલ્યો સૂરજ, અંતરે ઝળહળ્યા આતમ્જ્ઞાન !

અનેક ગુણ સંપન્ન બાળપણ નિરાળું, અહીં આ ગ્રંથમાં સમાયું;
વર્ણવાયું એમના સ્વમુખે, અહીં સંકલિત થઈ જગકલ્યાણે સમર્પાયું !

❖ ❖ ❖ ❖ ❖

# પ્રસ્તાવના

‘અહો’ એ શુભ દિન કારતક સુદ ચૌદસ, સંવત ૧૯૬૫;
તરસાળી ગામે, પાટીદાર કોમે જન્મ્યા જગ કલ્યાણી પુરુષ !

મા જાતવાન ને બાપ કુળવાન, કુટુંબ રાજેશ્રી સંસ્કારી ખાનદાન;
ક્ષત્રિયતા, દુઃખ ના દે કોઈને, દયાળુ-કરુણા-લાગણી અપાર !

‘અંબે’ના લાલ ‘અંબાલાલ’, વ્હાલા સહુના ‘ગલા’થી સંબોધાય;
વિચક્ષણ ને જાગૃત ખૂબ, ઉપનામ સાત સમોલિયાથી ઓળખાય !

સાતમા વર્ષે સ્કૂલે બેઠા, ભણ્યા ગુજરાતીમાં ચાર ને અંગ્રેજીમાં સાત;
લાગે પરવશતા, ના ગમે ભણવાનું, પણ ગણતર ઘણું સાથોસાથ !

નાપાસ થયે કાઢ્યું તારણ, જાણી-જોઈને ના મારવી પોલ;
ધ્યાનપૂર્વક કરી લેવો અભ્યાસ, ધ્યેય પ્રાપ્તિ ને ઉત્તમ પરિણામ !

નાની વયે થયું ભાન, અનંત વાર ભણ્યા પણ ના આવડ્યું એ જ્ઞાન;
શું પામ્યો હું ભણતરથી ? પામ્યો હોત ભગવાન આટલી મહેનતથી !

લઘુતમ શીખતા લાધ્યું જ્ઞાન, ‘રકમો’માં અવિભાજ્ય રૂપે ભગવાન;
ભગવાન છે લઘુતમ સર્વ જીવમાં, લઘુતમ થયે પોતે થાય ભગવાન !

ભાવ હતો સ્વાશ્રયી રહેવાનો, ના ગમે પરાશ્રયી ને પરતંત્રતા;
સદા રહેવું પ્રયત્નશીલ, ના પોસાય ઉપરી સ્વતંત્ર જીવનકાજ !

જરૂરિયાત ઓછી ને પરિગ્રહ રહિત, જીવે જીવન સાદું ને સરળ;
જીવન જીવ્યા ખુમારીથી, એમણે ક્યારેય ના કરી કોઈની લાચારી !

બુદ્ધિના આશયે કરી ના નોકરી, કૉમનસેન્સથી ધંધામાં થયા નિપુણ;
ના સ્પૃહા હતી ધનવાન થવાની, સુખી રહ્યા સદા સંતોષરૂપી ધનથી !

વિચારશીલ ને વિપુલ મતિ, દરેક પ્રસંગે તારણ કાઢી લાવે ઉકેલ;
કરે ના આંધળું અનુકરણ, જીવે સુઘડ ને સિદ્ધાંતપૂર્ણ જીવન !

હતા જોશીલા-તોફાની-સાહસિક, કહે ના પોસાય અઘટિત વેપાર;
કરે ના દેખા-દેખી, કાઢે સરવૈયું, તાળો કરવાની ટેવ, જુએ લાભાલાભ !

સમજાયું જ્યારે જોખમ બુદ્ધિના દુરુપયોગનું, થયું બંધ મશ્કરી કરવાનું;
કરેલી ભૂલોના કર્યા પસ્તાવા, કર્યો નિશ્ચય ફરી ના હોજો કદી આવું !

વ્યવહારમાં વિનયી-નમ્ર-અહિંસક સ્વભાવ, જુએ હંમેશાં હિત બીજાનું;
સામાને રાજી રાખી કરે વ્યવહાર, ના દુભાવે કદિ મન કોઈનું !

ના રાખે આગ્રહ કે પૂર્વગ્રહ, બોધકળાથી પ્રકૃતિ ઓળખી લે કામ;
ના કરે ટકોર-ટકરામણ કે ઝંઝટ, શાંતિ-સુખ-આનંદને કાજ !

વિરોધી સાથે ના રાખે જુદાઈ, સમજે હિસાબ છે એ મારો;
ભમરડો ફરે પરસત્તામાં, નિર્દોષ દૃષ્ટિએ જુએ દોષરહિત !

નાટકીય સગાઈ રાખી સર્વે સાથે, હિસાબ કર્યા ચૂકતે ઋણાનુબંધના;
ના રાગ-દ્વેષ-ઝઘડા-આસક્તિ, જોઈ શુદ્ધ, કરે સમભાવે નિકાલ !

ઑબ્લાઈજિંગ નેચર, જાતે છેતરાઈને પણ કરે પરોપકાર;
ના જીવ્યા જીવન પોતાને માટે, ખર્ચ્યું પલ-પલ પારકાંને કાજ !

ક્ષત્રિય સ્વભાવ ને નિડરતાનો ગુણ, 'આત્મશ્રદ્ધા' મને ના થાય કંઈ;
અનુભવ લઈ થયા નિઃસંદેહ, કલ્પનાની ભૂતાવળ ને ભડકાટથી !

રિસાવાથી ખોટ પોતાને જ, નક્કી કર્યું ના રિસાવું ફરી ક્યારેય;
સરવૈયે સમજાયું ખોઈ આનંદ પોતાનો, વ્હોરે દુઃખ અણસમજણથી !

ના ગમે પરતંત્રતા કે ના ગમે ઉપરી, સંસાર લાગે સદા બંધનરૂપ;
મોક્ષે જવા ના ખપે ભગવાન ઉપરી, 'મા-બાપ' ઉપરી પણ ઉપકારી !

રિલેટિવમાં ઉપરી ચાલે, પણ ના જોઈએ ઉપરી કોઈ રિયલમાં;
મોક્ષ થવો ને ભગવાન ઉપરી, લાગ્યું ભારે વિરોધાભાસ જગમાં !

શોધખોળ કરી શોધી કાઢ્યું, કહેવાય ભગવાન 'માંહ્યલા'ને;
ભગવાન છે પોતાનું સ્વરૂપ, નથી એ કર્તા કશાનો જગમાં !

પોતાની ભૂલો છે પોતાની ઉપરી, બીજું કોઈ નથી ઉપરી જગમાં;
પોતે કોણ ? જગ કર્તા કોણ ? ફેડ્યું અજ્ઞાન, અનુભવ્યું વિજ્ઞાનમાં !

હંમેશાં ચાલ્યા લોકસંજ્ઞા વિરુદ્ધ, સત્ય હકીકતની શોધખોળમાં;
નથી કરી નકલ કોઈની, શું આવે ભલીવાર નકલની અક્કલમાં ?

લાગણીશીલ ને હાર્ટિલી સ્વભાવ, પરદુઃખે પોતે થાય દુઃખી;
નિરીક્ષણ કરવાની ટેવે જાણ્યું, આ જગત છે પોલંપોલ !

જગત દિસે વિકરાળ ઉપાધિવાળું, તેથી ના થાય મોહ કે મૂર્છા;
આખું જીવન જીવ્યા સમજણપૂર્વક, જાણ્યું રીપેમેન્ટવાળું છે જગત !

સાંભળેલા ને શ્રદ્ધેલા જ્ઞાને, પેઠો યમરાજનો ભય ને થઈ ઉપાધિ;
વિચારણાથી ઊડી ખોટી શ્રદ્ધા, સમજાયું કે નથી 'જમરો' કોઈ !

અજ્ઞાનથી મુક્તિ થઈ સાચા જ્ઞાને, સમજાયું સનાતન સત્ય;
નથી કોઈ કર્તા કે ઉપરી, જગત ચાલી રહ્યું નિયમ આધીન !

ટીખળી સ્વભાવ ને ટીખળ કરવાની ટેવ, યુક્તિ અપનાવી કરી સળી;
શોધી કાઢ્યું દંડ કોને ? કોણ ગુનેગાર ? બચકાં શું કામ ભરો નિમિત્તને ?

આંતરસૂઝે લાધ્યું જ્ઞાન, 'ભોગવે એની ભૂલ' ને 'બન્યું એ જ ન્યાય';
વિચારણાએ સમજાયું સાચું, હું નહીં પણ છે 'વ્યવસ્થિત કર્તા' !

અનેક પ્રસંગો જ્ઞાની બાળપણ કેરા, વાંચતા જ અહો ! અહો ! થાય;
કેવા વિચક્ષણ-જાગૃત સ્વાનુભવમાં, કોટિ કોટિ વંદન સહેજે થઈ જાય !

❖ ❖ ❖ ❖ ❖

# નિવેદન

જીવન તો દરેક વ્યક્તિ જીવી જાય છે પણ જીવનની પ્રત્યેક અવસ્થાને જુદી જોઈ, જાણી, અને મુક્ત રહે એવા વિરલ જ્ઞાની કો'ક જ હોય !

પૂર્વે જ્ઞાની પુરુષ કુંદકુદાચાર્ય થઈ ગયા. તેમનું જીવન ચરિત્ર આપણને બહુ જાણવા મળતું નથી. જ્યારે પરમ કૃપાળુદેવ શ્રીમદ્ રાજચંદ્ર થઈ ગયા, તેમનું આપણને જીવન થોડુંઘણું જાણવા મળ્યું છે. તે સિવાય પહેલાંના વખતમાં ઘણાંય મહાન પુરુષો, જે આત્મજ્ઞાની થઈ ગયા, તેમની અમુક જ્ઞાનદશાની વાતો જાણવા મળતી હોય છે પણ તેઓ અજ્ઞાન દશામાં કઈ ખોજ માટે, કયા ધ્યેયપૂર્વક પોતે રહેલા, તે રહસ્ય બહુ જાણવા મળતું નથી. જ્યારે અત્રે આપણને પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ની પૂર્વાશ્રમની વાતો વિગતવાર જાણવા મળે છે.

આવા હળહળતા કળિયુગમાં આવું અલૌકિક વ્યક્તિત્વ આપણને જોવા મળ્યું. એમના જીવનની હકીકતો જાણવા મળી અને જ્ઞાની કેવા હોય, તે જાણવા મળ્યું. તેથી તો આપણી જાત પ્રત્યે ધન્યતા અનુભવાય કે કેવા ભાગ્યશાળી આપણે કે આપણી વચ્ચે પૂર્ણ જ્ઞાની આવ્યા અને આપણે એમની પાસે જ્ઞાન પામ્યા !

એક વસ્તુ ચોક્કસ સમજાય છે કે એક સામાન્ય માણસ જેવું એમનું જીવન હતું પણ અંદર સમજણ અસામાન્ય માણસ જેવી હતી. પ્રસંગો આપણા જેવા જ જીવનમાં એમને બનતા હતા, પણ એક જ પ્રસંગમાં તો કેટલું બધું વિચારી લેતા અને તેના તારણમાં કંઈક અદ્ભુત આધ્યાત્મિક ફોડ આપી શક્યા !

એમણે ભવોભવ ભાવેલી જગત કલ્યાણની ભાવના, અને તે સામાન્ય માણસ પણ જીવનમાં દુઃખ વગર અને આત્મિક આનંદ સાથે જીવન જીવે, તે રૂપકમાં આવી. સામાન્ય માણસને જીવનમાં પડતી તકલીફો પોતે અનુભવી અને કંઈક સાચી સમજણથી તે દુઃખોમાંથી બહાર નીકળી શકાય અને મુક્તિનો આસ્વાદ માણી શકાય, એવું કંઈક વિજ્ઞાન જગતના લોકોને આપવું હતું, તે છેવટે આપી શક્યા.

મોક્ષે જતા સંસાર નડતો નથી, માત્ર અણસમજણ-અજ્ઞાન નડે છે. એ જ્ઞાન ગૃહસ્થજીવનમાં રહીને પોતે અનુભવ્યું અને બધા સંસારીઓને એ જ અનુભવજ્ઞાન આપી શક્યા.

આ વાણી જે અત્રે જીવન ચરિત્ર રૂપે આ ગ્રંથમાં સંકલિત થઈ છે, એની વિશેષતા એ છે કે તે બધી દાદાશ્રી પોતે બોલ્યા છે, ૧૯૬૮ થી ૧૯૮૭ સુધીમાં. અને પ્રસંગ જાણે ગઈકાલે બન્યો હોય, તેમાં પોતાને શું વિચાર આવ્યા, કયું જ્ઞાન હાજર થઈને આવું અવળું ચલાયું, એના કેવા માર પડ્યા, પછી કઈ સમજણ મહીં પ્રગટી ને સૉલ્યુશન (ઉકેલ) લાવ્યા. એવું આટલા બધા વર્ષો પછી પણ બધું કહી શક્યા છે. મોટી ઉંમરે પણ પોતે નાની ઉંમરથી માંડીને જીવનમાં બનેલા જુદા-જુદા પ્રસંગે શું બન્યું, પોતાને શું મહીં મૂંઝવણો ઊભી થઈ, પોતે એમાંથી કેવી રીતે બહાર નીકળ્યા તે બધું કહી શકવું અને પાછું જેમ છે તેમ, તે મોટી આશ્ચર્યકારી બીના કહી શકાય. દાદાશ્રી કહેતા કે જ્ઞાન થયા પહેલાં હું યાદશક્તિથી કહી આપું કે અમુક દિવસે આમ બન્યું હતું પણ વીતરાગ થયા પછી યાદશક્તિ રહી નહીં, તેથી કોઈ પ્રશ્ન પૂછે તો ત્યાં ઉપયોગ જાય ને દર્શનમાં અમને પૂર્વે શું બન્યું હતું એ તાદશ દેખાય, અને વાત નીકળે.

શરૂઆતના વર્ષોમાં પરમ પૂજ્ય દાદાશ્રીના સત્સંગોની વાણી પૂજ્ય નીરુમા ડાયરીમાં ઉતારો કરી લેતા. ટેપરેકોર્ડર આવ્યા ત્યારથી ઓડિયો કેસેટમાં રેકોર્ડ કરી લેતા. એ કેસેટોની વાણી કાગળ ઉપર ઉતારી, એડિટિંગ કરીને ચૌદ આપ્તવાણી અને બીજા ઘણાં પુસ્તકોના સંકલન પૂજ્ય નીરુમાએ કર્યા હતા. પહેલેથી એમની દિલની ભાવના હતી કે આવા મહાન જ્ઞાની પુરુષની જ્ઞાની તરીકેની ઓળખાણ જગતને પહોંચાડવી છે, એટલું જ નહીં પણ એમનું જીવન ચરિત્ર બહાર પાડીએ ત્યારે લોકોને એમની વ્યવહાર જ્ઞાન સંબંધી સમજણ પ્રાપ્ત થાય કે એમની વ્યવહારિક જીવનમાં કેવી અદ્‌ભુત સમજણ હતી, જેથી જીવનમાં ભેગી થયેલી પ્રત્યેક વ્યક્તિ જોડે આદર્શ વ્યવહાર કરી શક્યા. આજે એ વાતનો આનંદ થાય છે પૂજ્ય નીરુમાની ભાવના પ્રમાણે જ્ઞાની પુરુષનું અદ્‌ભુત જીવન ચરિત્ર 'જ્ઞાની પુરુષ' ભાગ-૧ ગ્રંથ રૂપે જગતને અર્પણ થાય છે. દાદા શ્રીમુખે નીકળેલી વાણીમાં પોતાના જીવનની વાતો પોતે જ ખુલ્લી કરી છે. એ

વાણીનું એટલું બધું કલેક્શન છે કે ભવિષ્યમાં એમના જીવનની વાતો 'જ્ઞાની પુરુષ'ના વધુ ભાગમાં બહાર પાડી શકાશે.

આપણી પાસે જાતજાતની વાતોનું સુંદર કલેક્શન તો છે જ. બધી કેસેટો લખાઈ ચૂકી છે ને એમાંથી બેસ્ટ કલેક્શન મળ્યું છે ને સરસ મજાની ઝીણી ઝીણી એક-એક વાતો બહુ મહેનતથી શોધી કાઢીને મૂકાઈ છે. આ કાર્ય પાછળ ઘણી મોટી ટીમ છે, જેમાં બ્રહ્મચારી ભાઈઓ-બહેનો તથા કેટલાક મહાત્મા ભાઈઓ-બહેનો, દિવસ-રાત મહેનત કરે છે ને પાછા કેટલાય બીજા ડાયરેક્ટલી-ઈનડાયરેક્ટલી સહાયરૂપ થયા છે. આ બધાની મહેનતના પરિણામે આ સરસ વસ્તુ ઝડપથી બની શકી છે.

'જ્ઞાની પુરુષ'ના આ ગ્રંથમાં આપણી પાસે દાદાશ્રીની બોલાયેલી વાણીનું જે કલેક્શન હતું, તેના આધારે બધું મેળવી-તપાસીને ચોકસાઈપૂર્વક સંપાદનની જવાબદારી અદા થઈ છે, છતાં આ પુસ્તકના સંકલનમાં જે ક્ષતિઓ રહી ગઈ હોય તે માટે સુજ્ઞ વાચકવર્ગ અમને ક્ષમ્ય ગણશો.

પરમ પૂજ્ય દાદાશ્રીનું આ જીવન ચરિત્ર જગતને સમર્પિત કરતા અમો ધન્યતા અનુભવીએ છીએ. આપણે સહુ મહાત્માઓ આ ગ્રંથનો તલસ્પર્શી અભ્યાસ કરી, આ માનવમાંથી મહામાનવ બનેલા વ્યક્તિના ગુણોની પ્રસંશા-આરાધના કરીએ અને એને નકારાત્મક કે લૌકિક દૃષ્ટિએ ના મૂલવતા, એને પૉઝિટિવ અને અલૌકિક દૃષ્ટિએ મૂલવી ને એવા ગુણો અને વ્યક્તિત્વને આત્મસાત્ કરવાની ભાવના ભાવી, સ્વકલ્યાણના પુરુષાર્થ સાથે જગત કલ્યાણના મિશનમાં આપણે યથાયોગ્ય યોગદાન આપી કૃતાર્થ થઈએ એ જ અંતરની અભિલાષા સાથે આત્મભાવે પ્રણામ.

**- દીપકના જય સચ્ચિદાનંદ**

# સંપાદકીય

આ કાળનું અદ્‌ભુત આશ્ચર્ય જ્ઞાની પુરુષ દાદા ભગવાન કે જેમના પ્રાગટ્યે એક અકલ્પનીય આધ્યાત્મિક ક્રાંતિ સર્જાઈ. આ કળિકાળમાં ધાર્મિક શાસ્ત્રોના સ્થૂળ અર્થ જ જ્યાં યથાર્થપણે સમજવા અઘરા હોય ત્યાં તેમાં સમાયેલા ગૂઢાર્થ ને તત્ત્વાર્થ તો કેવી રીતે સમજી શકાય ? અને એ જો ના સમજાય તો પછી ખરા અર્થમાં અધ્યાત્મને પામી પણ કેવી રીતે શકાય ?

પણ કુદરતની બલિહારી તો જુઓ ! કળિકાળમાં એવા પ્રખર જ્ઞાની પુરુષનો આવિષ્કાર થયો કે જેમના થકી સામાન્ય માણસ પણ સહેલાઈથી અધ્યાત્મને સમજી તો શકે જ છે, એટલું જ નહીં યથાર્થપણે સ્વાનુભૂત પણ કરી શકે છે. માત્ર એક કલાકના ભેદજ્ઞાન પ્રયોગે સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ કરાવી આપવી એ શું કાંઈ જેવીતેવી સિદ્ધિ કહેવાય ? એવા સિદ્ધિવાન વ્યક્તિનું વ્યક્તિત્વ કેવું નિરાળું હશે, ને એ સિદ્ધિ પ્રાપ્ત થવા પાછળ શું ભાવના કે પુરુષાર્થ હશે, એ જાણવાની ઉત્કંઠા આપણને થયા વગર રહે તો નહીં ને ?

શિખર પર પહોંચવા તળેટીથી એ માર્ગ ઉપર પ્રયાણ કરી સહુ કોઈ પહોંચી શકે ત્યાં કુતૂહલતા ના ઉપજે એ સ્વાભાવિક છે પણ શિખરે પહોંચવા જ્યાં માર્ગ જ દૃષ્ટિગોચર ના થતો હોય ત્યાં, જ્યારે કોઈ શિખરે પહોંચી ચોગરદમનું વર્ણન કરે ત્યારે અહોભાવ સાથે આશ્ચર્ય થયા વગર રહે નહીં કે એ વ્યક્તિ ત્યાં કેવી રીતે, કઈ સમજે, કેવા પુરુષાર્થથી પહોંચી શકી હશે ! અને એ તો એ અનુભવી વ્યક્તિ પોતે જ એનું હૂબહૂ વર્ણન કરી શકે કે જે બુદ્ધિગમ્ય કે કાલ્પનિક નહીં પણ વાસ્તવિક હોય !

જ્ઞાની પુરુષ દાદા ભગવાનને ૧૯૫૮માં એકાએક આત્મજ્ઞાન તો થયું પણ એ પહેલાં જન્મથી તે ત્યાં સુધીની એમની જર્ની (યાત્રા) કેવી રીતે થઈ ? શું મુસીબત આવી ? કેવી રીતે સફળતા પ્રાપ્ત કરી વિગેરે રહસ્યો જાણવાની આપણને પણ જિજ્ઞાસા ઊભી થાય એ સ્વાભાવિક છે. એ જ હેતુસર પરમ પૂજ્ય દાદાશ્રીને મહાત્માઓએ એમના જીવન વિશે અનેક પ્રશ્નો પૂછ્યા છે અને દાદાશ્રીએ તે સર્વેના જવાબ તેમના દર્શનમાં જોઈ યથાર્થપણે આપ્યા છે.

પરમ પૂજ્ય દાદાશ્રીએ વર્ણવેલા એમના જીવનના પ્રસંગોને સંકલિત કરીને પ્રકાશિત કરવાના અભિગમમાં આ જીવન ચરિત્ર ગ્રંથ ભાગ-૧ આપણા હાથમાં આવે છે. એમાં એમના બાળપણના પ્રસંગો તથા કૌટુંબિક જીવન વિશે માહિતી પ્રાપ્ત થાય છે.

આ સંકલન પરમ પૂજ્ય દાદાશ્રી જેમ બોલ્યા છે તે જ સ્વરૂપમાં પ્રકાશિત થાય છે. તેમના જ શબ્દોમાં આલેખાતું આ પુસ્તક એ ખરેખર અદ્ભુત ઉપહાર છે ! આપણા માટે ગૌરવની વાત છે કે જે રીતે પરમ પૂજ્ય દાદાશ્રીએ એમના અનુભવના નિચોડરૂપ આત્મજ્ઞાન અને મોક્ષમાર્ગનો પુરુષાર્થ દેખાડ્યો, એ જ રીતે એમના જ દર્શનથી આલેખાયેલ આ જીવન પ્રસંગો એ ચીર સંભારણું બની રહે છે. જે વાંચતા જ આપણને એ સમયનું, એમની દશાનું, એમના વ્યક્તિત્વનું, એમની સૂઝ-સમજ ને બોધકળાનું દર્શન થાય છે.

પરમ પૂજ્ય દાદાશ્રીએ જેમ છે તેમ, કંઈ પણ ગુપ્ત રાખ્યા સિવાય, સાદી-સરળ શૈલીમાં જ રજૂઆત કરી છે, એ એમના નિખાલસ વ્યક્તિત્વનો ચિતાર આપી જાય છે. એમનું મોરલ તેમ જ જ્ઞાનદશા એ ખરેખર પ્રસંશનીય છે. રિલેટિવમાં લઘુતમ થઈને રિયલમાં ગુરુતમ થવાની દૃષ્ટિ તો કોઈ વિરલ જ વેદી શકે ને ? સ્કૂલમાં લઘુતમ સાધારણ અવયવ શીખતા ભગવાનની વ્યાખ્યા શોધી કાઢી કે જીવમાત્રમાં અવિભાજ્ય રૂપે ભગવાન રહેલા છે. કેવી ગુહ્ય તાત્ત્વિક દૃષ્ટિ ! આવી દૃષ્ટિ જ કહી આપે છે કે નાની ઉંમરમાં પણ એમનું આધ્યાત્મિક ડેવલપમેન્ટ કેટલું ઊંચું હતું ! આ સમજણના આધારે તેઓ લઘુતમ તરફ ઢળ્યા ને એ જ અભિગમે એમને પરમાત્મા પદે નવાજ્યા !

દાદાશ્રી પોતે કહેતા કે અમારી વિપુલ મતિ હોય, અમારી વિચક્ષણ દૃષ્ટિ હોય. અમને કોઈ પ્રસંગ બને એમાં ચોગરદમના હજારો વિચાર આવે ને તારણ કાઢી નાખીએ. મોટા શાસ્ત્રો પણ પા કલાકમાં પાના ફેરવીને તારણ કાઢી નાખતા. આધ્યાત્મિકતાના કયા માઈલે આ શાસ્ત્ર છે તે સમજી જતા.

એમને એક-એક બાબતમાં હજારો વિચાર આવે તે આપણને

પ્રશ્ન થાય કે કેવા વિચારો આવ્યા હશે, શું સમજણ અંદર વર્તતી હશે, પણ ખરેખર એમણે પોતે જ્યારે એ વાતો ખુલ્લી કરી ત્યારે એમનું ઍનાલિસિસ જોવા મળ્યું, આપણને સમજવા મળ્યું કે ઓહોહો ! આવું ડીપ અન્ડરસ્ટેન્ડિંગ (ઊંડી સમજ) !

એમણે એમના જીવનમાં ભેગી થયેલી વ્યક્તિઓની પ્રકૃતિ ઓળખી, એ લોકોને એમની પ્રાકૃતિક નબળાઈઓમાંથી, કુટેવોમાંથી કેવી રીતે છોડાવ્યા, આખું ગામ, કુટુંબના લોકો જેના વિશે નેગેટિવ બોલે, તે વ્યક્તિમાં કંઈ પૉઝિટિવ ગુણ હશે જ, છેવટે પોતે ટાઈમનો, પૈસાનો ભોગ આપીને એ વ્યક્તિના સારા ગુણો શોધી કાઢી એન્કરેજ (પ્રોત્સાહિત) કરી ઊંચો લાવી દેતા. એ એમની આગવી વિશેષતા આપણને જોવા મળે છે. એમને આ સંસારમાં કંઈ જોઈતું નહોતું. જાણે પોતે જગતનું ઑબ્ઝર્વેશન કરવા આવ્યા હોય અને 'મને જે ભેગો થયો એને સુખીયો બનાવું' એવી ભાવનાથી જીવન જીવ્યા, તે ખુલ્લેઆમ જણાય છે.

એમના દિલમાં હંમેશાં રહેતું કે કોઈને દુઃખ નથી આપવું અને દુઃખ ન આપવા માટે બધા એડજસ્ટમેન્ટ લેતા. બધાના પૉઝિટિવ જ જોયા અને પોતે દુઃખી પણ નથી થયા. પરિસ્થિતિને સમજી પ્રોબ્લેમને સૉલ્વ કર્યા છે, તે એમના બધા વ્યવહારમાં દેખાય છે.

ધંધામાં ભાગીદાર, નોકર, બૉસ સાથે અને કુટુંબની વ્યક્તિઓ સાથે પ્રાકૃતિક રાગ-દ્વેષ, પ્રાકૃતિક દોષોને કારણે બધા જ સામાન્ય માણસો સંસારમાં રહીને અથડામણ-મતભેદ-ચિંતા-દુઃખ-ભોગવટા ભોગવે છે, તેવા જ દુઃખો, ભય, અણસમજણના ગૂંચવાડા પોતે ભોગવ્યા અને એવા પરિણામમાંથી સાચી સમજણથી છૂટ્યા પણ ખરા અને છેવટે કાયમ માટે દુઃખ મુક્ત થઈ શક્યા.

એમના જીવનમાં વિશેષતા એ જોવા મળે છે કે ફાધર-મધર, મોટાભાઈ-ભાભી, વડીલો પ્રત્યે એમનો વિનય-પ્રેમ કાયમ રહ્યો છે. એમના ઉપરવટ થઈને ક્યારેય વ્યવહાર કર્યો નથી.

એમના જીવનમાં ફાધર-મધર, ભાઈ-ભાભી, કાકા-ભત્રીજા, પત્ની, મિત્રો વગેરે વ્યક્તિઓના બાહ્ય વ્યવહારો અને આંતરિક સમજણ, પ્રાકૃતિક

ગુણ-દોષો તેમ જ તેમની સાથે પોતે કેમ, શા માટે, કેવો વ્યવહાર કર્યો, તે બધી વિગતો પોતે જ્ઞાનદશામાં રહીને તે પ્રસંગને સૂક્ષ્મતાએ વર્ણવી શકે છે. પ્રકૃતિના પૉઝિટિવ-નેગેટિવ, ગુણ-દોષોની વાતો તેમ જ તેના પ્રતિક્રમણ કેટલા પસ્તાવા સાથે, કેવી રીતે કર્યા તે બધું જાહેર કરે છે, જાણે પારકી વ્યક્તિની વાત કહેતા હોય તેમ નિષ્કપટપણે, નિખાલસતાથી કહી દે છે.

જગતમાં ગુરુ સંબંધી, ભગવાન સંબંધી, યમરાજ સંબંધી અનેક પ્રકારની અજ્ઞાન માન્યતાઓ નાનપણથી તે સંબંધી વિચારણા કરી ખલાસ કરી નાખી ને સાચી વાત પોતે સમજ્યા અને તે નિર્ભયતાથી ખુલ્લી કરી શક્યા ને સામાન્ય લોકોની ગેરસમજણો દૂર કરીને એમને નિર્ભય બનાવી શક્યા.

દાદાશ્રીએ પોતાના જીવન વ્યવહારની બધી જ ભૂલો મહાત્માઓ સામે કહી નાખી છે, જાણે પોતે આલોચના કરી પોતાની ભૂલોથી મુક્ત થઈ ગયા ! આવા મહાન પુરુષ પોતાની ભૂલો જાહેરમાં ખુલ્લી કરી નાખે, ક્યાંય 'નો સિક્રેસી', એ હકીકત ખરેખર પ્રસંશનીય છે. તેઓએ શું ભૂલ કરી, કેવી રીતે ભૂલમાંથી બહાર નીકળ્યા અને ભૂલોથી કાયમ મુક્ત થયા, શું બોધ લીધો અને એ જાગૃતિ આખી જિંદગી હાજર રાખી, ફરી ક્યારેય રિપીટ થવા દીધી નથી. આમ સમજણપૂર્વકના પુરુષાર્થે પોતે ચોખ્ખા થઈ મોક્ષને લાયક થઈ ગયા.

અહીં દાદાશ્રી આપણને એ બોધ શિખવાડી જાય છે કે જીવનમાં પોતાની ભૂલો ઓળખો, એના ઉપર પસ્તાવા લઈ ભૂલોથી મુક્ત થાવ અને ભૂલો ખલાસ થઈ તો અહીં જ મોક્ષ વર્તાશે.

દાદાશ્રીના બાળપણમાં લોકસંજ્ઞા, સંગત અને પૂર્વકર્મના ઉદયે તીનપત્તી રમવાનો કે વીંટીની ચોરી કરવાનો એવા અમુક પ્રસંગો બન્યા પણ એ ઉદાહરણોને આપણે નેગેટીવ રીતે નથી લેવાના. દાદાશ્રી કહેતા કે જ્ઞાની કરે એ નથી કરવાનું પણ એ કહે એ કરવાનું છે. એટલે એમના જીવનમાં થયેલી ભૂલોનું આપણે અનુકરણ નથી કરવાનું, પણ એવી ભૂલો ના થાય એની જાગૃતિ રાખી કાયમ ભૂલ રહિત થવાનું છે, તો પછી મોક્ષમાર્ગ પૂરો થશે.

અત્રે આલેખાયેલ દાદાશ્રીના પૂર્વાશ્રમની બધી જ વાત નિમિત્તાધીન નીકળે છે, પણ અંદરથી એમને પોતાને આત્મદશાની સંપૂર્ણ જાગૃતિ વર્તે છે.

એક વખત સત્સંગમાં રાત્રે એમના ફેમિલીની વાતો નીકળી હતી. તેમાં જાતજાતની વાતો લોકોએ પૂછી અને દાદાશ્રીએ વાતો કરી કે 'અમારા ભાઈ, અમારા ભાભી, અમારા મધર આવા, અમારા ફાધર આવા.' તેઓશ્રી છેલ્લે કહે છે, 'આજે તમે તો બધા ઓઢીને સૂઈ જશો, મારે તો આખી રાત પ્રતિક્રમણ કરવાના. કારણ કે અમે આત્મા છીએ, આત્માને ભાઈ ના હોય ને ભાભીય ના હોય. તેય બધા આત્મા છે, પણ બધાને રિલેટિવ સ્વરૂપે જોયા. એટલે અમારે આખી રાત આજે આ જેટલા રાગ-દ્વેષવાળા વાક્યો બોલ્યા તે બધા પ્રતિક્રમણ કરીને ભૂસવા પડશે !'

અહીં એમની એ સમજણ દૃષ્ટિગોચર થાય છે કે પોતે આજે જે આત્મસ્વરૂપ છે તે સ્વરૂપમાં જ વર્તવા માગે છે. પૂર્વે ઉદયમાં આવેલી દશાઓમાં પોતે આજે નથી, આજે આત્મારૂપ પોતે છે, છતાં પોતાનો પૂર્વાશ્રમ વાણીમાં બોલ્યા, તે નિશ્ચય દૃષ્ટિએ ભૂસી નાખવું પડે. બોલતી વખતેય જાગૃતિ હોય જ કે 'આ હું નથી, એ પોતે તે નથી, એય આત્મા છે, હુંયે આત્મા છું.' છતાં બોલવાનું ઉદયમાં આવ્યું માટે ચોખ્ખું કરવું પડે. પ્રગટ જ્ઞાન અવતારની આ જ અદ્‌ભુતતા છે. પોતાનું આત્માપણું ચૂકવું નથી અને જ્ઞાન પહેલાં અજ્ઞાન દશામાં વ્યવહારની ભૂલોના પ્રસંગો પોતાના જીવનમાં જે બન્યા તે ખુલ્લા કર્યા અને ચોખ્ખા કરી નાખ્યા. જોડે જોડે નિશ્ચયથી તત્વદૃષ્ટિ ચૂકાય નહીં, તે વાતેય ખુલ્લી કરી. આમ નિશ્ચય-વ્યવહાર બન્ને શુદ્ધતામાં આવી ગયા. તેથી તો તેઓ 'અક્રમ વિજ્ઞાનના પ્રણેતા' બની અનેકોના કલ્યાણનું નિમિત્ત બની શક્યા.

આવા તો ઘણાં બધા પ્રસંગો અહીં આલેખાયેલા છે, જેના અધ્યયને આપણને એમના અનેરા વ્યક્તિત્વનો આસ્વાદ માણવા મળે છે ને અહો અહો થાય છે. ધન્ય છે એ અંબાલાલને ! ધન્ય છે એમના માતા-પિતાને ! ધન્ય છે એમના રાજેશ્રી કુળને !

અંબાલાલ મૂળજીભાઈ પટેલ તરીકે એમનું જીવન શરૂ થયું

અને પોતે જ્ઞાનદશાથી જ્ઞાની પુરુષ થઈ ‘દાદા ભગવાન’ સ્વરૂપ સુધી પહોંચી શક્યા.

આવો દાદો નહીં મળે, આવું દાદાનું જ્ઞાન નહીં મળે ને આવું જીવન ચરિત્રેય જાણવા નહીં મળે. અદ્‌ભુત ! અદ્‌ભુત ! અદ્‌ભુત !

બાળપણથી જ એમના જીવનનો ધ્યેય શું હતો ? તો કહે છે, ‘મને ઉપરી પોસાતા નહોતા. મારે ભગવાન જાણવા હતા. સાચા ભગવાન ક્યાં છે, શું કરે છે, કેવા સ્વરૂપે છે, એ પ્રાપ્તિ માટે મારું જીવન હતું.’ અને એ શોધતા શોધતા પછી જીવનમાં જે ભણતર આવ્યું, ફાધર-મધર, ભાઈ-ભાભી બધા સાથેના વ્યવહારમાં પણ એમની આ શોધખોળ અટકી નહોતી અને છેવટે પ્રાપ્ત કરી શક્યા. એમને નિરંતર ચિત્તમાં આ ભગવાન સંબંધી ઍનાલિસિસ ચાલ્યા કરતું. એ મારી મહીં જ બેઠા છે, દરેકની મહીં બેઠા છે, એવી તો એમને ખાતરી થઈ ગઈ’તી. અને એ છેવટે ૧૯૫૮માં જ્ઞાન પ્રગટ થયું ત્યારે પૂર્ણાહુતિ થઈ. પછી તો જગત કલ્યાણ માટે આખું જીવન ગયું, પણ આવા જ્ઞાની પુરુષના બાળપણનું વર્ણન એમના જ મોઢે, એમના જ શબ્દોમાં તળપદી ભાષામાં આપણને મળે છે અને ચોખ્ખી વાત પાછી, પોતે જોયેલી ને પોતાની જ અનુભવેલી. એટલે ખરેખર આ અદ્‌ભુત પુસ્તક બન્યું છે.

જગત કલ્યાણના આ મિશનમાં દાદાની કૃપા છે, નીરુમાના આશીર્વાદ છે ને દેવ-દેવીઓની આમાં જબરજસ્ત સહાય છે. એટલે આવા અનુપમ જ્ઞાની પુરુષની ઓળખાણ જગતને પડે એમાં આપણે તો મહેનત કરીએ છીએ પણ દેવ-દેવીઓ, દાદા ને નીરુમા આ બધાની અનેકગણી કૃપાથી સરસ કામ થઈ રહ્યું છે. આપણે તો આનંદ કરો ને દાદાના ગુણગાન ગાયા કરો. એ આરાધના કરતા કરતા, એમની ભજના-ભક્તિ કરતા કરતા, તે રૂપ થઈને રહીશું.

દાદાની આપ્તવાણીઓ અને બીજી ચોપડીઓમાંથી આપણને જ્ઞાનકળા તો બહુ જાણવા-શીખવા મળે છે, પણ વ્યવહાર-કુટુંબ-ધંધામાં ક્યારેક એવા પ્રસંગો આવી જાય છે કે નિશ્ચયથી આપણે પાંચ આજ્ઞા પાળવાનો પુરુષાર્થ તો કરતા હોઈએ છીએ, પણ વ્યવહારમાં હવે શું નિર્ણય

લેવા, ફાઈલો સાથે વ્યવહાર જેમ છે તેમ રાખવો કે ઓછો કરી નાખવો અને જેમ છે તેમ રાખીએ તો અંદર એમના માટે કઈ વ્યવહારિક સમજણ ગોઠવવી, એના માટેની દાદાની ઘણી બધી બોધકળાઓ આપણને આ ગ્રંથમાં જાણવા મળશે. વ્યવહારના ગૂંચવાડા ઉકેલવા માટેની દાદાની જે અનોખી સૂઝનો ભંડાર જાણે મહાત્માઓ માટે ખુલ્યો હોય એવો દરેકને અનુભવ થશે.

આપણે તો હવે જ્ઞાની પુરુષના આ જીવન ચરિત્રનું અધ્યયન કરી વ્યવહારમાં એમના જેવી સૂઝ, સમજ, ચોકસાઈ, જાગૃતિ અને પુરુષાર્થ રહે એવા નિશ્ચય સાથે, 'નિશ્ચય-વ્યવહાર'ની સમાનતાના સથવારે મોક્ષનો પુરુષાર્થ આદરી લઈએ એ જ અંતરની અભ્યર્થના.

**- દીપક દેસાઈ**

# ઉપોદ્‌ઘાત

## [૧] બાળપણ

### [૧.૧] કુટુંબનો પરિચય

આ ગ્રંથ જ્ઞાની પુરુષ દાદા ભગવાનના જીવન ચરિત્ર ઉપર છે. આ ગ્રંથમાં દાદાશ્રીની સરળતા-સહજતા જોવા મળશે. તેઓ બાળક જેવી સરળતાથી જવાબ આપે છે. લોકોએ સત્સંગમાં બેઠા બેઠા એમના વિશે બધી વાતો પૂછી છે અને એમણે પોતાની જીવન કિતાબ જેમ છે તેમ ખુલ્લી કરી છે. પોતે એ.એમ.પટેલ સાથે નિકટના પાડોશી તરીકે વર્તે છે, એટલે પાડોશીનું જ જીવન ચરિત્ર ખુલ્લું કરતા હોય તેમ બધું જ કહી દે છે. ખરાબ બન્યું, સારું બન્યું, શા માટે આવું બન્યું, પોતે એમાંથી શો ઉપદેશ લીધો, પોતે કેવી કેવી ભૂલો કરી હતી, એના કેવી રીતે પસ્તાવા-ખેદ કર્યા, એ બધી વાતો આપણને જાણવા મળે છે.

વિશેષતા તો એ છે કે આપણા દરેકના જીવનમાં પણ જેવા પ્રસંગો બને છે ને એમને પણ એવા જીવન પ્રસંગો બન્યા છે, પણ પોતે સાક્ષીભાવે, ઑબ્ઝર્વર તરીકે રહ્યા હોય અને ઝીણામાં ઝીણા વિચાર કેવા તે વખતે આવ્યા એ બધું જ દેખી શક્યા છે, અને એટલું જ નહીં પણ એ નાનપણની વિચાર શ્રેણી ઠેઠ સિત્તેર-પંચોતેર-એંસી વર્ષે પણ બધું જાણે આજે જ બન્યું હોય, તે જોઈને બોલતા હોય તેવું કહી શક્યા છે, એ જ જ્ઞાની પુરુષની અદ્‌ભુતતા છે.

લોકોએ એમના બાળપણ વિશે પ્રશ્નો પૂછયા છે, તો સરળતાથી એમણે જવાબો પણ આપ્યા છે. આપનું જીવન ચરિત્ર ટૂંકમાં કહો, તો કહ્યું કે મારું નામ અંબાલાલ મૂળજીભાઈ પટેલ છે. હું ભાદરણ ગામનો રહેવાસી છું. મારા મધર ઝવેરબા, મારા ફાધર મૂળજીભાઈ, મારા મોટાભાઈ મણિભાઈ. હું મેટ્રિક ફેલ થયો છું તેય કહી દીધું. લગ્ન સંબંધીયે કહ્યું કે પંદર વર્ષે લગ્ન થયેલા, વાઈફનું નામ હીરાબા. બે સંતાનો થયેલા (મધુસૂદન, કપિલા). બન્ને નાનપણમાં જ ગુજરી ગયેલા.

જન્મ મોસાળમાં તરસાળી ગામે (વડોદરા જિલ્લો) થયેલો.

એમની જન્મ તારીખ સાતમી નવેમ્બર ૧૯૦૮ અને આમ વિક્રમ સંવત ૧૯૬૫, કારતક સુદ ચૌદસ.

પોતે ભાદરણ ગામના, ભાદરણ ચરોતરી પટેલોના છ ગામમાં ગણાય. એટલે ટૉપ ક્લાસના ચરોતરના ગામોમાં એની ગણતરી થાય. ખુદ કૃપાળુદેવે પણ કહ્યું હતું કે અમારો જન્મ ચરોતરમાં થયો હોત તો વધુ લોકોનું કલ્યાણ થાત.

ભાદરણના પાટીદારો મૂળ અડાલજ ગામથી આવેલા. એટલે દાદાજી કહેતા, 'અમે છ ગામવાળા એ બધા મૂળ અડાલજના છીએ.'

એમનો સંસ્કારી કુટુંબમાં જન્મ થયો. એમાં મધર જાતવાન, મુલાયમ હૃદયવાળા, દયાળુ, લાગણીવાળો સ્વભાવ, ઊંચી સમજણવાળા. ફાધર, કુળવાન, બ્રોડ વિઝનવાળા, કોઈ ડાઘ-ચોરી-લુચ્ચાઈ જોવા ન મળે તેવા.

ફાધર-મધર પ્યૉરિટીવાળા અને હંમેશાં લોકોને કેમ હેલ્પ થાય, એવું જીવન એમનું. એ સંસ્કાર બાળ અંબાલાલને મળેલા. એમના વખતમાં કહેવાતું કે આવા મધર કો'ક કાળમાં જ હોય. એટલે ફેમિલી સારું, મધર બહુ સંસ્કારી !

ખાનદાન પાટીદાર કુટુંબમાં તે જમાનામાં પૈઠણ (દહેજ) સારી મળતી. કુટુંબ ઊંચું પણ મિલકત મોટી નહોતી, ખાનદાનીની જ કિંમત. સાડા છ વીઘા મોસાળમાં, દસ વીઘા ભાદરણમાં આટલી મિલકત હતી.

લોકો દાદાજીને પૂછતા કે 'પુણ્ય એવું હોય તો ઊંચી જગ્યાએ જન્મ થાય, જ્યાં બંગલા બધું તૈયાર હોય તો આપનો જન્મ એવી વૈભવવાળી જગ્યાએ કેમ ના થયો ?' દાદાશ્રી કહે છે કે 'પાછલા અવતારોમાં એ વૈભવ જોઈને જ આવેલો છું. મને તો ભૌતિક વૈભવ પહેલેથી જ જરાય ગમતો જ નહીં. વૈભવવાળી ચીજ આવે તે પહેલેથી જ ગમતી નહોતી.' આ એક એમની વિશેષતા હતી નાનપણથી જ.

સામાન્ય રીતે નાના બાળકોને સુખ, અનુકૂળતા, વૈભવ, મોજમજા ગમે પણ બાળ અંબાલાલને આ બધું નહોતું ગમતું. તેથી હંમેશાં કહેતા કે 'આ જગતને જોવામાં, ઑબ્ઝર્વેશનમાં મારું જીવન ગયું છે. મને કંઈ

સંસાર ભોગવવા માટે રસ નહોતો, આ જગતની હકીકત જાણવામાં મને ઈન્ટ્રેસ્ટ હતો. માત્ર આધ્યાત્મિક જાણવામાં રસ હતો. સંસારમાં મને કંઈ જોઈતું નહોતું. આ સુખ મને કડવું લાગતું હતું પહેલેથી.'

દાદાશ્રી કહે છે કે આ પૂર્વભવનો હિસાબ આવો લઈને આવેલો, તેથી આવા કુટુંબમાં જન્મ થયો. મૂળ બીજ મારું હતું અને એમનામાં દેખવાથી, એમના નિમિત્તે મારા પૂર્વના પ્રાકૃતિક ગુણો-સંસ્કારો પ્રગટ થયા.

આવા જ્ઞાની પુરુષ આ કુટુંબમાં જન્મે તો કુટુંબને તો લાભ થાય પણ કેટલીય પેઢીને લાભ મળે ! પણ એમાં જો ઓળખાણ પામે કે 'જ્ઞાની પુરુષ છે,' એમની પાસે જ્ઞાન મેળવે ને આજ્ઞા પાળે તો મોક્ષનો સાંધો મળી જાય. નહીં તો સંસારી લાભ પામે એટલું જ.

એમના કુટુંબની વિશેષતા છ-સાત પેઢીથી કોઈ બહેન જન્મેલી નહીં. કોઈને સાળા થવાનું નહોતું ગમતું. પૂર્વે કંઈક અહંકાર કર્યો હશે કે 'સાલા' શબ્દ સાંભળીને અપમાન લાગ્યું હશે, ત્યારથી ગાંઠ વાળી હશે કે કોઈના સાળા થવું નહીં. આવું બન્યું, એ તો પૂર્વભવે કરેલા અહંકારના પરિણામે બન્યું હશે એને પોતાની નબળાઈ તરીકે સ્વીકાર કરે છે.

નાનપણથી એમને ગજબની ખુમારી રહેતી, પોતે પૂર્વભવની કંઈ સિલક લઈને આવેલા છે એવું વર્તતું. કોઈ બાવા એમને 'વિધિ કરાવવી પડશે' એવું કહેતા, તો પોતે મધરને કહેતા કે 'વિધિ કરાવશો નહીં.' અને પેલા બાવાનેય કહેલું કે ''હું તો 'રામની ચિઠ્ઠી' લઈને આવેલો છું.''

## [૧.૨] નિર્દોષ ગ્રામ્યજીવન

મધરે આઠેક વર્ષ ઘી નહીં ખાવાની બાધા લીધેલ અને અંબામાની ભક્તિ કરતા હંમેશાં, તેથી એમનું નામ અંબાલાલ પડેલું. અને નાનપણમાં ગલગોટા જેવો ચહેરો, તે હુલામણું નામ 'ગલો' પાડેલું.

એમના જમાનામાં કપડાંની અછત, તે નાનપણમાં નવ-દસ વર્ષના થાય તોયે કપડાં ના પહેરાવે. એટલે વિષય-વિકાર નાના બાળકોને જાગૃત થયેલા નહીં. ચૌદ-પંદર વર્ષના થાય તોય ગામની છોકરીઓ બેન કહેવાય. એટલે ખરાબ વિચાર જ નહીં. ભોળી-ભદ્રિક પ્રજા, ગામડાનું નિર્દોષ જીવન જીવતા.

બાળપણમાં શું બનેલું એનું તાદૃશ્ય વર્ણન પોતે ખુલ્લું કરે છે. મનમાં શું હતું, કઈ સમજણથી આવું બની ગયું, વાણી-વર્તન તે વખતે કેવા હતા, લોકોના વિચાર-વાણી-વર્તન કેવા હતા, તે બધું ઝીણામાં ઝીણું તે વખતે નાની ઉંમરમાં નોંધ કરેલું, સમજી શકેલા, તે બધું ઑબ્ઝર્વ કરીને ગામઠી-તળપદી ભાષામાં પોતાના જીવન પ્રસંગો કહી જાય છે.

## [૧.૩] નાનપણથી ગણતર ઊંચું

લોકોએ નાનપણમાં દાદાશ્રીને 'સાત સમોલિયો' એવું ઉપનામ આપેલું. આમ તો બળદને ખેડવા લઈ જાય ત્યારે સમોલ હળમાં જોતરવામાં આવે તે. તે સાત સમોલિયા બળદની કિંમત ઘણી વધારે આવે. એ બળદ ખેતીવાડીની જમીન ખેડે, કૂવેથી પાણી કાઢવાનો કોશ ખેંચે, બળદગાડું ચલાવે, આંખે દાબડા બાંધીને ચક્કી પીલવાની હોય તો એમાંય કામ લાગે. આમ સાત જાતના કામમાં આવે તેવું અંબાલાલને થાય કે મારામાં કંઈક શક્તિ છે, તેથી બધા મને 'સાત સમોલિયો' કહે છે, એટલે મનમાં ખુશ થતા.

ભણતરવાળા એક સમોલિયો કહેવાય. એને ભણતર એટલે એક કૉર્નર (ખૂણો) જ ફાવે. એને બીજી બધી બાજુ વિચારવાનું ના ફાવે. જ્યારે સાત સમોલિયો તો ઘરમાં રહેતો હોય અને ભણતો હોય તોય હિસાબ કાઢતો હોય કે આપણે આવક કેટલી, જાવક કેટલી, મા-બાપને કેટલી તકલીફ પડતી હશે, એ બધા હિસાબ હોય એની પાસે. એવો એ વિચક્ષણ હોય. સામસામી લોકો વાતો કરતા હોય તો સમજી શકે કે શું વાત કરી રહ્યા છે ! દરેક જાતનું ધ્યાન રાખે. મા-બાપની સેવા કરે, પૈસા કેવી રીતે આવે છે, ક્યાં ખોટ જાય છે, મા-બાપની શું સ્થિતિ છે, બધું લક્ષમાં હોય. એવો સાત સમોલિયો કો'ક જ માણસ હોય. અંબાલાલ એવા હતા. તેથી કહેતા ને કે મને ભણતર ના આવડ્યું, મેટ્રિક નાપાસ થયો. ભણવાનું આવડે-કરે નહીં. પણ એમનું ધ્યાન ચોગરદમ ફરતું હોય. ભણતરમાં એકાગ્રતા રહે નહીં, પણ ગણતર-ઘડતર ઊંચું હતું નાનપણથી.

નાનપણથી ચિત્ત ચોંટી જાય એવા મોહ જ નહીં. તેથી નાની ઉંમરે શું બનેલું તે બધું તદ્દન ખ્યાલમાં રહેલું. તે આમ અમુક દિવસે, અમુક

જગ્યાએ આમ બનેલું એ બધું દેખાય. જીવનના દરેક વર્ષમાં શું બનેલું તે બધું સમજી શકે, અને મોટી ઉંમરના થયા તોય તે બધું જેમ છે તેમ લક્ષમાં રહેલું. પૂછે તો વાત નીકળે, તે પછી દેખીને બધું કહી શકતા.

### [૧.૪] રમતગમત

નાનપણમાં બીજા બાળકો સાથે ભેગા મળી તોફાન-મસ્તી કરતા. મોસાળમાં જાય, તો ગામડામાં ભેંસો તળાવમાં બેઠી હોય તો એની ઉપર બેસી જાય. મોસાળમાં બધા ભાણાભાઈનો રોફ રાખે, માનભેર રાખે.

રમતો રમતા છતાં વિચારશીલ હતા. પતંગ ઉડાડવામાં ક્યારેય ટાઈમ બગાડેલો નહીં. તેઓ કહેતા કે પતંગ ઉડાડવામાં મજા નથી, ફાયદો નથી. ખરેખર મકરસંક્રાંતિના ટાઈમમાં સૂર્ય આંખમાં દેખાય તે હિતકારી છે. માટે લોકો પતંગ ઉડાડે, તે પોતે જોતા. લોકો દેખાદેખીથી કરે તેવું કરેલું નહીં.

ફટાકડા ફોડવામાંય એમણે તારણ કાઢેલું. રાજા પોતે ફટાકડા ફોડે કે નોકર પાસે ફટાકડા ફોડાવડાવે ? કોઈ રાજાએ દારૂખાનું ફોડેલું નહીં, નોકરો પાસે જ ફોડાવે. એ પોતે ફોડે નહીં ફટાકડા પણ પોતે ખુરશીમાં બેસીને જુએ. શેમાં લાભ છે, એ એમની વિચક્ષણ બુદ્ધિમાં તાળો બેસી જ જતો.

એ જમાનામાં નાનપણમાં ભાભી જોડે હોળી રમેલા. ભાભી અગિયાર વર્ષના અને પોતે દસ વર્ષના. તે રાગ-દ્વેષ ભૂલી જઈને હોળી ખેલે. પછી ચોખ્ખું ઘી-ગોળ નાખેલી સુંવાળી સેવો ખાય ને આનંદ કરે, એવું નિર્દોષ ગ્રામ્યજીવન હતું ત્યારે.

## [૨] શૈક્ષણિક જીવન

### [૨.૧] ભણવું હતું ભગવાન શોધવાનું

સાત વર્ષની ઉંમરે સ્કૂલમાં દાખલ થયેલા અને ગુજરાતીમાં ચોથા ધોરણ સુધી ભણ્યા અને પછી મેટ્રિક સુધી અંગ્રેજીમાં ભણ્યા. તે ભાદરણ ગામમાં જ ભણતર કરેલું. ભણવામાં એક ફેરો મોટાભાઈ કંઈક શિખવાડવા મંડી પડ્યા, તે જોઈને ફાધર એવું બોલ્યા કે 'એ તો બધું ભણીને જ

આવેલો છે, એને ક્યાં તું ભણાવવા બેઠો ?' આ સાંભળ્યું તેમાં તો પોતાને એવી અસર થઈ, અહંકાર ચડ્યો, તે ભણવાનું અટકી ગયું.

સ્કૂલમાંય જતા તે ઘંટ વાગ્યા પછી દાખલ થવાનું. સાહેબ ચિઢાય તો એમને ગાંઠવાના નહીં. એક જાતનો રોફ, મનમાં આડાઈ કે મોડો જઈશ, શું કરી નાખશે ?

માસ્તરેય ગભરાય એવી તોફાની પ્રકૃતિ. આવું શાથી થઈ જતું કે એમને પરવશતા પહેલેથી ફાવતી નહોતી. અને એટલી બધી હાઈપર (અતિશય) બુદ્ધિ તે અંતરાયેલી, તેથી પછી કંઈક આવું તોફાન થયા વગર રહે નહીં.

મહાપરાણે ક્લાસમાં ભણવા બેસે. સ્કૂલમાં ભણવાનું નહોતું આવડતું. એમાં એકાગ્રતા થતી જ નહોતી ત્યારે બીજી બાજુ કૉમનસેન્સ જબરજસ્ત બધી બાજુની હતી. તેથી એમને પોતાનેય સમજાયું કે ભણતર એક બાજુની લાઈન, એ પૂરી નહીં થાય. આપણને આ નહીં ફાવે. પાછું ભણીને ફળ શું ? નોકરી ખોળવાની, એમાંય પાછું પરવશતા લાગે કે આ માથે ઉપરી ના ફાવે.

આવી પાવરફુલ કૉમનસેન્સ, એ બધો પૂર્વનો સામાન જોડે લઈને આવેલા કે જે કૉમન માણસોમાં આવી સૂઝ-શક્તિ જોવા ના મળે.

એમના મોટાભાઈ મણિભાઈના મિત્ર જે માસ્તર હતા, એમણે અંબાલાલને ટૈડકાવ્યા કે 'અંબાલાલ, તને આટલા વર્ષ થયા છતાં અંગ્રેજી બોલતા આવડતું નથી. તું બરાબર ભણતો નથી, તારી જિંદગી ખરાબ કરું છું. મને તારા મોટાભાઈનો ઠપકો મળશે.' પછી છેવટે અંબાલાલે માસ્તરને ચોખ્ખું જ કહી દીધું કે 'પંદર વર્ષથી ભણ ભણ કરું છું, આ અંગ્રેજી ભાષા શીખવામાં પંદર વર્ષ કાઢ્યા. આટલી જ મહેનત ભગવાન શોધવા પાછળ કાઢી હોત તો જરૂર ભગવાન પ્રાપ્ત કરી બેઠો હોત.' માસ્તરેય સમજી ગયા કે જેને ભગવાન ખોળવા હોય તેને આવું ભણવાનું ના ફાવે.

અંબાલાલની વિચાર શ્રેણી લાંબી ચાલતી કે આ ફોરેનની ભાષા શીખવાની એમાં અડધું જીવન વેડફાઈ જાય છે. પાછું આ અવતારમાં શીખવાનું, બીજે અવતાર આ ભૂલવાનું ને નવી ભાષા શીખવાની. એકની

એક વસ્તુ લાખો અવતાર ભણ ભણ કર્યા કર્યું છે ! આ ભણે છે ને એ પાછું આવરાય છે. અજ્ઞાનને ભણવાનું ના હોય, એ તો સહજ ભાવે આવડે; જ્ઞાનને ભણવાનું હોય. મોટાભાઈ પણ એમને ઠપકો આપે કે 'તું વાંચતો નથી, ભણવામાં ધ્યાન રાખતો નથી.' પણ એમને તો સંપૂર્ણ સ્વતંત્ર થવું હતું. છેવટે ૧૯૫૮માં સંપૂર્ણ સ્વતંત્ર થયા. અને કહેતા કે 'આખા વર્લ્ડનું કલ્યાણ કરવાનું નિમિત્ત લઈને આવ્યો છું અને જગતનું કલ્યાણ અવશ્ય થઈને રહેશે.'

સ્કૂલમાં લઘુતમ શિખવાડવામાં આવતા. આ બધી રકમોમાંથી નાનામાં નાની અવિભાજ્ય રકમ દરેકમાં સમાયેલી હોય તે શોધી કાઢો. દાદાજી કહેતા કે એ જમાનામાં હું લોકોને, માણસોને 'રકમ' કહેતો હતો. 'આ રકમ સારી છે, આ રકમ સારી નથી.' તે ચૌદ વર્ષની ઉંમરે પણ એમને વિચાર આવ્યો કે આ ભગવાન જ એવી નાનામાં નાની ચીજ છે, જે અવિભાજ્ય રૂપે દરેકમાં રહેલી છે. ત્યારથી ભગવાન લઘુતમ છે, ને લઘુતમનું ફળ ભગવાન પદ આવે એવી સમજણ પડી ગઈ.

એમનું નાનપણથી થિંકિંગ (વિચારસરણી) દરેક બાબતમાં પરિણામના બધા જ વિચાર કરી નાખે એવું હતું. દરેક બાબતમાં તેઓ ભણતા નહોતા, પણ સ્ટડી કરતા હતા. એટલું બધું વિચારી નાખે કે એના અંતિમ પરિણામ સમજમાં આવી જતા. લઘુતમની વાત જડી ત્યારથી લઘુતમ તરફ પોતે ઢળતા ગયા ને છેવટે લઘુતમ પદ પામીને રહ્યા.

## [૨.૨] મેટ્રિક ફેલ

પંદર વર્ષની ઉંમરે એમના ફાધર અને બ્રધરને વાત કરતા સાંભળ્યા કે 'આ અંબાલાલ, મેટ્રિક સારી રીતે પાસ થઈ જાય તો એને વિલાયત ભણવા માટે મોકલાવીએ અને ત્યાંથી સૂબો થઈને આવે.' મોટાભાઈ કોન્ટ્રાક્ટનો ધંધો વડોદરામાં કરતા હતા. પૈસાની સગવડ, તે થોડો ખર્ચ કરી વિલાયત ભણવા મોકલાવવાની એમની ઈચ્છા. અંબાલાલને વિચાર આવી ગયા, કે વડોદરા સ્ટેટનો સૂબો બનાવે તોય શું ? ગાયકવાડ સરકારની નોકરી જ કરવાની. એમાં ત્રણસો રૂપિયા પગાર મળે, બહુ મોટું માન મળે. ફાધરને શું ઈચ્છા હશે ? એમના શા ફાયદા માટે મને

સૂબો બનાવે છે ? બાપને મારો દિકરો સૂબો બને તો એની જીવનમાં મજા પડી જાય અને મોટાભાઈને 'પોતાનો ભાઈ સૂબો છે' એનો રોફ પડી જાય. પણ મારી શી દશા થશે ? હું સૂબો તો મારે માથે સરસૂબો આવે, એ સરસૂબો પાછો મને ટૈડકાવશે. કોઈ ડફળાવે એ મને ના પોસાય. ત્યારથી ગાંઠ વાળી કે મારે સૂબો થવું નથી. પાનની દુકાન કાઢીશ પણ સ્વતંત્ર રહીશ, પણ આ સૂબો થઈને પરવશતા આપણને ના જોઈએ. માથે ઉપરી કોઈ ના જોઈએ. નોકરી કરીશ નહીં, સ્વતંત્ર જીવન જીવીશ. એટલે છેવટે નક્કી કર્યું કે મેટ્રિક પાસ થઉ તો સૂબો બનાવે ને ! માટે આપણે પાસ જ થવું નથી.

અઢારમે વર્ષે વડોદરા મેટ્રિકની પરિક્ષા આપવા ગયા. ત્યાંયે ઘરે રહેવાનું ટાળી હૉસ્ટેલમાં રહ્યા. હૉસ્ટેલમાં ખાધું-પીધું, મિત્રો સાથે મજા કરી અને છેવટે નિરાંતે મેટ્રિકમાં નાપાસ થયા. એમણે એ પણ વિચારી રાખેલું કે નાપાસ થઈશું તો શું પરિણામ આવશે ! કાં તો ભાઈ એમના કોન્ટ્રાક્ટના ધંધામાં બેસાડી દેશે ને જો ભાઈ ના પાડે તો હું મારી મેળે પાનની દુકાન કાઢીશ પણ સ્વતંત્ર જીવન જીવીશ.

પછી ભાઈએ પૂછયું કે આપણા કોન્ટ્રાક્ટના ધંધામાં તને ફાવશે ? કામ પર પડી રહેવું પડશે. તે પછી ધંધામાં પોતે જોઈન્ટ થઈ ગયા. ઘરનો ધંધો, પાછી સ્વતંત્રતા એટલે અંબાલાલભાઈને ફાવ્યું. બ્રિલિયન્ટ (તેજસ્વી) મગજ એટલે છ મહિનામાં એક્સપર્ટ (નિપુણ) થઈ ગયા.

મોટાભાઈ પણ એમની પર રાજી થઈ ગયા, દોઢ વર્ષમાં તો તેઓ ધંધામાં ફર્સ્ટ નંબર લાવ્યા.

## [3] એ જમાનામાં કરી મોજમજા

કોન્ટ્રાક્ટના ધંધામાં આવ્યા પછી એમને પૈસાની છૂટ થઈ ગઈ. તે વખતે ગજવામાં બે-ત્રણ રૂપિયા હોય તો પાંચ-છ ભાઈબંધો પાછળ ફર ફર કરે, અને તે પાછા ભાઈબંધો 'જી હા, જી હા' કરે. પોતાને માન-પાન મળે, મજા પડી જાય અને બધા ચા-પાણી-નાસ્તા કરે. ઘોડાગાડીમાં ફરે ને મજા કરે. દાદાજી જલેબી-ભજિયાંના શોખીન, તે બે-ચાર ભાઈબંધો સાથે હૉટલમાં નાસ્તો કરી આવતા.

તે જમાનામાં શાકભાજી, ચા-દૂધ, તુવેરદાળ, કેરીઓ, કોઠાં બધામાં રસ-કસ એવા સુંદર હતા તેવા અત્યારે મળેય નહીં. એવો સ્વાદેય નહીં ને રસ-કસેય નહીં. ૧૯૮૪માં દાદાશ્રી કહેતા હતા કે છેલ્લા પચાસ વર્ષથી કડવો વરસાદ વરસે છે, તેમાં સ્વાદ બધા ધૂળધાણી થઈ ગયા. હવે થોડો થોડો મીઠો વરસાદ શરૂ થયો છે, તે મીઠું અનાજ પાકશે.

૧૯૨૮માં દાદાશ્રી મુંબઈ આવતા. મુંબઈમાં ત્યારની વસ્તી બાર લાખની, ત્યારે લાઈટના ઝગમગાટ, ચોખ્ખાઈ શહેરની, રૂપાળી નગરી લાગતી. રોડના કૉર્નર પર સરસ મજાની ઈરાની હૉટલની ચા મળતી. ૧૯૩૩માં એક ફેરો તાજમહેલ હૉટલમાં જઈને પણ ચાનો ટેસ્ટ પોતે કરી આવેલા. પછી અનુભવ લઈને સમજી ગયેલા કે આ તો બધા એટિકેટવાળાનું કામ.

તેઓ વિચારશીલ અને હોશિયારીવાળી પ્રકૃતિ. એક ફેરો લગ્નમાં જવા માટે ધોતિયું પહેરવા લીધું તો ફાટી ગયેલું. તો એમનો નિયમ સાંધવાની છૂટ પણ થીગડું મારવાની છૂટ નહીં. તે કળા એવી આવડે કે ફાટેલું ધોતિયું પહેરવું પડ્યું તે ફાટેલું દેખાય નહીં અને વ્યવસ્થિત પહેરેલું લાગે. દરેક સંજોગોમાં એડજસ્ટમેન્ટ લઈને જાગૃતિપૂર્વક રહેતા.

ઘરેથી લાવેલા બધા કપડાં ખેતરમાં પંપમાંથી નીકળતા પાણીથી ધોઈ નાખી, પછી નાહ્યા પછી છેવટનું એક કપડું બચ્યું હોય તે છાંટા ના ઊડે તે રીતે સાચવીને ધોઈ નાખે.

સવારે ઊઠવામાંય નિરાંતે ફાવે બધું. વહેલી ટ્રેન પકડવાની હોય તો રાત્રે મોડે સુધી નાસ્તા કર્યા હોય તો વહેલા ઊઠાય નહીં. પછી વહેલા ઊઠવા માટે કળા કરે. વહેલી સવારે નળમાં પાણી આવે, તે નળ નીચે ડોલ અને થાળી એવું મૂકે તો પાણી આવે તો થાળીમાં અવાજ થાય તો જાગી જવાય. પણ તોય ઊઠાયું નહોતું. વર્ષોથી મોડા સાડા નવ-દસ વાગે નહાવાની ટેવ.

સોળ વર્ષની ઉંમરે ફળિયામાં આવતા-જતા ચાલવાનું રોફભેર, તે ભોંય ખખડે એવું લાગે.

અહંકારી ગુણ, તે ભાઈબંધોમાં એક ફેરો અંગૂઠો ધર્યો ને દીવાસળી

સળગાવી. છતાં હાથ સ્થિર ધરી રાખ્યો, હાલવા ના દીધો અને મોઢાં ઉપરેય અસર નહીં. ક્ષત્રિય પરમાણુ બહુ કઠણ હોય !

ભાદરણ ગામમાં નાટકો જોયેલા. કોઈ ફેરો તો નાટક કંપની પાસેથી કોન્ટ્રાક્ટ લઈ લે. આજની રાતનો અમારો કોન્ટ્રાક્ટ, પછી જે પૈસા વધે તે નફો થાય. જાતજાતના અનુભવો નાની વયથી થયેલા. એ જમાના (૧૯૨૮)માં સિનેમા શરૂ થયેલા. પછી નાટકો ખલાસ થવા માંડ્યા. સિનેમાની ચઢતી થઈ. ત્યારે એમને વિચારણા થઈ કે આ સિનેમાના પરિણામ દુનિયા ઉપર શું આવશે ? આ તો નીચે ઉતારવાની શોધખોળ ! હિન્દુસ્તાનને ખરાબ કરી નાખશે ! આપણા સંસ્કારનું શું થશે ? લોકરસ વધ્યો સિનેમા તરફ, કળિયુગ ઝપાટાબંધ ધસી રહ્યો, અવળી અસરો થશે. પછી છેવટે વિચાર આવ્યો કે આનો ઉપાય છે ? કોઈ સત્તા છે આપણી પાસે ? જો સત્તા ના હોય તો આવા વિચાર કામના નથી. તો હિન્દુસ્તાનનું આમ જ થશે ? પછી એકાંતમાં બેસીને વિચાર કર્યા ત્યારે મહીંથી જવાબ મળ્યો કે 'જે સાધન અવળો પ્રચાર જલદી કરી શકે તે સવળો પણ એટલી જ ઝડપથી પ્રચાર કરશે. માટે સવળા પ્રચારને માટે એ સાધનો બહુ સારા છે.' દાદા કહેતા કે આ જે સાધનો ઊભા થયા છે તે જ સાધનો હિન્દુસ્તાનને સુધારશે. તે આજે આપણે જોઈએ છીએ કે ટી.વી.ના માધ્યમથી સત્સંગ-જ્ઞાન પ્રસાર થઈ રહ્યા છે, જે અનેકોને સન્માર્ગે દોરી રહ્યા છે.

અત્યારે પ્રજામાં મોહ વધી ગયા. એટલે તિરસ્કાર, જ્ઞાતિ-જાતિના ભેદભાવ, આગ્રહો બધું ડાઉન (ઓછું) થઈ ગયું. પ્રજા મોહી થઈ ગઈ. આવી ડાઉન ગયેલી પ્રજાને ઊંચે ચઢતા વાર નહીં લાગે.

૧૯૨૨ના જન્મેલા એ લેંઘાવાળા થયા ને ૧૯૨૧ સુધી જન્મેલા ધોતિયાવાળા રહ્યા. પુરુષોના પહેરવેશમાં આવા બે ભાગ પડી ગયા હતા.

## [૪] અણસમજણની ભૂલો

નાનપણથી ટીખળ કરવાની ટેવ, તે લોકોની મશ્કરીઓ કરતા. પણ જ્ઞાન પછી સમજાયું કે અરેરે, આ કેવા દોષો ! પણ તે દહાડે ભાન જ નહોતું. મશ્કરી-ટીખળો કેવી કે મોટી ઉંમરવાળા ઘૈડા ડોસા હોય, એમને આંખે બરોબર દેખાતું ના હોય, તે એની રૂમમાં બે-ચાર કુરકુરિયાં ઘાલી

દેવાના. પેલા ડોસા બૂમાબૂમ કરે, કંટાળે. છ-સાત વર્ષની ઉંમરના છોકરાં કેવા તોફાન કરે ! એ તો જ્યારે પોતાની ઉંમર મોટી થાય ત્યારે એ મુશ્કેલી સમજાય.

પોતાની વધારે બુદ્ધિ હોય તેનો દુરુપયોગ શેમાં થાય ? ઓછી બુદ્ધિવાળાની મશ્કરીઓ કરીને ! એ જોખમ સમજાયા પછી એ મશ્કરીઓ એમણે બંધ કરી દીધેલી.

અંતરાયેલી બુદ્ધિ તેથી કુટુંબના ભત્રીજા 'સળીયાખોર' કહેતા. બુદ્ધિ અંતરાય ને કંઈ મજા ના આવતી હોય તો એવી સળી કરે. પોતે અહીં બેઠો હોય ને ત્યાં ટેટો ફૂટે ને બધાને મજા પડી જાય.

ગધેડાની પાછળ પૂંછડે ડબ્બો બાંધે. પછી ગધેડું આખી રાત કૂદાકૂદ કરે અને આજુબાજુવાળા લોકોની ઊંઘ બગડે. આવા બુદ્ધિના દુરુપયોગ કરેલા. તેના પછી પોતે ખૂબ પસ્તાવા-પ્રતિક્રમણો કરેલા.

પંદર વર્ષની ઉંમરે બીડી પીવાની ટેવ પડી ગઈ હતી. સિગરેટ પીવાની અને છેવટે સળગતી સિગરેટ ફેંકવાની ટેવ. એક ફેરો તો કોઈ લગ્ન પ્રસંગમાં સિગરેટ આમ ઉપરના માળેથી નીચે સળગતી ફેંકી, તે માંડવો બાંધેલો, ત્યાં નીચે કડાઈમાં તળાતું હતું. તે ઉપર સળગ્યું ને ભડકો મોટો થયો. પછી બધું થાળે પડ્યું. પણ એ પ્રસંગનોય બહુ પસ્તાવો થયેલો કે આપણે આવું નિમિત્ત ક્યાંથી બન્યા ?

દાદાશ્રી પોતાની જીવન કહાની ખુલ્લી કરતા પોતાની બધી જ ભૂલો ખુલ્લી કહી દે છે. જ્યારે એમને પોતાની ભૂલ સમજાઈ ત્યારે એ ભૂલોના જબરજસ્ત પસ્તાવા-પ્રતિક્રમણો કરેલા. એટલું જ નહીં, પણ જાહેર સત્સંગમાં લોકોની આગળ વાત નીકળે ત્યારે જેમ છે તેમ ભૂલો ખુલ્લી કરી દેતા.

અગિયાર-બાર વર્ષની ઉંમરે કોઈની જાનમાં નડિયાદ ગયેલા. તે તીનપત્તી રમતા છેતરાયેલા ને પંદરેક રૂપિયા હારી ગયેલા. મોજશોખની જગ્યા આવે ત્યાં છેતરાઈ જાય. એ અનુભવ પરથી પછી ફરી એ ભૂલ ના કરતા. તે છેતરાયા પછી આખી જિંદગી માટે નિયમ લઈ લીધો કે આવું કામ ફરી કરવું નહીં.

અગિયાર વર્ષની ઉંમરે એક મિત્ર એના મા-બાપ ઘરે ના હોય ત્યારે એના ઘરના બીજા માળેથી નીચે કેરી નાખતો અને પોતે એ કેરીઓ ઝીલતા અને પછી બગીચામાં જઈને ખાતા. કોઈના આંબાની કેરીઓ તોડીને ખાય, આવી ચોરીઓ કરેલી. પછી તેના કેટલાય પસ્તાવા કરીને ચોખ્ખું કરેલું.

એવું જ નાનપણમાં તેર વર્ષની ઉંમરે સોનાની વીંટીની ચોરી કરેલી. લાકડાં બાળવાની તુવેરના છોડની કરાંઠીઓના પૂળા કોઈ પાસેથી વેચાતા લીધેલા. ફાધરે આમને મોકલ્યા કે પૂળા ગણીને લેજે. તે નોકરને પૂળા ગણવા માટે લઈ ગયેલા. પેલા પૂળા નાખનારની આંગળીમાંથી એની વીંટી ખસી ગઈ ને નીચે પડી ગઈ કે ગમે તે બન્યું, અંબાલાલે પોતે એ વીંટી પડેલી દેખી, એની પર પગ મૂકી પેલા નોકરને બીજા કામે લગાડ્યો અને પછી પેલી વીંટી ગજવામાં મૂકી દીધી.

આ હકીકત પોતે ખુલ્લી કરે છે. તેમાં તે વખતે શું બન્યું, કેમ આમ થયું, તેની અંતઃકરણમાં શું ગડમથલ થઈ હતી તેય ખુલ્લી કરે છે. તે દહાડે જે જ્ઞાન હતું તે જ્ઞાને મને એમ કહ્યું કે આ વીંટી આપણને જડી, માટે આ ચોરી ના કહેવાય. માણસને જે તે વખતે જે ભરેલું જ્ઞાન મહીંથી પ્રગટે છે, મહીંથી દેખાડે છે તે પ્રમાણે પોતે ચાલે છે, કાર્ય કરી નાખે છે.

પછી પોતે પેટલાદ જઈ એ વીંટી વેચીને ચૌદ રૂપિયા મેળવ્યા અને એ રૂપિયા ભાઈબંધો જોડે મોજશોખમાં વાપર્યા. પોતાની એ ભૂલ ઉપર ખૂબ પસ્તાવા થયેલા પછી તો. એ વીંટીના માલિકને શોધવા ગયેલા. તપાસ કરી તો એ વ્યક્તિ તો મૃત્યુ પામેલા. ત્યારે એમને એવો ભાવ થયેલો કે આ વીંટીના દસ-વીસ ગણા પૈસા એને આપી દઈએ. એ વ્યક્તિ સો કે પાંચસો ગણા માગે તોયે પોતે આપવા તૈયાર હતા. પછી નક્કી કર્યું, એટલા પૈસા બીજે ધર્માદા કરો. પછી પ્રાર્થના કરી એ વ્યક્તિ માટે કે 'જે એમનું હોય તે યોગ્ય અમારા તરફથી એને મળી જાઓ.' એ કેસ કુદરતને સોંપી દીધેલો પછી. દિલની ભાવના કે કોઈનું દેવું બાકી ના રહો, અનેકગણા થઈને એને પાછા અપાઈ જાઓ.

જેટલી જેટલી ભૂલો કરેલી, સમજણ આવતા તે ભૂલોમાંથી પાછા ફરી ગયેલા. તેવી ભૂલો જિંદગીમાં રિપીટ થવા દીધી નથી.

તેઓ જીવનમાં એક બાબતમાં અણીશુદ્ધ ચોખ્ખા રહ્યા હતા, તે છે વિષય-વિકારી સંબંધ. કુળના અભિમાનથી આ એક સચવાઈ ગયેલું કે ક્યાંય સ્થૂળ વિષય-વિકારી સંબંધ થયેલા નહીં. જૂજ માનસિક વિકાર દોષ થયેલા. તે તો ડાઘવાળું કપડું સાબુથી ધોવાથી ચોખ્ખું થઈ શકે, એમ માનસિક દોષો ધોઈ નાખીને ચોખ્ખા થઈ ગયેલા.

## [૫] મધર

### [૫.૧] સંસ્કારી માતા

પોતાના કુટુંબ વિશે દાદાશ્રી કહે છે કે અમારા મધર ઝવેરબા રૂપાળા, ફાધર રૂપાળા, મોટાભાઈ પણ રૂપાળા. બા તો દેવી જેવા. સંસ્કાર ઊંચા, પ્રેરણા આપે એવા. ઝવેરબાના ફાધર-મધર તેય રાજેશ્રી ઘર, ઊંચો-ચોખ્ખો માલ, એ ઘરમાં સદાવ્રત કાયમ ચાલુ જ રહેતા. એમના ઘરેથી કોઈ ભૂખ્યું ના જાય પાછું. સાધુ-સંન્યાસી જે આવે તેને ઉતારો આપે, જમાડે, એમની સેવા કરે. આવા લોકોને ત્યાં ઊંચા માણસોના જન્મ થાય. તેથી ત્યાં ઝવેરબાનો જન્મ થયેલો. (દાદાનોય જન્મ મોસાળમાં થયેલો.)

મધરના ગુણો પણ ઉત્તમ હતા. ઑબ્લાઈજિંગ નેચર, પોળમાંથી નીકળે તો દરેક ઘરવાળા બાને ‘જય શ્રીકૃષ્ણ’ કરવા બહાર આવી જાય. બાએ કોઈને પજવ્યા હોય એવું બન્યું નથી. કોઈ અપમાન કરી જાય, પછી એ ફરી આવે તો બા એવા જ પ્રેમથી બોલાવે એવી કરુણાવાળા, સમતાવાળા, ખાનદાની !

લોકોને ભાવથી જમાડે એવા પ્રેમવાળા, કોઈ દહીં લેવા આવે તો તરવાળું દહીં આપે.

બાનો ધીરજવાળો, હિંમતવાળો સ્વભાવ. એક વખત મૂળજીભાઈ રાત્રે બહાર સૂઈ ગયેલા, તે મોટો સાપ શરીર પરથી પસાર થયો. બાએ જોયું પણ ધીરજ રાખી સાપ શરીર પરથી પસાર થઈ ગયા પછી બાપાને ઊઠાડ્યા. આવી બાની ધીરજ !

બાના સંસ્કાર બન્ને વહુઓને સારા મળેલા, દિવાળીબાને અને હીરાબાને.

## [૫.૨] પૂર્વેના સંસ્કાર થયા જાગ્રત, માતા થકી

નાનપણમાં અંબાલાલે એક છોકરાને પથરો માર્યો હતો. પેલાને લોહી નીકળ્યું. ઝવેરબાને ખબર પડી તો બાએ કહ્યું, 'આ શું કર્યું તે, એને બિચારાને લોહી નીકળ્યું. એને મા નથી, એની કાકીની ઘરે રહે છે, એને પાટાપીંડી કોણ કરશે ? એ બિચારો કેટલું રડતો હશે ? તું માર ખાઈને આવજે, કોઈનેય મારીને ના આવીશ. તું ઢેખાળો ખાઈને આવજે, તારી હું દવા કરી દઈશ.' ત્યારથી એમણે એવા તોફાન બંધ કરી દીધેલા. નાનપણથી મધર સારા સંસ્કાર આપતા, સારું શિખવાડતા. બોલો, તો એ મા મહાવીર બનાવે કે નહીં ?

મૂળ પોતે સંસ્કારનું બીજ લઈને આવેલા, પણ આવા મધર, આવા સંજોગોથી એ સંસ્કાર પ્રગટ થયેલા.

આવા જ અહિંસાના પાઠ મધરે શિખવાડેલા. અંબાલાલે મધરને પૂછયું કે માંકણ કૈડે છે ? તો મધર કહે, 'કૈડે છે ખરા પણ મને વાંધો નથી, કેમ કે એ જમીને જતા રહે છે, કોઈ ટિફિન ભરીને લઈ જતા નથી.' તે આ વાત પણ એમને ગમી. ત્યારથી માંકણ પ્રત્યેની ચીઢ, માંકણ રાત્રે કૈડે તો બહાર મૂકી આવે એ બધું છૂટી ગયું. પછી માંકણને કૈડવા દેતા હતા. ગળામાં કૈડે તે ના ફાવે, તો ત્યાંથી ઊંચકીને પોતાના પગ ઉપર મૂકી દેતા.

પોતાની પચ્ચીસ-છવ્વીસ વર્ષની ઉંમરે એવો પ્રસંગ બનેલો, કે બપોરે મધર, હીરાબા ને પોતે જમી રહ્યા ને ત્યારે ઘરે મહેમાન આવ્યા. તે માજીથી બોલાઈ ગયું, 'આ ક્યાં આવ્યા અત્યારે ?' ત્યારે એમને થયું કે આમનું મન બગડે છે.

પછી તો મહેમાનોને જમાડ્યા. ત્યાર પછી મધરને ને વાઈફને કહી દીધું કે જો ફરી આવું થશે, તો હું ઘરમાંથી ત્યાગ લઈ લઈશ. કોઈ પણ માણસ રાત્રે ત્રણ વાગે આવે તોય એને જમવાનું પૂછવાનું, મન સહેજેય બગડવું ના જોઈએ. આવો નિયમ લેવડાવેલો, ત્યાર પછી ઘરમાં અભાવ પેઠો નહોતો. જે હોય તે પ્રેમથી જમવાનું મૂકો, પણ ભાવ બગાડવો નહીં.

બા નાની-નાની બાબતમાંય અંબાલાલભાઈને પૂછે. તે બા મોટી ઉંમરના હતા એંસી વર્ષના, અંબાલાલભાઈ ચુમાલીસ વર્ષના તોયે પૂછતા. કહેતા કે સ્ત્રીએ ફાવે એવું ના કરાય. નાનો છોકરો હોય તોય ઘરધણી કહેવાય, એને પૂછવું પડે.

આફ્રિકા જવાના સંજોગ ઊભા થયેલા પણ બાનો અંબાલાલ પર પ્રેમ તે ના જવા દીધા. અને મધરનેય હતું કે પરદેશ નથી મોકલવો. તે પોતાને ફાવતું આવ્યું કે ત્યાં ગયા હોત તો પૈસા કમાત પણ પાછું લોકોની ગુલામી કરવી પડે. એ ના પોસાય ! અહીં રહ્યા તે છેવટે ભગવાન ખોળી કાઢવાની ઈચ્છા હતી, તે એમનો ધ્યેય અંતે સિદ્ધ થઈ ગયો !

ફ્રેન્ડને ત્યાં જાય વડોદરામાં, તો એ જમવા બેસાડે. બીજા ઓળખાણવાળા મળે તો એમને ત્યાં જમવા ખેંચી જાય, ત્યાંય થોડું જમે. પાછા ઘરે આવીને તો મધર સાથે જમવાનું જ. મધર જોડે ના જમે તો મધરને દુઃખ થાય, એટલે આમ એક જ ટાઈમે ત્રણ-ત્રણ વખત જમેલા. બધાના મનનું સમાધાન કરવા માટે પોતે આવા એડજસ્ટમેન્ટ લીધેલા.

મધરની છોંતેર વર્ષની ઉંમરે એ પછીના છેલ્લા આઠ વર્ષ બાની પાસે જ રહેલા. મધરને એમના પ્રત્યે બહુ જ અટૅચમેન્ટ હતું, મારો અંબાલાલ... કર્યા કરે. એમના મધર એમને કહેતા 'કે મારી જિંદગીમાં તો હું એક તને જ માનું છું કે દર્શન કરવા જેવો હોય તો તું એકલો જ છું. તું જ મારો ભગવાન છું.' બા આવું માનતા હતા પણ આવી બીજા લોકોને શી રીતે સમજણ પડે ?

છેલ્લા દિવસોમાં તેઓ બાને ભક્તિ કરાવે, સહજાત્મ સ્વરૂપનો મંત્ર બોલાવે. ત્યારે એવું બન્યું કે એક વખત રાતે બાર-એક વાગે બા બોલતા હશે ને અંબાલાલભાઈ જાગી ગયા. એમણે સાંભળ્યું કે 'હે ભગવાન, મને હવે તું લઈ લે. છૂટાય તો સારું.' તે પોતે સમજી ગયા કે બાએ સહી કરી આપી હવે. શરીરમાં દુઃખ ઊભા થાય તે સહન થાય નહીં, તેથી આવી સહી કરી નાખી. માટે હવે દસ-પંદર દહાડામાં ઊપડવાના. સહી કર્યા પછી જ મૃત્યુ આવે. એટલે નિયમરાજ છે, યમરાજ નથી આ જગતમાં !

## [૬] ફાધર

એમના પિતાશ્રી રાજેશ્રી સ્વભાવના હતા. પોતાની જમીન ઉપર ઘોડો રાખતા ને ફેંટો પહેરતા. ખેતીવાડીની આવકથી જીવન ચાલ્યા કરે. આમ ઈઝી લાઈફ (સરળ જિંદગી) ગોઠવેલી.

અંબાલાલ જન્મ્યા, તે વખતે જન્મકુંડળી બનાવડાવી હતી એ જ્યોતિષીએ એમના ફાધર-મધરને કહેલું કે 'આ તમારો પુત્ર ગજબનો પુરુષ થવાનો છે. જન્માક્ષર બહુ ઊંચા છે આના.' ત્યારથી ફાધરને પુત્ર અંબાલાલ માટે હૃદયમાં ઊંચી છાપ પડી ગયેલી.

ફાધરે પોતાના ખેતરમાં આંબા વાવેલા. તે અંબાલાલને કહેતા કે આપણે સવારે કસરત કરવી જોઈએ, ફરવા જવું જોઈએ. જોડે એમ પણ કહેતા કે 'આપણા ખેતરમાં આંબા વાવ્યા છે, તે રસ્તેથી માટીનો દડ થેલીમાં લઈને ત્યાં આંબે નાખી આવવો.' અંબાલાલે તો વાતવાતમાં કહી દીધેલું કે 'મને એ કેરીઓ ખાવાની લાલચ નથી. જેને કેરી ખાવી હોય તે દડ નાખે.'

થોડા વખતમાં એ ખેતર વેચ્યું, તે પેલા આંબાયે વેચાઈ ગયા. તે ફાધરને કહેલું કે જો આંબા સાથે કેરીઓ વેચાઈ ગઈ ને ! દડ નાખેલું બધું નકામું ગયું ને ! તેથી ફાધર માને કે 'આ જાણતો હશે અંદરખાને કે આનું આવું થવાનું છે એવું.'

ફાધર મોટાભાઈને કહેતા કે આને વઢીશ નહીં, એના જન્માક્ષર બહુ ઊંચી જાતના છે.

પોતે સાત વર્ષના હતા ત્યારથી બધું જાણવાની-સમજવાની ઉત્સુકતા બહુ, તે ફાધરને બધું પૂછ પૂછ કરે. કાને કશી વાત આવે તો પૂછ પૂછ કરે, આનું શું ? આનું શું ? પણ ફાધરના મનમાં પેલો ઊંચો ભાવ કે આ મહાન પુરુષ થવાનો છે. એટલે બધું ચાલવા દેતા, કંટાળતા નહોતા.

દાદાશ્રી પોતાની ભૂલ ફાધર સાથે થઈ તેય ખુલ્લી કરે છે. જ્યોતિષીએ ફાધરને કહેલું કે તમારે ઘેર મોટું રત્ન પાકેલું છે, તો એના સંસ્કારમાં કચાશ ના પડવા દેતા. તે ભાદરણ ગામમાં નાટક કંપની આવી

હોય તો અંબાલાલને નાટક જોવા જવું હોય તો ફાધરને છેતરીને જાય. બાને કહી દે સાચી હકીકત. બધા સૂઈ જાય ત્યારે છૂપાઈને નાટક જોઈ આવે. ફાધરથી છૂપાઈને આવા ગુના કરેલા. તે પછી બધાના પ્રતિક્રમણ કર કર કરેલા.

એમની વીસ વર્ષની ઉંમરે ફાધરનો દેહવિલય થયેલો. ત્યારે તે ફાધર પાસે હતા. મોટાભાઈ વડોદરાથી આવીને, મળીને આગલે દહાડે નીકળી ગયેલા. જેના ખભે ચઢવાનું લખ્યું હોય તેના જ ખભે ચઢાય. આમ ફાધરના ઋણાનુબંધ પૂરા કર્યા. ફાધરની આટલી જ સેવા થયેલી અને મધરની સેવા છેલ્લા આઠ વર્ષ જોડે રહીને થયેલી.

## [૭] મોટાભાઈ

એમના મોટાભાઈ પર્સનાલિટીવાળા હતા. દેખાવડા, રાજવંશી પુરુષ લાગે ! કપડાંના શોખીન, કપડવંજ પાસે બસ્સો વીઘા જમીન, ત્યાં ઘોડી રાખે. ફેંટો પહેરીને ઘોડી ઉપર બેસીને ફરે ! આમ રાજકુંવર જેવા લાગે ! એમની આંખો ભારે પ્રતાપી, પચ્ચીસ-પચાસ માણસ તો એમને દેખીને આઘુંપાછું થઈ જાય. અમુક પ્રકારનું શીલ, આમ યોગીપણું કહેવાય એવા પ્રભાવશાળી હતા.

તેર વર્ષના અંબાલાલ ઘોડી પર બેસવા ગયેલા, તે ઘોડીએ પાડી નાખેલા. તે ભાઈને કહેતા, 'ઘોડીએ મને પાડી નાખ્યો.' તો ભાઈ કહે છે, 'ઘોડી આટલી બધી કિંમતી તે તને પાડી નાખતી હશે ? તને બેસતા નહીં આવડ્યું હોય.' આ વાત ઉપર એમને બહુ વિચાર આવી ગયા. વાતેય સાચી છે, પોતાને બેસતા ના આવડ્યું ! વાંક પોતાનો જ.

પોતે સરળતાથી પોતાની ભૂલ સ્વીકારી લેતા અને એ ઉપદેશ આખી જિંદગી એમની જાગૃતિમાં રહેતો.

મોટાભાઈ આકરા સ્વભાવના હતા. ઘરે એક ફેરો મહેમાન આવેલા ને ભાભીને ચા મૂકવા કહ્યું. સંજોગવશાત્ સ્ટવ સળગ્યો નહીં ને ચા માટે મોડું થયું. મોટાભાઈ અકળાયા. પછી તો ગુસ્સામાં આવીને સળગતો સ્ટવ ફેંકી દીધો ને પ્યાલા-રકાબીય ફેંકી દીધા.

પોળમાં જૈનો-પટેલોના ઘરે લગ્ન પ્રસંગે મોટાભાઈને જમવા

બોલાવે. તે મોટાભાઈનો નિયમ, ઉઘાડે માથે બધા સાથે જમવા ના બેસે. એમને ઘરમાં સ્પેશિઅલ બેસાડવાના, તો જમવા જાય. જોડે જોડે અંબાલાલભાઈનેય બેસાડે. મોટાભાઈ જોડે એમનોય રોફ પડી જાય.

લોકો એમને કહી જાય કે બન્ને ભાઈઓ છોકરાં વગરના કેમ ? પૂર્વભવના ઋણાનુબંધના હિસાબ એવા હોય ત્યારે એવું બને, એવું કહેતા.

આમ મોટાભાઈ કડક મગજના છતાં દિલના ભોળા, દયાળુ સ્વભાવના, રાજશ્રી મનના. કોઈક દુઃખી હોય તે એને બધી હેલ્પ કરે એવા ! એમને ગુલામી, પરવશપણું તો જરાય પસંદ નહોતું.

મોટાભાઈનો અંબાલાલ પ્રત્યે પ્રેમ બહુ. પ્રકૃતિ સામસામી મેળ ના પડે, બેઉના વ્યૂ પોઈન્ટ જુદા જુદા. ફક્ત અહંકારની લાઈનમાં બન્ને ભાઈઓ સરખા - ક્ષત્રિયપણું. નબળાને કોઈ જબરો માણસ મારતો હોય તો નબળા માણસના પક્ષમાં રહી પેલાની સામે થઈ જાય એવા !

ભાભીની સોબતમાં મોટાભાઈ રાજા જેવા માણસ ક્યારેય ના કરે એવા કાર્યો કરવા માંડ્યા. કોઈને લાકડાં અમુક જોઈતા હતા. તેમને એ અપાવવામાં મોટાભાઈએ કમિશન રાખ્યું સો-દોઢસો રૂપિયાનું. અંબાલાલે એમાં મોટાભાઈને પકડ્યા કે તમે કમિશન ખાધું ? તમે આવું કરો છો ? જેની આંખ જોતા સો માણસ આઘુંપાછું થાય તેવા પુરુષ તે આવું કમિશન ખાતા શીખ્યા ? એમની ભૂલ દેખાડી ત્યારે ભાભીએ એમનું ઉપરાણું લીધું, કે આપણને અડચણ હોય ને કોઈનું કામ કરી આપ્યું હોય તો એના સો-દોઢસો રૂપિયા મળ્યા તેમાં શું ખોટું ? ત્યારે અંબાલાલે કહ્યું, 'આપણે સિંહના બાળક છીએ. સિંહે કોઈ અવતારમાં ઘાસ નથી ખાધું.'

બાકી આમ ખાનદાન માણસ, પણ વાઈફના દબાણમાં આવીને આ ભૂલ ખાઈ ગયા ! પછી મોટાભાઈએ કહ્યું, 'આ કમિશન રાખવા જેવું નથી. હવે તું ફેરફાર કરી નાખ, પાછું આપી દે.'

એ જમાનામાં પટેલોમાં દારૂ પીવાની ટેવ, તે મોટાભાઈને એ કટેવ પેસી ગઈ હતી. ધંધામાં પોતે મોટાભાઈ જોડે રહેલા, તેમાં મોટાભાઈની આ કટેવથી અડચણ પડવા માંડી, દેવું થવા માંડ્યું. આ કટેવ પેસવાથી

લોકોમાં મોટાભાઈની વેલ્યુ ઉતરવા માંડી. પર્સનાલિટીવાળો માણસ પીવે એટલે આબરૂ ખલાસ થઈ જાય !

મોટાભાઈ સ્ટ્રોંગ મનના, કોઈને ગાંઠે નહીં. છેવટે એમની જાતે જ દારૂ છોડી દીધેલો. એના બે વર્ષ પછી 'શરીરમાંથી દારૂના પરમાણુ સાફ કરવા છે મારે' એટલા માટે એમણે ઉપવાસ કરેલા એકત્રીસ દિવસ સુધી, પોતાના પાપને ધોવા માટે. પણ ઉપવાસ છોડાવતા ના ફાવ્યા. ભૂલમાં પારણામાં છાશ પીવડાવી, તે વિકાર થઈ ગયો. તબિયત બગડવાથી એમનું મૃત્યુ થયું પછી.

મોટાભાઈ મૃત્યુના છેલ્લા ચોવીસ કલાક વખતે એવું જ બોલતા હતા કે 'હું છું પૂર્વભવનો યોગી, કંઈ પાપબળે હું આવ્યો.' અને એ પોતે યોગી જ હતા.

દાદાશ્રી કહેતા કે 'અમે બહુ માણસો જોયેલા. દરેકમાં શું વિશેષતા છે, તે હું માર્ક કરતો.' એટલે મોટાભાઈમાં પણ સ્ટડી કરેલ, કે છે તો ખરેખર યોગી પુરુષ જ, અને યોગી એટલે કેવા કે ધારે એવું કરી શકે એવા સ્ટ્રોંગ માઈન્ડના ! નક્કી કરે કે મારે છ મહિના માત્ર દૂધ ઉપર જ રહેવું છે, તો એવું રહી શકે !

## [૮] ભાભી

### [૮.૧] ભાભી સાથે કર્મોનો હિસાબ

દાદાશ્રીના ભાભી દિવાળીબા, એમના મોટાભાઈ મણિભાઈના બીજીવારના વાઈફ હતા. આમ દેખાવડા, પ્રભાવશાળી, વટવાળા. વડોદરાની જોગીદાસ વિઠ્ઠલની પોળમાં રહે. તે મોટાભાઈને લીધે એમનોય રોફ આખી પોળમાં. મોટાભાઈ રાજા જેવા, ત્યારે ભાભીને લોક 'મહારાણી જેવા' કહેતા. લગ્નના વીસ વર્ષ પછી વિધવા થયેલા.

મોટાભાઈ જમવા બેસે ત્યારે ભાભી મીઠું મીઠું બોલે કે 'તમે ના હો તો મારાથી જીવાય નહીં, મારાથી રહી શકાય નહીં.' તે મોટાભાઈ સાચું માની લે અને મનમાં એમ માને કે આવી વાઈફ મળે નહીં ફરી. આમ ધીમે ધીમે ભાભીએ કબજો જમાવી દીધેલો ભાઈ પર. તે અંબાલાલ

જુએ અને સમજી ગયેલા કે આ ભાભી છે તે ભાઈ જોડે સ્ત્રીચારિત્ર રમ્યા. વાઘ જેવા મોટાભાઈને બકરી જેવા બનાવી દીધેલા.

એમને કંઈ કામ કરાવવું હોય તો મોટાભાઈને દબડાવે, બિવડાવે કે 'મારે સૂરસાગરમાં પડવું પડશે, તમારા ભાઈને લીધે.' તે મોટાભાઈ ગભરાઈ જાય. કારણ કે એમના પહેલી વખતના વાઈફ મૃત્યુ પામેલા તેનો આરોપ મોટાભાઈ પર આવેલો. અને બીજીવારના વાઈફને જો કંઈ આવું થાય તો ? તે ભડકના માર્યા દબાઈ ગયેલા. છેવટે ભાઈને ખબર પડી ગઈ હતી કે આ બાઈ રમત રમે છે અંદરખાને.

બીજીવારના વાઈફ એટલે મોટાભાઈ એમને ખુશ રાખવા ધંધાની વાત કરે, કે 'આ સાલ આમ ધંધો ચાલે છે, આમ કમાણી થઈ.' તે ધીમે ધીમે ભાભીએ ધંધામાં હાથ ઘાલી દીધો. પછી હિસાબ પૂછવા માંડ્યા. 'હમણે શું ચાલે છે, કેટલી કમાણી છે' એ બધું મોટાભાઈને પૂછે. એમ અંબાલાલને પૂછે, પણ આમનો અહંકાર જરા ભારે, તે ભાભીને કહી દીધેલું કે 'હું હિસાબ નહીં આપું. તમારે ધંધામાં બિલકુલ હાથ ઘાલવો નહીં. મારી સ્વતંત્રતા પર કાપ ના ચાલે. હું કંઈ અહીં નોકર નથી, હું તો માલિક છું.'

આમ દિયર-ભાભી વચ્ચે ટકરામણ ચાલ્યા કરે. જમવામાંય કચકચ થઈ જતી. અંબાલાલને જમવામાં વેઢમી હોય ત્યારે ઘી જોઈએ વધારે પડતું, જ્યારે ભાભી થોડું થોડું મૂકે. તે આમને પોસાય નહીં, અકળામણ થાય. મોટાભાઈને સારું સારું મૂકે અને અંબાલાલને ઓછું આપે. પાછા મણિભાઈ કહે કે 'આવું કેમ કરો છો ?' ત્યારે ભાભી કહે, 'એમને જેટલું જોઈએ એટલું લે.' પણ અંબાલાલને આવો વ્યવહાર ફાવે નહીં, ચીઢ ચઢે. એટલે ભાભી જોડે ખાવાની બાબતમાં ભાંજગડ થયા કરે.

એક ફેરો ભાભી જોડે બોલાચાલી થઈ, ત્યારે મોટાભાઈની હાજરી નહોતી. તે અંબાલાલને મનમાં ખોટું લાગ્યું. 'શેને માટે આવું કરે છે ? શેને માટે પરવશ રહેવું ભાભીના ? આના કરતા સ્વતંત્ર રહેવાય તો વધારે સારું. હવે છૂટા થઈ જાવ આમનાથી.'

તે પછી ઘર છોડીને અમદાવાદ જતા રહેલા, મિત્રને ત્યાં. ત્યાં

જઈને સ્વતંત્ર ધંધો કરીશું, એમ વિચારેલું. પણ ભાઈનો પ્રેમ તે મોટાભાઈ એમને પાછા બોલાવી ગયા. આ પ્રસંગ પરથી મોટાભાઈ સમજી ગયેલા કે આ બાઈની પ્રકૃતિ ભારે છે !

ઘર છોડીને અમદાવાદ જવાનો આખો પ્રસંગ અહીં વર્ણન થયો છે. તે પોતાની પૈસા સંબંધી વિચારણા ચાલી, પરંતુ પ્યોરિટીમાં રહીને ઘરેથી નીકળ્યા. મિત્ર ભેગો થતા એની પાસે પૈસા માગવા પડ્યા છતાં જરૂરિયાત કરતા વધારે ન લીધા. ઘરેથી નીકળી ગયા, એટલે ભાઈ શોધશે તો ? માટે ટપાલ લખી મોટાભાઈને જાણ કરી.

જેને ત્યાં અમદાવાદ જવાનું છે તે માણસનું એડ્રેસ ખબર નહોતું, તે કોઠાસૂઝથી એનું ઘરનું એડ્રેસ શોધીને પહોંચ્યા. ધંધો નવા માણસ જોડે ભાગીદારીમાં કરવાનો તે પણ પરવશતા ના રહે, એ રીતે એની જોડે નક્કી કરેલું.

આમ ડગલે ને પગલે એમની વ્યવહારિકતા ખુલ્લી થાય છે. વિચારીને, મંથન કરીને કોઈને અડચણ ના પડે તે જાગૃતિ પણ છે ! અને મોટાભાઈ પાછા બોલાવવા આવ્યા, તો ભાઈનો વિનય રાખીને ભાઈના એક જ શબ્દ ઉપર પોતે પાછા ફરી ગયા. આમ આ પ્રસંગમાં એમનો સૂઝ સાથે આદર્શ વ્યવહાર ખુલ્લો થાય છે. એ પ્રસંગનું વર્ણન કેટલું તાદશ્ય ખુલ્લું કરી શકે છે !

મોટાભાઈ ગુજરી ગયા પછી લોક આશ્વાસન આપવા આવે, તે જે કોઈ આવે તે ભાભીને રડાવે. ત્યારે અંબાલાલભાઈ સમજી ગયેલા કે આમને લોક મુશ્કેલીમાં મૂકશે. તે પછી ઝવેરબાને કહી દીધેલું કે તમે લોકોને કહો કે તમારે ભાઈ સંબંધી વાતચીત વહુ જોડે કશી કરવી નહીં. આમ લોકોના વેણો સામે ભાભીને રક્ષણ આપેલું.

ભાભીનો સ્વભાવ આકરો. તે ધાર્યું ના થાય તો ત્રાગુંય કરે. ત્રાગું એટલે સામાને બિવડાવી મારીને પોતાનું ધાર્યું કરાવે. પણ અંબાલાલ એમના ત્રાગાને ગાંઠતા નહીં. છેવટે ભાભી બોલ્યા કે ‘આમના જેવો પુરુષ મેં જોયો નથી. કોઈ પુરુષને હું ગાંઠી નથી, એક ફક્ત આમને ગાંઠી. આમને હું જીતી ના શકી.’

અંબાલાલભાઈ કહેતા કે તમને તો શું હું કોઈનેય ગાંઠ્યો નથી. સ્ત્રીચારિત્રનો આખો પાઠ તમારી પાસેથી જ શીખ્યો છું. હવે હું સ્ત્રીઓથી છેતરાઉં નહીં.

## [૮.૨] ભાભીને ઉપકારી ગણ્યા

મણિભાઈ, ઝવેરબા, હીરાબા તરફથી અંબાલાલને દુઃખ આવેલા નહીં. ભાભી તરફથી અડચણ પડેલી પણ તે પોતે કાયમ ભાભીને ઉપકારી માનતા. ભાભી તરફથી અપમાન આવ આવ કરતું, તે એમને બહુ આકરું લાગતું. તેઓ કહેતા કે જે આ દસકો વીત્યો છે તેમાં ભાભીએ દુઃખ દેવામાં કંઈ બાકી રાખ્યું નથી. છતાં અંદર સમજણ હતી કે આ હિસાબ મારો જ છે, આની નોંધ કરવા જેવી નથી. નરસિંહ મહેતાને એમના ભાભીએ ધર્મમાં વળવા હેલ્પ કરી હતી એમ મારા ભાભી મને સંસારમાં વૈરાગ લાવવા હિતકારી નિમિત્ત થઈ પડ્યા.

ભાભીનેય પોતે કહેતા કે નરસિંહ મહેતાને ભાભી મળ્યા તે ભગત થયા અને તમે મને મળ્યા તો હું ભગવાન થઈ જઈશ. મને મોક્ષે જવાનો રસ્તો જડ્યો. જો કે મારું આમ જ બનવાનું હતું, પણ નિમિત્ત એ બન્યા. ભાભીના પ્રતાપે પોતે મોક્ષમાર્ગ તરફ વળી ગયા. ભાભી અતિ ઉપકારી થઈ પડેલા.

પોતે નાનપણથી આધ્યાત્મિક તરફ વળેલા, પણ ભાભીનું શેમાં ? ઑબ્સ્ટ્રકશન (વિરોધ) હતું. તેથી વધારે હિતકારી થઈ પડ્યું.

## [૮.૩] વ્યવહાર લક્ષ્મી તણો, ભાભી જોડે

અંબાલાલભાઈને ભાભી સાથે ચીકણો હિસાબ. એમને ગમે તેટલું આપે તોય એ રાજી ના થાય, સંતોષ ના થાય, લોભ એવો. ભાભીનો કેસ બધું આપી દઈનેય ઊંચો મૂકેલો. એમને પૈસા આપેલા, ઘર આપેલું. ભાભીનો કોઈ ક્લેઈમ બાકી ન રહે એવું કરી નાખેલું.

એમની નાતમાં પણ લોક કહેતા કે નાની ઉંમરમાં ભાભી રાંડે તો દિયર આવી રીતે સાચવે એવું બનેલું નહીં. અંબાલાલભાઈએ ભાભીને દુઃખ પડવા દીધું નથી.

## [૮.૪] ભાભીના ઊંચા પ્રાકૃત ગુણો

અંબાલાલભાઈની શોધખોળ કે આવું સ્ત્રીચારિત્ર, લોભ, તો શી રીતે આ નોબલ ઘરમાં પેઠા ? તે પછી સમજી ગયેલા કે એક ગુણ મળતો આવેલો કે એમનું ચારિત્ર હાઈ ક્લાસ. ચારિત્રમાં ઊંચા, સતી જેવું. જો કોઈ એમના તરફ દૃષ્ટિ બગાડે તો એનું આવી બન્યું, એના સાંધા તોડી નાખે એવા ક્ષત્રિયાણી હતા. એમણે પરપુરુષ તરફ દૃષ્ટિ નહીં કરેલી કોઈ દિવસ. આ બાબતમાં એમના પ્રત્યે રાગ ને બીજી રીતે કડવા ઝેર જેવા લાગેલા. ચારિત્ર ઊંચું એટલે બહુ સારો ગુણ કહેવાય. પચાસ વર્ષ વિધવા સ્થિતિમાં ગાળ્યા (દાદાશ્રીની હાજરીમાં જ્યારે દિવાળીબા ૮૦ વર્ષના હતા, ત્યારે દાદાશ્રી એમના ભાભી ૫૦ વર્ષ વિધવા સ્થિતિમાં એમ કહે છે.) છતાં એમના ચારિત્રની બૂમ નહીં પડેલી. આમ યોગિણી જેવા, પવિત્ર સ્ત્રી ! આવો ઉત્તમ ગુણ, તેથી એમના તરફ હંમેશાં પૂજ્યતા રહેલી.

ભાભી પણ કહેતા, કે મારા દિયર લક્ષ્મણજી જેવા છે. લક્ષ્મણજીએ સીતાને રાખ્યા હતા, એમ મને રાખી છે !

દિવાળીબા ત્રીસ વર્ષે વિધવા થયેલા, તે પછી સ્વામીનારાયણ ધર્મમાં વળી ગયેલા. તે ધર્મે એમનું રક્ષણ કર્યું. કોઈ સ્ત્રી-પુરુષને અડવું નહીં એવા બધા એમણે ધર્મના નિયમો લઈ લીધેલા. તેઓ બહેનોને ઉપદેશ આપે, શાસ્ત્રની સમજણ પાડે. આખી જિંદગી ભક્તિ કરી સહજાનંદ સ્વામીની અને સત્સંગી તરીકે રહ્યા.

પછી તો ભાભી છેલ્લા પંદર-વીસ વર્ષ દાદાશ્રીને પગે લાગે, આરતી હઉ ઉતારે. આમ રાગ-દ્વેષના હિસાબ પૂરા થતા ગયેલા.

## [૯] કુટુંબ-પિતરાઈ-ભત્રીજા

અહીં દાદાશ્રી કુટુંબની વ્યક્તિઓની પ્રકૃતિ ખુલ્લી કરે છે, જોડે જોડે એકબીજા વચ્ચે પ્રેમ-લાગણી પણ દેખાય છે.

કુટુંબ જોડે બ્લડ રિલેશન (લોહીનો સંબંધ) ગણાય, પણ જ્ઞાનની, જ્ઞાનીની ઓળખાણ પડે તો કલ્યાણ થાય. બાકી બ્લડ રિલેશન હોય ત્યાં રાગ-દ્વેષ હોય જ. પણ પટેલ પ્રકૃતિ એટલે પાંચ મિનિટમાં લઢી પડે અને

થોડીવાર પછી જોડે જમવા બેઠા હોય. કપટ નહીં, તેથી મન જુદા ના પડી જાય. આ તો અહંકાર જ ભારે બધાના.

કુટુંબમાં ભત્રીજા ઉંમરમાં મોટા હોય તોયે અંબાલાલકાકાનો વિનય જાળવે. એકબીજાનું માન જાળવે. બે જણ માંહ્યોમાંહ્ય લડતા હોય પણ ત્રીજો સામે આવે તો બે ભેગા થઈ ત્રીજા સાથે લઢવા માંડે. આમ રાગ-દ્વેષવાળા વ્યવહાર હતા.

પાછું પિતરાઈમાં સ્પર્ધા બહુ હોય પણ અંબાલાલભાઈ સ્પર્ધામાં ક્યારેય આવતા નહોતા. લોકો સ્પર્ધામાં આગળ જવા સામાની શક્તિને તોડી નાખે, ત્યારે અંબાલાલભાઈ 'બધા મારાથી આગળ વધો, પાછળ ના રહી જશો' એવી ભાવનાવાળા. 'હું તમને આગળ વધવામાં હેલ્પ કરીશ,' એવું આખી જિંદગી રાખેલું.

ભત્રીજાઓ સાથે અથડામણમાં પોતે એડજસ્ટમેન્ટ લેતા. જરૂર પડે તો કોઈ ભત્રીજાની ગાડી ઊંધે પાટે ગઈ હોય તો એને ખખડાવીને, વાળીને સુધારતાય ખરા !

કુટુંબમાં કે મિત્રોમાં કોઈને એકબીજા સાથે અંદર-અંદર વિખવાદ થઈ ગયો હોય તો પોતે વેલ્ડિંગ કરી આપે. અને વેલ્ડિંગ કરનારો છેવટે માર ખાય, પણ માર ખાઈનેય પેલા બેને તો સાંધી આપ્યું !

કુટુંબની એક વ્યક્તિ એવી પ્રકૃતિની હતી કે એમના કોટના ગજવામાંથી નાનકડી રકમ ચોરી લે. તો પણ એ વ્યક્તિની પ્રકૃતિ સ્ટડી કરી એને 'ચોર છે' એવો અભિપ્રાય નહોતો આપ્યો. કારણ કે ચોર હોત તો બધા પૈસા લઈ જાત. પૈસા જતા કરીને 'એ ચોર છે' એવો પ્રિજ્યુડિસ રાખ્યા વગર પેલી વ્યક્તિનેય સુધારે, એવી અદ્ભુત વ્યવહાર કળાઓ એમની પાસે હતી.

ઘરની બીજી વ્યક્તિઓ જે દૃષ્ટિથી જુએ એની સામે પોતે એવી દૃષ્ટિથી જુએ કે એ વ્યક્તિમાં કંઈક પૉઝિટિવ વસ્તુ ખોળી કાઢે. પૉઝિટિવને એન્કરેજમેન્ટ (પ્રોત્સાહન) આપે, જેથી નેગેટિવ જાતે જ પડી જાય. આમ માણસની જિંદગી સુધારી આપતા.

જાતજાતની પ્રકૃતિવાળા કુટુંબમાં એમને ભેગા થતા. ત્યારે પોતે

વ્યવહારને બોધકળાથી સોલ્વ કરી નાખતા. કોઈની દીકરી પરણાવવાની હોય, કોઈ છોકરાથી મા-બાપ કંટાળી ગયેલા હોય, પૈસામાં ગોટાળા કરતા હોય પણ અંબાલાલભાઈ પ્રકૃતિનું નિરીક્ષણ કરી પૉઝિટિવ ગુણો શોધીને માણસોને સુધારતા.

'અથડામણ ટાળો' આ સૂત્ર એક ભત્રીજાને સુધારવામાં સોનેરી ચાવીરૂપ સાબિત થયેલું. કચરામાંથી રતન શોધી કાઢવાની એમની ગજબની દૃષ્ટિ હતી.

## [૧૦] પ્રગટ્યા ગુણો નાનપણથી

### [૧૦.૧] અસામાન્ય વ્યક્તિત્વ પહેલેથી

નાનપણથી જ અસાધારણ વિચારસરણી હતી. તેર વર્ષની ઉંમરે અસામાન્ય વ્યક્તિ થવાનો વિચાર આવેલો. અસામાન્ય એટલે સામાન્ય માણસને જે તકલીફ પડે છે, તે અસામાન્ય માણસને તકલીફ જ ના લાગે. અસામાન્ય માણસ બીજાની હેલ્પને માટે જ હોય.

નાનપણથી જૂઠ-કપટ-ચોરી-લુચ્ચાઈ-લોભ એમના દિલમાં નહોતા. મનમાં તેવું વાણીમાં ને તેવું વર્તનમાં આવી જાય, તેવી મન-વચન-કાયાની એકતાવાળી દશા !

આખું જીવન સમજણપૂર્વક જીવેલા. કોઈને સહેજ પણ ડખલરૂપ થઈશું તો પોતાને ડખલો આવશે. એટલે પોતે કોઈને ડખલરૂપ ના થાય એવી રીતની પ્રેક્ટિસ રાખેલી.

એમના જીવનમાં મુખ્ય ગુણ હતો સરળતા. બીજાની સાચી વાત હોય તો તરત એક્સેપ્ટ કરી લે.

### [૧૦.૨] મમતા નહીં

નાનપણમાં ગામડામાં બધા ભાઈબંધો સાથે ખેતરે જાય. મોગરી, મૂળા, શક્કરિયા કશુંક તાજું તોડીને ખાય. મકાઈ હોય તે ખાય. જે બીજા છોકરાંઓ હોય તે બાંધીને ઘરે લઈ આવે, પણ પોતે કશું જોડે ના લઈ જાય. સંગ્રહ કરવાની ટેવ જ નહીં. લોભ નામનો ગુણ જ નહીં, લાલચ-મમતા નહીં. આવા નાનપણથી પ્રાકૃત ગુણો ઊંચા લઈને જ આવેલા.

## [૧૦.૩] ઑબ્લાઈજિંગ નેચર

પોતે આખી જિંદગી પારકાંને હેલ્પ કરવા માટે જ કાઢેલી. ઘરેથી કંઈ કામ કરવા જવાનું હોય તો આડોશી-પાડોશીને પૂછી તેમના કામ જોડે પતાવી આવતા. તેથી તેમને ફેરો ના ખાવો પડે. આમ પોતે પોતાનું કામ કરતા કરતા આજુબાજુવાળાને પણ હેલ્પફુલ થઈ જાય. પોતાને આનંદ આવે અને આજુબાજુવાળા રાજી થાય.

ભાદરણથી વડોદરા આવે તોયે લોકોએ મંગાવેલી ચીજવસ્તુઓ ખરીદીને લઈ જાય. પોતાના ગાંઠના પૈસા ઉમેરીને પણ 'વસ્તુ સસ્તી મળી' એમ જણાવે. લોકોને દુઃખ ના થાય એ રીતે પોતે હેલ્પ કરે.

પોતાના વાડામાંયે કશુંક વાવે, દૂધી-મકાઈ એવું કંઈક તે પછી લોકોને આપી આવતા.

આમ આખી જિંદગી એમનો ઑબ્લાઈજિંગ નેચર રહેલો.

## [૧૦.૪] માર ખાય ત્યાં તરત છોડી દે

બાળક રિસાય એમ પોતે નાનપણમાં એક-બે વખત રિસાયેલા, મધર પાસે. પણ રિસાયાનું પરિણામ દેખ્યું કે બે ખોટ ગઈ. ખાવાનુંયે ના મળ્યું અને કોઈએ ભાવેય ના પૂછ્યો. એમનું ખાવાનું બીજાને ભાગે જતું રહ્યું. પોતે વિચક્ષણ એટલે દરેક અનુભવની નોંધ કરીને પોતાની ભૂલ સમજાય કે આ રિસાવું એ ભયંકર ખોટ જ છે. હવે જિંદગીમાં ક્યારેય રિસાવું નથી. ફરી એવી ભૂલ થવા દીધી નહીં.

## [૧૦.૫] જાણ્યું જગત પોલંપોલ

અંબાલાલ જગત વ્યવહારના ઑબ્ઝર્વેશન ઝીણવટથી કરતા. કોઈ માણસ મૃત્યુ પામ્યો હોય તો ઘરવાળા-કુટુંબીઓ ભેગા થાય અને પોક મૂકે, છાતી કૂટે. એમનો હાર્ટિલી સ્વભાવ તે આવું દેખીને બહુ દુઃખ થાય. પછી ઊંડા ઉતરી તપાસ કરી તો જડ્યું કે છાતી કૂટતા નથી, આ તો હાથ ઉપર હાથ અથાડીને મોટો અવાજ કરે છે. માથે લૂગડું ઢાંકેલું હોય તે રડવાનો અવાજ કરે. બાકી આ તો પોલ નીકળી ! ત્યારથી જગત લૌકિક છે, પોલંપોલ છે, તે સમજી ગયા. માટે એમનું અલૌકિક તરફ આગળ

વધવાનું ચાલુ થઈ ગયું. તકલાદી ઉપરના મોહ તૂટતા ગયા અને સંસારનું સ્વરૂપ ક્ષણે ક્ષણે ભય, ઉપાધિવાળું દેખાતું ગયું.

કુદરતી ચીજો બધી લોન ઉપર છે, મફત મળતી નથી. જે લેવું હોય તે લેજો પણ એ રીપે કરવું પડશે, એવું તારણ નાની વયમાં આવી ગયું હતું.

## [૧૦.૬] વિધ વિધ ભય સામે...

બાળક નાનું હોય તો એને ભૂત, સાપ, વીંછી, બહારવટિયાનો ભય લાગે, મરણનો ભય લાગે એવું બાળપણમાં અંબાલાલનેય ભય હતો. પણ એમનામાં વિશેષતા એ હતી કે ભયની સામે પડતા. વાસ્તવિકતામાં ભય છે કે નહીં, કયા કારણથી ભય લાગે છે તે મૂળમાંથી શોધી કાઢતા. અને જોડે જોડે જાત ઉપરની શ્રદ્ધા હતી કે મને કશું થાય જ નહીં ! છેવટે ખોળી કાઢે કે આ તો બધી કલ્પનાઓ જ છે એક જાતની ! કોઈ જગ્યાએ મહુડાના ઝાડમાં ભૂત રહે છે, ત્યાં ભૂતના ભડકા જોવા મળે છે, એવી સાંભળેલી વાતને તપાસ કરી તો જડ્યું કે માણસ અંધારી રાતે બીડી સળગાવતો હતો. કોઈ જગ્યાએ અંધારામાં બાવળનું ઠૂંઠું તેને ભૂત મનાવે.

પોતાનો નીડર સ્વભાવ એટલે સત્યતા શોધી કાઢેલી.

## [૧૦.૭] યમરાજના ભય સામે શોધખોળ

એ જમાનામાં આખા હિન્દુસ્તાનમાં એવી માન્યતાઓ હતી કે માણસ મરી જવાનો થાય ત્યારે જમરા (યમરાજ) એનો જીવ લેવા આવે. કૂતરું રડે એટલે જમરા આવી ગયા છે, હવે એ જીવ લઈને જશે. પાછું પાપ કર્યા હોય તો જમરા મારતા મારતા લઈ જશે. આવી વાતોથી લોકોને ભય પેસી જાય, નાના છોકરાંને તો ગભરામણ થઈ જાય ! અંબાલાલને તેર વર્ષની ઉંમરે આ જમરાના ભયને લીધે એના સંબંધી વિચારણા ચાલુ થઈ ગઈ હતી કે આની હકીકત શું છે ?

પછી તો ઠેર ઠેર તપાસ કરતા ગયા. પંડિતોને પૂછયું, બ્રાહ્મણોને પૂછયું પણ સાચી વાત જાણવા ના મળી. ખૂબ તપાસ કરી, વિચારણા કરતા રહ્યા. છેવટે પચ્ચીસમે વર્ષે ખોળી કાઢ્યું કે જમરા નામનું કોઈ જીવડું જ નથી, કોઈ દેવ પણ નથી. યમરાજ નથી પણ નિયમરાજ છે.

જગતને નિયમ જ ચલાવ્યા કરે છે. નિયમને આધીન છે આ જગત. બીજો કોઈ ચલાવનાર નથી. નિયમથી જન્મે છે, નિયમથી મરે છે; નિયમથી રાત થાય, નિયમથી દિવસ થાય; કુદરતનો નિયમ જ છે એવો ! આમ વાસ્તવિક જ્ઞાન ખુલ્લું કરીને લોકોને નિર્ભય બનાવ્યા.

## [૧૦.૮] ભગવાન વિષે આગવી સમજ

નાની ઉંમરથી એમને સંસાર બંધનરૂપ લાગી ગયેલો. એમને પરવશતા નહોતી ગમતી. તેઓ સ્કૂલમાંથી છૂટીને સાધુ-સંતોની સેવા કરવા જતા. તે એક મહારાજે સેવાથી રાજી થઈને કહ્યું કે 'ભગવાન તુમકો મોક્ષ મેં લે જાયેગા.' ત્યારે એમને વિચારધારા શરૂ થઈ ગયેલી કે 'ભગવાન મને મોક્ષે લઈ જાય તો ભગવાન ઉપરી ઠરે, તો મોક્ષ એને કહેવાય નહીં. માટે ભગવાન અને મોક્ષ બે સાથે વિરોધાભાસ છે. ભગવાન મારી મહીં જ છે, મને જડ્યા નથી. બાકી ભગવાન મોક્ષ આપે તો એ મોક્ષ કહેવાય નહીં. મોક્ષ એટલે કોઈ ઉપરી નહીં, કોઈ અન્ડરહેન્ડ નહીં. પોતાના બ્લંડર્સ અને પોતાની મિસ્ટેક્સ એ જ પોતાના ઉપરી છે. એ ભાંગી નાખે તો પોતે પોતાના ભગવાન જોડે અભેદ સ્વરૂપ થઈ જાય.'

## [૧૦.૯] સાચા ગુરુની ઓળખ પહેલેથી જ

નાનપણમાં ગુરુ પાસે કંઠી બંધાવેલી. કંઠી તૂટી ગઈ તે ફરી કંઠી ના બંધાવી. મધરે કહ્યું કે તને લોક 'નુગરો' કહેશે. ત્યારે પોતે કહ્યું કે ભલે કહેતા. એમની માન્યતા હતી કે ગુરુ એટલે પ્રકાશ ધરનાર. જે મને પ્રત્યક્ષ જ્ઞાન ના આપે, પ્રકાશ ના ધરે, એ ગુરુ મને કામના નથી.

કંઈ પણ વાંચે શાસ્ત્રનું, તો વિજ્ઞાની માણસ એટલે વાતને સ્ટડીમાં પૂરી લઈ લેતા, તારણ કાઢી લેતા. શાસ્ત્રમાં લખેલાથી આગળ પોતાને મહીંથી સૂક્ષ્મ ફોડ પડી જતા. લોકમત, લોકસંજ્ઞાથી હંમેશાં ઊલટું જ ચાલેલા. છેવટે મહીંવાળા ભગવાનને પૂછીને પણ પોતાની સૂઝથી આગળ વધેલા.

## [૧૦.૧૦] જ્ઞાનીના લક્ષણ, નાનપણથી

આઠ-નવ વર્ષની ઉંમરમાં પણ મિજાજ પાવરવાળો, તે સળી

કરવાની ટેવ. ફાધરના કહેવાથી એક વણિક શેઠને કામ માટે પૂછવા જવાનું થયું. નાની ઉંમર એટલે રમવા જવામાં ઉતાવળ હતી, પેલા શેઠ જવાબ ના આપે ને ગલૂડિયાને રમાડ રમાડ કરે. તે આમને અકળામણ થાય. છેવટે ગલૂડિયાની પૂંછડી દબાવી, તે ગલૂડિયાએ શેઠને બચકું ભરી લીધું. તે પછી શેઠ કુરકુરિયાને મારવા માંડ્યા. મૂળ ગુનેગાર કોણ છે એ જાણતા નથી, તેથી નિમિત્તને બચકાં ભરવા તે આનું નામ ! આમ નાની ઉંમરથી કર્તા-નિમિત્તના સિદ્ધાંતોની સમજણ શરૂ થઈ ગઈ હતી.

નાનપણમાં પોતાનો ટુવાલ કોઈ આરામથી વાપરે અને પોતે અહીં દુઃખી થાય, તે પ્રસંગ પરથી જ્ઞાન જડ્યું કે ભોગવું છું હું, તો ભૂલ મારી !

ન્યાય ખોળવા જતા માર પડતો, તેથી સમજાયું કે જે બને છે તે આપણા કર્મના ઉદય પ્રમાણે જ.

નાના હોય ત્યારે પેનથી રમતા. પેનના ટૂકડા નાની ડબ્બીમાં દૂરથી નાખવાના. પોતે ધાર્યા વગર નાખે તોયે પેન ડબ્બીમાં પડે ! મને તો આવડતું નહોતું તો આ કર્યું કોણે ? રમત રમતા રમતા જડ્યું કે આ બધું છે વ્યવસ્થિત !

જીવનમાં નાના-મોટા પ્રસંગો જાણ્યા બાદ પ્રશ્ન તો ઊભો થાય ને કે કયા આધારે આવું અદ્ભુત જ્ઞાન પ્રગટ થયું ? દાદાશ્રી કહે છે કે અમને આ 'બટ નેચરલ', કુદરતી રીતે જ જ્ઞાન પ્રગટ થયું છે ! તેઓ દિલના સાચા હતા, સિન્સિઅર હતા અને છૂટવાની કામના હતી, તેથી સમકિત જેવું કંઈક થશે, એવો ભાવ રહેતો. પણ આ તો પૂર્ણ અજવાળું થઈ ગયું ! લોકોનીયે પુણ્યૈ હશે, વિશ્વનું કલ્યાણ થવાનું હશે, તે આવા અજાયબ જ્ઞાની પ્રગટ્યા અને આવું અદ્ભુત અક્રમ વિજ્ઞાન પ્રગટ્યું !

❖ ❖ ❖ ❖ ❖

# અનુક્રમણિકા

## [૧] બાળપણ

### [૧.૧] કુટુંબનો પરિચય



### [૧.૨] નિર્દોષ ગ્રામ્યજીવન



### [૧.૩] નાનપણથી ગણતર ઊંચું



### [૧.૪] રમતગમત



## [૨] શૈક્ષણિક જીવન

### [૨.૧] ભણવું હતું ભગવાન શોધવાનું

## [૨.૨] મેટ્રિક ફેલ



## [૩] એ જમાનામાં કરી મોજમજા

## [૪] અણસમજણની ભૂલો



## [૫] મધર

### [૫.૧] સંસ્કારી માતા



### [૫.૨] પૂર્વેના સંસ્કાર થયા જાગ્રત, માતા થકી

## [૬] ફાધર



## [૭] મોટાભાઈ

## [૮] ભાભી

### [૮.૧] ભાભી સાથે કર્મોનો હિસાબ

## [૮.૨] ભાભીને ઉપકારી ગણ્યા



## [૮.૩] વ્યવહાર લક્ષ્મી તણો, ભાભી જોડે



## [૮.૪] ભાભીના ઊંચા પ્રાકૃત ગુણો



## [૯] કુટુંબ-પિતરાઈ-ભત્રીજા

## [૧૦] પ્રગટ્યા ગુણો નાનપણથી

### [૧૦.૧] અસામાન્ય વ્યક્તિત્વ પહેલેથી



### [૧૦.૨] મમતા નહીં



### [૧૦.3] ઑબ્લાઈજિંગ નેચર

## [૧૦.૪] માર ખાય ત્યાં તરત છોડી દે



## [૧૦.૫] જાણ્યું જગત પોલંપોલ



## [૧૦.૬] વિધ વિધ ભય સામે...



## [૧૦.૭] યમરાજના ભય સામે શોધખોળ

## [૧૦.૮] ભગવાન વિષે આગવી સમજ



## [૧૦.૯] સાચા ગુરુની ઓળખ પહેલેથી જ



## [૧૦.૧૦] જ્ઞાનીના લક્ષણ, નાનપણથી



❖ ❖ ❖ ❖ ❖

# જ્ઞાની પુરુષ
## 'દાદા ભગવાન' ભાગ-૧

## [૧]
## બાળપણ

### [૧.૧]
### કુટુંબનો પરિચય

#### સંક્ષિપ્ત પરિચય જ્ઞાની તણો

**પ્રશ્નકર્તા :** આપનું જીવન ચરિત્ર ટૂંકામાં કહો. દાદાનું મૂળ નામ શું ?

**દાદાશ્રી :** મારું નામ અંબાલાલ મૂળજીભાઈ પટેલ, ગામ ભાદરણ અને કુટુંબ સારું. અમારા બા (મધર) ઝવેરબા. મારા ફાધર (પિતા) એમને લોકો 'મૂળજીકાકા' કહે અને મારા મોટાભાઈનું નામ મણિભાઈ.

**પ્રશ્નકર્તા :** આપે અભ્યાસ ક્યાં સુધી કરેલો દાદા ?

**દાદાશ્રી :** કશું આવડતું નહોતું આવું તેવું, 'મેટ્રિક ફેલ' થયેલો છું.

**પ્રશ્નકર્તા :** તમારો વ્યવસાય ?

**દાદાશ્રી :** ધંધો અમારો બિલ્ડિંગ કોન્ટ્રાક્ટનો હતો, જે પહેલેથી જ મારા બ્રધરનો હતો. તેમાં હું જોઈન્ટ થયેલો.

**પ્રશ્નકર્તા :** પછી લગ્ન કર્યા કે ?

**દાદાશ્રી :** હા, લગ્ન પંદર વર્ષે કર્યા. મારા વાઈફ છે, હીરાબા.

**પ્રશ્નકર્તા :** પછી તમને કેટલા સંતાનો થયા ?

**દાદાશ્રી :** સંતાનો બે થયેલા. બેઉ નાનપણમાં જ ગુજરી ગયેલા.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ક્યારે થયું, એ કહો હવે.

**દાદાશ્રી :** એ ૧૯૫૮ની સાલમાં થયું, સુરતના સ્ટેશન ઉપર.

**પ્રશ્નકર્તા :** આધ્યાત્મિક માટે આપના અનુભવો, વિચારો જણાવો.

**દાદાશ્રી :** હું મન-વચન-કાયાથી તદ્દન જુદો રહું છું, તદ્દન નિરાળો રહું છું. છતાં કેવળજ્ઞાન થયું નથી, કાળને આધારે ચાર ડિગ્રી તે પચ્યું નથી.

**પ્રશ્નકર્તા :** આપને સૌથી વધુ પ્રિય વસ્તુ કઈ ?

**દાદાશ્રી :** મને આત્મા સિવાય કોઈ વસ્તુ પ્રિય નથી.

## ધન્ય ધન્ય ભૂમિ તરસાળી, જન્મ્યા જ્યાં અક્રમ જ્ઞાની

**પ્રશ્નકર્તા :** દાદા, આપનું જન્મ સ્થળ ?

**દાદાશ્રી :** અમારો જન્મ તરસાળી ગામમાં, મોસાળમાં થયેલો.

**પ્રશ્નકર્તા :** તે મોસાળમાં થયેલો એ આપનું ઋણાનુબંધને ?

**દાદાશ્રી :** હા, મામીએ તો અમને બાની પેઠે રાખેલા. હું નાનો હતો, તે વખતે ગામમાં ધાડ પડેલી. તે ગામમાં આ ઘર મોટું એટલે ત્યાં પહેલી ધાડ પડે. એટલે અમારા મામી મને કેડમાં ઘાલીને પેલી નાની ઓરડીમાં લઈ ગયા ને ત્યાં સંતાઈ ગયેલા.

**પ્રશ્નકર્તા :** દાદા તરસાળીમાં જન્મેલા એટલે ત્યાંય મંદિર થશે ને ?

**દાદાશ્રી :** અરે, મંદિર નહીં, એ જગ્યાના તો કેટલાય રૂપિયા આવશે, તે તો ભગવાન જાણે !

**પ્રશ્નકર્તા :** એ તો કંઈ ઓછા વેચવાના છે, દાદા ? એ તો મહાભાગ્ય કે એવું એ ઘર, દાદા જન્મ્યા ત્યાં !

**દાદાશ્રી :** ત્યાં એ રૂમમાં દર્શન કરવા જાય છે. એ રૂમ વેચાતી લેવી છે લાખો રૂપિયા ખર્ચીનેય. છોડે નહીંને આ લોકો !

**પ્રશ્નકર્તા :** ના છોડે, દાદા.

**દાદાશ્રી :** ભાદરણનું મકાનેય છોડે નહીં.

**પ્રશ્નકર્તા :** ના છોડે, દાદા.

**દાદાશ્રી :** જ્યાં પગલાં પડ્યા ત્યાં તીરથ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** હા, દાદા, આપના પગલાં પડેલા. આ દાદા તો હરતું-ફરતું જીવતું-જાગતું બોલતું વિદ્યમાન તીર્થ !

**દાદાશ્રી :** વર્લ્ડની મોટી અજાયબી છે ! પણ લોકો જાણે નહીં ને બિચારા, એટલે શું થાય ?

## અવતર્યા એ ધન્ય દિવસે આ પરમાત્મા

**પ્રશ્નકર્તા :** દાદા, આપની જન્મ તારીખ કઈ છે એ જાણવું છે.

**દાદાશ્રી :** તમે કહોને એમને, તમે જાણો છો ને ? (દાદાશ્રી બીજા મહાત્માને કહે છે.)

**પ્રશ્નકર્તા :** સંવત ૧૯૬૫, કારતક સુદ ચૌદસ. અને અંગ્રેજીની ૧૯૦૮ પણ તારીખ કઈ?

**દાદાશ્રી :** સાતમી નવેમ્બર, તેરસ છે પણ લોકો ચૌદસ ઉજવે છે. એમાં કંઈક ટાઈમનો ફેર છે થોડોક.

**પ્રશ્નકર્તા :** હંઅ. ખરેખર તેરસ છે ?

**દાદાશ્રી :** એવું પેલામાં લખેલું છે તેરસ, ચૌદસેય હોય.

આ દિવાળી પછી છે તે જન્મજયંતી ઉજવાશે, ચૌદસે.

**પ્રશ્નકર્તા :** એટલે કારતક સુદ ચૌદસ ?

**દાદાશ્રી :** આમેય છીએ ચૌદસ (જ્ઞાનદશામાં) અને જન્મજયંતીયે ચૌદસની. અમે ચૌદસ છીએ, પૂનમ છે તે સીમંધર સ્વામી કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, હા, ગજબ કહેવાય ! આપ ચૌદસ છો ?

**દાદાશ્રી :** આમ છીએ ચૌદસ (૩૫૬ ડિગ્રી) અને જન્મેય ચૌદસના દહાડે.

## વતન, ચરોતરી છ ગામમાંના ભાદરણમાં

**પ્રશ્નકર્તા :** જન્મ થયો મોસાળમાં તરસાળી ગામે અને તમારું ગામ કયું ?

**દાદાશ્રી :** અમારું ગામ ભાદરણ, છ-સાત હજારની વસ્તીનું ગામ. અમે તો ભાદરણના પટેલ, છ ગામના પટેલ. એટલે પાટીદાર કમ્યુનિટીમાં આ ટૉપ ક્લાસ ગામો. એટલે અમારી પૈઠણ-બૈઠણ મોટી હોય.

**પ્રશ્નકર્તા :** તે બહુ રોફવાળું ગામ હશે ?

**દાદાશ્રી :** હા, અમારા ગામમાં રિવાજ હતો મારા જન્મ પહેલાં, (જન્મના) વીસ વર્ષ પહેલાં એ રિવાજ હશે. એ શું હતો કે કોઈ પણ માણસ ઘોડા પર બેસીને ગામમાં થઈને જઈ શકે નહીં. રાજાય હોય, એ જાય તો એનેય ઉતારી મૂકવાનો.

**પ્રશ્નકર્તા :** ભાદરણ ચરોતરમાં આવ્યું ને ચરોતર પ્રદેશને બહુ વખાણ્યો છે ઘણાં સંતોએ.

**દાદાશ્રી :** હા, કૃપાળુદેવે કહ્યું કે 'આ વાણિયાને ત્યાં જન્મ ના થયો હોત અને જો અહીંયા ચરોતરમાં થયો હોત, આવા લોકોમાં, તો લોકોનું બહુ કલ્યાણ થાત !'

**પ્રશ્નકર્તા :** એટલે તમે આવ્યા છો ને હવે પણ !

**દાદાશ્રી :** સહજાનંદ સ્વામીયે વખાણ્યું કે 'ભાઈ, અહીં વડતાલમાં મંદિર બાંધવા જેવું છે.' ચરોતરમાં લીમડો, હેય, એના દર્શન કર્યા કરીએ એવો લીમડો હોય, નિરાંતે ! એની ગથ-બથ જુઓ તો હાથમાં ના આવે. બે જણ સામાસામી જાવ ત્યારે એને હાથમાં ગથ આવે એની તો અને બીજે બધે તો આમ કરીને 'આઈ ગયો લેમડો,' ઊંચો (જાડો) થાય જ નહીં ને !

## અમે મૂળ અડાલજના

ભાદરણની પહેલાં અમે મૂળ તો પટેલોના દીકરા, ગામડામાંથી આવેલા. કયું ગામ કહ્યું'તું એમણે ?

**પ્રશ્નકર્તા :** અડાલજ, અડાલજ.

**દાદાશ્રી :** અડાલજ. શાથી અમે એ ગામનું નામ યાદ રાખ્યું છે ? કારણ કે મૂળ અમે ત્યાંના છીએ. મૂળ અમે અડાલજના છીએ. અમારા જે છ ગામવાળા છે ને, એ બધા અડાલજના છે. ઘૈડિયા અમારા મૂળ અડાલજના.

**પ્રશ્નકર્તા :** એ તો મારા ફાધરેય કહે છે કે આપણા બાપ-દાદા ત્યાંના છે, મૂળ અડાલજના.

**દાદાશ્રી :** એય અડાલજના, પણ હવે તો કેટલાક મહીં અડાલજના નથી હોતા પાછા. તેને આપણાથી કેમ કહેવાય ? દબાણ કરીને કહેવાય નહીંને આપણાથી. એટલે આપણે તો તમારા ફાધરે તમને કહ્યું હોય તો તમે સાચા, પણ આમના ફાધરે ના પાડી હોય, ત્યારે શું કરીએ આપણે ? પાટીદાર તો ખરા ને, કાંઈ પાટીદાર ઓછા મટી જાય છે ?

## 'મા' જાતવાન, 'બાપ' કુળવાન

**પ્રશ્નકર્તા :** જ્ઞાની તરીકે આપ જે ઓળખાયા એ પહેલાંના તમારા પૂર્વજીવનની એટલે કે તમારું કુટુંબ, માતા-પિતા, ત્યાંનું વાતાવરણ, ઘડતર, કાળ એની કંઈ વાત કરો ને !

**દાદાશ્રી :** હા, વાતાવરણ કુટુંબનું સારું, વાતાવરણ સંસ્કારી, સંસ્કારી કુટુંબ.

મારા મધર તો એવા હતા કે ખોળ્યા ના જડે તેવા હતા. ભોંય (જમીન) સારી ન હોય તો છોડવો શી રીતે સારો થાય ? તેમ આમાંય માતા સારી જોઈએ. એટલે મારો જન્મ તો બહુ મુલાયમ હાર્ટને પેટે થયેલો. અમારા બા જેવી સ્ત્રી મેં અત્યાર સુધી જોઈ નથી. એમના

જે વિચારો, એમનું જે વર્તન, એમની દયા, કરુણા એ મેં જોયેલું છે. એટલું તો બહુ ઊંચામાં ઊંચું. એને હું જન્મસ્થળ માનું છું, બહુ ઊંચું જન્મસ્થળ !

મને એક જણે બીતા બીતા પૂછેલું કે તમે આવા શી રીતે પાક્યા ? ત્યારે મેં કહ્યું, મારી 'મા' જાતવાન હતી અને 'બાપ' કુળવાન હતા. કુળવાન કેવા હોય ? બ્રોડ વિઝન (વિશાળ દૃષ્ટિ)વાળા હોય. કુળવાનને ડાઘ ન પડવો જોઈએ, એક પણ ડાઘ કુળવાનને ન હોવો જોઈએ.

આ ગ્રેડ જ મળે નહીં ને, પ્યૉરિટી વગર ! અને ફાધર-મધર બધાની પ્યૉરિટી હતી, ભારે પ્યૉરિટી અને આખો દહાડો કો'કના કામ કેમ કરવા એ જ આ બધાનો ધંધો ! એમાં મધર તો બહુ જ એવા...

અમારા મધરનું તો એવું હતું કે અમારા ગામમાં ઘણાં માણસો એવું કહેતા'તા કે તારી મધર જેવી મધર એ કો'ક કાળમાં જ હોય.

## ગુણો બધું મારું લઈને આવેલો, પણ મધરમાં દેખવાથી પ્રગટ્યું

એટલે ફેમિલી સારું અને મધર બહુ સંસ્કારી, વધારે પડતા સંસ્કારી.

**પ્રશ્નકર્તા :** એનો આપને વારસો મળ્યો.

**દાદાશ્રી :** વારસો તો આ જગતમાં જેને કહે છે તે કહેવા માત્રનું છે, ખરેખર વારસો હોતો નથી. એ ફોડ જુદી જાતનો છે. આમ એ લૌકિકમાં એમ કહેવાય કે આ વારસો મળ્યો છે એવું પણ ખરેખર કરેક્ટ વાત નથી એ. એ વાત પાછળ બહુ ઊંડી વાતો છે.

વારસો તો આ મળ્યો પણ પૂર્વભવનો મારો કંઈ હિસાબ હશે ને ! પૂર્વનું કંઈ લાવ્યો હોઈશ ને અનંત અવતારનું ! તે લઈને આવેલો, તે આ પ્રગટ થયું બધું.

હું મારું લઈને આવેલો એટલે તો આમની ઘેર જન્મ થાય ને ! એમના થકી જ પ્રગટ થાય. એમનામાં દેખવાથી જ પ્રગટ થાય. તે એમનું દેખ્યું તેથી પ્રગટ થયું.

## દૈવી કુટુંબ તેથી નમસ્કાર કરે ગામવાળા

અમારું કુટુંબ ઘણું સારું. મને તો અમારા ગામમાં બે-ત્રણ માણસો કહે, શું તમારા મા-બાપ ને તમારા ઘરને તો અમે નમસ્કાર કરીએ છીએ. શું લાગણીવાળા, કો'કનું કામ કાઢી નાખે એવા એ લોકો ! જેનો કેસ ઝાલ્યો ને, એનું કામ જ કરી નાખે. એટલા લાગણીવાળા, દયાળુ, કોઈનું ખઈ જાય નહીં. પછી આ હરૈયા નહીં. હરૈયા ઢોર જેવા તો ભેગુંય કરેલું હોય ને કરે. હવે આપણે ભેગુંય ના કરીએ. બળ્યું ! આપણા નસીબમાં હોય એટલું આવે.

તે કોઈ કોઈ જગ્યાએ મને પગે લાગે. ને કહે, 'ધન્ય છે તમારું કુટુંબ !' કોઈ દહાડો એબ નહીં, દાગ નહીં. એક દાગ નહીં. નહીં તો ચોરી છે, લુચ્ચાઈ છે, એવું હોય તે તિરસ્કાર છૂટે. ના છૂટે ?

**પ્રશ્નકર્તા :** છૂટે.

**દાદાશ્રી :** એક એબ નહીં. મૂળજીકાકા મરી ગયા, તે પૈસા નહોતા તોય મણિભાઈ કહે છે, મારે તો આખી ખડકી કરવી (જમાડવી) છે. ઈચ્છા તો આખી ખડકીની છે, તે કર્યું. નહોતા પૈસા, તો દેવું કરીને કર્યું. છોડે નહીં ને ! આટલું બધું, બહુ જબરા માણસો. અને પૈસાની પેટીઓ નહીં, તિજોરીઓ નહીં. શાથી માન મળતું હશે ? આ કુટુંબ સારું તેથી. આમ કો'કના માટે જ જીવતા હોય એવા જ બધા જન્મે. લોકોના હારુ જીવતા હોય ને, એવા જ. મને તો વળી ગામમાં કેટલાક ઘૈડાં માણસ કહેતા, 'ભઈ, તમારી વાત ક્યાં થાય ? કેવું ઘર ! કેવું સુંવાળું ! કોઈને દુઃખ નહીં, કોઈને ત્રાસ નથી આપ્યો.' એવું તે પગે લાગે ઘૈડાં ! શું દૈવી કુટુંબ ! એવું એવું કહેતા. કોઈ ત્રાસ આપી ગયો હોય ને તોય એને ત્રાસ ના આપે, ક્ષત્રિયતા એ. સારું કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** હાસ્તો, ઘણું સારું.

**દાદાશ્રી :** અને માનભેર જીવેલાને, એટલે માનની તો ભૂખ બધી ઓસરી ગયેલી. તે પણ અહંકાર ભેગો થઈ ગયેલો ને, એ કૂદાકૂદ કરે.

## નહોતો એવો વૈભવ, પણ હતી ખાનદાનીની કિંમત

તે ખાનદાન કુટુંબ, એટલે જેની પૈઠણ ઉપજે, સારી રકમ ઉપજે એવું, હવે ત્યાં આગળ જન્મ થયો. મિલકત લાંબી નહીં, ખાલી ખાનદાનીની જ કિંમત. મિલકત અમારી શું ? અહીં સાડા છ વીઘા જમીન મોસાળમાં છે અને દસ વીઘા ભાદરણમાં હતી.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કહ્યું'તું ને, પુણ્ય એવું હોય તો જન્મ એવી જગ્યાએ થાય કે બંગલા બધું તૈયાર જ હોય તો આપનો જન્મ એવી જગ્યાએ કેમ ન થયો ?

**દાદાશ્રી :** કંઈ ?

**પ્રશ્નકર્તા :** તમે વૈભવમાં કેમ ના જન્મ્યા ?

**દાદાશ્રી :** એ બધો વૈભવ જોઈને જ આવેલો. મને તો વૈભવ ગમતો જ નહીં જરાય. મારે તો નાનપણમાંથી કશું વૈભવની ચીજ આવે તો મને ગમતી જ નહોતી.

## જ્ઞાનીના જન્મનો લાભ મળે સમગ્ર કુટુંબને

**પ્રશ્નકર્તા :** તમે જે મા-બાપને ત્યાં જન્મ લીધો, તે મા-બાપને લાભ ખરો તમારા થકી કંઈ પણ ?

**દાદાશ્રી :** એ તો બધાને લાભ હોય, આ મા-બાપને જ નહીં. પહેલાં તો સાત પેઢીવાળા સુધીના બધાને લાભ થાય ને પછી પાછા આખા ગામને છે તે. ચૌદ-પંદર પેઢીનું છે આખું ગામ, એ બધાને લાભ પહોંચે. બધાને (અમારી હાજરીનું) વાતાવરણ પહોંચે એમ તો.

**પ્રશ્નકર્તા :** તમે એમને ત્યાં જન્મ લીધો એટલે એમને વધારે લાભ કે ઓછો લાભ એવું કંઈ ખરું ?

**દાદાશ્રી :** ચોક્કસ થાય જ ને ! બ્લડ રિલેશન થયું ને ! તે લાભ થાય જ ને !

**પ્રશ્નકર્તા :** તમારા દીકરા-દીકરી એમને પણ ખરું ?

**દાદાશ્રી :** હા, બધાને લાભ થાય. પણ એ લાભ છે તે પછી જો પાછા સંજોગો અવળા બેસે તો એવું લાભ આપીને અવળે રસ્તે જતો રહે પછી અને સવળા સંજોગો આવે તો ચઢી જાય ઉપર. લાભ તો અવશ્ય મળે જ. તેથી લખે ને, પેલા (નરસિંહ મહેતા) એ 'કુળ ઈકોતેર તાર્યા રે.' એવું કહે ને!

## મળે નજીકનાને લાભ પણ સવળો ઉપયોગ કરે તો...

**પ્રશ્નકર્તા :** દાદા, મારે બીજું જાણવું છે કે તમારા ફાધર-મધર હતા તે એ લોકો મોક્ષના અધિકારી તો છે જ પણ અમારાથી વધારે અધિકારી કે ઓછા અધિકારી ?

**દાદાશ્રી :** એમાં એવું કશું નહીં. જે કરે એના બાપનું (લાભ લે જ્ઞાનનો, તેને પોતાને ફાયદો). એ એમને લાભ મળી ગયો. એ લાભ હજુ કેટલા વર્ષ ચાલે એ કહેવાય નહીં. સંજોગો સારા હોય તો ચઢી જાય, સંજોગો અવળા હોય તો અવળે લઈ જાય.

**પ્રશ્નકર્તા :** અવળું પણ લઈ જાય, દાદા ?

**દાદાશ્રી :** હા, એમાં ચાલે જ નહીં. કોઈ પૂછે જ નહીં ને ! ફક્ત એમની હાજરીમાં જન્મ થયો માટે એના પરમાણુ રહ્યા, તે પરમાણુનો લાભ થાય. એમાં કંઈ એવું લખી આપ્યું નથી કે આ ફાધર કાયમના ફાધર છે. ત્યાં તો ન્યાય એટલે ન્યાય. એ પરમાણુ એનો લાભ થાય. ફાધર-મધરે કેટલો બધો ઉપકાર કર્યો હોય ! એ બદલ ફળ મળી જ જાય ને! અને આજુબાજુ કુટુંબીઓ, ફેમિલીમાં બધા એમને બ્લડનો ફાયદો થયા વગર રહે નહીં ને ! કુળ ઈકોતેર તારે એટલે એવી રીતે તરેલા હોય પણ પછી પાછા સંજોગો અવળા મળે તો એ ડૂબે પાછા.

**પ્રશ્નકર્તા :** બરોબર પણ તમે એમને મોક્ષના અધિકારી કરી શકો ને ?

**દાદાશ્રી :** ના, ના, એવું નહીં. એ તો સંજોગો ભેગા થાય ને થઈ ગયું એટલો લાભ થયો. ત્યાં 'મારું-તારું' ના હોય. એમ ને એમ સંજોગો

ભેગા થાય... એમ માનોને કે આ ભાઈ છે, હવે એ છે તે બધા બહારથી આવતા હોય, તે કહે છે, 'ભઈ, અત્યારે રાત્રે બે વાગ્યા છે, હવે દાદાને ત્યાં અત્યારે ના જવાય.' પણ આ શું કહે કે 'ભઈ, મારે તો દાદા મારા ગામના છે, હું જઈશ.' તે એમને અધિકાર ખરો ને એટલો ! એવું લાભ મળે. એટલે નજીકનાને આ લાભ મળે. પરમાણુ એની પાસે હોય ને, તે એ બધાને. એનો જો લાભ એ પૂરો કરી લે તો, સાંધો કરી લે તો એના બાપનું, નહીં તો સાંધો ના હોય તો એ ઊડી જાય પછી લાભ આપીને.

## કુટુંબમાં જન્મવાથી નહીં પણ આજ્ઞા પાળ્યે મોક્ષ

એ તો અમારો એક ભત્રીજો કહેતો હતો. મને કહે, 'દાદા, હવે અમે મોક્ષે જ જવાના ને ?' મેં કહ્યું, 'ના, એવું નહીં. તમે પુરુષાર્થ કરશો તો થશે. કંઈ દાદાની પાસે જ્ઞાન લીધું ને દાદાના કુળમાં જન્મેલા, માટે એ બની શકે, એવું નહીં. તમારી ઉપર કૃપા વધારે રહે. કૃપા શાથી વધારે રહે ? કારણ કે બ્લડ રિલેશન. જલદી ઉકેલ આવે. પણ તેનો અર્થ અવળો ના કરાય. પોતાને આજ્ઞા તો પાળવી જ પડશે. આજ્ઞા પાળ્યા વગર કોઈ માણસ મોક્ષે જાય એવું બને નહીં.'

## સાત પેઢીથી ન ગમે કોઈને 'સાળો' થવાનું

**પ્રશ્નકર્તા :** દાદાને કોઈ બહેન નથી ?

**દાદાશ્રી :** બહેનેય નહીં, ફોઈએય નથી. બાપાને ફોઈ નહીં, દાદાને ફોઈ નહીં, એના દાદાનેય ફોઈ નહીં. સાત પેઢીથી છોડી જ નહીં. મેં આની પાછળ નાનપણમાં તપાસ કરેલી. આનું શું કારણ છે ? તે બે પેઢી જોઈ નાખી. તે બધી પેઢીઓને સાળા થવાનું ગમે નહીં, કોઈને સાળા થવાનું ગમે નહીં. બનેવી થવાનું ગમે પણ સાળા થવાનું ન ગમે. મેં કહ્યું, 'કહેવું પડે આ તો !' પણ આ તો અમારી પેઢીમાં પટેલોને ત્યાં જોયું.

મારી સાત પેઢીથી સાલો (સાળો) કોઈ થયેલો નહીં, એવા ફેમિલીનો માણસ છું. બાપદાદાયે એવું કહે, 'એય સાલા થવાની વાત નહીં જોઈએ.' એટલે કુદરતી રીતે જ સાળો થયો નથી. એ તુમાખીવાળું

ઘર ! સાલા જ નહીં. આના ફોઈ જન્મ્યા તે દહાડે અમારા વડીલ કહે, મરી ગયા, આ ઘરમાં હવે છોડી થઈ. સાલા-બાલા કોઈના થયેલા નહીં એવા આ લોક ! પછી પૂંછડી સીધી રહે કે ? વાંકી ટૈડ.

## સાળા તરીકે અપમાન થતા ચિતર્યું, ન જોઈએ 'બેન'

મનેય નાનપણથી નહોતું ગમતું સાળા થવાનું. કોઈ એમ કહે કે અમારા સાળા આવ્યા, એ મરવા જેવું લાગે. સાળા ? આને ઘેમરાજી કહેવાય. લોકોએ કાંઈ ઓછું પદ આપ્યું છે એમને ? લોકોએ નથી આપ્યું, આ તો પોતે માની લીધેલું પદ.

એટલે આ ચક્કર ગમે જ નહીં, બિલકુલેય પસંદ નહીં. મને તો કોઈ અવતારમાં કોઈએ સાળા કહ્યું હશે, તેને લઈને તો મેં મોક્ષે જવાનું નક્કી કરી નાખ્યું હશે. સાળા કહી જાય ! સાલા આવ્યા !

કોઈ અવતારમાં સાળા તરીકેનું અમારું અપમાન થયેલું હશે. તે કેટલાય અવતારોથી બેન નહીં થયેલી. સાળો કહ્યું કે અપમાન લાગ્યું ! આજે અમારી સાત પેઢીથી કોઈને બેન નથી. આ ભવમાં બેન જોઈતી નથી એ પૂર્વભવની ચીડ, આ ગયા અવતારનું !

**પ્રશ્નકર્તા :** એટલે જ આપનો જન્મ ત્યાં થયો છે એમ ?

**દાદાશ્રી :** એ તો ગમે તે, પણ થયું કંઈ, કંઈ બન્યું ખરું ને !

**પ્રશ્નકર્તા :** ગયા અવતારનું હોય ત્યારે જ થાય ને ?

**દાદાશ્રી :** તેથી બેન નથી ને, તે એય અજાયબી છે ને !

**પ્રશ્નકર્તા :** ભાઈઓ હોય ?

**દાદાશ્રી :** હા, લંગર બંધ.

## સમજાયો ખોટો અહંકાર, ખુલ્લી કરી નબળાઈ

**પ્રશ્નકર્તા :** શું પાપ છે સાળા થવામાં, દાદા ?

**દાદાશ્રી :** પાપ નહીં. આ તો ખોટો અહંકાર એક જાતનો. પોતાને

સાળા છે અને પોતે બીજાના થવું નથી. એ થવામાં કંઈ ગુનો છે? આ તો ક્યાંથી આવું ભૂત પેસી ગયું છે તે જ મને સમજાતું નથી. અને આ ભૂત સાચવી કેમ રાખ્યું અમારા ઘૈડિયાઓએ તેય મને સમજાતું નથી. આ આપણે આવન-જાવન કરીએ ને દહાડા નીકળે એવા માણસો. અમથા વગરકામના ખુમારી ભર ભર કરીએ ? પણ તે દહાડે મને જ ખુમારી હતી, મને ગમતી'તી.

વ્યવહારમાં ચાલે એવું જ નથી ને ! એ સગાઈની નિંદા કરવા આપણે બેઠા નથી. આ તો ગયા અવતારની મારી નબળાઈનું પ્રદર્શન. કંઈ એની નિંદા આપણાથી થઈ શકે નહીં. જે વ્યવહારમાં જરૂરિયાત છે, નેસેસિટી એની નિંદા હોય ? આ તો એક જાતની ચીડ, તેના હિસાબે. ચીડ પેસી ગયેલી હોય ત્યારે ને !

## કંઈ પણ લાલચ નહીં એવી ગજબની ખુમારી

**પ્રશ્નકર્તા :** તે આપે વાત કરી કે આપને ખુમારી બહુ ગમતી'તી.

**દાદાશ્રી :** હા, ખુમારી બહુ ગમતી'તી. કોઈ પૈસામાં છેતરી જાય તો વાંધો નહીં, પણ મને ખુમારી દેખાડે તો બસ, રાજી. ઈન્ટરેસ્ટ જ એવો. હા, ખુમારી આગળ પૈસા છોડી દે. જો ખુમારી મળતી હોય, તો પૈસા છોડી દે.

**પ્રશ્નકર્તા :** તો એવો કોઈ આપની ખુમારીવાળો નાનપણનો પ્રસંગ હોય તો જણાવશો.

**દાદાશ્રી :** એક બાવા જેવો આવ્યો હતો, એ અમારા માજીને કહે છે, 'યે પુણ્યશાળી લડકા હૈ, એના માટે કંઈ વિધિઓ કરવાની જરૂર છે.' તો એમાં બા ઢીલા થઈ ગયા કે આવો મારો છોકરો પુણ્યશાળી ! વિધિઓ કરવી હોય તો કરાવી લેવડાવું. એટલે ખર્ચો પૂછવા માંડ્યા. પેલો વધારે નહોતો કહેતો, સો-દોઢસો રૂપિયા ખર્ચો કહેતો હતો. પણ તે દહાડે સો-દોઢસો એટલે અત્યારના એક હજાર જેવા. વીસ રૂપિયે સોનું હતું ત્યારે તો. એટલે ત્યારે પછી, હું નાનો ઉંમરમાં ને પછી બાને મેં

કહ્યું, 'વિધિ-બિધિ કરાવશો નહીં.' તે બાએ પેલાને કહી દીધેલું. એટલે પેલો ફરી આવ્યો, ત્યારે મેં કહ્યું, 'તમે અહીં આવો છો ને, તમારો ધક્કો નકામો પડશે. કારણ હું તો રામની ચિઠ્ઠી લઈને આવેલો છું, એટલે તમારી જરૂર નહોય.' કોની ચિઠ્ઠી લઈને આવ્યો છું ?

**પ્રશ્નકર્તા :** રામની.

**દાદાશ્રી :** 'તું તો લાવ્યો નહીં ને ચિઠ્ઠી, ને મારી પાસે રામની ચિઠ્ઠી છે ! મૂઆ, મારી ગેરેન્ટી આપનાર તું કોણ ? તને જોઈએ તો હું આપું. કારણ તું લાલચુ છું, હું લાલચુ નથી.' હું નાનપણથી લાલચુ નહીં. લાલચ આટલીય નહીં, કોઈ દહાડોય નહીં. તમે આવો અહીંથી, સોનું બંધાવો (આપો) તોય અમારે કામનું નહીં.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૨]

# નિર્દોષ ગ્રામ્યજીવન

## મા અંબેના લાલ, 'અંબાલાલ'

**પ્રશ્નકર્તા :** દાદા, તમારું નામ કેવી રીતે પડ્યું ?

**દાદાશ્રી :** મારા બા (ઝવેરબા)એ મારે માટે (જન્મ પહેલાં) આઠેક વર્ષ તો ઘી ન ખાવાની બાધા લીધેલી અને અંબામાની ભક્તિ નિરંતર કરતા, તે ઉપરથી મારું નામ 'અંબાલાલ' પાડેલું.

## ગલગોટા જેવું શરીર તેથી કહેતા 'ગલો'

**પ્રશ્નકર્તા :** દાદાને ગલાકાકા કેમ કહેતા'તા ?

**દાદાશ્રી :** એ તો નામ જ નાનપણમાં ગલાભાઈ. ગલુનું લોકોએ ગલો કર્યો, પછી ગલાકાકા કર્યા. એ નામથી ઓળખાઈ ગયા. ખડકીમાં 'ગલાકાકા આવ્યા' તેમ કહેતા.

**પ્રશ્નકર્તા :** ગલો નામ પડ્યું ત્યારે કેટલી ઉંમર હશે તમારી દાદા ?

**દાદાશ્રી :** દસ વરસનો.

**પ્રશ્નકર્તા :** ગલો એટલે શું, દાદા ?

**દાદાશ્રી :** એ ગમ્મતનું, આનંદનું નામ. ગલૂડિયા નથી કહેતા નાના હોય તેને ?

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** એ તો એવું છે ને, નાનપણમાં નામ મારું ખરેખર ગલાભાઈ નહોતું. ગલાભાઈ નામનું તો કારણ છે.

**પ્રશ્નકર્તા :** શું કારણ, દાદા ?

**દાદાશ્રી :** અમારા પાડોશમાં એક અંબાલાલ કરીને ભાઈ રહેતા'તા, અંબાલાલ મોતીભાઈ કરીને. એમના વાઈફનું નામ પુનીબા, મારા બાથી નાના થોડાક, દસેક વર્ષે. તે પુનીબા રોજ મને ઘેર તેડી (જોડે) લઈ જાય. બા શરીરે સ્થૂળકાય અને મને તેડી જાય. તે ગાલ પર હાથ ફેરવે, રાજી થઈ જાય.

એમને ભાવ આવે, બધું સારું સારું ખવડાવે અને પછી હું ઘેર આવતો રહું. પછી પાછો જઉં ત્યારે સાંકળ ખખડાવું બહારથી, અંદર મહીં પેસેજ જેવું, બહાર દરવાજો ખખડાવવો પડે. 'કોણ છે ?' એવું પુનીબા બોલે મહીંથી. ત્યારે કહું, 'હું છું.' ફરીવાર પૂછે, 'કોણ છે ?' 'હું અંબાલાલ' એવું કહું હું.

એમના ધણીનું નામ અંબાલાલ, તે શું કરે રોજ કે બહાર આમ આગળથી સાંકળ ખખડાવે ત્યારે પેલા અંદરથી પુનીબા કહે કે 'કોણ આવ્યું છે ? કોણ છે ?' ત્યારે એ કહે, 'હું અંબાલાલ'. એટલે પછી હું એવા ચાળા પાડતો હતો. હુંય અંબાલાલને ! ત્યારે એ કહે, 'આવ્યો રડ્યો અંબાલાલ મોટો ! તું તો મને મૂંઝાવામાં મૂકી દઉં છું ને ! તું અંબાલાલ બોલું એટલે પછી મને તો એમ મારા ધણી આવ્યા એવું લાગે ને !' પછી બાને કહે, ''મને બહુ વહાલો છે, એટલે હું આનું નામ 'ગલો' પાડું.'' ગલગોટા જેવો દેખાતો'તો, શરીર સારુંને બધું ત્યારે ! એટલે તે 'ગલુ, ગલુ' કહેતા'તા. એટલે પછી મારું નામ 'ગલો' પાડેલું.

**પ્રશ્નકર્તા :** આપના બધા મિત્રો અમને કહે છે કે 'બહાર પેલા ગિલ્લીદંડા રમવા જઈએ. પછી પપૈયા તોડી લાવીએ અને ઘઉંમાં દાબી દઈએ, પછી ખઈએ.' પછી કહે છે, 'દાદા છે ને, આમ હાથ લાંબો કરેને, તો નાના ચાર-પાંચ છોકરાં કહે છે આમ લટકે ! એટલા બધા મજબૂત હતા, દાદા ગલકા જેવા હતા. એટલે ગલાકાકા કહેતા હતા.'

એ તો ઝવેરબાને પૂછેલું કે દાદા નાના હતા ત્યારે કેવા દેખાતા'તા ? ત્યારે મને કહ્યું, 'ગલગોટા જેવા, તે ગલો નામ પાડ્યું'તું.'

**દાદાશ્રી :** તે ભૂસાતા ભૂસાતા બહુ વર્ષો થયા. હવે લોકો 'અંબાલાલ' બોલે છે.

## દસ વર્ષ સુધીની ઉંમર તોય રહેતા દિગંબરી

અમારી ખડકીમાં બધા દસ-અગિયાર વર્ષના છોકરાં હોય ને, તે બધા દિગંબર જ હોય. તે નાહવા જાય તે બધા કપડાં કાઢીને જ જવાનું, પલાળે નહીં.

**પ્રશ્નકર્તા :** દિગંબર ?

**દાદાશ્રી :** અમે તો વૈષ્ણવધર્મમાં જન્મેલા ને, એટલે શ્વેતાંબર-સ્થાનકવાસી, આ બીજા બધા ધર્મ સંપ્રદાય વિશે અમે નાનપણથી કશું સાંભળેલું નહીં. પણ દિગંબર શબ્દ પહેલેથી સાંભળેલો. કારણ કે તે જમાનામાં નાના છોકરાંઓને કંઈ કપડાં પહેરવાની, ચડ્ડીઓ પહેરવાની સિસ્ટમ નહોતી. એ જમાનામાં છોકરાંને, નાના બાબાઓને કપડાં પહેરાવાનું નહોતું આવતું. કપડાંની અછત બહુ હતી. એટલે કપડાં ના પહેરાવે, એમ ને એમ દિગંબર ફર્યા કરે.

ધાવણા હતા ત્યારથી તે દસ વર્ષ સુધી તો નાગા ફર્યા હતા અને લોકોય 'દિગંબરી' કહેતા હતા. 'દિગંબરી આવ્યો' કહે.

પુનીબા શું કહે ? 'લે, પેલો દિગંબર પાછો આવ્યો !' મેં કહ્યું, 'આ દિગંબર કેમ કહે છે ?' હવે દિગંબરી સાધુ આવું ફરે એટલે દિગંબરી કહે ને !

હા, તે દિગંબર ફર્યા કરે છોકરાંઓ. એટલે કોઈ બઈ જરા તોફાની હોય ને તો એ કહે, 'મૂઓ, આ દિગંબરની પેઠ ફર્યા કરે છે. રડ્યા, ગરમી લાગે છે તને' એવું કહે. પેલો છોકરો કપડાં કાઢી જ નાખે ઘેર આવીને અને પોળમાં ફરવા જાય. હવે કેમ પહોંચી વળાય આમાં ?

**પ્રશ્નકર્તા :** ગામડાની રીતભાત ને એ ! અને દાદા, પહેલાંના

વખતમાં તો એવું હતું કે લાંબું ખમીસ પહેરાવી દેને એટલે ચડ્ડી પહેરવાની જરૂર નહીં.

**દાદાશ્રી :** પણ એ છોકરાં જ એવા હતા, ઘરે આવીને કાઢી નાખે કપડાં બધા. મૂઆને, જાણે ગરમી લાગતી હોય ! અને તે ઘડીએ મા કહેય ખરી, 'રડ્યા દિગંબર, લૂગડું પહેર.' તે ત્યારથી સાંભળેલું. તે દિગંબર બોલતા ના આવડે એટલે પાછું દેગંબર જેવો છું, દેગંબર જેવો છું, એવું કહે.

મેં કહ્યું, 'આ દિગંબર શું હશે ?' સાંભળ્યું એટલે વિચાર આવે કે દિગંબર શું હશે ? દિગંબરનો અર્થ શું ? દિશાઓ રૂપી લૂગડાં. બે શબ્દ ભેગા થયેલા છે, 'દિક-અંબર.' દિક એટલે દિશામાંથી દિક થયેલું. અંબર એટલે વસ્ત્ર. દિશાઓ જેના વસ્ત્રો છે એવા દિગંબરી.

## દિગંબર એટલે ભાન જ નહીં વિષયનું

**પ્રશ્નકર્તા :** અત્યારે તો નાની ઉંમરથી જ કપડાં પહેરાવાની પ્રથા છે.

**દાદાશ્રી :** કપડાં પહેરે ને, એટલે ભાનમાં આવે માણસ. આજ તો વર્ષ દહાડાનું છોકરું હોય તોય કપડાં પહેરાવે છે. એટલે ભાન આવી ગયું. પેલા કપડાં જ ના પહેરાવે ને, તો ભાન જ ક્યાં હોય ? એટલે વિષયનો વિચાર જ ન આવે. એટલે ભાંજગડ નહીં. એ એડવાન્સ જાગૃતિ જ નહીં વિષયની.

**પ્રશ્નકર્તા :** એટલે સમાજનું એક જાતનું પ્રેશર એવું ને ?

**દાદાશ્રી :** ના, સમાજનું પ્રેશર નહીં, મા-બાપનું વલણ, સંસ્કાર ! ત્રણ વર્ષનું છોકરું એ ન જાણતું હોય કે મારા મા-બાપને આવો કંઈ સંબંધ છે ! એટલી બધી સુંદર સિક્રેસી. અને એવું હોય તે દહાડે છોકરાં બીજી રૂમમાં સૂતા હોય. એ મા-બાપના સંસ્કાર ! અત્યારે તો પેણે બેડરૂમ ને પેણે બેડરૂમ. માને એક બાજુ છોકરો થાય અને વહુનેય છોકરો થાય. જમાનો બદલાયો ને ! બેડરૂમ, ડબલ બેડ હોય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, ડબલ બેડ.

**દાદાશ્રી :** અને તે દહાડે કોઈ પુરુષ (પોતાની પત્ની સાથે) એક પથારીમાં સૂવે નહીં. તે દહાડે તો એક કહેવત હતી કે જે પુરુષ સ્ત્રી સાથે સૂઈ જાય આખી રાત્રિ, એ સ્ત્રી થઈ જાય. એના સ્ત્રી પર્યાય અડે. તે કોઈ આવું ના કરે. આ તો કોણ જાણે કો'ક અક્કલવાળાએ શોધખોળ કરી, તે ડબલ બેડ વેચાયા જ કરે.

અમારા વખતમાં જમાનો સાવ રસ્ટિક (ગામઠી) હતો. કહેવાય રસ્ટિક પણ પાછા રૂપાળા બમ જેવા. કપડું પહેરવાનું હોય નહીં નવ-દસ વર્ષ સુધી, પણ આમ રૂપાળા, મોઢું જોયું હોય તો. અને આજના છોકરાં એવા રૂપાળા મેં જોયા નથી. આજના છોકરાં રૂપાળા છે જ ક્યાં તે ?

## એ વખતમાં ગામની બધી છોકરીઓ બેન તરીકે

આ આજના છોકરાં કરતા અમારા વખતમાં ગુણ કયો સારો હતો કુદરતી રીતે કે અઢાર વર્ષના થાય તોય ગામની છોકરી ઉપર દૃષ્ટિ બગડે નહીં, એ ગુણ અમારામાં હતો. છોકરીઓ સામું દૃષ્ટિ નહોતા કરતા. છોકરીઓ જોડે રમે પણ બીજો વિચાર નહીં, એનું કારણ શું ? દસ-અગિયાર વર્ષ સુધી તો દિગંબર ફરતા. એટલે ભાન જ નહોતું આ દિશામાં.

દિગંબર એટલે સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** હા, હા, ખ્યાલ આવી ગયો.

**દાદાશ્રી :** તે પછી અમને બીજા લોકો છે તે કહે કે ભઈ, ગામની છોકરીઓ બેન કહેવાય. બેન એટલે તો મોટામાં મોટું એ સંબંધની સમજ. અને અત્યારના છોકરાંઓ તો બેનને સ્ત્રી કરી નાખે, વાર ના લાગે. અમે ચૌદ-પંદર વર્ષના થયા ને, ત્યાં સુધી છોકરીઓને જોઈએ ને, તો બેન કહીએ. પછી ગમે તે, બહુ છેટેની હોય તોયે. એ દૈ (દેવ) જાણે શું વાતાવરણ એવું હોય, ગમે તે.

## ધન્ય છે એ ભદ્રિક વિચારોવાળી પ્રજાને !

હવે તે દહાડે કળિયુગની દૃષ્ટિ ખરાબ નહોતી. ખરાબ વિચાર જ

નહીં કોઈ, કેવી સુંદરતા ! વિષય સંબંધી વિચાર જ નહીં કોઈ જાતનો. એટલે ભોળા બિચારા, ભદ્રિક લાગે.

એટલે એ સમયમાં ભાદરણ ગામની કોઈ છોકરી સામે કોઈએ ખરાબ દૃષ્ટિ કરી હોય એવું મારા સાંભળવામાં નથી આવ્યું. ત્યારે ધન્ય છે ને આ પ્રજાને !

**પ્રશ્નકર્તા :** દાદા, આપણા છ ગામમાં મૂળથી રિવાજ છે ને કે એક બાપની બધી પ્રજાને ?

**દાદાશ્રી :** હા, એક બાપની પ્રજા.

**પ્રશ્નકર્તા :** એ આપણા ગામમાં હતું એટલે જ કંઈ ખાનદાની રહી ગયેલી જે કંઈ, એ આધારે જ રહી છે. છ ગામમાં એ રહ્યું છે, એનું કારણ એ છે.

**દાદાશ્રી :** સહેજેય, એકેય કોઈ છોકરીનું નામ લે નહીં.

**પ્રશ્નકર્તા :** કારણ કે એ પહેલેથી, મૂળથી રિવાજને કે ગામમાં આપણે પરણવાનું નહીં, અને એક જ બાપની પ્રજા. એટલે ગામની છોકરીઓ ઉપર દૃષ્ટિ કરાય જ નહીં.

**દાદાશ્રી :** પૈણવાની વાત તો કેવી, વિચારેય ના કરાય, દૃષ્ટિ જ ના થાય અને બેન જ.

**પ્રશ્નકર્તા :** બેન જ, એ જ વિચારને, એટલો બધો પાકો વિચાર એટલે એમાં કંઈ અડે જ નહીં ને !

**દાદાશ્રી :** તો પછી નાગા ફરીએ એટલે તેનો ગુણાકાર અને આ બેન જુએ છે તેનો ગુણાકાર કરે તો કેવો આ કહેવાય ? નાગા ફર્યા એ તરીકે રસ્ટિક કહેવાય, પણ બેન તરીકે જાણી તે ?

**પ્રશ્નકર્તા :** હા, તો એની જમા બાજુ મોટી થઈ ગઈ ને, દાદા.

**દાદાશ્રી :** પ્રમાણ મૂકવું પડે ને ! નહિતર તો કેવું પ્રમાણ લાગે ?

**પ્રશ્નકર્તા :** તે વખતની સમજશક્તિનો આધાર છે.

## ભારોભાર નિર્દોષતા ભરેલું ગ્રામ્યજીવન

**પ્રશ્નકર્તા :** આટલું બધું નિર્દોષ ગ્રામ્યજીવન ?

**દાદાશ્રી :** આ વડોદરું શહેરેય નહોતું જોયેલું લોકોએ. આ આજના સંડાસ છે ને, એવું તો જો સંડાસ જોયું હોય તો મનમાં કંઈનો કંઈ ગેલમાં આવી જાય કે આ શું છે કહે ? ત્યારે કહે, અહીં સંડાસ. ના, એવું ના બોલીશ, ના બોલાય. દેવની જગ્યા સમજે, હં કે. ત્યારે એવી સમજણ હતી. આ ડેવલપમેન્ટ નહીંને કશું ! ગામડાની હાઈસ્કૂલો બધી. તે દહાડે આવું જોયેલું નહીં ને !

કેટલાકે તો ટ્રેન જોયેલી નહોતી તે દહાડે. અમારે ત્યાં નાની ગાડી આવેલી, તે મોટી ગાડી નહીં જોયેલી. નાની ગાડીના ઈન્જિન જોયેલા.

અમારા ગામના જોડે જોડે જે હતા ને, તે અમે ઈન્જિન જ પહેલી વખત જોયેલું આ રેલ્વેનું, પંદર વર્ષના થયા ત્યારે. પણ ઈન્જિન જ પહેલી વખત જોયેલું એ. આ કેવડું મોટું છે, કહે છે ! આ બધી ગાડી લઈ જાય, એને ખેંચી શકે છે !

**પ્રશ્નકર્તા :** હાથી કરતાય મોટું છે, કહે.

**દાદાશ્રી :** હાથીય નહીં જોયેલો બળ્યો ! હાથી જોયેલો હોય તેને ભાંજગડ છે ને ! એ ભારોભાર નિર્દોષતા, કશું જોયેલું જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** હા, કશું જોયેલું નહીં.

**દાદાશ્રી :** કારણ કે મોસાળ હોય ધર્મજ, તે ગાડીમાં જવાનું ના હોય. કરમસદ મોસાળ હોય તોય ગાડીમાં જવાનું ના હોય. નડિયાદ હોય તો જવાનું થાય.

## આવું જોયેલું જ નહીંને !

**પ્રશ્નકર્તા :** તો પછી ગામવાળા શહેર પહેલી વાર જુએ તો આશ્ચર્યચકિત જ થઈ જતા હશે ?

**દાદાશ્રી :** એ તો એવું થયું કે હું મેટ્રિકની પરીક્ષા આપવા બરોડા

આવ્યો પણ ત્યારે અમારી જોડે એક બ્રાહ્મણ હતો, અંબાલાલ મૂળજીભાઈ કરીને.

**પ્રશ્નકર્તા :** એનું નામેય અંબાલાલ મૂળજીભાઈ ?

**દાદાશ્રી :** હા. હૉલમાં એનો નંબર લાગુ થયેલો. ત્યારે પછી મને કહે છે કે હૉલમાં તમારો નંબર છે ને મારો પેલી જગ્યાએ છે. ત્યારે મેં કહ્યું, ના, હૉલમાં તારો છે. તું જોઈ આવ. એટલે એ સમજી ગયો બિચારો કે હૉલમાં એનો છે. એટલે પછી હૉલમાં ગયોને, તો હૉલમાં ગયા પછી એને શું થયું ? કે આ હૉલ કેટલો ઊંચો છે, એ જોયું. પછી ઘુમ્મટ-બુમ્મટ જોયા ને, પછી ત્યાં ને ત્યાં દિલ ઠરી ગયું એનું. આવું જોયેલું જ નહીં ને બિચારાએ. આવડો મોટો ઘુમ્મટ ! એની કલ્પનાની બહાર ઊડી ગયું અને એકાદ નસ ખેંચાઈ ગઈ, હં.

**પ્રશ્નકર્તા :** નસ ખેંચાઈ ગઈ ?

**દાદાશ્રી :** તે મૂઓ ઘનચક્કર જેવો થઈ ગયો ! બહાર નીકળ્યા પછી તે ઘેર મોકલવો પડ્યો એને. હા, એનું મગજ ખસી ગયું.

**પ્રશ્નકર્તા :** ખસી ગયું !

**દાદાશ્રી :** પરીક્ષા નહોતી અપાઈ બિચારાથી. જુઓને, ક્યાંથી નંબર ત્યાં લાગ્યો. તે આવું જોયેલું જ નહીં ને ! દુનિયા જ જોયેલી નહીં ને !

**પ્રશ્નકર્તા :** પછી જ્ઞાની અંબાલાલ, બીજા અંબાલાલને ફરી મળ્યા'તા, દાદા ? પછી એમને ફરી તમે મળેલા ?

**દાદાશ્રી :** ના, પણ પછી એની ફરી પરીક્ષા લેવાયેલી, એની પ્રાઈવેટલી પરીક્ષા લીધેલી અને પછી રાગે પડી ગયું એને તો.

❖ ❖ ❖ ❖ ❖

## [૧.૩]

# નાનપણથી ગણતર ઊંચું

### પાણી ચડે, 'સાત સમોલિયો' સાંભળી

મને તો બીજું ઉપનામ હઉ આપ્યું'તું. મને લોક નાનપણમાં શું કહેતા હતા તે જાણો છો ? પાટીદારો નામ પાડે એક કે આ બધા છોકરાંઓમાં આ છોકરો 'સાત સમોલિયો' છે. એટલે આ જૂના જમાનાની વાત હું કરું છું. અત્યારે આ બધા શબ્દો વપરાતા નથી. તમે નહીં સાંભળેલું 'સાત સમોલિયો ?'

**પ્રશ્નકર્તા :** 'સાત સમોલિયો' એનો અર્થ શું થાય, દાદા ?

**દાદાશ્રી :** હા, એટલે બળદને આમ ખેડવા જાય ને, ત્યારે સમોલ ઘાલે. એમાં બે બળદના માથા ઘાલવાના હોય છે ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, સમોલ પેલા જોતરામાં આવે છે તે.

**દાદાશ્રી :** તે મને 'સાત સમોલિયો' કહે. એટલે પછી એ જ કાકાને હું પૂછવા જઉ, સાત સમોલિયો એટલે શું ? એટલે એ કાકા મને સમજણ પાડે કે જો આ બળદ હોય છે, તેને ખેતીવાડી માટે આ જુહરું (જોતરું) ઘાલે. એટલે પછી ખેતીવાળી જમીન ખેડે પણ જો કૂવો ખેંચવાનો હોય તો ચેડી જાય (એડી મારી ડચકારા કરે). અને વખતે બે-ચાર-પાંચ જુહરા ટેલે (ઠેલે) એવો હોય પણ સાતમું જુહરું ચક્કી ખેંચવાનું, એ તો બને જ

નહીં. જે બળદ આ બધા કાર્ય કરે એ સાત સમોલિયો. તે કો'ક જ બળદ એવો હોય. એટલે સાત સમોલિયો માણસ એ બધી જ જાતના કામ કરે.

'સાત સમોલિયો' એટલે બધી બાજુ એક્સપર્ટ થાય એવો માણસ છે આ. અને હું મારી જાતને સમજી ગયેલો કે ખરું કહે છે આ લોકો. એટલે મને પાણી ચડે કે ઓહોહો... આપણો રોફ વધી ગયો ! તે લોકોએ પાણી પાયેલું મને. એટલે હું મારા મનમાં ખુશ થાઉં કે ઓહોહો... આટલી બધી મારામાં શક્તિ. હું જાણું કે મારામાં કંઈક છે, આ નામ મારું રોફ પાડે, 'સાત સમોલિયો' કહીને.

## કોઈક જ હોય સાત સમોલિયો

એ સમોલ કહે છે ને, તે એક જાતની સમોલ નથી. જુદી જુદી હોય, કૂવો કાઢવાની જુદી, ચક્કી ખેંચવાની જુદી. એવી સાત સમોલો છે બળદને. તે સાત સમોલવાળો બળદ હોય તો લોક એના પૈસા પૂરા આપે.

એટલે આ બળદને ખેડવા માટે પણ આ સમોલ ઘાલી શકાય. પછી આમ કોસ કાઢવાનો હોય તોય આ સમોલ કાઢી શકે. એ બે સમોલિયો કહેવાય. ખેડી શકે છે અને કોસ પણ કાઢી શકે છે. તે બે સમોલ કાઢે, એવી સાત જાતની સમોલ હોય છે. અને પછી સાતમી સમોલ કઈ ? છેલ્લામાં છેલ્લી, બહુ ભારે કે આંખે દાબડા બાંધી અને પેલી ચક્કી પીલવાની. એ ચક્કી પીલવા માટે બળદને લાવે ને ? તે છેર છેર (પશુને થતો નરમ ઝાડો) કર્યા કરે, ના પહોંચી વળાય એનાથી. ચક્કીમાં ઘાલ્યો હોય ને, તો એક ચક્કી કાઢે નહીં ને બેસી જાય મૂઓ. એટલે લોક કહે કે આ બળદ ના જોઈએ મારે, બા.

હવે બધા બળદ કંઈ 'સાત સમોલિયા' ના હોય. આ સો બળદમાં એક-બે બળદ 'સાત સમોલિયા' હોય. તે સાત સમોલિયાની કિંમત વધારે હોય.

## સાત સમોલિયો તેથી ન થઈ એકાગ્રતા ભણવામાં

પહેલાં એક કિંમત 'સાત સમોલિયો' છે કે નહીં ? કોઈ પાંચ

સમોલિયો, કોઈ ચાર સમોલિયો પણ સમોલવાળા હોય. આ ભણતરવાળા બધાય એક સમોલિયા છે.

**પ્રશ્નકર્તા :** એ વધારે સમજાવશો, દાદા.

**દાદાશ્રી :** આ એક કે બે સમોલવાળા જ પાસ થાય, સાત સમોલિયાવાળા પાસ ના થાય. આ તો હું જેમતેમ કરીને પાસ થતો'તો. માસ્તરને ડરાવી-કરીને, ગમે તેમ કરીને તે.

તમે સ્કૂલમાં ભણ્યા તે એક જ લાઈન, વન કોર્નર ! આવડું રાઉન્ડ હોય, તેમાં એક જ દેખાય. તે એમાં પાસ થાય જ. મારા જેવો પાસ ના થાય સ્કૂલોમાં, એકાગ્રતા ના રહે ને ! 'સાત સમોલિયો' હોય ને, એને બધી બાજુનું વિચારવાનું હોય. એ તમને ના ફાવે.

**પ્રશ્નકર્તા :** એને એકાગ્રતા એમાં ના આવે.

**દાદાશ્રી :** હું મેટ્રિક નાપાસ થયેલો ને, તે મને સંતોષ શા આધારે કે ભાઈ, કેમ મને ના આવડ્યું ? કારણ કે સાત સમોલ હોય, 'સાત સમોલિયો.' કો'ક જ માણસ આવો હોય, જીરવી શકે તે. લોકો તે મારી જોડે ઊભા રહ્યા હોય ને, તે ચાલીસ-પચાસ વરસના હોય અને હું બાર વરસનો ઊભો રહ્યો હોય તોય 'આ છોકરો કેટલો વિચક્ષણ છે,' કહે છે. તમારું સાંભળીને તમે સામસામી શું કહ્યા કરો છો એ હું સમજી જઉં. ભણવાનું આવડે-કરે નહીં કશું. વાંચે જ નહીં ને !

## પ્રેક્ટિકલ તે ધ્યાન રાખે ચોગરદમનું

**પ્રશ્નકર્તા :** દાદા, એવા પણ લોકો જોયેલા કે જે ભણવાની ચોપડી વાંચે, પહેલે નંબરે પાસ થાય અને પછીથી પ્રેક્ટિકલ લાઈફમાં આવે ત્યારે ત્યાં આગળ છે તે પછી કશુંય ના હોય, પૂરું થઈ ગયું બધું.

**દાદાશ્રી :** એમાં મીઠુંય ના હોય, જરાકેય મીઠું ના હોય મૂઆમાં. 'સાત સમોલિયા'ને મીઠું વધારે હોય. સાત સમોલિયો તો ઘરમાં રહેતો હોય અને ભણતો હોય ને તોય મહીં હિસાબ કાઢ્યા કરે કે આપણે આવક કેટલી ? જાવક કેટલી ? મા-બાપને કેટલું જોર પડતું હશે, એ બધો હિસાબ

એની પાસે હોય અને ચોપડીઓ પહેલેથી ઓછી લાવે. મા-બાપને જોર ના પડે. અને આ એક સમોલવાળાને છે કશી ગમ ?

મને સાત સમોલિયો કહેતા'તા. આ ઉઘાડું ના કરવું જોઈએ છતાં પણ કર્યું અત્યારે. સાત સમોલિયો એ ભણતો જાય બધું અને આ બધું કામ પણ કરે. મા-બાપની સેવા હઉ કરતો જાય. એ ખાલી એક જાતનું કામ ન કરે, મહીં દરેક જાતનું ધ્યાન રાખે. ઘરમાં મા-બાપની સ્થિતિ શું છે, પૈસા કેવી રીતે આવે છે, ક્યાં જાય છે, ક્યાં ખોટ જાય છે, મા-બાપને શું અડચણ પડતી હશે, એ બધું જ એના ધ્યાનમાં હોય.

આ તો મા-બાપ ઊલટા કહે, 'અલ્યા, મારી તબિયત નરમ છે એ તો જરા વિચાર.' ત્યારે કહે, 'એમાં મારે તે સ્કૂલમાં જવું કે તમારો વિચાર કરું' અને પેલો સાત સમોલિયો તો એના વિચારમાં જ હોય કે સ્કૂલમાંથી વહેલો આવીને પાછો ત્યાં પેસી જાય સેવામાં.

અને આજના છોકરાં તો એવી સેવાઓ જ ક્યાં કરે છે ? એમને બીજું બધું કશું નહીં. પણ નિંદવા જેવા નથી, આ છોકરાં સારા છે. આમને લીધે તો આપણું પૂંઠિયું ભરાઈ જવાનું છે. આમને પેટે હવે દેવતા પાકશે ! ભલે આ કોલસા છે પણ હવે દેવતા પાકશે. કોલસા કહેશો નહીં મોઢે. જરૂર છે બે પેઢી મોળી, તદ્દન મોળી.

## આજના છોકરાંઓ માત્ર ભણતરમાં, ગણતરમાં નથી

એ તો મને એક જણ કહેતો હતો, 'તમારા વખતના લોકો મેટ્રિક પાસ થતા અને આજના છોકરાંઓ છે તે ઝપાટાબંધ એલ.એલ.બી. થઈ જાય છે.'

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મેં કહ્યું, 'અમને ના આવડ્યું એ જુદું છે ને આ છોકરાં એલ.એલ.બી. થયા એય જુદું છે.' આજના છોકરાંઓને શું છે ? કે એને જે માર્ગ બતાવ્યો, એ માર્ગે દોડધામ, આજુબાજુનું કશું જોવા-કરવાનું નહીં. અમુક બે-પાંચ ટકા બ્રિલિઅન્ટ હોય ખરા, પણ બીજો ઘણો ખરો ભાગ તો, સામાન્ય વર્ગ તો પંચાણું ટકા એવો જ કે કંઈ આજુબાજુ જોવાનું નહીં,

ભણ-ભણ જ કરવાનું, બસ. પછી મા-બાપને શું થાય છે, તકલીફ શું છે કે મા-બાપ શેમાંથી કમાય છે, ખાય છે, એવું કશું જ જોવાનું નહીં. પૈસા ક્યાંથી આવે છે એવું કશું નહીં. એ તો જાણે કે નળમાંથી આવે છે. નળ ઊઘાડીશું ને પૈસા આવશે. એટલે આ તો સારું છે કે આ કુદરતી આવા છોકરાં પાક્યા ને, ત્યારે હિન્દુસ્તાનનું ભલીવાર આવશે.

એકલું ભણ ભણ કરવાની દાનતમાં હોય, વેદિયો. 'વેદિયો' શબ્દ આપણા કહે ને મહીં ?

**પ્રશ્નકર્તા :** હા, હા, બુકવૉર્મ, ચોપડીનો કીડો.

**દાદાશ્રી :** ના, બુકવૉર્મ જુદા ને વેદિયા જુદા પાછા. વેદિયો એટલે શું ? જે એક કામ ઝાલ્યું તેમાં જ મૂઓ હોય અને બુકવૉર્મ એટલે બુકમાં જ હોય એ. આ વેદિયો તો બધામાં વેદિયો હોય મૂઓ. અને જગત શું માગે છે ? સાત સમોલિયો માગે છે, વેદિયા નહીં. એવરી ડિરેક્શનવાળા (બધી દિશાવાળા) માગે છે. બધી ડિરેક્શનમાં જાગૃતિ જોઈશે. ત્યારે પહેલાંના લોકોને ભણતા આવડતું નહોતું. તમારા-મારા વખતમાં ભણતા આવડતું નહોતું ને બહુ ઓછા માણસો પાસ થતા હતા અને આજે ગમે તે માણસના છોકરાં, ગમે તે નાતના છોકરાંઓ ગ્રેજ્યુએટ થાય છે, ડૉક્ટર થાય છે. તે મને એક જણે પૂછ્યું, 'શું આ છોકરાંઓ હોશિયાર છે ? આ જમાનો કેવો !' ત્યારે મેં કહ્યું, 'પહેલાં ડફોળ હતા એવું તું કહું છું ? અને તેમાંના અમે ? આજના છોકરાંઓ હોશિયાર ? અમે નાપાસ થયા એટલે અમે ડફોળ ?' આ આજના છોકરાંઓને ભાન જ નથી કંઈ. એક જ, ભણવાનું, ભણવાનું ને ભણવાનું. બીજું કશું ગણવાનું તો સમજ્યા જ નથી. એ ભણે જ છે, ગણેલા નથી એ અને આપણા વખતમાં તો ગણતર અને ભણતર બન્ને સાથે ચાલતું હતું. ગણતર વધારે ચાલતું હતું ઊલટું ! અને અત્યારે તો ભણતર, તેય એક જ લાઈન, પછી એ આવડી જ જાય ને ! એમાં બીજું શું કરવાનું ?

## ચાર વર્ષ સુધીનું બધુંય યાદ

**પ્રશ્નકર્તા :** આવી નાનપણની આપની બીજી વાત કહો ને !

**દાદાશ્રી :** ચાર વર્ષે હું ખોવાઈ ગયો હતો બોરસદમાં. તે હજુય મને યાદ છે કે ખોવાઈ ગયેલ સ્થિતિમાં કેવું થયું'તું ને કેવું નહીં !

અમારા મોટાભાઈ મણિભાઈ ઘોડા પર આગળ બેસાડીને બોરસદ લઈ ગયેલા. ત્યાં એક ઓળખાણવાળા દુકાનદારને ત્યાં મને બેસાડ્યો ને પછી મણિભાઈ એમના કામે ગયા. દુકાનદારને ત્યાં કેટલી વાર ગમે ? એક-બે થોડી ગોળીઓ આપી હોય, તે ચાલે ત્યાં સુધી ગમે. પછી હું તો બહાર નીકળી પડ્યો, રમવા. દુકાનદારે ગોળીઓ આપેલી તે હજુય દેખાય મને, ગોળીઓ કેવી હતી તે !

બહુ વાર થઈ એટલે પછી મણિભાઈને ના દીઠા, કોઈ ઓળખાણવાળુંય ન દેખાયું એટલે રડવા માંડ્યો. એટલે પછી લોકો ભેગા થયા અને પછી પોલીસવાળા પોલીસ ગેટ ઉપર લઈ ગયા. પછી ત્યાંથી લોકોને ખબર આપી કે કોઈનો છોકરો ખોવાયો છે. તે એમ કરતા કરતા અમારા મોટાભાઈ મને લેવા માટે પાછા આવ્યા. તે બધું હજુય યાદ, ચાર જ વર્ષની ઉંમર ત્યારે.

## મોહી જીવ તો ભૂલી જાય

**પ્રશ્નકર્તા :** દાદા, આટલું જૂનું ચાર વર્ષના હતા ત્યારનું બધું આપને યાદ છે !

**દાદાશ્રી :** જ્ઞાન પહેલાં હું તમને પાંચ વરસનો હતો ત્યાં સુધીનું યાદશક્તિએ કરીને કહી આપું, કે અમુક દિવસે આવું થયું હતું ને અમુક દિવસે આવું થયું હતું, પણ પછી અમે વીતરાગ થઈ ગયા. એટલે પછી હવે બધું ભૂલી ગયા. હજુયે મહીં ઉપયોગ મૂકીએ તો દેખાય કે પાંચ વર્ષે આવું થયું હતું.

**પ્રશ્નકર્તા :** અમારા જેવાને તો ઉપયોગ ના હોય પણ તમને તો બહુ સારું દેખાય છે, ચોખ્ખેચોખ્ખું દેખાય છે !

**દાદાશ્રી :** બધાને યાદ ના રહે આ બધું, કારણ મોહી જીવડાને. રડવાને ટાઈમે રડે, પાછો હસવાને ટાઈમે હસેય ખરો. અલ્યા, શું થયું ?

હમણે ત્રણ કલાક પહેલાં તો રડતો હતો અને પાછો હસું છું ? પેલું ભૂલી જાય ને પાછું આ નવું હસવાનું, એને સાહજિક કહેવાય છે.

## ગમ્મતને માન્યું સાચું

**પ્રશ્નકર્તા :** આવી ખોવાઈ ગયાની વાત તો પહેલી વાર જ જાણી, આવો બીજો કોઈ પ્રસંગ હોય તો જણાવશો.

**દાદાશ્રી :** આ ભાઈ ખરો ને, એના બાપ નડિયાદ પૈણવા ગયેલા. તે રથ હોય કે માફો હોય, ઠેઠ નડિયાદ સુધી. તે એમાં મને બેસાડી દીધેલો. મારાથી બધા બાર-તેર વર્ષ મોટા હશે ! તે પછી રસ્તામાં એ એવું બોલ્યા કે આ અમારો ભાઈ છે અંબાલાલ, એનો એક છોકરી જોડે વિવાહ કરી રાખ્યો છે, એવું ટીખળ-ગમ્મત કરી. હું તો ત્યાંથી ઊઠીને જતો રહ્યો છાનોમાનો. મૂઆ ! આ પૈણાવે તો ? ત્યારે શું થાય ? હજુ મને યાદ છે, તે દહાડે નવ-દસ વર્ષનો હતો. જતી વખતે, જરા મને પૈણાવી દે તો શું થાય ? આ શું વચ્ચે આવી વાતો કરે છે ?

**પ્રશ્નકર્તા :** તે દહાડે ગોઠવી રાખે, દાદા.

**દાદાશ્રી :** હા, આ ગામડામાં કોની છોડીઓ છે, આ નડિયાદમાં, તે આ રસ્તામાં ગોઠવી નાખે. ગમ્મત માટે હસેલા, પણ મને સાચું લાગેલું. મને આ લોકો પૈણાવી દે તો શું થાય ? તે જતો રહ્યો પછી, ત્યાંથી ઊઠીને બીજા ગાડામાં.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૪]

# રમતગમત

## બધા જેવી જ નિર્દોષ રમતો-તોફાન

**પ્રશ્નકર્તા :** દાદા, તમારા પેલા શંકરભાઈએ અમને જે રૂમ બતાવી હતી ને તરસાળીમાં, આપના જન્મની, ત્યારે કહેતા હતા કે દાદા નાના હતા ત્યારે આ વંડી કૂદીને જતા રહેતા હતા.

**દાદાશ્રી :** એ તો છોકરાંઓ જોડે તોફાન કરતા.

**પ્રશ્નકર્તા :** એમણે એમ કહેલું કે પેલું તળાવ છે ને, ત્યાં બધી ભેંસો નહાય ને, તે ભેંસ તળાવમાં બેઠી હોય ને, તરતી હોય ને, તો એના ઉપર દાદા બેસી જતા હતા. ભેંસ ઉપર બેસીને રમે અને તળાવમાં તરે એવી રીતે.

**દાદાશ્રી :** જાણે હાથી પર બેઠા હોય એવું લાગે ! ગામડામાં બધા છોકરાંઓ એવું કરે ને...

**પ્રશ્નકર્તા :** અમારા જેવું જ કરતા ગામડામાં ?

**દાદાશ્રી :** એવું જ, એવું જ.

એક ફેરો તો હું દસ-અગિયાર વરસનો હતો, તે વખતે મામા કહે કે ભઈ, તું થાકી જઈશ. એટલે મને ભેંસ ઉપર બેસાડ્યો અને મારા પગ ઝાલીને જોડે ચાલ્યા.

## પોતે ભાણાભાઈ થયા, તેથી ગણે દેવ જેવા

**પ્રશ્નકર્તા :** દાદા, ડોબા (ભેંસો) લઈને ત્યાં તળાવે જાવ ખરા કોઈવાર ?

**દાદાશ્રી :** ના, હું ગયેલો નહીં. એવું તો કો'ક દહાડો જવાનું હોય, રોજ જવાનું હોય નહીં. એ તો ભાણાભાઈના જેવું, ભાણાભાઈનો રોફ રાખે.

**પ્રશ્નકર્તા :** હા, ભાણા-ભાણીને બહુ રાખે.

**દાદાશ્રી :** અમે ત્યાં દેવ ગણાઈએ. ત્યાં બધા ગામડામાં અમને તો દેવ ગણે, ભાણા-બાણા બધાને દેવ ગણે. કારણ કે આ તો પૈઠણ આપેલી મોટી-મોટી. એટલે એમને તો દેવ ગણે. એટલે આવું તે હલકું કાર્ય અમારાથી ના થાય. એને અડાય નહીં ને તેઓ અડવાયે ના દે.

આટલો અમથો તોય મોટા ભાણાભાઈ, ભાણાભાઈ, તરીકે માને. મેં અપમાન તો જિંદગીમાં જોયેલું જ નહીં, કોઈ જગ્યાએ. અમારા ગામમાંય નહીં જોયેલું અને બહારેય નહીં જોયેલું.

## મકરસંક્રાંતિ ખરી રીતે સૂર્યને જોવા માટે

**પ્રશ્નકર્તા :** બીજા નાના છોકરાં રમતો રમતા એવી તમે પણ રમતા ?

**દાદાશ્રી :** નાનપણમાં એક ભઈબંધ આવ્યો. એને પતંગ ઊડાડી ને પછી એમાં ફાયદો શું થાય પૂછ્યું. ઊડાડવામાં ફાયદો શાનો ? 'આ તો બહુ મજા આવે' કહે છે. મેં કહ્યું, 'એ તો પાછો હાથ આમ આમ કરવો પડે બળ્યો.' તે એને જોયા કરું, પછી નીચે ઠોકર વાગે છે કે નહીં તે જોવાનું નહીં અને આપણે દોડ-દોડ કરવાનું બળ્યું ! મેં કહ્યું, 'આ વેપાર મારે ના પોસાય. અઘટિત વેપાર મારે જોઈએ નહીં, તું કર બા.'

એટલે હું નાનો હતો ત્યારે પતંગો લોક ઉડાડતા અને હું ભાઈબંધ સાથે બેસતો અને જોતો. ત્યારે ભાઈબંધો કહેતા કે 'ત્રણ વરસ થયા,

કોઈ દી પતંગ-દોરો તમે લાવ્યા ?' ત્યારે મેં કહ્યું, 'મારી પાસે પૈસા છે, તારે જોઈતા હોય તો લાવી આપું. આ ઊંચું જોવાનું, ઠુમકા મારવાનું તે મારું કામ નહીં.'

એટલે હું મારી જિંદગીમાં કોઈ દહાડો પતંગ વેચાતી લાવ્યો નથી. આ લોકો દોરા કરે, તે હાથે પેલા ઘસરડા પડે ને કહે, 'જો મારા હાથ કેવા થઈ ગયા છે !' 'હું તો શું કરું ? તમે ઉડાડો છો ને હું જોઉં છું.' કિંમત જોવાની છે ! ઉડાડનાર તો મૂરખ માણસો હોય તે ઉડાડે. તે એને સમજણ નહીં હોવાથી આવું બધું ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું, કિંમત જોવાની છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આ પતંગ જોઈએ ને, એટલે સૂર્યનારાયણેય આપણી આંખમાં થોડા થોડા દેખાય. એટલે બહુ ઉત્તમ ફળ આપે એવું છે, આ મકરસક્રાંતિના ટાઈમમાં. તે આ સૂર્યને જોવા માટેનું જ છે, આ પતંગ ઉડાડવા માટે નથી. ઉડાડવી હોય તો ગમે તેમ બાંધી દો અને શક્તિ હોય તો ચઢ્યા કરે એની મેળે, દોરી ઉકલ્યા કરે. તેને આપણા લોકો બેભાનપણે ઉડાડવા જાય બિચારા ! ભાન જ નહીં ને કશું !

## ચાલ્યા નાનપણથી લોકપ્રવાહ વિરુદ્ધ

હું તો નાનપણથી જ કહેતો હતો, 'કઈ જાતના આ માણસો, આ છોકરાં ?' પતંગ ઊડાડવી એટલે શું ? લોકોને દેખીને એનું સરવૈયું કાઢે કે મને આમાં સુખ પડ્યું. લોકો દેખાડે એના પરથી પોતે સુખ માની લીધું.

આ તો લોકપ્રવાહ, એમાં સાયકોલોજિકલ ઈફેક્ટ, કેવો ઊડ્યો... કેવો ઊડ્યો... કેવો ઊડ્યો... કેવો ઊડ્યો ! અલ્યા મૂઆ, તારું શું આમાં ? બે-ચાર આનાની જલેબી લઈને ખાધી હોત તો સારું કહેવાય પેટમાં તો ગયું, આ તો અમથા હવામાં ઊડે છે !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એક દિવસ માટે બીજી બધી અકળામણો તો ભૂલી જાય ને !

**દાદાશ્રી :** હા, પણ અકળામણ ભૂલવાના બીજા રસ્તા હોય ને !

**પ્રશ્નકર્તા :** હા, બીજા રસ્તા જેની પાસે ન હોય, એને માટે તો આ એક એસ્કેપ (છટકબારી) સારો ને !

**દાદાશ્રી :** ના, તેય વાંધો નહીં. પણ ત્યાં દેખાદેખી કરે છે તે વાંધો છે મારે.

## રાજાની જેમ ફટાકડા ફોડતા જોતા, જાતે ફોડતા નહીં

**પ્રશ્નકર્તા :** પછી ફટાકડાનું પણ હતું ને એવું, તમે ફટાકડા ફોડતા ન હતા ને ?

**દાદાશ્રી :** હા, હું તો નાનો હતો ત્યારે દારૂખાનું પણ મેં નહીં ફોડેલું. આ રાજા છે તે દારૂખાનું ફોડે છે ? એ દારૂખાનું ફોડનાર મજૂરો ફોડે અને રાજા જુએ. કોઈ રાજાએ ફોડેલું નહીં. બધા રાજા ખુરશીમાં બેસીને જોયા કરે, નોકરો ફોડે પછી. તને ન્યાય શું લાગે છે ? તું રાજા હોઉં તો તું જાતે ફોડું કે જોઉં ?

**પ્રશ્નકર્તા :** રાજા હોઉં તો જોઉં ને !

**દાદાશ્રી :** અરે, તારામાં ને રાજાઓમાં શું ફેર છે ? આ અહીંના ગાયકવાડ (રાજાને) જુઓ તો એ જ વેષ છે. શું ફેર છે ? એમની પાસે નથી ગામ, તે તારી પાસેય નથી ગામ. હવે રાજા જ છે ને બધા ! ત્યારે તું શરીરે રૈયત છે ? વડોદરામાં ચોમેર દારૂખાનું ફોડનાર છે, તે તમે ખુરશી નાખીને બેસો ને જુઓ ને !

મને તાળો કરવાની ટેવ ને, એટલે આ ફટાકડામાં, પતંગમાં શું લાભ છે એ હું જોઈ લઉં. ફક્ત પતંગ ઉડાડવા જવું એ એક જાતની કસરત છે. બાકી, આપણે લાભ સાથે કામ રાખવું, આવી જરૂર નહીં. એય બેભાનપણે છાપરા પર ફર્યા કરે. તે એક જણ તો આખું પતરું લઈને નીચે આવ્યો (નીચે પડ્યો) !

## ખેલેલા નિર્દોષ હોળીની રમત, ભાભી સંગે

**પ્રશ્નકર્તા :** તમે હોળી રમેલા ?

**દાદાશ્રી :** હા, અમારા ભાભી જોડે નાનપણમાં હોળી રમેલા. ત્યારે એ અગિયાર વર્ષના ને હું દસ વર્ષનો.

**પ્રશ્નકર્તા :** તમારા ભાભી ? ત્યારનો રંગ હજુય નથી જતો.

**દાદાશ્રી :** હોળી રમતા હતા ને, એ હોળીનો રંગ લગાડ્યો. જુઓને, હજુય જતો જ નથી.

**પ્રશ્નકર્તા :** એ કેવો રંગ લગાડેલો એમણે, તમારા ભાભીએ ?

**દાદાશ્રી :** એ છાણ-બાણ નાખીને ચોપડે, બીજું ચોપડે ને રંગ ચોપડે. મોઢા પર ચોડી દઈને રમેલા. અમારા ભાભીને કહીએ તો હજુય યાદ કરે. આ ગુલાલ તો એટલો બધો હોય ક્યાંથી, થોડો-ઘણો હોય. બાકી છાણ તો હોય ને, નહીં તો પેલી પાણીની નીકો હોય ને, એમાંથી ચોપડે.

**પ્રશ્નકર્તા :** હોળી રમાડવાના પ્રેમનો રંગ હતો ભાભીનો કે મારા દિયરને સારા રંગું ?

**દાદાશ્રી :** એટલે એ હોળી ખેલતા હતા, ત્યારે તો ભાવેય (લાગણીય) બહુ હતો મારી ઉપર અને એક ટાઈમે ઊંધુંય બોલતા.

**પ્રશ્નકર્તા :** તમારા પર બહુ ભાવ ?

**દાદાશ્રી :** હા, ઊંધુંય એટલું અને પાછા કહેય ખરા કે મારા દિયર તો લક્ષ્મણજી જોઈ લો. તે ખેલેલા, એ કાદવ ચોપડ્યો હોય તોય લોક શું કહે ? એય, હોળી ખેલે છે, જુઓ તો ખરા ! ખેલે શબ્દ વાપરે. કેવો ?

**પ્રશ્નકર્તા :** ખેલે.

**દાદાશ્રી :** ત્યારે એવું આ હિન્દુસ્તાન છે ! પઝલ કેવું સરસ ! કાદવ ચોપડે તોય કહે, હોળી ખેલે છે ! અને છાણ ચોપડે તોય કહે, હોળી ખેલે છે ! આ શોધખોળ કેવી કરી છે ! અને નિર્દોષ ગ્રામ્યજીવન ! આ રાગ-દ્વેષ ભૂલી જાય બિચારા અને સાંજે પછી સુંવાળી સુંવાળી સેવો ખાઈ જાય. એમાં ચોખ્ખું ઘી ને ગોળ હોય.

❖ ❖ ❖ ❖ ❖

# [૨]
# શૈક્ષણિક જીવન

## [૨.૧]
## ભણવું હતું ભગવાન શોધવાનું

### 'ભણીને જ આવેલા' સાંભળતા મેટ્રિકે અટક્યા

**પ્રશ્નકર્તા :** દાદા, તમારું ભણવાનું ક્યાં ? નિશાળ કઈ ?

**દાદાશ્રી :** અઢાર વર્ષ સુધી ભાદરણ ભણ્યો.

**પ્રશ્નકર્તા :** કેટલા વર્ષે સ્કૂલમાં ગયા'તા ?

**દાદાશ્રી :** સ્કૂલમાં તો સાત વર્ષના ત્યારે ગયા હતા ને ગુજરાતી ચોથા ધોરણ સુધી ભણ્યા અને પછી અંગ્રેજીમાં ગયા, તે મેટ્રિક સુધી.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે આગળ કેમ ન ભણ્યા ?

**દાદાશ્રી :** મરીચીનું જેવું સાંભળેલું અને એ જેવું બન્યું હતું, તેવો જ દાખલો અમારા જીવનમાં બન્યો. હું કેમ આગળ ના ભણ્યો ? હું નાનો હતો ત્યારે અંગ્રેજી શીખવા માટે પુસ્તક વાંચતો હતો, ત્યારે અમારા મોટાભાઈ મણિભાઈ આવ્યા અને મને વાંચતો જોઈને કહ્યું કે 'જો આમ વાંચ' અને શિખવાડવા મંડી પડ્યા ! તે આ મારા પિતાશ્રીએ જોયું ત્યારે તે બોલ્યા કે 'આ તું ક્યાં ભણાવવા બેઠો ! એ તો ભણીને જ

આવેલો છે !' તે આ 'હું ભણીને આવેલો છું' તેવું મેં સાંભળ્યું એટલે બધું ભણવાનું અટક્યું.

## રોફને લીધે ઘંટ વાગ્યા પછી સ્કૂલમાં જતા

**પ્રશ્નકર્તા :** આપના સ્કૂલ જીવનની વાત કહો ને !

**દાદાશ્રી :** સ્કૂલમાં અમે ઘંટ વાગ્યા પછી જતા હતા, એ બધુંય અમને દેખાય. સાહેબ રોજ ચિડાયા કરે. અમને કહેવાય નહીં ને ચિડાયા કરે.

**પ્રશ્નકર્તા :** ઘંટ વાગ્યા પછી જતા ?

**દાદાશ્રી :** હા, સ્કૂલમાં ઘંટ વાગતો સાંભળ્યા પછી ઘેરથી નીકળતો અને કાયમ માસ્તરનો કકળાટ સાંભળતો ! હવે માસ્તરને શી ખબર કે મારી પ્રકૃતિ શું છે ? દરેકનું 'પિસ્ટન' જુદું જુદું હોય. નાનપણથી જ મારી પ્રકૃતિ જ એવી કે ઑલ્વેઝ લેટ (કાયમ મોડું). દરેક કામમાં હંમેશાં 'લેટ' હતો, કોઈ દિવસ ઉતાવળ કરી જ નથી. ઘંટ વાગી ગયા પછીથી જ ઘેરથી નીકળાય તેવી પ્રકૃતિ.

**પ્રશ્નકર્તા :** આપ ઘંટ વાગ્યા પછી કેમ જતા હતા ?

**દાદાશ્રી :** એવો રોફ ! મનમાં એવી ખુમારી ! પણ એ પાંસરા ના થયા ત્યારે જ આ દશાને ! પાંસરો માણસ તો ઘંટ વાગતા પહેલાં જઈને બેસી જાય.

**પ્રશ્નકર્તા :** રોફ મારે એ અવળો રસ્તો કહેવાય ?

**દાદાશ્રી :** આ તો અવળો જ રસ્તો ને ! ઘંટ વાગ્યા પછી ભાઈ આવે, સાહેબ પહેલાં આવ્યા હોય ! સાહેબ મોડા આવે તો ચાલે, પણ છોકરાં તો ઘંટ વાગ્યા પહેલાં નિયમથી આવે ને ! પણ આ આડાઈ, 'સાહેબ, એના મનમાં શું સમજે છે' કહે. લે ! અલ્યા, ભણવા જવું છે કે તારે બાખડી બાંધવી છે ? ત્યારે કહે, 'ના, બાખડી બાંધવાની પહેલાં.' બાખડી બાંધવાની કહેવાય એને. તમે બાખડી શબ્દ સાંભળેલો ? ત્યારે સારું.

**પ્રશ્નકર્તા :** તો સાહેબ તમને કશું કહી ના શકે ?

**દાદાશ્રી :** કહેય ખરા, પણ આમ એમનાથી કહેવાય નહીં. એને ભડક લાગે કે બહાર પથરો મારશે, માથું તોડી નાખશે. હું તો તેર વર્ષની ઉંમરેય માસ્તરને પણ બિવડાવતો.

## સ્કૂલમાં માસ્તરોય ડરતા મારાથી

**પ્રશ્નકર્તા :** દાદા, તમે આવા તોફાની હતા ?

**દાદાશ્રી :** ખરા, તોફાની ખરા. માલ જ તોફાની બધો, આડો માલ. આ સ્કૂલોમાં માસ્તર-બાસ્તર તો મને ગમે નહીં. આ માસ્તરો તો મહાપરાણે ચલાવવા પડતા હતા. આ માસ્તરની પાસે ભણવા જવું પડતું હતું ને, એ તો મહાપરાણે ચલાવી લેતો હતો. કારણ કે ઘેરથી ફૂટબોલને મારે કે જાવ સ્કૂલમાં અને સ્કૂલમાં માસ્તર ફૂટબોલને મારે કે ત્યાં ઘેર જાવ, તે ફૂટબોલ જેવી દશા થાય !

એટલે આ સ્કૂલના માસ્તરો મારા હિસાબમાં નહીં ને ! આમ આવડેય નહીં ને હિસાબમાંય નહીં. માસ્તર મને વગોવે ને હું એમને વગોવું, ધંધો જ આ. કારણ મને પરવશતા ગમતી નહોતી.

એટલે હું નિશાળમાં એવી પોલ મારતો કે માસ્તર ખોળાખોળ કરી મૂકતા. મારી હાજરી ક્લાસમાં હોય નહીં. મોડો-વહેલો જાઉ તો એ માસ્તર મારાથી ડરે, તે છેલ્લો બેસાડે. મારે તો છેલ્લું જ બેસવું હતું. અને હું તે પાસ થાઉ ? હું તો જે નાપાસ થતા તેમાંય છેલ્લે નંબરે નાપાસ થતો.

**પ્રશ્નકર્તા :** ક્લાસમાં કેમ હાજર નહોતા રહેતા, દાદા ?

**દાદાશ્રી :** જે સારા શિક્ષકો હોય ને, તે એમના પિરિયડ પૂરતું ધ્યાન આપતો'તો ને બીજામાં હું ધ્યાન આપું નહીં. એ જાણે બીજા મારી ઓટીમાં હોય ને એવું વર્તતો હતો. પછી સરવાળામાં શું થયું કે નાપાસ થયા. માટે બધાને એટેન્શન (ધ્યાન) દેવું જોઈએ, એવું મેં એનું તારણ કાઢેલું છેવટે.

જો કૉલેજમાં (સ્કૂલમાં) બેઠા છીએ, કૉલેજમાં (સ્કૂલમાં) આપણે

પ્રાપ્તિ કરવી છે, તો બધા પિરિયડને એટેન્શન આપવું. અને તેમ છતાં ના અવાય કોઈ કારણથી, કુદરતી કારણથી તો એ ડિફરન્ટ મેટર (જુદી વસ્તુ). આપણે જાણી-જોઈને એ ના કરવું.

## બીજા બધા જ્યાં ફેલ, ત્યાં દાદા પાસ

**પ્રશ્નકર્તા :** દાદા, લંડનમાં તમારા એક ભાઈબંધ મળ્યા'તા ને, એક પાટલી પર તમે બન્ને બેસતા એ, પેલા હરિહરભાઈ.

**દાદાશ્રી :** હા, હરિહર પ્રભુદાસ. ત્યાં આગળ તે મેં બોલાવડાવ્યા ત્યારે એમને (મહાત્માને) કહે છે, આ દાદા મારા ભાઈબંધ, એક પાટલી ઉપર અમે બેઠા'તા, તે મારા જિગરજાન દોસ્ત છે. અલ્યા, ઈઠ્યોતેર વર્ષે ના બોલીશ જિગરજાન તે. ઈઠ્યોતેર વર્ષના તે શાના જિગરજાન ? પણ તે દહાડે હતા જિગરજાન.

**પ્રશ્નકર્તા :** પછી એમણે એક પોલ બહાર પાડી કે હું એક વરસ પાછળ હતો પણ તમે ફેલ થયા તે બે જોડે થઈ ગયા.

**દાદાશ્રી :** હા, ફેલ થયા એટલે જોડે થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે ત્યાં (સ્કૂલમાં) ફેલ થયા, બીજા બધા અહીંયા (સંસારમાં) ફેલ થયેલા બેઠા છે.

## કૉમનસેન્સ બધી બાજુની, પણ ભણવામાં નહીં

**દાદાશ્રી :** સ્કૂલમાં નહોતું આવડતું એનું કારણ શું ? કૉમનસેન્સ બધી બાજુની હતી. એટલે જેને બધી બાજુથી કૉમનસેન્સ હોય ને, તેને એક બાજુ ના આવડે, એક લાઈન પૂરી ના કરી શકે.

એટલે હું સમજતો હતો કે આ ભણવાનું આપણાથી પૂરું થાય નહીં, આ તો વેદિયાનું કામ, અને ફળમાં છે તે નોકરી ખોળવાના આ લોકો.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ને મારે નોકરી જોઈતી નથી. મને પરવશતા ફાવે નહીં

આ બધી. એટલે આ કૉમનસેન્સ તે ચોગરદમની, ઑલ રાઉન્ડ. ક્યાંથી નિવેડો થાય ? બીજું બધું થાય એ આવડે. એટલે ભણાય નહીં ને ! એ ના આવડે, તેથી મેટ્રિકમાં ફેલ થયો ને !

**પ્રશ્નકર્તા :** દાદા, એ જે કૉમનસેન્સ છે તે કેવી રીતે આવતી હશે ? એ જે કોઠાસૂઝ કહે છે એ કેવી રીતે આવે ?

**દાદાશ્રી :** પૂર્વનું બધું, પૂર્વનો સામાન બધો લઈને આવેલો. એ શક્તિ બહુ સરસ, કામ કાઢી નાખે. એ શક્તિ બહુ ઓછા માણસનામાં હોય.

**પ્રશ્નકર્તા :** પછી દાદા, છેલ્લે શું થયું ? પાસ થયા કે નહીં ?

**દાદાશ્રી :** પછી જેમતેમ ફોર્થમાં આવ્યો. ત્યારે મેં ગોખી નાખેલું, મોઢે કરી નાખેલું. તે પાસ થઈ ગયો. તે ગામમાં હો હો થયેલું. અલ્યા ! આ છેલ્લા નંબરે નાપાસ થનાર પાસ થઈ ગયો !

## માસ્તરના ઠપકે કહ્યું કે 'હું તો ફસાયો છું'

**પ્રશ્નકર્તા :** દાદા, કોઈ માસ્તરો તમને ઠપકો આપતા ?

**દાદાશ્રી :** તે હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતો હતો. ત્યારે સોમાભાઈ કરીને એક માસ્તર હતા, ગ્રેજ્યુએટ પ્રોફેસર, તે મારા બ્રધરના ફ્રેન્ડ થતા હતા. એક ફેરો સોમાભાઈ માસ્તર મને ટૈડકાવવા માંડ્યા ને કહ્યું કે તારા આટલા વરસો પાણીમાં ગયા ! તને સાત વરસ થયા તોય અંગ્રેજી બોલતા આવડતું નથી. અંબાલાલ, તું લહેરપાણી કરું છું, આ ફર ફર કરું છું ને ભણતો નથી બરોબર. આ તું તારી જિંદગી ખરાબ કરું છું. અને મને તારા મોટાભાઈ મણિભાઈનો ઠપકો મળશે.

તે કહે છે, 'તું સારી રીતે ભણતો નથી અને રમતમાં ધ્યાન વધારે રાખે છે. તારા ભાઈ મારા ફ્રેન્ડ થાય, એટલે મારે એમને કહેવું પડશે. મારે મારા ભઈબંધને કાગળ લખવો પડશે કે તું વાંચતો નથી, બરોબર ભણતો નથી ને ટાઈમ બગાડે છે.' ત્યારે હું કહેતો કે 'મારા ભાઈ કોન્ટ્રાક્ટમાં પડ્યા છે, તે ક્યાં નવરા છે ?' ત્યારે કહે, 'તારા બાપા મૂળજીભાઈને કહી દઈશ કે તું બહુ તોફાન કરું છું.' મેં કહ્યું, 'જુઓ, મારી હકીકત

સાંભળો. પછી જે કહેવું હોય તે કહેજો, મને વાંધો નથી. ખાનગીમાં કહી દઉં સાહેબ ? આ અત્યારે કોઈ અહીં નથી, એટલે ખરી હકીકત કહી દઉં છું. મને મૂછો-બૂછો નથી, માટે છોકરો છું હજુ, પણ હું ફસાયો છું.' 'અરે, ભણવામાં શાનો ફસાયો તું કંઈ ? મોટાભાઈ કોન્ટ્રાક્ટર છે, પૈસા છે, બધું છે ને સારા ઘરનો છું ને !' પણ 'ફસાયો છું' કહ્યું. મેં ચોખ્ખું કહી દીધું કે 'તમારે જે કરવું હોય તે કરો, આ કશું જ હવે મારે શીખવું નથી. મારે આ ભણવું નથી. હું થાક્યો છું.'

## આટલા વર્ષના ભણતરે પ્રાપ્તિ શું ?

મેં કહ્યું, 'ભણવામાં ધ્યાન રાખ્યે મને પંદર વર્ષ થયા. આ સિક્સ્થમાં આવ્યો તો પંદર વર્ષ તો મારા ભણવામાં ગયા બળ્યા. પંદર વર્ષ થયા હાઈસ્કૂલમાં A-B-C-D શીખવામાં, આટલું એક ભાષા શિખવાડે બહુ ત્યારે. અને સાયન્સમાં શું પ્રયોગો શિખવાડ્યા ? આ પાણી ઊનું કરો ને આ ઊનું કરો ને આ આમ કરો ને તેમ કરો, આ શિખવાડ્યું અમને સ્કૂલમાં.'

આ પંદર વર્ષથી હું માથાકૂટ કરી રહ્યો છું. આ પંદર-સોળ વર્ષ (ઉંમરના) થયા મને, તેમાં છ-સાત વર્ષ સુધી તો ઘેરથી નીકળ્યો નથી. દસ વર્ષથી હું તમારી પાછળ પડ્યો છું આ ભણવા માટે, તો આ દસ વર્ષમાં તો મેં ભગવાન ખોળી કાઢ્યા હોત. અને અહીં મને કશું આવડતું નથી. એટલે તમે મારી પાછળ પડશો એમાં મજા નથી, કહ્યું. તમારે જે કહેવું હોય તે કહેજો. આ તમારે ત્યાં ફસાયો છું. પંદર વર્ષથી આ ભણ ભણ કરું છું પણ હજુ મેટ્રિક નથી થવાતું. એકડીયામાં બેઠો ત્યારથી, પંદર વર્ષ (ઉંમરે)થી હજી મેટ્રિક નથી થવાતું.

## આટલા વર્ષમાં તો ભગવાન ખોળી કાઢત

માસ્તરને કહેલું, 'માસ્તર, આ પંદર વર્ષ આ એક ભાષા શીખવામાં કાઢ્યા પણ જો આટલી જ મહેનત ભગવાન શોધવા પાછળ મેં કરી હોત, તો જરૂર ભગવાન પ્રાપ્ત કરીને બેઠો હોત ! આ તો વખત બગડ્યો છે મારો ઊલટો. એવો વખત બગાડવા માટે નથી. હું તો જાગૃત માણસ છું, કહ્યું. મારા વરસો ખોટા ખોયા.'

ત્યારે તેઓ કહે કે 'તારે જો ભગવાન ખોળવા હોય તો આ ભણવાનું નહીં ફાવે તને.' મેં કહ્યું, 'નથી જ ફાવતું પણ હવે શું કરવું ? તમે જ રસ્તો બતાડો.' તે સાહેબેય ડઘાઈ ગયા, ચૂપ જ થઈ ગયા. કંઈ બોલવા જેવું જ નથી આને. આ તો ઉદ્ધત છોકરો છે, આનું નામ ના દેશો. તે દહાડે ઉદ્ધતાઈ દેખાય ને ! એ તો મારી અત્યારે ઉદ્ધતાઈ કોઈ ના કહે પણ પહેલાં તો ઉદ્ધતાઈ જ કહે ને ! કશી બીજી આવડત નહીં, સમજણ નહીં, તેને ઉદ્ધત જ કહે ને ! વળી સ્ટંટ કહેતા'તા, સ્ટંટ.

## બે વર્ષમાં જે ભાષા આવડે, ન બગાડો દસ વર્ષ

આ ભાષા શીખવાનું એ તો ત્યાં આગળ બે વર્ષ ઈંગ્લેન્ડમાં મૂકી દઈએ એટલે આવડી જાય. તે વગરકામના ગોખાય ગોખાય કરો છો, A-B-C-D-E-F-G ! એટલે આપણે આ બધી ભણતર વ્યવસ્થા જે છે ને, એ વેસ્ટ ઑફ ટાઈમ એન્ડ એનર્જી (સમય અને શક્તિનો વ્યય) છે. અંગ્રેજોના વખતની છે એ. આપણે તો આપણા છોકરાં ફર્સ્ટ-સેકન્ડ ને થર્ડ સ્ટાન્ડર્ડ સાથે કરે એવા હોશિયાર હોય છે ! બધા કંઈ ન હોય, પણ જેટલા હોશિયાર હોય એને તો જવા દો આગળ. એય રસ્તો રોક્યો છે, બાર મહિના સિવાય નહીં. હોશિયાર એટલે કેવા હોશિયાર ! મેં જોયેલા બ્રિલિઅન્ટ છોકરાંઓ ! અત્યારે ભલે અનાડીપણું દેખાતું હોય પણ બ્લડ (લોહી) તો આર્ય છે છેવટે. એટલે આમ બહુ હોશિયાર પણ આમ શા હારુ તે આ ભાષા ગોખાય ગોખાય ગોખાય કરો છો ? એમાં પાર ક્યારે આવે ?

આ શું બળ્યું ! પંદર વર્ષ ચોપડીઓ ગા ગા કરો ! GO (જી-ઓ) ટૂ ગો, GO (જી-ઓ) ટૂ ગો. અરે ! મેલ ને પૂળો અહીંથી ! કોઈ લાઈન હોય તો જુદી વાત, પણ આ તો ભાષા શીખવાનું મેટ્રિક સુધી તો. વગરકામનું A-B-C-D શિખવાડે. તેય કો'કની ભાષા, આ ફોરેનની ભાષા શીખવા માટે મેટ્રિક સુધી ભણવું જોઈએ. કઈ જાતનું આ ચક્કરપણું છે ! ફોરેનની ભાષા શીખવા માટે માણસનું અહીં અડધું આયુષ્ય જ જતું રહે, એના કરતા ફોરેનમાં જઈને બે-ત્રણ વર્ષ રહીએ તો આવડી જાય બધું. અહીં એવી નકામી મહેનત કરીને મગજની ખરાબી કરવી.

આને શું કરવાની, તોપને બારે ચઢાવવાની છે ભાષા-બાષાને ? પાછી આવતા અવતારે આ ભૂલી જવાની, પાછી મરાઠી શીખવાની. પછી એના પછીના અવતારે એ ભૂલી જવાની, પછી હિન્દી શીખવાની. પછી મુસ્લિમની ઉર્દુ શીખવાની. આને શું કરવાનું ? જે ભૂલી જવાનું એને શીખવાનું શું ?

અને તેય ગયા અવતારનું શીખેલું તે આવડે. એમાં ના શીખેલું તો આવડે જ નહીં કોઈ દહાડો. આ તો શીખેલા પર આવરણ રૂપે એક પડ આવ્યું હોય, બે પડ આવ્યા હોય. જેટલા અવતાર જાનવરમાં ગયો હોય ને, એટલા પડ આવી ગયા હોય. જાનવરમાં ના ગયા હોય તો એક પડ હોય તો ભણવામાં ફર્સ્ટ નંબર પર આવતો હોય.

## એનું એ જ અજ્ઞાન ભણે ને પાછું આવરાય

એકની એક વસ્તુ લાખો અવતાર ભણતર કર્યા કર્યું છે. અનંત અવતારથી એનું એ જ ભણે છે ને પાછું આવરાય છે. અજ્ઞાનને ભણવાનું ના હોય. અજ્ઞાન તો સહજ ભાવે આવડે, જ્ઞાનને ભણવાનું. મારે આવરણ ઓછું, તે તેરમે વરસે ભાન થયેલું. મને નાનપણથી આવા ને આવા જ વિચારો આવ્યા કરે કે રોજ એની એ જ વસ્તુઓ, તે કંટાળો આવે. તેથી ભણતા નહોતું આવડતું ને ! ભણવામાં નહોતું આવડતું, તેનું કારણ આ જ. આનો આ જ વિચાર આવ્યા કરે. અમારે ભણવાનું ચિત્તની ગેરહાજરીમાં થતું. તે નાપાસ થતો, તે ડફોળ કહેવાયો.

પછી જ્યારે મોટાભાઈ આવે ને, તો આ ભણવાનું બધું ના જુએ. તે બધા માસ્તરો એમના મિત્રો હોય, તે સોમાભાઈ માસ્તર મણિભાઈને કહે કે તમારો ભઈ છે હુશિયાર પણ બરોબર ભણતો નથી. એટલે ભાઈ વઢે મને. 'તું ધ્યાન રાખતો નથી, વાંચતો નથી.' તે સાંભળી લઉં પણ મનમાં થાય કે મારે તો સંપૂર્ણ સ્વતંત્ર થવું હતું. તે ૧૯૫૮માં (જ્ઞાન થયું ત્યારે) સંપૂર્ણ સ્વતંત્ર થયો.

## વર્લ્ડનું કલ્યાણ કરવાનું નિમિત્ત લઈને આવ્યો છું

ત્યારે માસ્તર તો મને કહે, 'અહીં ભગવાન-બગવાન ના હોય. અહીં

ભણવા માટે આવવાનું.' મેં કહ્યું, 'હું ભગવાન ખોળું છું. હું કંઈ આવું ભણતર ભણવા, હું લોકોની નોકરીઓ કરવા માટે અહીં નથી આવ્યો. હું તો કંઈક વિશેષ કરવા આવ્યો છું. કંઈક નવા-જૂની કરવા આવેલો છું. આ તો મને ઘેરથી ફરજિયાત દબાણ કરીને મોકલે છે, મારી ઈચ્છા નથી. આ તો નોકરીઓ કરાવવાની ઈચ્છાઓ છે, હું નોકરી કરવા માટે આવ્યો નથી.' ત્યાં તો રિટાયર્ડ કરી નાખે મૂઆ. શું કરી નાખે ? રિટાયર્ડ કરી નાખે. આ બળદ હોય છે ને, તેને પાંજરાપોળમાં રિટાયર્ડ કરે છે એવું આમનેય રિટાયર્ડ કરે. અઠ્ઠાવન વર્ષનો થઈ ગયો, રિટાયર્ડ ! કાઢી મેલો, કહે.

એટલે મેં સોમાભાઈ સરને જવાબ આપી દીધેલો. માણસ બહુ સારા ને બહુ લાગણીવાળા ! 'પણ મારી પર બહુ લાગણી ના રાખશો, હું જુદી જાતનો માણસ છું. તમારે પાસ કરવો છે, મારે નાપાસ થવું છે, બોલો ! આ ગૂંચવાડામાં હું પેસવા નથી માગતો,' કહ્યું.

પંદર વર્ષ મેં આમાં કાઢ્યા હોત તો ઉપરથી ભગવાન ઉતારત નીચે. એટલો બધો સામાન લઈને આવેલો છું, પાર વગરનો સામાન લઈને આવ્યો છું. 'આખા વર્લ્ડનું કલ્યાણ કરવાનું નિમિત્ત લઈને આવ્યો છું અને કલ્યાણ અવશ્ય થવાનું છે.'

## કેટલાક માસ્તરો અમારા પર ખુશ

**પ્રશ્નકર્તા :** છતાં કોઈ માસ્તરને તમે ગમતા પણ હશો ને ?

**દાદાશ્રી :** હું સેકન્ડમાં ભણતો હતો ને, તે અમારા માસ્તર હતા, તે બ્રેઈન બધાના કેવા ! હાઈ ક્લાસ બ્રેઈન બધા. શું નામ હતું એમનું ? નામ ભૂલી ગયો હું.

**પ્રશ્નકર્તા :** વિઠ્ઠલભાઈ.

**દાદાશ્રી :** હા, વિઠ્ઠલભાઈ. બહુ સારા, હસતા મોઢાના. તે મારી સામું જોઈને હસે મારી જોડે.

પછી એમણે ભરૂચમાં દવાખાનું ખોલ્યું ને, તે મારે ભરૂચ બે દહાડા જવાનું હતું. તે હું ત્યાં ગયો. મેં કહ્યું, 'તમને મળવા આવ્યો છું.' તો કહે,

'રહેવાનું અહીં, બીજે ક્યાંય જવાનું નહીં.' તે રહ્યો હતો બે દહાડા. બહુ સારા માણસ ! એ તો બહુ મળતાવડા. નાના છોકરાં જોડેય વાતચીત કરે, ગમ્મત કરે બધુંય. હસમુખા સ્વભાવના...

બીજા મણિભાઈ ફિફ્થમાં મારા માસ્તર હતા. મણિભાઈ બહુ મળતાવડા નહીં ને, તે પહેલાં મારી પર બહુ ચિડાતા હતા. કારણ કે હું લહેરી એટલે એમને લહેરી માણસ ગમે નહીં.

**પ્રશ્નકર્તા :** હા, એ તો બધાની ઉપર ગુસ્સે થતા.

**દાદાશ્રી :** ત્યારે ભઈ લહેરી માણસેય સારો, કો'ક દહાડો પાન ખાવું હોય તો લાવી આપે. પછી તો ઠેઠ સુધી મારી ઉપર બહુ ખુશ હતા મણિભાઈ.

હવે આ પેલું અક્રમનું થયું ને, ત્યાર પછી એમના મનમાં જુદું પેસી ગયું કે જુદું શું કરવા પાડ્યું તે ? એમને મનમાં એ ઈચ્છા કે જો હતું જ્ઞાન, તો જુદું પાડવાની જરૂર શી હતી ? મેં કહ્યું, 'જુદું નથી પાડ્યું મેં. લોકો મારાથી જુદાઈ છે એવી વાત સમજે છે. મેં જુદું પાડ્યું જ નથી.' હું ત્યાં આવવા માંડ્યો, તે લોકોને ગમતું નહોતું.

અને વરઘોડો ત્યાં હતો ને ભાદરણમાં, તે એય કહેતા હતા, 'મને કહેવડાવ્યું હોત તો હું આવતને અહીં આગળ. ગામમાં વરઘોડો હોયને હું ના આવું ?'

હમણાં હું મળવા ગયો હતો ને થોડા વખત ઉપર એમને, તમે આવ્યા હતા ને ? પણ હવે પહેલાં જેવો પ્રેમ નથી દેખાડતા. પહેલાં તો મને જુએ ને ખૂબ હસે, ખૂબ હસે. એમને સમજાતું નથી કે આ અક્રમ આવું હોતું હશે કે ? હવે સાંભળેલું નહીંને આવું તેવું. ઊંધો રસ્તો હશે એવું લાગે એમને. તે તમારા ભાઈ કહેવાના હતા પેલા વડોદરામાં.

**પ્રશ્નકર્તા :** સુકુમાર.

**દાદાશ્રી :** સુકુમાર કહે છે, 'હું તો કહેવાનો.' મેં કહ્યું, 'કહેશો નહીં, ના કહેશો. ઊલટું મારી ઉપર વધારે એ થાય. એમને ના કહેશો,

ગુપ્ત રાખો.' અમથું એમના મનમાં અકળાટ થાય નકામું. આપણો એ ધર્મ જ નહીં. એમને આનંદ થવો જોઈએ, એવી રીતે રહેવાનું. એમના દુઃખનું પરિણામ આપણે ના થઈએ. તારાપુર જવાનું હતું ત્યારે એમને ત્યાં જ ઊતરેલો હતો. એ કહે છે, 'મારે ત્યાં જ ઉતરવાનું.' તે ઘડીએ એ તારાપુર હતા.

**પ્રશ્નકર્તા :** તારાપુર હેડ માસ્તર હતા.

## ભગવાન ખોળ્યા, લઘુતમ શીખતા

**પ્રશ્નકર્તા :** દાદા, પેલો પ્રસંગ કહો ને, લઘુતમને આધારે તમને ભગવાન જડ્યા.

**દાદાશ્રી :** હું નાનો હતો ત્યારે ભગવાન ખોળતો. ભગવાનનો કંઈ પુરાવો આપ મને તું. પુરાવો ના જોઈએ બધો ? પણ પછી મને એક વસ્તુ ઉપરથી ભગવાન જડ્યા. નાનપણથી દર્શન એટલું બધું હાઈ, તે લઘુતમ શીખતા મને ભગવાનનું સમજાઈ ગયું'તું.

હું ચૌદ વરસનો હતો ત્યારે સ્કૂલમાં એક માસ્તર મળી ગયા હતા. તે મને ગણિતમાં લઘુતમ શિખવાડવા આવ્યા. 'લઘુતમ શીખવા માટે આટલી રકમો તમને આપી છે, એમાંથી લઘુતમ ખોળી આપો,' કહે છે. એવી પાંચ-દસ રકમો આપતા અને પૂછતા. ત્યારે મેં માસ્તરને પૂછ્યું, 'એ વળી શું ? લઘુતમ એટલે શું કહેવા માગો છો ? લઘુતમ શી રીતે થાય ?' ત્યારે કહે, આ બધી રકમો મૂકી છે, એની મહીંથી નાનામાં નાની રકમ અને તે અવિભાજ્ય હોય. આ બધી પાંચ-દસ રકમોમાં એવી રકમ જે મહીં સામાન્ય હોય અને અવિભાજ્ય રૂપે. એ એમ નાના બાળકની ભાષામાં જે હોય ને, તે બોલતા હશે શબ્દ. અવિભાજ્ય અને ફરી ભાગ ના કરી શકાય એવી, ફરી ભાગાકાર ન થાય એવી નાનામાં નાની રકમ ખોળી કાઢવાની.

**પ્રશ્નકર્તા :** એનો ભાગાકાર થાય નહીં.

**દાદાશ્રી :** પછી એનો ભાગાકાર થાય નહીં ને અવિભાજ્ય હોય. ચાર હોય તો વિભાજન થઈ શકે, આઠ હોય તો વિભાજન થઈ શકે, નવ

હોય તો વિભાજન થઈ શકે, સો હોય તો વિભાજન થઈ શકે પણ પાંચનું વિભાજન ના થાય, સત્તરનું વિભાજન ના થાય, અગિયારનું વિભાજન ના થાય, એવી અમુક અમુક સંખ્યા હોય.

એટલે એવું કંઈ ખોળી કાઢો, આ બધામાં. એક રકમ એવી રહી છે બધામાં પણ એ લઘુતમ ભાવે રહી છે. એ તપાસ કરવાની છે. તે દહાડે બધા લોકોને આવડતું હતું, પણ મને તો આવડે નહીં બળ્યું, અને આવા વિચાર કર્યા કરું.

**પ્રશ્નકર્તા :** કેવા વિચાર ?

**દાદાશ્રી :** તે દહાડે માણસોને અમારી ભાષામાં 'રકમો' બોલીએ, કે આ રકમો સારી નથી. ગુજરાતી ભાષામાં એવું પહેલાંના વખતમાં બોલવામાં આવે કે આ રકમો સારી નથી. મનુષ્યોને શું કહેતો'તો ? કોઈ માણસ ખરાબ હોયને તો હું કહું કે 'આ બધી રકમો બહુ સારી નથી.' એ રકમો કહેતો હતો, માણસો નહોતો કહેતો. શબ્દ જ એવો બોલતો'તો.

તે ચૌદ વર્ષની ઉંમરે મને વિચાર આવેલો કે આ બધી કઈ જાતની રકમો (માણસો) છે ? એટલું જ નહીં, પણ આ કૂતરા, બિલાડા, ગાય-ભેંસ, ગધેડા એ બધી જ રકમો છે. તે આ રકમમાં રકમ મને મળતું આવ્યું, મને આ માફક આવ્યું. એટલે મને એમ લાગ્યું કે આ રકમોની અંદર પછી એવું જ છે ને ! પછી મને આખી રાત ઊંઘ ન આવી ને વિચારે ચઢ્યો. એટલે ભગવાન અવિભાજ્ય રૂપે રહેલા છે બધાનામાં, એ મને એડજસ્ટમેન્ટ ત્યાં થઈ ગયું. ત્યારથી જ બધો હિસાબ કાઢી નાખેલો.

## ચૌદ વર્ષે વિચાર પરિણામના

**પ્રશ્નકર્તા :** ત્યારે પણ તમને આની બધી ખબર હતી જ, એ ઉંમરમાં ?

**દાદાશ્રી :** નહીં, તે દહાડે આ મને વિચાર પરિણામના જ આવે. હરેક બાબતમાં પરિણામના જ વિચાર આવે. આનું પરિણામ શું આવશે એ મને હાજર થઈ જાય.

ત્યારે એ તો મને બીજે દહાડે સમજણ પડી કે આ તો 'ભગવાન', કે જે દરેક રકમોમાં ગાયમાં, ભેંસમાં અને માણસમાં નાનામાં નાની ચીજ હોય તો ભગવાન છે, જે અવિભાજ્ય રૂપે રહ્યા હોય. એટલે ભગવાન લઘુતમ છે. લઘુતમનું ફળ શું આવશે ? ભગવાન. માટે લઘુતમથી ભગવાન મળે એવું મને ખાસ સમજણ પડી. ભગવાન લઘુતમ છે, એવું મને તે દહાડે સમજાયેલું. કેવા છે ? અવિભાજ્ય, ફરી ભાગાકાર જ ના થાય અને બધામાં રહ્યા છે, સમાન ભાવે.

**પ્રશ્નકર્તા :** એ કૉમન ફેક્ટર બધામાં.

**દાદાશ્રી :** બધામાં કૉમન. તે મને ચૌદ વર્ષે સમજ પડી આ. તે સારી વાતને, આવું ખુલે ત્યારે ! એ ભેજું ખુલ્યું કહેવાય ! ત્યારે મને ખ્યાલ આવેલો કે માણસો બધામાં જ એવી કંઈ નાનામાં નાની વસ્તુ હોવી જોઈએ ને ! અને ભગવાન કહે છે કે હું બધામાં જ છું. તે મને સમજાયું કે આત્મા સર્વમાં છે. ભગવાન મહીં છે ને લોક બહાર ભગવાન ખોળવા દોડાદોડ કરે છે.

હા, બધે, બધા જ ક્રીએચરની અંદર અને વેરાયટી ઑફ ક્રીએચર. ક્રીએચરની વેરાયટિઝ છે પાર વગરની અને એની મહીં ભગવાન લઘુતમ ભાવે રહેલા છે, અવિભાજ્ય રૂપે. તે મને ચૌદ વરસની ઉંમરે સમજાયેલું આ. પછી મારી વિચારણા આગળ વધેલી.

એટલે મેં માસ્તરને કહ્યું કે આ રકમો તો બહુ સારું થયું, આ શિખવાડ્યું તે આમાં જે લઘુતમ છે, જે વસ્તુ રહી છે તે, આ બધી રકમોમાં અવિભાજ્ય જો હોય તો ભગવાન છે. મને ભગવાન જડી ગયા. તે માસ્તર મને કહે, બેસી જા, બેસી જા. તને અક્કલ નથી, તને સમજણ નથી પડતી. એટલે ત્યારથી આ ભાંજગડ !

## ઢળ્યો સ્વભાવ લઘુતમ ભણી, તે છેવટે થયા લઘુતમ

આ લઘુતમથી જ પછી મારો સ્વભાવ લઘુતમ ભણી ઢળતો ગયો. તે ત્યારે લઘુતમ થયું નહીં, ઢળ્યો ખરો. પણ છેવટે લઘુતમ થઈને હું ઊભો રહ્યો, અત્યારે. બાય રિલેટિવ વ્યૂ પોઈન્ટ આઈ એમ કમ્પ્લીટ લઘુતમ,

બાય રિયલ વ્યૂ પોઈન્ટ આઈ એમ કમ્પ્લીટ ગુરુતમ. બાય રિલેટિવ વ્યૂ પોઈન્ટ લઘુતમ એટલે આ સંસારની બાબતોમાં, જ્યાં સુધી આ સંસારી દેહ, વેષ છે બધું, તે બાબતમાં હું લઘુતમ. એટલે મારાથી કોઈ નાનો જીવ છે નહીં બીજો. હું લઘુતમ જ છું. મેં પુસ્તકમાં લખેલું છે, હું લઘુતમ છું એવું ! અને બાય રિયલ વ્યૂ પોઈન્ટ, હું ગુરુતમ છું. જેટલો રિલેટિવમાં લઘુતમ થાય એટલો રિયલમાં ગુરુત્તમ થાય.

આ આપણા વ્યવહારમાં લઘુતમ શબ્દ આવે છે, એ બધું કામ કાઢી નાખે એવો છે.

**પ્રશ્નકર્તા :** પણ એ વ્યવહારને બદલે જ્યારે તત્ત્વજ્ઞાન જોડે એનો મેળ થાય છે ત્યારે નવો પ્રકાશ પડે છે લઘુતમમાં.

**દાદાશ્રી :** હા, નવો પ્રકાશ પડે, લઘુતમનો. લઘુતમનો પ્રકાશ પડે આપણને. તે મને પોતાનેય લઘુતમનો પ્રકાશ બહુ પડે.

લઘુતમ નહોતા શીખ્યા ?

**પ્રશ્નકર્તા :** ગુરુતમ શીખ્યા'તા, લઘુતમ નહીં.

**દાદાશ્રી :** હવે આ બધામાં લઘુતમ કાઢી નાખવાના, બસ.

હવે લઘુતમ કાઢતા શીખી જાવ. ગુરુતમ તો બહુ દહાડા કાઢ્યા, હવે લઘુતમ કાઢો. એ સ્કૂલમાં એટલા માટે શિખવાડવામાં આવે છે કે આ લઘુતમ કાઢશે તો કો'ક દહાડો મોક્ષનો લઘુતમ કાઢતા આવડે પણ પહેલાં આ લઘુતમ જ ના શીખ્યો હોય તો મોક્ષનો લઘુતમ શી રીતે આવડે ? માટે લઘુતમ એ એક જ સંસારમાં મોક્ષનું સાધન છે. લઘુતમ જેને આવડે તેને પરમાત્મા ખોળતા આવડે.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૨]
# મેટ્રિક ફેલ

## વિલાયત મોકલી સૂબા બનાવવાની ઈચ્છા

**પ્રશ્નકર્તા :** દાદા, તમે બ્રિલિઅન્ટ (તેજસ્વી) હતા તો મેટ્રિક ફેલ (નાપાસ) કેમ થયા ?

**દાદાશ્રી :** મને તો એક ક્ષણ પોસાતું નહોતું આ જગત. મને તેર વર્ષે એમ થયું'તું કે મારે બૉસ ના હોવો જોઈએ. અને પંદર વર્ષનો થયો ત્યારે બ્રધર કોન્ટ્રાક્ટનો ધંધો કરતા'તા બરોડામાં. તે ઘેર આવીને મોટાભાઈ ને અમારા પિતાશ્રી હતા, એ બે ભેગા થયા. મારા બ્રધર ફાધરને કહે છે, કે આ અંબાલાલ છે તે મેટ્રિક પાસ થઈ જાય સારી રીતે, એટલે એને વિલાયત ભણવા મોકલીએ. મારા ફાધર ને મોટાભાઈ વાત કરતા'તા, એ હું સાંભળતો હતો.

એટલે બ્રધર શું કહે છે, ભણાવવાનો ખર્ચો થોડો હું વધારે કરીશ, પણ આને આગળ ભણાવજો સારો. આપણે એ મેટ્રિક પાસ થઈ જાય એટલે ત્યાં જ મોકલવો છે સીધો જ ઈંગ્લેન્ડ, લંડન મોકલી દઈએ. એક વર્ષ વધારે રાખીશું અને સૂબો થઈને આવે.

અમારા બ્રધર કોન્ટ્રાક્ટનો ધંધો કરે એટલે તે સારું કમાતા'તા. જરા કંઈક હાથમાં સગવડ ખરી, હિંમત ખરી. પૈસાની છૂટ થયેલી થોડી-ઘણી, પણ લાંબી નહીં. પણ એ જમાનામાં એમને છૂટ થયેલી. એટલે કંઈક

પાસે હશે, તે દહાડે પાંચ-દસ હજાર રૂપિયા ખર્ચી શકાય, વિલાયત મોકલવા માટે. ત્યારે સસ્તામાં થતું, બહુ મોંઘું નહીં, તે એવી છૂટ ખરી. તે કહે છે, 'હું પૈસા બધા આપીશ, એને વિલાયત મોકલીએ.'

**પ્રશ્નકર્તા :** ભણવા ?

**દાદાશ્રી :** તે પછી ફરી વાત કરતા'તા. એ કહે, 'વિલાયત મોકલીએ ને વિલાયતથી ભણીને ત્રણ વરસમાં પાસ થઈને ડિગ્રી લઈને અહીં આવે તો અહીં સૂબો થાય. આપણા કુટુંબમાં જે સૂબા છે ને, એવો જ આને વિલાયત મોકલીને સૂબો બનાવીએ. અહીં ગાયકવાડ સરકાર એ સૂબોની ગ્રેડ આપે છે. ભણીને આવે પછી આવતા જ એને સારી પ્રોબેશનરની જગ્યા મળે એવો સૂબો થઈ જશે. પછી સૂબા તરીકે અહીં ગાયકવાડ સરકારની નોકરીમાં ફર્યા કરે.' તે મારા ફાધર અને બ્રધર મને નોકરીમાં ઘાલવા ફરતા હતા.

એમાં ફળ રૂપે એમની ઈચ્છા શું ? સૂબો બનાવવાની. એય મોટો ઑફિસર, કલેક્ટર થવા માટે મને આમ ! સૂબો-સૂબો. જેમ કમિશનર હોયને આ ગવર્મેન્ટમાં, એવું તે દહાડે સૂબા હતા. અમારા બરોડા સ્ટેટમાં પહેલાં સૂબો થતા'તા. એક પ્રાંતનો સૂબો, આખા ગામનો ઉપરી એ.

તે વખતે ત્રણસો રૂપિયાનો પગાર મળતો હતો, વડોદરા સ્ટેટના સૂબોને. બરોડા સ્ટેટ હતું ને, એટલે સૂબો બનાવવાનું બહુ એ હતું.

આ બરોડા સ્ટેટમાં સૂબા તરીકે અમારા એક પિતરાઈ કુટુંબના હતા. કાકાના દીકરા અમારા ભઈ થતા'તા છઠ્ઠી પેઢીએ. એમનું નામ જેઠાભાઈ નારણજી, એ મારા ફાધરના ભત્રીજા થાય. એ સરકારમાં સૂબો હતા. એટલે તે ઘડીએ મોટી ડિગ્રી ગણાય. 'સૂબો સાહેબ આવ્યા, સૂબો સાહેબ આવ્યા' એમ.

એ મેટ્રિક થઈને વિલાયત ગયેલા. તે વિલાયત જઈને ગ્રેજ્યુએટ થઈને સૂબો થયા'તા. એવી મારા ફાધરની ને મોટાભાઈની ઈચ્છા હતી સૂબો કરવાની. તે વખતમાં મનમાં એવી લાલચ કે આ ભાઈને સૂબો બનાવીએ.

## સમજી ગયા સૂબો બનાવવા પાછળનો સ્વાર્થ

તે આ વાત સાંભળી એટલે મને ચીઢ ચઢી કે આ લોકો શા માટે મને સૂબો બનાવવા માગે છે ? તે મને તરત વિચાર આવ્યો કે સૂબો બનાવશે તે એમના શું ફાયદાને માટે સૂબો કરવા ફરે છે ? એમાં દરેકનો સ્વાર્થ હોય ને, કે આ ફાધર શું કરવા મને સૂબો કરે છે ? સૂબો હું થઉ ને ફાધરને શો ફાયદો ? ફાધરનો શું સ્વાર્થ ?

તે મેં વિચાર કર્યો, હવે તે દહાડે પંદર વર્ષની ઉંમર. પછી મને સમજણ પડી, તે સૂબો બનાવવા પાછળનો આશય સમજી ગયો. એમના મનમાં એમ કે મારો દીકરો સૂબો થાય એટલે પછી મારે આમ ઓળખાણ થાય ને કે 'મારો દીકરો સૂબો !' એટલે જીવન જીવવાની મજા આવે ને ! અને જીવન જીવવાની કળા મળી ગઈ કે મારો દીકરો સૂબો છે, શું હોશિયાર છે ! એમ પાંહરાટ (રોફ) રહે, કેફ લઈને ફરે. તે આવો કંઈક સૂબો થઈ જાય, તો હું સૂબોનો બાપ કહેવાઉ ને ! લોક કહે ને, આ પેલા સૂબાના ફાધર આવ્યા ! ઓહોહો ! એટલે હું સૂબો થઉ અને એમની આબરૂ વધે. એટલે હું સમજી ગયો હતો કે ફાધર પોતાની આબરૂ વધારવા માગે છે.

એટલે એમને આમ પાઘડી-બાઘડી સારી ઘાલીને ફરે ને ! ના ફરે છોકરો સૂબો હોય તો ? છોકરો સૂબો હોય તો ફરે ને ? અરે, બધા કાકા હઉ ફરે. કાકા હઉ કહે, 'મારો ભત્રીજો સૂબો છે.' એટલે મેં વિચારી નાખ્યું કે ફાધરને આવું થવાની ઈચ્છા છે કે આપણી કિંમત વધી જાય કંઈક ! લોક મારી કિંમત કરે !

પછી થયું કે ભઈને શા માટે હશે ? બ્રધરના મનમાં એમ થાય કે મારો નાનો ભઈ સૂબો છે ! મનમાં તો પાંહરાટ થાય મહીં. આપણી આબરૂ વધશે, કમાશે તો આપણે વાપરીશું, મજા કરીશું. એટલે એ લહેર ઉઠાવવા માટે આ બધી વાતો કરે છે.

તે જેઠાભાઈ સૂબો ખરા ને, તે એમનું જોઈને મનમાં એમ થાય કે એ સૂબો થયા તો એમના બાપનો કેટલો રોફ પડ્યો, ભાઈઓનો રોફ

પડ્યો ! તેવું અમારા ફાધર ને બ્રધરના મનમાં થયું. જો સૂબો થાય તો મારો કેટલો રોફ પડે ! તે બેઉ રોફ પાડવા સારુ મને સૂબો કરવા માગતા'તા.

એટલે મેં આ સાંભળ્યું. આ કંઈ કાવતરું કરે છે મારા સારુ. 'આ લોકો કાવતરું કેમ કરતા હશે ?' પછી થયું કે 'ના, પોતપોતાના ઘાટ માટે કરે છે.' પેલા કહે છે, 'મારો રોફ પડશે,' પેલા 'મારો રોફ પડશે' એમ. પણ મારી શી દશા ? એમના રોફ સારુ મારું તેલ કાઢવા બેઠા છે એ ! એમનો રોફ પડે પણ મારો તો દમ નીકળે ને ! એમાં મારું શું ?

મેં કહ્યું, 'આ મારો ઘાટ ઘડ્યો આ લોકોએ, ફાધરે ને બ્રધરે. આ બે જણ આમ પહેરણો પહેરીને અને પાઘડીઓ ગોઠવીને ફરશે અને છુંદો મારો થશે. મારે એવો સૂબો થવું નથી.'

એ બેઉને રોફ પાડવા હતા. અલ્યા, તમારે બેનો આમ શોખ થાય, તમને બેને પાંહરાટ મળ્યો, પણ મારું શું થાય ?

## હું સૂબો થઈશ તો સરસૂબો પાછો મને ટૈડકાવશે

હું સમજી ગયો કે આ લોકો મારો ઘાટ ઘડે છે સર્વિસ કરવા માટે, વખતે હું સૂબો થઈશ, પણ ઉપર સરસૂબો તો મને ટૈડકાવશે ને ! તમને કંઈ ટૈડકાવવાનો છે ? સરસૂબો કોને ટૈડકાવે ?

**પ્રશ્નકર્તા :** સૂબાને.

**દાદાશ્રી :** એમને શું કામ ટૈડકાવે ? મને સરસૂબો ટૈડકાવે, તે ઘડીએ એ સાંભળવાના હતા ? એટલે આ તો મને આવું કરે ગાળામાં વીંટવા માટે, પણ મારે કંઈ ગાળામાં વીંટાવું નથી. એટલે આ લોકોએ સૂબો બનાવવાની વ્યવસ્થા કરી. એટલે હું સમજી ગયો કે આ લોકો પોતાના સ્વાર્થ માટે બધું જ કરી છૂટશે. એ બધાના સુખની ખાતર મને સૂબો બનાવવા ફરે છે આ, એવું સમજી ગયો. એમાં દાનત એમની ખોરી છે, મારી દાનત ખોરી નથી આવી.

## કોઈ મને ડફળાવે, એને માટે અમે કંઈ જન્મ્યા નથી

હું તો બહુ સ્વતંત્ર મિજાજનો. એટલે મને વિચાર આવ્યો કે મને સૂબો બનાવશે એટલે મારા ઉપર સરસૂબો હોય કે ના હોય ? તે ટૈડકાવે કે ના ટૈડકાવે ? સરસૂબો મને ડફળાવે વગરકામનો. એટલે મારે સરસૂબોનો ઠપકો સાંભળવો પડશે. સૂબો બનું એટલે મારે એમને કહેવું પડે, 'સાહેબજી.' તે સરસૂબો હોય તે ગાળો ભાંડે મને, ટૈડકાવે. આવું મહીં મનમાં પેસી ગયેલું. કો'ક ટૈડકાવે, તે આપણને ના રુચે. આપણને ના જોઈએ આ. આપણે આ ધંધો માંડવો નથી. ત્યારથી જ મને તો ઉપાધિ થઈ.

એ એની વહુ જોડે વઢીને આવ્યો હોય ને આપણી જોડે ચિડાયા કરે. અલ્યા મૂઆ, તું મને લઢવાનો છું એ હું જાણતો નહોતો, નહીં તો રાજીનામું આપીને ચાલ્યો જાત. તારી સરકાર તારે ઘેર રહી ને તુંય તારે ઘેર, અમે આ ચાલ્યા ! ડફળાવવા માટે અમે કંઈ જન્મ્યા નથી બા. તું અમને ડફળાવું, અમે એના હારુ જન્મ્યા છીએ ? એવું તે શું આપી દેવાનો ?

## ન જોઈએ કશુંય, પછી ઉપરી શેને માટે ?

એ સરસૂબો ટૈડકાવે એ આપણને કેમ પોસાય ? મેં કહ્યું, 'મારે આ ના જોઈએ. ભઈ, આ આપણે સૂબો થવું નથી.' તે એના કરતા આ સૂબોની જગ્યા સારી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** આ સૂબો ના કહેવાય, દાદા.

**દાદાશ્રી :** હેં ?

**પ્રશ્નકર્તા :** આ તો સૂબોના સૂબો, સરસૂબો !

**દાદાશ્રી :** મને કોઈ ટૈડકાવવું જોઈએ નહીં. મને ટૈડકાવનાર ના જોઈએ, બૉસ જોઈએ નહીં. મને દુનિયાનોય બૉસ ખપતો નથી. કારણ કે આ અવતાર એક મહાપરાણે મળ્યો અને ત્યાંય પાછો ટૈડકાવનારો મળ્યો. મેર મૂઆ, કોઈક દહાડો મનુષ્યનો અવતાર આવ્યો અને તું પાછો

ટૈડકાવનાર નીકળ્યો ! ત્યારે બળ્યું એવા અવતારને શું કરવાનો, જો ટૈડકાવનારો મળે તો ? આપણે કશું મોજશોખની ચીજ જોઈતી નથી અને આપણને ટૈડકાવે. જેને મોજશોખની ચીજ જોઈતી હોય તેને ભલે ટૈડકાવનારા મળે, પણ મારે તો કશું જોઈતું નથી આવું તેવું. એટલે મેં નક્કી કર્યું, પાનની દુકાન કરીશું આપણે પણ આવું આપણને ટૈડકાવાનું એ નહીં ફાવે.

મારે જોઈએ એટલું ખાવાનું બા, શું એટલું બધું ખાઈ જવાના હશે ? આટલું ખવાય અને ટૈડકાવનાર બહુ, તે મને તો પોસાય નહીં. એટલે મેં કહ્યું, 'મને આ રસ્તો ગમશે નહીં.'

એટલા માટે હું નાનપણમાં જ ચેતેલો. મને બૉસ મળવો ના જોઈએ. ગયા અવતારમાં બૉસની વાત મને કંઈક મજા નહીં આવી હોય. એટલે પહેલેથી જ ચીડ, મારે બૉસ ના જોઈએ. મેં તો ભણતી વખતે નક્કી કર્યું'તું કે મારે સરસૂબો માથે ના જોઈએ. નકામો સૂબો ટૈડકાવે, વગરકામનો ! મને કોઈના ટૈડકાવવામાં આવવું તે આઈ ડોન્ટ વૉન્ટ (મને જોઈતું નથી). આ શેને માટે, બળ્યું ? ખાલી લાલચને માટેને ? શેની લાલચ ? પણ તે શું કરવાની ? મનનું ભિખારીપણું એક જાતનું !

આ કંઈ લાલચ હોય તો ઉપરી રાખે, મારે કંઈ લાલચ નહીં. હું કંઈ લાલચુ નહીં. મારે શું લેવાનું તે સૂબો મને ટૈડકાવે ? એ ત્રણસોના પગાર સારુ જઉં છું તેથી ? મારે ત્રણસોનો પગાર નથી જોઈતો. આ બૉસ મૂઓ ટૈડકાવે રૂપિયા સારુ, બળ્યા તારા રૂપિયા !

## ઘરના ઉપરી ઓછા છે તે નવો ઉપરી કરું ?

આ પરણ્યા છે એમને એવું કહી દઈશું, 'થોડું મળે ને, તે આપણે થોડામાં સમાવેશ કરી નાખવાનું.' હીરાબાને પરણેલા તો ખરા ને ! એક તો હું પૈણ્યો એ તો મારી ભૂલ થઈ, પણ આ પાછું નવું પૈણામણ થાય ! પૈણીને ફસાયા તો ખરા ને, પણ જો નવી ફસામણમાં સૂબો ના થયા ને ! એટલે બૉસ તો આ દુનિયામાં હું કરવા માગતો જ નથી. જે થવાનું હોય તે થાય આ દુનિયાનું પણ હું બૉસ ના કરું, સ્વીકાર જ ના કરું. નોકરીય

નહીં કરું, કહ્યું. એટલે હું ચેતીને ચાલવા માંડ્યો કે જો હું સૂબો બનીશ તો સરસૂબો મને ટૈડકાવશે.

ઉપરી તો જોઈએ જ નહીં મારે. આમ ઘરના મા-બાપ છે એ ઉપરી ઓછા છે ! એ કાંઈ ઓછું, એમનું તો ચૂકવવું જોઈએ ને ઋણ ? પછી વાઈફ આવી તેય ઉપરી ગણાય ને ? આ પાછા બીજા કંઈ ઉપરી કરું ? મારે ઉપરી ના જોઈએ આવો. એક તો બાપા ટૈડકાવે, મોટાભાઈ ટૈડકાવે અને પાછો નવો ટૈડકાવનારો વધારવો ! હવે ના જોઈએ ટૈડકાવનાર. છે એનો તો નિવેડો લાવી નાખીશું, પણ નવો પાછો કંઈ ઊભો કરું ? ટૈડકાવનારો મને ગમતો ન હતો.

## ભગવાનથી ન દબાય એ કોનાથી દબાય ?

મારે તો ભગવાન જોઈતો નથી માથે, તો એ સરસૂબોને ક્યાં ચઢાવું ? આ એક ઉપર છે તે પોસાતો નથી મને, તો આ સરસૂબો શી રીતે પોસાય ? હું તો તેર વરસનો હતો, ત્યારે મેં નક્કી કર્યું'તું કે માથે ઉપરી ભગવાન પણ ના જોઈએ. ભગવાન ઉપરી હોય તો પછી જીવવાનો અર્થ જ શું ?

હું ભગવાનની નીચે રહેવા માગતો નહોતો, શા માટે પણ ? ભગવાનથી દબાતો નથી, એ કોનાથી દબાય ? એમ કોઈના દબાયેલા ના રહેવાય.

એટલે મેં તો નક્કી કર્યું કે મારે તો માથે ભગવાન પણ ના જોઈએ, ના જોઈએ, ના જોઈએ, પણ આ સંસારમાંય કોઈ ઉપરી ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, શાલિભદ્રની જેમ માથે ધણી ના જોઈએ.

**દાદાશ્રી :** ત્યારે જ પોતે આવું કહે ને, સૂબો નહીં થઉં. પચાસ રૂપિયાની પાનની દુકાન કાઢીશ પણ મારો ઉપરી ના જોઈએ.

## 'આઈ ડોન્ટ વૉન્ટ ટુ સર્વ એની બડી'

મારો ઉપરી કોઈ ન જોઈએ. ને બીજું નક્કી કરેલું કે નોકરી પણ

કોઈની કરું જ નહીં. મને જન્મ કંઈ લોકોની નોકરીઓ કરવા માટે આપ્યો નથી. મેં આ નાનપણમાં નક્કી કર્યું હતું કે નોકરી કરવાની હોય તો આ જીવનમાં એનો અર્થ જ નથી ને ! નૉનસેન્સ વસ્તુ છે એ. અમે તો નાનામાં નાની કશું પાન જેવી પણ દુકાન લઈને બેસીશું સ્વતંત્ર કે આપણે જ્યારે બાર વાગે-એક વાગે જવું હોય ત્યારે આપણે ઘેર જઈને સૂઈ જઈએ, દુકાન વાસીને.

નોકરી કરવી એ તો મને બહુ મોટું દુઃખ લાગ્યા કરે. એમ ને એમ મરી જવું સારું, પણ નોકરી એટલે બૉસ મને ટૈડકાવે. મોટામાં મોટો રોગ આ ! પણ તે રોગે મને બચાવ્યો બહુ રીતે.

હું તો નોકરી કરનારો માણસ જ નહીં. મારાથી તો નોકરી કરાય જ કેવી રીતે ? નોકરી ફાવે જ નહીં. આ સૂબો બનાવો તોય મારે નોકરી નથી જોઈતી. તેથી જ મેં કહેલું ને, મારે સૂબો નથી થવું. લોક કારકુન થવાય ખુશ હતા અને મારે સૂબો થવાનીય ઈચ્છા ન હતી. કારણ કે મારો ધ્યેય શું ? કે ગમે તે ખુમારી હો, પણ કોઈની સર્વિસ તો હું કરું જ નહીં. આઈ ડોન્ટ વૉન્ટ ટૂ સર્વિસ એની બડી. સર્વિસ કરવાનો મારો ધંધો નહોય. હું પાનની દુકાન કરીશ પણ સ્વતંત્ર ધંધો કરીશ.

આટલી બધી તુમાખી ! કંઈ બેંકમાં રૂપિયા હતા ? ના, રૂપિયા-બુપિયા નહીં, એવો રોફ મહીં તે ! પાછો કદરૂપો રોફ ! કેવો ? રૂપાળો રોફ હોય તો તો વાત જુદી છે, રોફેય પાછો કદરૂપો !

મેં તો દૈ જાણે ગયા અવતારમાં એવા ભાવ કરેલા કે આ જિંદગી લોકોને વેચાતી નહીં આપી દેવાની. વેચાય નહીં આવી સરસ જિંદગી ! એટલે 'નોકરી તો કરીશ જ નહીં' એવું નક્કી કરેલું.

## છેવટે પાનની દુકાન કાઢીશ પણ સ્વાશ્રયી રહીશ

છેવટે એક ભઈબંધ મને કહે છે કે નોકરી કર્યા વગર તું કરીશ શું ? મોટાભાઈ કાઢી મેલશે ત્યારે શું કરશો ? મેં કહ્યું, 'હું તો મારે મરજીમાં આવે એટલો ધંધો કરીશ અને નહીં તો ઘેર આવીને સૂઈ જઈશ.

પણ ધંધો કરી હું સ્વાશ્રયી રહીશ, હું પરાશ્રયી નહીં રહું. નાનોસૂનો પણ ધંધો કરીશ. છેવટે પાનની દુકાન કરીશ.'

મારે અનુકૂળ આવે તે ઘડીએ દુકાન બંધ કરીને ઘેર જઈને સૂઈ જઉ, નહીં તો શાસ્ત્ર વાંચવા માંડું. આપણને બપોરના દોઢ-બે વાગે સૂઈ જવાની ટેવ હોય તો ઘેર જઈને બપોરે બાર વાગે જમીને નિરાંતે સૂઈ જવું હોય તો દુકાન વાસીને આરામથી સૂઈ તો જવાય ! કોઈ ઉપરી નહીં ને ! પાન પતી ગયા ને ઘરે જઈને સૂઈ ગયા બસ ! સાંજે ચાર વાગે આવીને આપણે ઉઘાડીએ એટલે ત્યારે પછી આખો દહાડો પાન ચોપડ ચોપડ કરવાના. પણ આ પરતંત્રતા ના પોસાય. ઉપર બૉસ ટૈડકાવે વગર કામનો !

## અતૂટ ભરોસો પોતાના પ્રારબ્ધ પર

એટલે સ્વતંત્ર જીવન ફાવે. જો કે ધંધો કરવાનો રેગ્યુલર પણ જીવન સ્વતંત્ર. મિત્રો કહે કે ચાલો આપણે ચાર દહાડા અમુક જગ્યાએ જઈએ, તો આ બંધ કરીને ચાલ્યા. પ્રારબ્ધને માનવાવાળો કે હું મારું લઈને આવેલો છું.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** મારો બધોય સામાન લઈને આવેલો છું, એટલે પછી મને હરકત ના આવે ને બીજી ? કંઈકે પ્રયત્નોય કરવા જોઈએ. પ્રયત્નો જ કર્યા કરવાના, બસ. પછી એની મેળે ફળ મળ્યા કરે ને ! તે આપણું ચાલ્યા કરે ગાડું.

## જરૂરિયાત ઓછી, તેથી આવડે નભાવતા થોડામાં

પાનની દુકાન હોય, તે થોડાઘણાં રૂપિયા વધ્યા તો ઘર ચલાવીશું ને સૂઈ જઈશું. આપણે એવો કાંઈ લોભ નથી. આપણે જે થોડુંઘણું આવ્યું તે ! ત્રણ રૂપિયા મળે તો ત્રણમાં ચલાવવાનું, બે મળે તો બેમાં ચલાવવાનું, મને બધું ચલાવતા આવડે છે. ઓછામાં ઓછા પૈસામાં નભાવતા આવડે છે, મેન્ટેનન્સ કરતા (નિભાવતા) આવડે છે. કારણ કે મારો સ્વભાવ કેવો

છે ? છું ક્ષત્રિય, પણ ઓછામાં ઓછી જરૂરિયાત. અને પરિગ્રહ તો મને બોજારૂપ પહેલેથી જ લાગતો.

લોકો રોજના એક રૂપિયામાં ચલાવી શકે એમ છે. ત્રીસ રૂપિયા તે દહાડે પગાર આવતા'તા, કારકુનોને. એટલે સામાન્ય માણસ તો મહિનાના ત્રીસ રૂપિયામાં પૂરું કરતા'તા સારી રીતે, તો મારા મનમાં એમ કે આ લોકોને ત્રીસમાં આવડે, તો મને બાવીસમાં પૂરું કરતા આવડે છે. એટલે થોડામાં સમાવેશ કરતા આવડે છે અને કોઈની પાસે હાથ ધરવો ન પડે એટલી આવડત છે. મારો ખર્ચો ઓછો. હું તો જેટલા ઓછા ખર્ચમાં કહે ને, એટલા ઓછા ખર્ચમાં સમાવેશ કરું એવો માણસ. એટલે પછી વાંધો છે કંઈ બીજો ? આ તો જેને જાહોજલાલી જોઈતી હોય તેને. એમાં કંટ્રોલ કરી શકું એવો બધો. એટલે મારે જ્યારે જરૂર હોય ત્યારે સૂઈ જઉં ને જરૂર હોય તો ઊઠું.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** આજ પાનના ઘરાક ના આવ્યા તો શું થઈ ગયું, કંઈ બગડી ગયું ? કાલે આવશે. અને પાછું જોડે જોઈએ કે, હું મારું લઈને આવ્યો છું. મારે કંઈ આવું નથી જોઈતું. મારે કંઈ લાખ-બે લાખ કે પચ્ચીસ લાખ, એવી મારે બેંકો નથી ઊભી કરવી. મારે બેંકોને શું કરવી છે ? આ પેટમાં ખાવા પૂરતું જોઈએ. તે એક-બે-પાંચ આશ્રિત હોય તેના પૂરતું, બીજી શી ભાંજગડ આપણે ? મારે ઓછું હશે તો ચાલશે. ખીચડી અને શાક, આગળની ઈચ્છા નહીં. ચીજો ઓછી હશે તો ચાલશે પણ મારી સ્વતંત્રતાને બ્રેક ના ચાલે. મને આ પરતંત્રતા સહેજેય પસંદ નહીં. પરવશતા આઈ ડોન્ટ વૉન્ટ (મને નથી જોઈતી), સ્વતંત્રતા જોઈએ.

## નક્કી કર્યું કે મારે મેટ્રિક પાસ થવું જ નથી

આસપાસનો સ્ટડી ના કરવો જોઈએ ? હું તો નાનપણથી જ સ્ટડી કરતો. બધા જે લાઈન લે એ લાઈન અમે ના લઈએ. ઘરેથી અમને સૂબા બનાવવા ફરતા હતા. પણ સૂબાને માથે પાછો બૉસ, અમારે તો માથે બૉસ જોઈએ જ નહીં.

**પ્રશ્નકર્તા :** તમારે નોકર-બોકર નહોતા ?

**દાદાશ્રી :** ના બા. અન્ડરહેન્ડ રાખું તો મારે બૉસ આવે. મારે ના પોસાય આ જગત.

એટલે ત્યારથી જ મેં તો ગાંઠ વાળી, મેં નક્કી કર્યું કે આપણે સૂબા થવું નથી. આ વર્લ્ડમાં કોઈ ટૈડકાવે એ પદ મારે જોઈએ નહીં. બોલો, આટલી બધી ખુમારી ! શું થાય તે ? અંતર શ્રદ્ધા એવી હોય ને ! એટલે પછી મેં વિચાર કર્યો કે જો હું મેટ્રિક પાસ થાઉ તો આ લોકો સૂબો બનાવવાના છે ને ?

મેંય નક્કી કર્યું કે આ લોકો મેટ્રિકમાં પાસ કરાવવા ફરે, પણ આપણે પાસ થઈએ તો મોકલશે ને ! આપણે પાસ જ થવું નથી, આવી જાવ. મેં કહ્યું, 'ભાઈ એમના ઘાટમાં છે, બાપા એમના ઘાટમાં છે, હું મારા ઘાટમાં છું.' હું સમજી ગયો કે નાપાસ નહીં થઉ તો આ લોકો મને ઈંગ્લેન્ડ મોકલશે. મેં નક્કી કર્યું કે હવે મેટ્રિકમાં પાસ જ નથી થવું ને ! પછી ક્યાં મોકલવાના છે ? મેટ્રિક પાસ થઉ તો મને મોકલશે ને ? ફેલ થઈએ એટલે મોકલે જ નહીં ને, માથે પડે એટલે !

એટલે મેં નક્કી કર્યું કે આ નક્કી કરે છે આમનું, ત્યારે આપણે નક્કી કરવું આમનું. આપણે નાપાસ જ થવું છે. હવે તે દહાડે મારી ઉંમર પંદર વર્ષની. એટલે મેં એ લોકોને ના કહ્યું, પણ પછી મેં ભણવાનું ઢીલું મૂકી દીધું. ત્યાર પછી મેં ચિત્તને બીજામાં ધકેલી દીધું. એટલે મેં નક્કી કર્યું કે નાપાસ જ થવું મેટ્રિકમાં. એટલે વહેતું જ મૂકેલું આ.

## ધમકી આપી લીધું ફોર્મ

**પ્રશ્નકર્તા :** પછી મેટ્રિકની પરીક્ષા આપેલી તમે ?

**દાદાશ્રી :** એટલે અઢારમે વર્ષે મેટ્રિકની પરીક્ષા આપવા ગયો તો ખરો ! એટલે કોલેજમાં નહીં ગયેલા. પણ જે આનું પેલું એ હોય છેને, એ કાઢી આપે છે ભાદરણમાંથી. ઠેઠ ત્યાં આગળ યુનિવર્સિટીની પરીક્ષા આપવાનું, શું કહે છે એને ?

**પ્રશ્નકર્તા :** ફોર્મ ભરવાનું.

**દાદાશ્રી :** ફોર્મ ભરવાનું હોય છે કંઈક. તે ફોર્મને લાયક થયા હોય તે તો પરીક્ષા અપાઈ ગયેલી. તે સાહેબ ફોર્મ નહોતા આપતા ત્યાં.

**પ્રશ્નકર્તા :** દાદા, માસ્તરે તમને ફોર્મ આપવાની ના કેમ પાડેલી ?

**દાદાશ્રી :** શેનું ફોર્મ આપે પણ, મહીં સ્કૂલે આવે તો ને ? આબરૂદાર (!) બહુ એટલે ફોર્મ વહેલું આપે ને ! ઝઘડાખોર, તોફાન-બોફાન બધુંય. તે ફોર્મ તરત આપી દે ને, નહીં ? લાગણી તો કંઈ હોય નહીં ને માસ્તરને ! કોઈ માસ્તરને લાગણી હોય નહીં, કારણ મને ભણવા ઉપર પ્રીતિ જ નહીં ને !

તે માસ્તર ત્યાં ફોર્મેય નહોતા આપતા. એટલે પછી જાહો બાંધીને (ધમકી આપીને) લીધું એમની પાસેથી. મેં કહ્યું કે જો ફોર્મ નહીં આપો તો બધાની વચ્ચે મારીશ. તે માસ્તરને મારવાની ધમકી આપી ત્યારે ફોર્મ આપ્યું. માર્યા વગર નહીં છોડું આપને, ફોર્મ નહીં આપો તો. એવી રીતે ફોર્મ લીધેલું. લો બોલો, આવા કેટલા અક્કલવાળા અમે ! અમારા કરતા શિંગડાવાળા સારાને ! એટલે આ તો બળદ જ છે, જ્યારે અહીં વગર બળદે અમારી બીક લાગે છે. એટલે ભારે તોફાન !

તે મહાપરાણે મારું ફોર્મ આપ્યું પેલા લોકોએ ગાળો દેતા, કે આ છોકરાને આપવાનું નથી છતાં એ ઝઘડાખોર છે, નકામો ઝઘડો કરશે, માટે આપો. એ જાણે કે આ મૂઓ કંઈક મારી દેશે. તે જુઓ ને, બિચારા એ જ માણસે બીકના માર્યે જેને મેં કહ્યું હતું ને, એણે જ મને ફોર્મ આપ્યું.

**પ્રશ્નકર્તા :** પછી પરીક્ષા આપવા વડોદરા ગયા'તા ને ?

**દાદાશ્રી :** હા, વડોદરા, આ આપણી કૉલેજમાં. આ અહીં ફોર્મ આપેલું ને, એટલે ત્યાં ગયેલા કૉલેજમાં, ત્યાં આપણી યુનિવર્સિટીમાં. એને શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** એસ.એસ.સી. બોર્ડ.

**દાદાશ્રી :** ત્યારે તે દહાડે એસ.એસ.સી. બોર્ડ હતું નહીં.

**પ્રશ્નકર્તા :** મેટ્રિક્યુલેશન.

## વાંચવાનું બહાનું કાઢી રહ્યા હૉસ્ટેલમાં ને કરી મોજમજા

**દાદાશ્રી :** એટલે અહીં બરોડામાં મેટ્રિકની પરીક્ષા આપવા આવ્યો, યુનિવર્સિટીમાં. બ્રધર કોન્ટ્રાક્ટર હતા, તે અહીં આગળ વડોદરામાં જોગીદાસ વિઠ્ઠલની પોળમાં રહેતા'તા. તે ત્યાં રહેવાનું હતું પણ મેં કહ્યું, 'ઘેર રહીશું તો આપણે એમના દબાયેલા રહેવું પડે ને ! એ કંટ્રોલમાં રહેવું પડે ને ! તે આ તો ના પોસાય.'

ઘેર રહેતા હોય તો આપણે ફરવા જવાય નહીં, આનંદ કરાય નહીં, મોજમજા થાય નહીં. એટલે મેં બ્રધરને કહ્યું, 'મને અહીં ઘેર વાંચતા નહીં ફાવે. હું તો ત્યાં હૉસ્ટેલમાં રહીશ. હૉસ્ટેલમાં મારાથી વંચાય. અહીં વાંચવાનો ટાઈમ એટલો યૂઝલેસ (નકામો) જતો રહે. એટલે હું તો આ પરીક્ષાના દિવસોમાં ત્યાં આગળ હૉસ્ટેલમાં જ રહીશ.' ભાઈ કહે, 'હા, ત્યાં રહે. ભલે એના પૈસાનો ખર્ચો પડે. તને અહીં ઘરમાં ના ફાવે તો હૉસ્ટેલમાં રહેજે પણ ખૂબ વાંચજે.' મેં કહ્યું, 'એ તો મને ગમી બધી વાત.' ઘરમાં રહેવાનું મટી ગયું ને !

એટલે ત્યાં આગળ હૉસ્ટેલમાં રહેલો. અને પાછું અહીંયા હૉસ્ટેલમાં આવીને શું કરવાનું ? નિરાંતે એય ફર્સ્ટ ક્લાસ પૂરીઓ-બૂરીઓ, આઈસ્ક્રીમ-બાઈસ્ક્રીમ ખાધા. ત્યારે હૉસ્ટેલમાં તે દહાડે ચોખ્ખા ઘીની પૂરીઓ, શાક-બાક ચોખ્ખું બનાવતો હતો પેલો મહારાજ.

તે ડાબલી જેવી જ પેલી પૂરીઓ અને એકદમ ગોળ લાડવા જેવી. રાઉન્ડ દેખાય એવી પણ આવડી આવડી જ. અત્યારે પાણીપૂરી હોય છે ને, પૂરી-પકોડી જેવી આવે છે ને, એવડી પૂરી થાય. ચોખ્ખા ઘીની ફર્સ્ટ ક્લાસ પૂરી અને એ આમ મોઢામાં નાખે ને, તે મોઢામાં મૂકતા તો ઓગળી જાય. ચોખ્ખા ઘીની એટલી સરસ તે બહાર સુગંધ આવે, અરધા માઈલ સુધી. આપણનેય ટેસ પડે એમાં. એક ખાયને તો સંતોષ થઈ જાય.

અત્યારે તો એવી એક પૂરી ના મળે. અત્યારે તો એવો જમાનોય

હોય નહીં. અત્યારે જો વીસ-પચ્ચીસ રૂપિયે કિલો મંગાવીએ ને, તોય એવી પૂરી મળતી નથી. અને તે પૂરીઓ કેટલી ખાતા હતા ? એક-બે નહીં, કેટલાક છોકરાંઓ તો પચાસ-પચાસ, સાંઈઠ-સાંઈઠ, સિતેર-સિતેર, એંસી-એંસી પૂરી ખઈ જતા હતા ! એવો એનો શોખ.

**પ્રશ્નકર્તા :** તમે કેટલી ખાતા હતા, દાદા ?

**દાદાશ્રી :** તે વીસ-વીસ, પચ્ચીસ-પચ્ચીસ ખાધી હતી. એ બહુ સુંદર પૂરી ! એ ઘી ચોખ્ખા, વાત કેવી ! તે દોઢસો-દોઢસો પૂરીઓ ખાનારાય લોક હતા.

## ભઈ જાણે વાંચે છે ને અમે કરતા આઈસ્ક્રીમની લિજ્જત

તે હૉસ્ટેલમાં રહ્યા એટલે એય નિરાંતે ખાય, મસ્ત રહે અને પછી સાંજે-રાત્રે બહાર છે તે ત્યાં આગળ સ્ટેશન પર આઈસ્ક્રીમની દુકાનો બધી હતી, ત્યાં આઈસ્ક્રીમ ખાવા જતા હતા. અહીં સ્ટેશન ઉપર છે તે આ બાજુ દુકાન હતી ભૈયાની, તે ભૈયો આઈસ્ક્રીમ બનાવતો'તો ને ! ત્યાં આગળ આઈસ્ક્રીમ તૈયાર એટલે હૉસ્ટેલના નામ પર છે તે ત્યાં જઈને આઈસ્ક્રીમ ખા ખા કરતા'તા અને બેસી રહેતા.

ભઈ જાણે કે અમારો ભઈ પરીક્ષા આપવા ગયો છે, વાંચે છે ત્યાં. પણ મેં નક્કી કર્યું કે આપણે મેટ્રિકમાં પાસ થવું જ નથી. પાસ થઈએ ત્યારે જ સૂબો કરવાના છે ને ? તે બધાય દહાડા સ્ટેશન પર આઈસ્ક્રીમ ખાધા હતા. હું તો પરીક્ષા આપવાના દિવસે છે તો બહાર ફરીને, નિરાંતે આઈસ્ક્રીમ-બાઈસ્ક્રીમ ખઈ અને પરીક્ષા આપતો'તો.

## સરખેસરખા મળી આવે, તે ગાયકો સંગે હેંડી ગાડી

સાંજે છે તે આઈસ્ક્રીમ-બાઈસ્ક્રીમ ખાઈએ અને બે-ત્રણ છોકરાંઓ ભેગા થઈને ત્યાં આગળ ગાયનો (ગીતો) ગાય. પરીક્ષા આપવા આવ્યા હોય બધા ને મારા જેવા મળી આવે ને મને પાછા ? એક-બે જણ ગાયન ગાનારા આવે પાછા, મળી આવે ને બધા. સરખેસરખા મળી આવે, ખોળવા જવું ના પડે.

જંબુસરનો એક છોકરો ગાનારો મળી આવ્યો હતો. ત્યાં આગળ એ મિત્ર ગાયન ગાતો હતો. તે ભજન લલકારતો'તો. ગાડી હેંડી આપણી, તે એની જોડે બેસતા હતા નિરાંતે.

એટલે એક-બે ગાયકો મળ્યા'તા, તે ગાયન ગવડાવે ને પછી તો બધા ગાવા લાગ્યા પણ મને તો ગાવાનું નહોતું ફાવતું. અમારું ગળું મૂળથી પહાડી, અમારે સંગીતનો મેળ નહીં. એટલે અમે સાંભળતા, બસ. રામ તારી માયા, ગાતા કશું આવડે જ નહીં.

## જોઈતું'તું એવું યોજનાબદ્ધ રીતે થયા મેટ્રિક ફેલ

**પ્રશ્નકર્તા :** તે પરીક્ષામાં બેઠેલા ? પેપર લખેલા ?

**દાદાશ્રી :** પેપર-બેપર બધું લખેલું, જેવું આવડે એવું લખેલું.

**પ્રશ્નકર્તા :** પછી મેટ્રિકમાં તમે ફેલ થઈ ગયા ને, દાદા ?

**દાદાશ્રી :** ફેલ તો સારી રીતે ફેલ થયેલો.

**પ્રશ્નકર્તા :** યોજનાબદ્ધ ?

**દાદાશ્રી :** યોજનાબદ્ધ ફેલ થયેલો, મેટ્રિકમાં ફેલ થયા એનું કારણ શું ? કંઈ મફતમાં ફેલ થવાય છે ?

એટલે પછી મોજશોખ કરતા કરતા મેં પરીક્ષા આપી. તે આપણો હિસાબ આવી ગયો. તે ૧૯૨૭ (વિક્રમ સંવત ૧૯૮૩-૮૪)ની સાલમાં મેટ્રિકમાં ફેલ થયો ! નિરાંતે નાપાસ થયા. મારે જોઈતું'તું તે થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** મેટ્રિકમાં તમારે પાસ જ નહોતું થવું ને, જાણીજોઈને...

**દાદાશ્રી :** કારણ કે ઈચ્છા જ નહીં પાસ થવાની, દાનત જ ખોરી. એ બાજુ ધ્યાન જ ના આપ્યું ને ! અને તેય જો ધ્યાન આપ્યું હોત તો પાસ થાત બળ્યું. પણ પરીક્ષામાં ધ્યાન જ ના આપ્યું. ધ્યાન આપે ત્યારે પાસ થાય ને ?

અંગ્રેજીમાં ભણતા ના આવડ્યું મને. તે ત્યાં આગળ વાંચેલું-કરેલું નહીં ને, તે પાસ કોણ કરે આપણને ? એટલે મેટ્રિકમાં ફેલ થયો નિરાંતે.

**પ્રશ્નકર્તા :** હં, બરાબર. એટલે તમે લંડન જવાની ના પાડી.

**દાદાશ્રી :** ના પાડી નહીં, પોતે પાસ જ થયો નહીં ને ! પાસ થઉ તો મને આગળ મોકલે ને ? એટલે એમની ધારણા તૂટી પડી. એમને સૂબો બનાવવાની ઈચ્છા હતી. પણ જો ને, સૂબો ના થયા તો ના જ થયા ને ! જુઓ ને, નહીં તો કંઈ એમ હપૂચા મૂર્ખા હોઈશું ?

## મારે ભણવું હતું આ, 'માથે ઉપરી ન જોઈએ'

તમારે કૉલેજમાં ભણવું હતું, તે બધા નિમિત્તો મળી આવ્યા'તા ને ?

**પ્રશ્નકર્તા :** જેવી ભાવના હોય એવી સિદ્ધિ પ્રાપ્ત થાય એવું ?

**દાદાશ્રી :** હા, તમારે કૉલેજમાં ભણવું'તું, તે નિમિત્ત મળી આવ્યા'તા ને બધા ? અને ના ભણવું હોય ને, જેમ કે મારે નહોતું ભણવું, તે મેટ્રિકમાં નાપાસ થઈને ઊભો રહ્યો. મારી દાનત જ નહોતી ને ભણવાની. એટલે જેને ભણવું છે ને, એને બધું મળી આવે છે.

મારે ભણવું'તું આ, કે માથે ઉપરી ના જોઈએ, બાપોયે ઉપરી ના જોઈએ. એ કેમ પોસાય તે ? એટલે એ સ્વીકાર જ નહીં કરેલો. તેથી મેટ્રિક ફેલ થયેલો. હવે મેટ્રિકમાં નાપાસ થાય, એવું તો ન હતું. આમ આવડતું'તું ખરું, બ્રિલિઅન્ટ હતો. મગજ તો બહુ સારું હતું, પણ જાણીજોઈને નાપાસ થયો.

જાણીજોઈને ફેલ થાય કોઈ ? એ અમારી વીતી અમે જાણીએ. અમારું મગજ બહેર મારી ગયું પરીક્ષા આપીને. અમે જાણીએ ને અમારી વીતી, અમે ન જાણતા હોઈએ ?

## જેની પાસે સંતોષરૂપી ધન એને શું દુઃખ ?

**પ્રશ્નકર્તા :** પણ મેટ્રિકમાં નાપાસ થયા પછી કર્યું શું ?

**દાદાશ્રી :** પછી અમારે ઘરનો ધંધો હતો, કોન્ટ્રાક્ટનો. મારા મોટાભાઈ કોન્ટ્રાક્ટનો ધંધો કરે. તે મેં કહ્યું કે આ ભાઈ જો સારી રીતે માનભેર પેસવા દેશે તો આપણે એમની જોડે ધંધો કરીશું અને જો બ્રધર

નહીં પેસવા દે, એ અપમાન જ કરતા હશે તો આપણે પાનની દુકાન કાઢીશું.

જોડે જોડે મેં તો પછી નક્કી એ કરેલું, કે ફાધર કે બ્રધર (કોઈ) પૈસા નહીં આપે તો ? આપણે ભઈનું કંઈક ના માન્યું એટલે પછી ભઈ અડવા નહીં દે તો ? ભઈ જો કશુંય સહકાર નહીં આપે, અસહકાર કરશે તો મારા મિત્ર પાસેથી થોડા પૈસા લઈને, પચાસ રૂપિયા લઈને પાનની દુકાન કરીશ એવું નક્કી કર્યું હતું. એમને ધંધામાં ઘાલવો હશે તો ઘાલશે, નહીં તો આપણે પાનની દુકાન કાઢીશું.

જેની પાસે સંતોષરૂપી ધન છે બાળપણથી, એને શું દુઃખ હોય ? જ્ઞાન નહોતું તોય સંતોષરૂપી ધન હતું.

## છૂટવા માટે સાંભળી લીધી કચકચ

મેટ્રિકમાં ફેલ થયો એટલે પછી બ્રધર કહે છે, 'ફેલ થઈ ગયો ?' મેં કહ્યું, 'હા.' પછી બ્રધરે કહ્યું, 'કેમ તું ફેલ થયો ? મહેનત ના કરી તે ?' ત્યારે મેં કહ્યું, 'મહેનત કરી પણ હવે પરિણામ ના આવ્યું તેનું હું શું કરું ? મગજ ચાલતું નથી. બ્રેઈન ખલાસ થઈ ગયું છે. હવે આવડતું નથી.' ત્યારે ભઈ કહે, 'પહેલાં બહુ સારું આવડતું હતું.' મેં કહ્યું, 'ગમે તે હો પણ બ્રેઈન ખલાસ થઈ ગયું છે, કંડમ થઈ ગયું છે હવે.'

એટલે મોટાભાઈ કહે, 'લે, આ હારુ તને ના આવડ્યું. મૂઆ, નાપાસ થયો. તને કશું આવડતું નથી. બધા વર્ષો બગાડ્યા.' મેં કહ્યું, 'જે થયું એ થયું, હવે તમે કહો એમ કરીએ.' તે મોટાભાઈ કહે છે, 'તું તો નાપાસ થયો. હવે શું કરીશ ? તું હજુ આવતી સાલ આ પરીક્ષા દે. ખૂબ મહેનત કર ફરી, એ પાસ થઈ જા. આપણે વિલાયત જવાનું છે.'

મેં બ્રધરને કહ્યું, 'મને આવડશે નહીં આમાં. ભલીવાર નહીં આવે. એટલે મને બીજા વર્ષનું નુકસાન થશે. પાંચ વર્ષ લાગશે તોયે પાસ નહીં થવાનો, ઊલટું ટાઈમ નકામો જશે.' એટલે પહેલાં તો થોડા દહાડા બ્રધર બોલ્યા, કચકચ કરી. ફાધરેય કચકચ કરી. આપણે જાણ્યું કે ભલે કચકચ કરી પણ આપણે છૂટ્યા ને !

## 'મારું રખડી પડશે' એવો ભય નથી

એટલે પછી મણિભાઈ કહે છે કે 'હવે તારે શું કરવું છે ?' મેં કહ્યું, 'તમે કહો એ કરીએ. તમને ઠીક લાગે તો તમે કહો, નહીં તો હું તો મારી મેતે ગમે તે કરી લઈશ. મને ફાવે એવું કંઈ હું ખોળી કાઢીશ મારું.'

'મારું રખડી પડશે' એવો મને ભય નથી કોઈ જાતનો, 'તમે કહો એ કરું.' અને અમે તો ચણા-મમરાની દુકાન કાઢીનેય ઊભા રહીએ સો રૂપિયા લાવતા કને. તે દહાડે સો રૂપિયાની જ મૂડીની જરૂર ને ?

એટલે મેં કહી દીધું, 'બહુ તો કશું નહીં આવડે. તમે પૈસા નહીં આપો, કશું નહીં આપો, મિલકત નહીં આપો તો હું મારી મેળે પાન-બીડીની દુકાન કરીશ.' પણ એવું કરવું ના પડ્યું મારે. એવું તો ભઈ કરવા દે કે ? એમની આબરૂ જાય ને ! મોટા માણસ ! હલકો ધંધો કરવા દે કે ?

એટલે મોટાભાઈએ કહ્યું, 'ના, એવો હલકો ધંધો આપણાથી થાય નહીં. એવું કેવું બોલે છે તું ?' મેં કહ્યું, 'હું તો ગમે તે કરી ખાઈશ.' તો એ કહે, 'આપણા લોકોથી આવો ધંધો ના થાય. આવું ના કરાય, આપણે તો ખાનદાન માણસ ! આપણે થતું હશે ?' ત્યારે મેં કહ્યું, 'ઠીક લાગે એ કરો.'

## ભાઈ પાસે પણ ન થયા લાચાર

તો મોટાભાઈ કહે, 'હવે શું કરીશ ?' મેં કહ્યું, 'હવે શું કરું ? થશે, હવે જે કંઈ હશે હિસાબમાં. અને તમારો ધંધો છે, તમે કહેતા હો તો તમારા ધંધામાં જોઈન્ટ થઈ જઉં, નહીં તો તમે ના કહેતા હોય તો હું બીજું બહાર કંઈ ધંધો કરી ખઉં. નોકરી તો હું કરવાનો નથી.' મને મારા મોટાભાઈ પહેલાં કહેતા કે 'તું નોકરી કરવા જાઉં તો કોઈ રાખે નહીં.' ત્યારે મેં કહેલું કે 'હું નોકરી કરવા આવ્યો નથી, શેઠ થવા આવ્યો છું.'

ત્યારે પછી ભાઈ કહે, 'ધંધામાં પેસી જઈશ ? ધંધામાં કામ પર પડી રહેવું પડશે.' મેં કહ્યું, 'ધંધામાં તમે કહો એટલું કરીશ. તમે કહેશો

તો મને વાંધો નથી. તમે કહો એ કરીશ.' પછી ભાઈ કહે છે, 'હા, બહુ સારું. તો એમ કર ને, આપણા ધંધામાં આવવું હોય તો આવી જા. બીજી જગ્યાએ જવાય નહીં, એના કરતા આપણે ઘેર જ રહે અને અહીં કામમાં પેસી જા. આ કોન્ટ્રાક્ટનું કામ કર, હેંડ.'

## કંટાળીને મોટાભાઈએ લગાડ્યા ધંધામાં

ત્યારે મેં કહ્યું, 'બહુ સારું.' હેંડો, ચાલો, સૂબો થવાનું તો બંધ થઈ ગયું આપણે. ધંધો સ્વતંત્ર અને ઘરનો ધંધો એટલે વાંધો નહીં ને ! પૈસા જોઈતા હોય ત્યારે વાપરવા મળે. હા, હેય હૉટલોમાં જવાય, ચા-પાણી પીવાય, આય થાય, તેય થાય.

એ મને સારું ફાવ્યું, સ્વતંત્ર તો રહેવાનું અને ધ્યાન-બ્યાન કરવું હોય મનમાં તો, સત્સંગ કરવો હોય, ચોપડીઓ વાંચવી હોય તો થાય. વાંચતા જઈએ ને કામ કરતા જઈએ.

પછી બ્રધર કંટાળી ગયા કે હવે ઊંધે રવાડે ચઢશે, એના કરતા ધંધામાં ઘાલી દો. એટલે એમને નાછૂટકે મને ધંધામાં લેવો પડ્યો, કોન્ટ્રાક્ટના. એટલે મેં જાણ્યું કે આપણી દશા ફરી હવે. શનિની દશા હતી તે ઊતરી.

## ખુમારીવાળાને બધી ચીજ મળે

એટલે કોન્ટ્રાક્ટની લાઈનમાં દાખલ થઈ ગયો. અમારા ઘરના જ ધંધામાં હું પછી પેસી ગયો અને એમાંથી કોન્ટ્રાક્ટર થઈ ગયા. પણ સૂબો ના થવું પડ્યું. દબાયો નથી કોઈથી, 'નોકરી કરું નહીં' કહ્યું. આ મનુષ્યનો અવતાર તે ભાડે આપવાની ચીજ છે ? મહિનાનું ભાડું કેટલું લે ? બે હજાર. ત્યારે કહે, રોજના સાઠ-પાંસઠ રૂપિયા પડ્યું ને ભાડું ! આ એના કરતા એક મશીન આપીએ તો સરકાર સો રૂપિયા ભાડું આપે. મશીનનું ભાડું આપે કે ના આપે સરકાર ?

એટલે હું ભાડે અપાયો નથી, બા. આ બળદને રોજ ત્રીસ ભાડું આવે છે અને આનું ભાડું પચાસ-સાંઈઠ. ત્યારે મૂઆ, આમાં તારો ઉપયોગ

થઈ રહ્યો છે ! આવું જરા શરમેય ના આવી તને ? પણ કરે શું ? ક્યાં જાય બિચારો ? એ તો ખુમારી જોઈએ ને ! શું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ખુમારી જોઈએ.

**દાદાશ્રી :** ખુમારીવાળાને બધી ચીજ મળે એવું છે, અહંકારવાળાને ના મળે. અહંકાર અને ખુમારીમાં ફેર ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરો, ફેર તો ખરો.

**દાદાશ્રી :** ખુમારી એટલે વટ્ટવાળો.

## હાથ ઘાલે તેમાં તરત જ એક્સપર્ટ

**પ્રશ્નકર્તા :** પછી વડોદરા રહેવા ગયા ?

**દાદાશ્રી :** હા, વડોદરા. તે ધંધો તરત આવડી ગયો. પાછું આમ બ્રેઈન સારું. ધંધામાં જ્યાં ઘાલો ત્યાં મને આવડી જાય, મને વાર ના લાગે. જે આપો ને, તેમાં એક્સપર્ટ થવામાં વાર જ નહીં. મહિનાની અંદર એક્સપર્ટ થઈ જઉં.

આ હાથ ઘાલું એટલે તરત આવડી જાય મને. અત્યારે પચાસ મોટેલો અહીં ચાલતી હોય, તેનું મેનેજમેન્ટ (સંચાલન) હું એકલો અહીં બેઠો બેઠો ઑર્ગેનાઈઝ (ચલાવી) કરી શકું.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** બીજું મને ના આવડે, પણ 'હાઉ ટૂ ઑર્ગેનાઈઝ' તમને થોડું લાગે છે એવો પાવર હશે ?

**પ્રશ્નકર્તા :** ખરો, દાદા.

**દાદાશ્રી :** એટલે પછી છ મહિનામાં તો ઑલ રાઈટ થઈ ગયું. એમાં એક્સપર્ટ થઈ ગયા. આમ બ્રેઈન સારું ને, એટલે ધંધામાં પકડી લે, લગામ પકડી લે.

પછી વર્ષ દહાડામાં લગામ જ હાથમાં લઈ લીધી. બે વર્ષમાં તો

બધી સૂઝ પડે, બહુ સુંદર પડે પણ સ્વતંત્ર જોઈએ. ધંધામાં કોઈ કહેનાર નહીં ને ! મોટાભાઈ તો મારા ભાઈ હતા, એમાં કશો વાંધો નહીં. બીજો કોઈ કહેનાર નહીં ને ! એમણે સૂઝ પડવા દીધી ને પછી મને ડફડાવ્યો નથી. જાણે સ્વતંત્ર હોઈએ એ રીતે સોંપેલું ને, તે આવડી ગયું.

તે ધંધામાં દોઢ વર્ષમાં તો ભઈ મને કહે છે કે તું તો ફર્સ્ટ નંબર લાવ્યો, ફર્સ્ટ ! તું તો હોશિયાર થઈ ગયો ! અને મારા મનમાંય ખાત્રી થઈ ગઈ કે હોશિયાર થઈ ગયો. પછી મનમાં લોભ જાગ્યો કે પૈસા કમાઈએ. ધંધો સારો છે એટલે એમાં પડ્યા પાછા. ધંધામાં મને રુચિ પડી ગઈ, પૈસા કમાવવાનું જડ્યું. પછી કારખાના નાખ્યા ને બીજું બધું એમ કરીને દહાડા કાઢ્યા.

એવું તેવું ધંધા ઉપરનું કામ તો બધું આવડે. કૉમનસેન્સ ખરી, તે બધો ફોડ પાડી આપું. નાનપણથી ફોડ પાડી આપું. પણ આ ભણવાના થોથાં-ચોપડા વાંચવાના, આ શું ધાંધલ ? આ પોસાય નહીં ને.

## ગુલામીમાંથી મુક્ત કરે એ ખરું જ્ઞાન

મેટ્રિકમાં નાપાસ થયો. બોલો હવે, મારી સમજણ-અક્કલ જોઈ લીધી તમે ?

**પ્રશ્નકર્તા :** આમાં અક્કલનું કામ નથી.

**દાદાશ્રી :** પણ હું ડફોળ કહેવાયો કે ડફોળ હતો તે મેટ્રિકમાં નાપાસ થયો. પણ મને ડફોળ હતો તો આ ફાવ્યું. આ પાસ થયો નહીં, નહીં તો હું પેલામાં રખડ્યા કરત ને સૂબોની નોકરી કરવી પડત અને સરસૂબો ટૈડકાવત.

જે જ્ઞાન આપણે જાણીએ અને તે આપણને છે તે ગુલામ બનાવે, તે જ્ઞાન કામનું શું ? ગુલામીમાંથી મુક્ત કરે, એનું નામ જ્ઞાન.

ઊલટો જો પાસ થયો હોય તો પછી સૂબો થાત, આ તો ઊલટી ગુલામી. તો સરસૂબો ટૈડકાવ ટૈડકાવ કરત. પણ કુદરતે આબરૂ રાખી, આખી જિંદગી નોકરી કરવી ના પડી. મને તો ઉપરી ના જોઈએ એટલે

નોકરી કરવાનો પ્રસંગ જ પ્રાપ્ત થયો નથી. વિચારેય ના આવ્યો નોકરી કરવાનો. એક ફેરો વિચાર કરવો પડ્યો હતો થોડીવાર, એક જ દહાડા માટે, અહીંથી રિસાઈને જતો રહ્યો'તો, ઘેરથી, ત્યારે.

એટલે બુદ્ધિના આશયમાં ભણવું નહોતું, આત્મા ખોળી કાઢવો હતો. તે મેટ્રિકમાં નાપાસ થયા ! બુદ્ધિના આશયમાં નોકરી નહીં કરવાની ઈચ્છા કે 'બસ, નોકરી નહીં કરું.' તે નોકરી ના કરી ને કોન્ટ્રાક્ટનો ધંધો કર્યો. એટલે બુદ્ધિના આશય પ્રમાણે બધું થયા કરે.

## વ્યવહારે મેટ્રિક ફેલ, અધ્યાત્મે ટૉપ

લોકો મને કહે છે, 'દાદા, તમે કેટલુંક ભણેલા હશો ?' પેલું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, ધ વર્લ્ડ ઈઝ ધ પઝલ ઈટસેલ્ફ, ધેર આર ટુ વ્યૂ પોઈન્ટસ, એવું બધું બોલું એટલે.

**પ્રશ્નકર્તા :** અને પેલો શબ્દેય આવે છે આપની ચોપડીમાં, 'ડિસ્ચાર્જ થવા દેજે, પણ ચાર્જ ના થવા દઈશ.'

**દાદાશ્રી :** હા, આ આટલા શબ્દો પણ હાઈ લેંગ્વેજ થઈ ગઈ ને ! એટલે પછી મને બધા કહે છે કે 'દાદા તો બહુ હાઈ લેંગ્વેજ બોલે છે ને બહુ ઊંચું ભણેલા લાગે છે. આ દાદા તો ગ્રેજ્યુએટથી બહુ આગળ ગયા હશે.'

એટલે લોકો મને પૂછે છે, 'દાદાજી, તમે ક્યાં સુધી ભણેલા ?' મેં કહ્યું, 'ભઈ, એ વાત ઉઘાડવામાં મજા નથી. વધારે નથી ભણેલો ભાઈ.' ત્યારે કહે, 'પણ કહો તો ખરા કેટલુંક ભણેલા ?' મેં કહ્યું, 'તમને કલ્પના ક્યાં સુધી આવે છે ?' ત્યારે કહે, 'ગ્રેજ્યુએટથી આગળ ગયા હશો.' મેં કહ્યું, 'હું બહુ જબરજસ્ત ભણેલો છું (!) હું મેટ્રિકમાં ફેલ થયેલો છું, ૧૯૨૭ (વિક્રમ સંવત ૧૯૮૩-૮૪)માં.'

**પ્રશ્નકર્તા :** વ્યવહારિક દૃષ્ટિએ મેટ્રિક ફેલ થયેલા છો પણ આધ્યાત્મિક રીતે તો ટૉપ પર છો.

**દાદાશ્રી :** એનો પાર જ ક્યાં આવે ! અધ્યાત્મની રીતે તો કોઈ

નથી પહોંચ્યું ત્યાં પહોંચ્યો છું. તેથી તો કવિએ લખ્યું, 'ઉપરીનાયે ઉપરી, છતાં નિમિત્ત !'

**પ્રશ્નકર્તા :** દાદા, આટલું જ ભણ્યા તોય સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બોલો છો ને ?

**દાદાશ્રી :** એ તો એમ ના આવડે. મેટ્રિક ફેલવાળાને ના આવડે એવું. આ તો એની મેળે નીકળે છે.

આ જે અંગ્રેજી બોલું છું, એ તો ક્યાંથી બોલાય છે તે મને જ ખબર નથી ! આ શી રીતે નીકળે છે તે હું જ જાણતો નથી !

❖ ❖ ❖ ❖ ❖

## [૩]

# એ જમાનામાં કરી મોજમજા

### બે રૂપિયામાં બાદશાહ જેવી સાહેબી

**પ્રશ્નકર્તા :** દાદા, આપની ધંધા વખતની વાત કરો ને.

**દાદાશ્રી :** ધંધા પર આવ્યો ત્યાર પછી અમને પૈસાની ભીડ નહોતી પડતી. ઘેર તો પૈસાની ભીડ જોયેલી. કોન્ટ્રાક્ટનો ધંધો, તે લોકોનું ઉધાર લાવવાનું અને સરકાર આપણને રોકડા આપે. પછી ધંધા પર શેની ભીડ હોય, ભઈ ? આપણે ત્યાં ભીડ હોય કે પેલા ઉધારવાળાને ત્યાં ?

**પ્રશ્નકર્તા :** ઉધારવાળાને ત્યાં.

**દાદાશ્રી :** હા, આપણે ત્યાં શેની ભીડ હોય ? એટલે અમારા કોન્ટ્રાક્ટના ધંધામાં ભીડ નહીં. એટલે ગજવામાં રૂપિયા પડ્યા હોય અને બે રૂપિયા હોય તો છ-સાત ભાઈબંધો પાછળ ફર્યા કરતા હોય આખો દહાડોય. કારણ કે ચા-પાણી-નાસ્તા બધું થાય. બે રૂપિયામાં તો સાંજ સુધીમાં બધું, ભયો ભયો થઈ ગયો ! અત્યારે તો બસ્સો રૂપિયા લઈએ તોય ના થાય.

અમે ૧૯૨૫-૨૬માં બે રૂપિયા લઈને નીકળતા'તા ને, તે છ-સાત ભાઈબંધ જોડે જ ફર્યા કરે આખો દહાડો. તોય સાંજે રૂપિયો ખૂટે નહીં.

અમારે તો ગજવામાં બે-એક રૂપિયા વાપરવાના હોય ને ?

**પ્રશ્નકર્તા :** હાજી.

**દાદાશ્રી :** તે બે રૂપિયા વાપરીએ તો તે છ-સાત ભાઈબંધ જોડે ફરે. તે 'જી હા, જી હા' કર્યા કરતા હોય અને અમને એ ફાવતું આવેલું, 'જી હા, જી હા' કરનારું.

**પ્રશ્નકર્તા :** બે રૂપિયામાં ?

**દાદાશ્રી :** હા, બે રૂપિયામાં તો છ-સાત ભઈબંધો પાછળ ફર ફર કર્યા કરે. તો એ પહેલાં સ્થિતિ કેવી હશે લોકોની ? આપણા બે રૂપિયા, એમાંથી કંઈક મને મળશે, એટલા હારુ આપણી પાછળ ફર ફર કર્યા કરે બિચારા. 'હા જી, હા જી' યે કહેવા લાગે. હજુ તમે એવા કંઈ સુખ દીઠા છે, બે રૂપિયા ઉપર આટલા ભાઈબંધો પાછળ ફર્યા કરે એવું ? ફરે પાછળ ? પહેલાં તો મંદી બહુ ને ! બપોર થાય ને, એટલે વડોદરા જેવા શહેરમાંય છે તે અમારા ગામના હોય, અમારા છ ગામના ઓળખાણવાળા હોય, તે મહીં બે-ચાર જણ તો એવાય નીકળે કે બપોર થાય એટલે ચા પીવા માટે જ આવે. ઘેરથી બૈરીને કહે, 'આજ હેંડો, ત્યાં જઈને ચા પી આવીશું.' એટલે ઘેર ચા બચાવવા માટે એક માઈલથી હેંડતા હેંડતા આવે ને માઈલ પાછા જાય. બચાવ્યું શું ? ત્યારે કહે, 'ચા.' અત્યારે છે કંઈ એવી ભાંજગડ ? અત્યારે તો ચા પાઈએ તોય ખુશી નહીં, જમાડીએ તોય ખુશી નહીં. તે દહાડે તો જમવાનું હોય તો ચાર દહાડાથી બાધા રાખે. જમવાનું સારું બનાવવાનું હોય ને, તો સવારથી એના મનમાં પાણી આવ્યા કરે કે 'આજ દૂધપાક ખાવાનો છે, આજ દૂધપાક ખાવાનો છે.' અને આજે તો કોઈને જમવાની પડેલી જ નથી ને ! કારણ કે આ ક્યારથી જમવાનું ઊડી ગયું બધું ? રોજ બે-ત્રણ ચા ભાળીને એટલે. પહેલાં તો ગળપણ ચાખેલું જ નહીં ને ! આ તો નરી ખાંડની ચા મળે. એટલે પછી મોઢું ભાંગી ગયું બધાનું. પહેલાં તો ગળ્યું આવ્યું તો ભગવાન મળ્યા જાણે !

તે દહાડે પરવળ એક રૂપિયે રતલ વેચાતા'તા. તે ગાયકવાડ સરકારને ત્યાં ખાતા'તા.

**પ્રશ્નકર્તા :** રાજા-મહારાજાને ત્યાં ?

**દાદાશ્રી :** હા, સયાજીરાવ મહારાજને ત્યાં. તે અમે કો'ક દહાડો નવટાંકેક લાવીએ. તે પાછા ઘેર આવીને ચીરીઓ કરીએ, તે એક-એક પરવળની ત્રીસ-ચાળીસ ચીરીઓ બનાવીએ. અક્કલવાળાનું કામ એમાં. જાડી ચીરી કરે નહીં અને પછી મનમાં કહે, કે 'હાશ, આજ તો પરવળનું શાક ખાધું, બે આનાનું નવટાંક.' તેમાં ચાર માણસે ખાધું. આવા ફજેતા બધા. અત્યારે તો દસ રૂપિયે કિલો લાવો તોય એવું ના મળે. એ બધું છે જ નહીં, પહેલાંના જેવું ખાવાનું કશું છે જ ક્યાં ?

## જેવી પૈસાની કિંમત, એવી માણસની કિંમત

બે પૈસાની ફર્સ્ટ ક્લાસ ચા આવે. એવી તે સરસ ! ત્રણ પૈસા આપીએ તો સ્પેશિઅલ આપે, ફર્સ્ટ ક્લાસ દૂધવાળી. અને ચાય કેવી ?

**પ્રશ્નકર્તા :** અત્યારે પીવા ન મળે એવી !

**દાદાશ્રી :** સાડા ત્રણ રૂપિયામાં પાંચ રતલનો પેલો ડબ્બો લિપ્ટન ચાનો. એ લિપ્ટનનો પેક ડબ્બો લે. એ ચાનો એક કપ પીધો હોય ને, તો ઘેન ચડે એક-બે કલાક તો. આ અત્યારે તો એવી ચા જ ક્યાં આવે છે ? આ તો ઠીક છે. એટલે ત્યારે પૈસાની કિંમત એટલી સરસ હતી. જો ને, હવે નાણાની કિંમત જ નહીં.

જ્યારે લક્ષ્મીના ભાવની કિંમત વધી જાય, એની સાથે માણસના ભાવની કિંમત વધી જાય. જ્યારે લક્ષ્મીનો ભાવ વધે ત્યારે આ રૂપિયો રૂપિયા જેવું ફળ આપે, ત્યારે આ માણસો સારા થશે. અત્યારે આ રૂપિયો ફળ જ નથી આપતો ને ! અમારે તો કોન્ટ્રાક્ટનો ધંધો, તે સાત ભાઈબંધોને આખો દહાડોય ચા પાઈએ, ઘોડાગાડીમાં-બગીમાં બેસાડીએ. આખો દહાડો બધા જોડે ને જોડે ફર્યા કરીએ, બે જ રૂપિયામાં ! અને અત્યારે સોએ પૂરું ના થાય. એવી મજા ના આવે. અત્યારે એવા ઘોડા જ જોવામાં નથી આવતા ને ! એ જે ઘોડાગાડીમાં અમે બેઠેલા ને, એવા ઘોડા અત્યારે જોવામાં નથી આવતા. ઘોડા આમ રાજશ્રી જેવા દેખાય ! એટલે બધુંય ગયું હવે.

**પ્રશ્નકર્તા :** એ જમાનો ગયો.

**દાદાશ્રી :** ફરી આવશે પણ !

## રસ-કસ ઘટ્યા ફળો-અનાજમાં

હું બાર-પંદર વર્ષનો હતો ત્યારે ખાવા બેઠા હોય ને, પછી દાળ પીવાનું મન થાય તે છાનામાના લઈ લે. દાળ એવી હોવી જોઈએ. આ તો દાળ મોઢામાં અડાડવી હોય તોય ગમતી જ નથી. એટલે દાળ ખાતો જ નથી. અહીંયા કોઈને એવી દાળ જ બનાવતા નથી આવડતી ને !

તુવેરોમાંય રસ-કસ ઘટ્યો છે. આ બધી વસ્તુઓમાં રસ-કસ ઘટ્યો. બધો રસ-કસ વગરનો માલ છે આ બધો અને ખાતર પેલું રાસાયણિક નાખેલું. ખાતર ના નાખેલી કઈ કઈ ચીજ છે મને કહો ! ખાતર ના નાખેલી ચીજ કઈ રહી છે તે મેં જોઈ. તે આ સરગવાની સીંગ, કોઠાં, કેરી, આ બધા અમુક અમુક જાતના છે તે એમાં નથી નાખ્યું. આપણા કોઠાં તો પ્રખ્યાત. જો વપરાવા માંડ્યા છે ને અત્યારે. પહેલાં તો કોઠી નીચે એટલા કોઠાં પડ્યા હોય, એમ ને એમ જ સડી જાય. જાનવરોય ના ખાય બિચારા. અત્યારે એકુંય કોઠું રહેતું જ નહીં કાચું અને એ કોઠું તો કેવું !

અમે નાનપણમાં જતા દસ-બાર વર્ષમાં, તે મળસ્કે પાંચ વાગ્યે જઈએ, તે ઉપરથી પડે. આ આવડું નાળિયેર જેવડું જ, આપણું આ નાળિયેર આવે છે ને લીલું. આમ તોડ્યું હોયને શાખ પડેલું, તે સુગંધી જોઈ હોય ને, તમે ખુશ થઈ જાવ. અત્યારે લોકોય કોઠાં જેવા થઈ ગયા છે ને !

મને તો અત્યારે જે કેરી ખાઉ છું ને, તે ભાવતી નથી. કેટલાય વર્ષથી આ કેરીઓ બધી ખાઉ, પણ મને સંતોષ ના થાય કોઈ કેરીથી. કોઈ એવી કેરી ના મળે કે મને સંતોષ થાય ! કારણ હું પંદર વર્ષનો હતો ને, ત્યારે તે કેરી ખાધેલી, તે હજુય મારા મનમાંથી ભૂલાતી નથી કે આવીય કેરી હતી. કેવી કેરીઓ બધી ! રત્નાગિરી હાફુસ હોય તે બહુ મીઠી હોય અને મીઠાશમાં ઓર જ જાતનો, મીઠાશ નામનો જ ગુણ

હોય. પણ આપણે ત્યાં દેશી આંબાની કેરીઓ થતી ને ? એ કેરીઓ પણ સ્વાદમાં બહુ સરસ લાગે.

## અસલ સ્વાદને ના ઓળખે આજના લોકો

આ શક્કરટેટીવાળી વેચવા આવી'તી ને, તે મેં આખીય લારી જોઈ પણ એકુંય શક્કરટેટી મને ગમે નહીં. કારણ કે હું જૂના જમાનાનો માણસ, શક્કરટેટીને ઓળખવાવાળો માણસ, કે આ મીઠી, આ ફલાણી આવી, એની છાલ આવી હોય, એની સુગંધ આવી હોય ! મેં કહ્યું, 'આ શક્કરટેટી કોઈ લે છે ?' ત્યારે એ કહે, 'અરે, કાકા, હમણે એક કલાકમાં બધી જ થઈ રહેશે !' ત્યારે મેં કહ્યું, 'શાથી ?' તે લોક સમજણ વગરનું થઈ ગયું છે ! એમને ભાન જ નથી કે સાચો માલ કયો છે ! એવી સમજણ જ નથી. મને તો તારી શક્કરટેટી એકુંય ગમતી નથી. આ મેં તને ઊભી રાખી ને, એટલે આ ચાર આના લઈ જા. પણ મારે શક્કરટેટી જોઈતી નથી. ત્યારે એ 'ના' કહે છે બિચારી ! એ ખાનદાનને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે પછી મને ફોડ પડ્યો. લોકોને કેમ મીઠાશ લાગે છે અને મને કેમ આ નથી મીઠાશ લાગતી આ ખોરાકમાં ? આ શાકો-બાકોમાં મીઠાશ કેમ નથી લાગતી ?

**પ્રશ્નકર્તા :** તે શું ફોડ પડ્યો ?

**દાદાશ્રી :** આ લોકો જે ખાય છે ને, એમણે એ સ્વાદ જોયેલા જ નહીં ને ! જેમ માણસે ભીડ જ જોયેલી હોય, એને તો આ ભીડમાં બહુ એકાંત જેવું લાગે. ગાડીમાં ખૂબ ભીડ હોય તોય મજા જ રહે, એને ભીડ જેવું ના લાગે અને જેણે છૂટ જ જોયેલી હોય તેને ભીડ લાગે.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** આ તો બધું ધૂળધાણી થઈ ગયું છે, પણ ફરી આવશે પાછું. આ ચાલીસ-પચાસ વર્ષથી કડવા વરસાદ વરસે છે ! બોલો, શું

સારું થાય ? આ ત્રણ વરસથી થોડો થોડો મીઠો પડવા માંડ્યો છે. પછી બધું મીઠું અનાજ થશે, સરસ.

## અલબેલી નગરી મુંબઈ ને ઈરાની હૉટલની ચા

**પ્રશ્નકર્તા :** દાદા, એવી કોઈ તમારા જમાનાની વાત કહોને.

**દાદાશ્રી :** અમે ૧૯૨૮માં મુંબઈ આવતા. તે દહાડે મુંબઈ નગરી બહુ રૂપાળી હતી અને બહુ મજાની લાઈટ હતી. તે અઠ્ઠાવીસની સાલને અત્યારે કેટલા વર્ષો થયા ?

**પ્રશ્નકર્તા :** છપ્પન વર્ષ થયા (૧૯૮૪માં).

**દાદાશ્રી :** ત્યારે કેવી અલબેલી નગરી આ તો ! અમે ૧૯૨૮માં આવતા ને, ત્યારે મ્યુનિસિપાલિટી કેવી સરસ ડહાપણવાળી ! જરાય ગંદવાડો નહીં, ચોખ્ખાઈ.

**પ્રશ્નકર્તા :** હા, બહુ ચોખ્ખાઈ હતી, દાદા.

**દાદાશ્રી :** અને અત્યારે તો કાં દબાણ આવ્યું હોય, કાં તો મ્યુનિસિપાલિટીને એ ગોટાળિયું થયું હોય પણ અત્યારે તો એવું જ છે હવે.

**પ્રશ્નકર્તા :** ગોટાળિયું.

**દાદાશ્રી :** કાં તો દબાણેય હોય. કારણ કે તે દહાડે બાર લાખની વસ્તી હતી અહીં અને અત્યારે (૧૯૮૪માં) સિત્તેર લાખની વસ્તી હશે.

**પ્રશ્નકર્તા :** એક કરોડ થઈ ગઈ હશે હવે.

**દાદાશ્રી :** મ્યુનિસિપાલિટીય શું કરે તે ?

ત્યારે એ નગરી કેવી રૂપાળી ! અને દરેક ચીજની કેવી આમ ફેસિલિટી મળે ! અને ઠેર ઠેર પેલી દુકાનો-હૉટલો, ઈરાનીની. એની ચા પીવે એટલે ટેસમાં આવી જાય.

**પ્રશ્નકર્તા :** ઈરાનીની ચા બહુ વખણાય.

**દાદાશ્રી :** એ ઠેર-ઠેર ખૂણા ઉપર હોય જ, દરેક કૉર્નર પર ઈરાનીની દુકાન હોય.

## તાજમહેલ હૉટલ કરતા ઈરાનીની ચા લાગી સારી

**પ્રશ્નકર્તા :** તાજમહેલ હૉટલની ચા પણ વખણાતી, તમે એ પીધેલી, દાદા ?

**દાદાશ્રી :** એ તો એક દહાડો ગયા'તા તાજમહેલમાં. તાજમહેલમાં આપણને પોસાય નહીં ને ! મેં કહ્યું, 'ચાલો, તાજમહેલની ચા પીએ.'

**પ્રશ્નકર્તા :** કઈ સાલમાં ?

**દાદાશ્રી :** ૧૯૩૩ની સાલમાં. આ પચાસ વર્ષ થયા એને. મેં કહ્યું, ''હેંડો, લોકો 'તાજમહેલ, તાજમહેલ' કહે છે ત્યારે આપણે ચા તો બળ્યું પીએ, હઉ થશે.'' તે પૈસા-બૈસા લઈને ગયેલા. તે બાર આના ચાના લીધા અને તે ચા આમ તે દહાડે આપણે જોઈ લીધી, ભઈ. આ તાજમહેલનો આવો ઠાઠ છે. આ ફક્ત આ જગ્યાના અને મોટાઈના પૈસા લે છે. બહાર જે ચા એક આનામાં મળતી હોય તે ત્યાં બાર આના લે છે. આ તો એટિકેટવાળાનું કામ ! અમને તો એટિકેટ આવડે નહીં એવી બધી.

**પ્રશ્નકર્તા :** પણ એ વખતે પણ બાર આના લીધા ?

**દાદાશ્રી :** બાર આના લીધા'તા. અમે છ જણ ગયા'તા, તે સાડા ચાર રૂપિયા લઈ લીધા. મેં કહ્યું, 'આપણને આ પોસાય નહીં, એના કરતા ઈરાનીવાળો સારો આપણે.'

**પ્રશ્નકર્તા :** ઈરાનીની ચા બે આનામાં મળે.

**દાદાશ્રી :** ના, ના, બે આના નહીં, એક આનો. શરૂમાં એક આનો હતો, પણ એક આનામાં સરસ...

**પ્રશ્નકર્તા :** ચા એકલી જ પીતા'તા કે નાસ્તો કરતા ?

**દાદાશ્રી :** તે દહાડે બિસ્કિટો એવું નહોતું. એટલે ભજિયાં હશે પણ

આપણે તો નહોતા ખાતા. પણ ગમે તેમ તોય ઈરાનીની ચા સારી, મને તો એનું (ઈરાનીનું) મોઢું જોવાથી ચા સારી લાગતી હોય.

## ગયા ભજિયાં ખાવા ત્રણ માઈલ છેટે

**પ્રશ્નકર્તા :** ભજિયાં તો આપને ભાવતા ને, તે ક્યાં ખાતા ?

**દાદાશ્રી :** હું ભજિયાં ખાવા ગયેલો નાનપણમાં. એક જગ્યાએ ત્રણ માઈલ છેટે ભજિયાં બહુ સારા બનાવતા'તા. તે ઝૂંપડામાં બનાવતો'તો. તે અહીં આગળ બજારમાં સરસ હૉટલો મેલીને ત્યાં ભૈયાદાદાના ઝૂંપડે ખાવા ગયા'તા. મેં ખાધા ત્યારે મેં કહ્યું, 'કહેવું પડે મારું હારુ ! જેનું સારું હોય, તે છેટે કાઢે તોય ચાલે.'

રસ્તામાં છે તે ખઈ લે ને છાનોમાનો. ત્યારે કહે, 'ના, ભૈયાદાદાને ત્યાં ટેસ્ટ પડે.' અને ત્યારે માણસને એ ટેસ્ટ યાદ રહ્યા કરે કે આવો ટેસ્ટ છે એ ભજિયાંનો. અહીં બીજા આપીએ ને ત્યારે કહે, 'પેલાના, આ નહોય એ. ભૈયાદાદાના નહોય આ ભજિયાં.' એટલી બધી યાદગીરી હોય એની.

## અમને ભાવે જલેબી, પણ દૂધપાક પર ચીઢ

**પ્રશ્નકર્તા :** બીજું હૉટલમાં જઈને શું ખાતા ?

**દાદાશ્રી :** કામ ઉપર જતા પહેલાં હૉટલમાં જતા ને જલેબી બહુ ભાવતી. તે બધા મિત્રો ભેગા થઈ અને જલેબીનું પડીકું મંગાવીને બે-ચાર ખાઈએ. તે નિરાંતે નાસ્તો કરીને અમે કામ પર જતા. પણ ડાયરીમાં હૉટલનો ખર્ચ નહીં લખવાનો, પરચૂરણ ખર્ચ લખવાનો.

**પ્રશ્નકર્તા :** જલેબીની જેમ બીજી મીઠાઈ પણ ભાવતી ?

**દાદાશ્રી :** ના, એક ફેરો નાનપણમાં હું દૂધપાક ખાતો હતો ને, તે ઊલટી થઈ ગઈ. હવે ઊલટી બીજા કારણોથી થઈ, દૂધપાકના કારણથી નહીં. પણ મને દૂધપાક પર ચીઢ ચઢી ગઈ. ફરી દૂધપાક દેખું ને ગભરામણ થઈ જાય. એટલે પછી દૂધપાક મારે ઘેર કરે ત્યારે બાને કહું કે 'મારે આ ગળ્યું ખાવાનું નહીં ફાવે, તો તમે શું આપશો ?' ત્યારે બા કહે છે,

'ભઈ, બાજરીનું મોળિયું છે. બીજું, તું ઘી-ગોળ ખઉ તો આપું.' ત્યારે મેં કહ્યું કે 'ના, મારે ઘી-ગોળ ના જોઈએ.' તે મધ આપે ત્યારે જ હું ખાઉ, પણ દૂધપાકને તો અડું જ નહીં. પછી બાએ મને સમજાવ્યો કે 'ભઈ, સાસરીમાં જઈશ ત્યારે કહેશે કે શું એની માએ દૂધપાક નથી ખવડાવ્યો કોઈ દહાડો? ત્યાં તને દૂધપાક મૂકશે ને તું નહીં ખાય તો ખરાબ દેખાય. માટે થોડું થોડું ખાવાનું શરૂ કર.' આમતેમ મને પટાવ પટાવ કર્યો, પણ કશું દહાડો વળે નહીં. એ ચીઢ પેસી ગઈ એ પેસી ગઈ.

## ફાટેલું ધોતિયું પહેર્યું કળાથી

**પ્રશ્નકર્તા :** દાદા, તમને પહેલેથી કોઈ પણ બાબતનો ઉકેલ લાવવાની બહુ કળા આવડતી, તો એકાદ-બે પ્રસંગ કહો ને.

**દાદાશ્રી :** મારા કપડાંને સાંધવાની છૂટ પણ થીગડું મારવાની છૂટ નહીં. એક વખત નાનો હતો ત્યારે લગ્નમાં જવાનું થયું. મેં ધોતિયું પહેરવા લીધું ત્યારે બા કહે છે, ફાટેલું છે ભઈ. તો મેં કહ્યું કે હું એવું પહેરું કે ફાટેલું દેખાય જ નહીં. તે મેં ફાટેલું પહેર્યું ને બાને બતાવ્યું તે બાને ફાટેલું દેખાયું જ નહીં. ત્યારે બા કહે, 'તું બહુ કળાવાળો છું.' છતાંય એ બધી કળા પુદ્‌ગલની કરામત છે. પહેલાં મને એમ લાગતું કે આ મારી કરામત છે અને હું એમાં રાચતો હતો. પણ જ્ઞાન થયા પછી સમજ્યો કે એ પુદ્‌ગલની કરામત છે. મૂઆ, આ પુદ્‌ગલની કરામત તો જડની કરામત છે. મૂઆ, ચેતનની કળા ખોળી કાઢ ને ! પુદ્‌ગલની કરામત તો વાંદરાય ખોળી કાઢે, એ તો વાંદરા પણ કરે.

## એકમાંથી કર્યાં પાન બે

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીની પુદ્‌ગલની કરામત પણ અમને જાણવાની મજા આવે.

**દાદાશ્રી :** તે નાનપણમાં રોજ પાન ખાવા જતો. તે એક દિવસ એક ભાઈબંધ જોડે હતો, પણ મારી પાસે પૈસા તો એક જ પાનના હતા. તે શું થાય ? પણ મેં પાનવાળાને કહ્યું કે તું રોજ બે પાન ડબલ આપે

છે, તે આજે ત્રીજું મૂકીને બનાવજે. પાનવાળો કહે, 'ફાવશે ?' મેં કહ્યું, 'ફાવશે.' તે ત્રણ પાનવાળું બીડું લીધું. પછી તેમાંથી એક પાન કાઢીને બીજા કાથો ચોપડેલા પાન સાથે ઘસીને બીજું પાન બનાવ્યું ને ભાઈબંધને આપ્યું. અમે નાનપણથી જાગૃતિપૂર્વક રહેતા. કાચના પ્યાલા ના ફૂટે અમારાથી એવી રીતે રહેતા.

## ઊડ્યો ના છાંટો કપડું ધોવામાં

નાનપણમાં અમારે ત્યાં ખેતરોમાં પંપ મૂકતા, બોઈલરનું પાણી ઠંડું કરવાનું. તે ગરમ પાણી નીકળે, ફ્રી ઑફ કૉસ્ટ. ગરમ નીકળે એટલે ત્યાં કપડાં લઈ જઈને ધોઈ નાખીએ. પછી એક જે રહ્યું છેલ્લું (પહેરેલું હોય કપડું તે), તે છાંટા-બાંટા ના ઊડે એવી રીતના પાણી ધીમું કરીને એક બાજુમાં લાવીને ધોઈ નાખીએ. જરાય છાંટા ના ઊડે. આમ આમ થોડું નીચે રાખીને છાંટા પણ ના ઊડે એવું, નાહેલા-ધોયેલા. સાબુના છાંટા ઊડે કે પાછું ધોવું પડે. એ તો ત્યાં સત્તર વર્ષેય બુદ્ધિ હોય એટલી તો. એટલી બુદ્ધિ ના હોય તો શું કામનું ? પણ આમાં (વ્યવહારમાં) હોય, એ જ રીત અહીં (જ્ઞાનમાંય) છે આ.

બધા કપડાંને ધોઈ નાખે એ પછી, નાહ્યા પછી એક કપડું રહ્યું તેય ધોવું તો પડે જ ને ? પણ છાંટા ના ઊડે એવી રીતે સાચવીને ધોઈ નાખવું. પહેલાં, બીજા કપડાં ધોઈ નાખ્યા સાબુ ઘાલીને, માર ધાંધલ ધાંધલ કરીને. ત્યારે માથામાં સાબુ ઊડે તોય વાંધો નહીં, પણ નાહ્યા પછી સાબુ ના ઊડે એવી રીતે આ છેલ્લું કપડું ધોઈ નાખે. ના ધોવું પડે ?

## વહેલા ઊઠવા કરેલી કળા

**પ્રશ્નકર્તા :** બીજા અખતરા શું કરતા તમે ?

**દાદાશ્રી :** એક ફેરો હું છે તે બાવીસ-ત્રેવીસ વર્ષનો હતો, ત્યારે બહારગામ જવાનું હતું. ઘેર કોઈ નહીં, એકલો હતો. મારે વહેલું ગાડીમાં જવાનું હતું. વડોદરાથી સાડા છ-પોણા સાતે ગાડી ઊપડે એમાં. અને અમારે તો સવારે ઊઠવામાં ભાંજગડ બધી. ઠેઠ સાડા અગિયાર સુધી નાસ્તા ચાલે રાતના, તે સવારમાં ઊઠાય નહીં.

**પ્રશ્નકર્તા :** સાડા અગિયાર.

**દાદાશ્રી :** હા... સસ્તા નાસ્તા ને હૉટલો ફર્સ્ટ ક્લાસ અને આ આવું નહીં, આ બધું ગંધારું નહીં ! તે પછી મેં કહ્યું, 'શું કરીશું હવે ? સવારમાં ઊઠાય નહીં તો ગાડી ચૂકી જઈશું અને કાલે સવારમાં વહેલી ગાડીમાં ગયા વગર છૂટકો નથી.'

એટલે બાવીસ વર્ષની ઉંમર ને તોફાની જિંદગી, એટલે પછી મેં કળા ખોળી કાઢી. મેં કહ્યું, 'નળ ખુલ્લો રાખો અને ડોલ ઉપર એક થાળી મૂકો.' તે મેં તો એક થાળી આમ મૂકી અને નળ ઊઘાડો મૂક્યો, ગગડાટ થાય એટલે.

તે ડોલની ઉપર થાળી મેલીને, તે સવારે થાળી પર પાણીનો ધડ ધડ ધડ ધડ અવાજ થયો. તેય પાણીનો સમય પૂરો થતા બંધ થઈ ગયો ને પછી હું પા-અડધો કલાક થયો ત્યારે જાગ્યો. સાડા સાતે ઊઠ્યો બળ્યો, તે ગાડી જતી રહી. થાળી મૂકેલી તે ઘણોય અવાજ થયો પણ જાગે તેને ને ! સવારમાં ચૂકી ગયા અને ભાઈ એકલા પડ્યા એટલે નિરાંતે સૂર્યનારાયણ આવ્યા પછી ઊઠ્યા.

અખતરા તો બધાય કરી જોયેલા. હવે થાળીમાં આવો ખખડાટ થયો તોય ના ઊઠાયું તો ઘડિયાળની પેલી ઘંટડી વાગે એનો શો હિસાબ તે ? અને પહેલાં આ ઘડિયાળ ઘંટડી ફરે ને, એવા ઘંટડીવાળા ઓછા આવતા. પહેલાંના એ ચાવીવાળા ઘડિયાળ નહીં. પહેલાં તો ઘડિયાળ ગજવામાં રાખતા'તા, એ પેલા ઘડિયાળો. એ કામ લાગે નહીં. જવાનીમાં બાવીસ વરસની ઉંમર અને એ તો સવારની ઊંઘ કેવી ભારે હોય ?

હવે તે દહાડે જાણેલું નહીં કે પાંચ વખત પમ્પિંગ મારેલું હોત કે 'સવારમાં વહેલું ઊઠવું જ છે, ઊઠવું જ છે' એવું પમ્પિંગ મારીને સૂઈ ગયા હોય તો પંપ ફૂટત. નક્કી કરીને સૂઈ જાને કે મારે છની ગાડીમાં જવું છે. તે 'પાંચ વાગે ઊઠી જવું છે' એવું નક્કી કરીને પાંચ વખત બોલ બોલ કર અને પછી સૂઈ જા છાનોમાનો ઓઢીને. એ પછી ઝબકીને જાગી જશે. પહેલું બોલ્યો છે તેનું રિએક્શન આવશે, નહીં બોલો તો નહીં આવે.

**પ્રશ્નકર્તા :** એવું થાય જ છે, બરાબર છે.

**દાદાશ્રી :** હા, રિએક્શન આવે છે ને જે બોલ બોલ્યો, પંપ મારેલો, તે પંપ તો ફૂટ્યા વગર રહે નહીં ને ! પણ એવું કર્યા વગર ત્યાં બેસી રહે મૂઆ.

## નાનપણથી મોડેથી નાહવાની ટેવ

**પ્રશ્નકર્તા :** તમે વહેલા નાહી લેતા હશો ને, દાદા ?

**દાદાશ્રી :** નાનપણથી હું નવ-સાડા નવ-દસ વાગે નાહતો'તો. તે અત્યારેય મને તો લોકો એવું કહે, 'દાદા, તમારે વહેલા નાહી લેવું જોઈએ.' બધુંય કહે મને તો, ત્યારે હું શું કહું ? 'હા, એવું કરીશ હવે.'

**પ્રશ્નકર્તા :** અને વહેલા નહાવા જાવ તો પાછા કહે, 'દાદા, આજે વહેલા કેમ નહાવા ગયા ?'

**દાદાશ્રી :** એ તો આવું જ હોય ને ! કારણ કે એને વ્યવસ્થિતની ખબર નથી. એટલે એવું બોલી જાય છે ને, બિચારો. અને વહેલું કરી શકતો હશે એ પોતે ? બાકી કંઈ આ રીતરસમ, નહાવાની ઢબ મારી આજની નથી. વેપારી થયો તોય કોઈ દહાડો એમાં ફેર પડ્યો નથી.

## ચાલતી વેળા ભોંય ખખડતી

અત્યારે મારું શરીર આવું દેખાય પણ હું સોળ વર્ષનો હતો ને, તે ફળિયામાં જતો, તે જતા-આવતા ઘરમાંય આ લોકોને સંભળાય કે આ ભોંય ખખડે છે ! સોળ વર્ષનો હતો તોયે જમીન એટલી બધી ખખડે. એ તો આ ઉંમરને લઈને બગડી ગયું શરીર બધું.

**પ્રશ્નકર્તા :** તમે બહુ ટટ્ટાર ચાલો છો અને આ બધા આમ (ઝૂકીને) ચાલે છે.

**દાદાશ્રી :** હા, આમ ચાલે છે. તેજ કંઈ ગયું ? એવું ચલાતું હશે ? આ આમ રોફભેર ચાલીએ ! દયા ખાવી પડે એવું શું કરવા કરીએ આપણે ? કો'કને દયા ખાવી પડે કે બિચારા આ ડોસા ઘૈડા થઈ ગયા હવે !

## અહંકારના આધારે અંગૂઠો ધરી રાખ્યો

મારામાં અહંકારી ગુણો બધા ખરા. એક ફેરો મેં અહંકાર કરી દીધો'તો મારા ગજા પ્રમાણે. તે દહાડે તો અહંકાર ભારે ને !

નાનપણમાં મારો ભઈબંધ મને કહે કે તારા અંગૂઠે દીવાસળી બાળું તો તું સહન કરે ? મેં અંગૂઠો ધરીને કહ્યું કે બાળ. તને આવો ભાવ થયો છે, તો મને અભાવ થાય તો હું મૂરખ કહેવાઉં. ભઈબંધને એમ ભાવ થયો છે કે તારો અંગૂઠો કેટલો સ્થિર રહે છે ? તો મનેય ભાવ ઉત્પન્ન થયો, 'જા ને તું કહું એટલો. તારે જેટલી સળગાવવી હોય એટલી, તું થાક ત્યાં સુધી. બીજી, ત્રીજી, ચોથી, પાંચમી દીવાસળી, તું કહું એટલો વખત.' ત્યારે કહે, 'મારે અખતરો કરી જોવો છે.' તે એક જ દીવાસળી સળગાવી.

મેં કહ્યું, 'બે કાઢ, સળગાય.' અને બે દીવાસળી સળગી રહ્યા સુધી ધરી રાખ્યું, જરાય હાલ્યો નહીં. મોઢા ઉપરેય અસર નહોતી આવી. તે પછી મને કહે છે, 'ના, હવે મારે નથી કરવું. હવે રહેવા દ્યો. તમારું નામ ના દેવાય.'

**પ્રશ્નકર્તા :** પછી ફોડલો થયો'તો ને, દાદા ?

**દાદાશ્રી :** એ તો થાય વળી, પણ મને અસર થઈ નહોતી એ મેં જોયેલું. અહંકાર શું ના કરે ? આ ક્ષત્રિયો અહંકારથી જ આ બધું ભોગવી શકે છે. અમે જાતે ક્ષત્રિય કહેવાઈએ. ક્ષત્રિયોના પરમાણુ બહુ કઠણ હોય. ગળું કાપે ને તોયે અસર ના થાય. તેથી ભગવાને કહેલું ને કે તીર્થંકર ગોત્ર ક્ષત્રિય વગર હોય નહીં.

## કમાયા પૈસા નાટકના કોન્ટ્રાક્ટમાં

**પ્રશ્નકર્તા :** તમે નાટક-સિનેમા જોવા જતા ?

**દાદાશ્રી :** હા, નાટક જોયેલા મેં તો, પણ એટલા બધા નહીં. નાટક એટલે નાના-નાના, જ્યાં ઓછા પૈસાની ટિકિટો હતી તેવા અમારા ગ્રામ્યનાટકો જોયેલા ભાદરણ ગામમાં. અહીં શહેરમાં તો અમારે આવવાનું જ ક્યાંથી થાય તે ? અમારા ગામમાં નાની-નાની કંપનીઓ જે આવે, એ નાટક જોયેલા.

તે અમે નાટકનો કોન્ટ્રાક્ટ રાખેલો. ગામમાં નાટક કંપનીઓ આવે તેનો રોજના સો રૂપિયામાં કોન્ટ્રાક્ટ રાખી લેતો કે 'ભાઈ, આજની રાતના છે તે સો રૂપિયા તને આપી દઈશું અને બધી જોખમદારી અમારી.' તે પાંચ-પચ્ચીસ મળે. ટિકિટો અમે ફાડીએ, તે લોકો આવે બધા. નફો થાય સારો. આ રાવજીભાઈ શેઠ હઉ ભાગીદાર !

તે નાટકમાં વિદુષકનો પાઠ ભજવવાવાળાય નીકળે. વિદુષક એટલે હસાવનારા પાછા ! નાટક અડધું ભજવે, પછી થોડીવાર હસાવનારા ભાઈ પાછા નીકળે ત્યાંથી. 'હું ખાપરો, તું કોડિયો, જોડી વીંછું ને સાપની, છે બુદ્ધિ કોઈના બાપની.' આવું બધું બોલનારા વિદુષક હસાવે ત્યારે આ નાટકવાળા પૈસા કમાય. એમ ને એમ કંઈ દૂધ નથી પીતા, તે અહીં નાટકના પૈસા આપે કે ? ઘેર દૂધમાં કસર કરે.

પછી એક દહાડો વરસાદ ધોધમાર પડ્યો. એટલે બધાને કહેવડાવી દીધું કે આજે મફત, ચાલો, ચાલો, જલદી આવી જાવ. વરસાદ થયો તે કોઈ આવતું જ નહોતું. ત્યારે મેં કહ્યું, 'બોલાવી લાવો, આજ સાદ પાડો.' તે રખેસરને કહ્યું, તે પછી સાદ પાડી આવ્યો. કહે, 'આજે મફત છે, જેને નાટક જોવા આવવું હોય તો આવો !' આવું જગત છે બધું !

એક વખત તો પાંચ-પચ્ચીસ પ્રેક્ષકો જ આવેલા, ત્યારે ભારે થઈ પડેલી. પણ નાદારી કાઢે તે બીજા !

## પહેલાં લાગ્યું કે સિનેમાથી હિન્દુસ્તાન બગડી જશે

પછી પેલો નાટકવાળો ગાય છે, 'જોયો જમાનો આ કલિનો, પાપનો વિસ્તાર છે.' 'હું ખાપરો, તું કોડિયો, જોડી વીંછું ને સાપની, છે બુદ્ધિ કોઈના બાપની ?' હું સાપ જેવો છું ને તું વીંછું જેવો છું, એટલે છે કોઈના બાપની બુદ્ધિ ? એવો આ જમાનો ! આવું નાટકમાં બોલતા. અમે પચ્ચીસ વર્ષના થયા તે પહેલાં તો નાટક બધા ખલાસ થવા માંડેલા. બધો જમાનો ઊલટી ગયેલો, કારણ સિનેમા જાગૃત થઈ ગયેલા ને ! તે અરસામાં સિનેમા પેઠા. આ પેલાની પડતી થઈ ને આની ચડતી થઈ. તાંબું-પિત્તળની પડતી થઈ, કાંસું અને સ્ટેનલેસ સ્ટીલની ચડતી થઈ. એ

પાછી સ્ટેનલેસ સ્ટીલની પડતી થશે ત્યારે નવી વસ્તુ ઊભી થશે. એવી આ દુનિયા ચાલ્યા જ કરે છે.

પછી મેં કહ્યું, 'આ તો દુનિયા બગાડી નાખશે આ લોકો. સિનેમાવાળા તો દુનિયા ખલાસ કરી નાખશે.' મને ઊલટું એમ લાગે, આ કઈ જાતના મૂરખા માણસો, આવું શું શોધી કાઢ્યું ? મને ફૂલિશ (મૂર્ખાઈભર્યું) લાગે. કેવા ફૂલિશ થઈ ગયા ! આગળ વધવાના બદલે આમ ચાલ્યા !

આખા હિન્દુસ્તાનને આ માફક આવે એવી શોધખોળ છે ? આ તો નીચે ઉતારવાની શોધખોળ ! ત્યારે લોકો કહેતા કે હવે લોક બગડી જવાનું છે. ત્યારે હું પણ બોલવા લાગતો કે લોક બગડી જવાનું છે. પણ એ અમુક ટાઈમ સુધી, વર્ષ-બે વર્ષ રહ્યું હશે કે હિન્દુસ્તાનને ખરાબ કરનારી વસ્તુ છે આ.

## કળિયુગ આગળ વધી રહ્યો છે

**પ્રશ્નકર્તા :** તે તમે સિનેમા જોવા ગયેલા ?

**દાદાશ્રી :** હું વીસ વર્ષનો હતો ત્યારે ૧૯૨૮માં એક ફેરો સિનેમા જોવા ગયેલો. તે વખતે સાયલન્ટ સિનેમા હતો, ટૉકીઝ નહોતો. ત્યાં મને આ પ્રશ્ન ઉત્પન્ન થયો હતો કે 'અરેરે ! આ સિનેમાથી તો આપણા સંસ્કારનું શું થશે ? અને શી દશા થશે આ લોકોની ?' સિનેમા જોવા તો ઘણાં વખત ગયેલો, પણ એક વખત વિચાર આવી ગયો'તો કે આ સિનેમા તો આપણા હિન્દુસ્તાનમાં આખું સંસ્કાર જ હીન કરી નાખશે !

પહેલાં હું સિનેમાનો વિરોધી હતો કે આનાથી તો લોકોમાં સંસ્કાર ખલાસ થતા જાય છે. સિનેમા ઉપર છે તે મનમાં ગુસ્સોય રહ્યા કરતો'તો કે આ કળિયુગ ધસી રહ્યો છે, આગળ વધી રહ્યો છે આ સિનેમા ભાળીને. પછી સિનેમાઓ ફેલાવા માંડ્યા ને સિનેમાનો છે તે લોકરસ વધ્યો, એટલે હું સમજ્યો કે કળિયુગ ઝપાટાબંધ ધસી રહ્યો છે. રાત્રે ચણા લેવા મોકલો તો ના મળે ને, બે વાગે ?

**પ્રશ્નકર્તા :** બે વાગે ન મળે, બાર વાગ્યા સુધી મળે.

**દાદાશ્રી :** ચણા છેય ખરા. વેચનારાય છે, બધુંય છે પણ કાળ બદલાયો. શું થયું ? ચણાવાળાની દુકાને જઈને આપણે બૂમ પાડીએ કે 'ભઈ, ચણા આપો.' તો કહે, 'સવારે આવજે, ભઈ અત્યારે ના હોય કાળ.' એવું આ કાળ બદલાય ને ! મહાવીર ભગવાનને ગયે પચ્ચીસો વર્ષ પૂરા થવા આવ્યા ત્યારે જ્ઞાની પુરુષ નથી ભેગા થયા. થયું કોઈ ? કારણ કે કાળ બદલાયો છે હવે. પણ એકદમ દુનિયા બદલાય-પલટાઈ ના જાય. એ પછી એની અસરો થયા કરે. હવે અવળી અસરો થયા કરે.

પછી બીજો વિચાર આવ્યો કે 'શું આમ જ થવાનું છે આ હિન્દુસ્તાનનું ? શું આ વિચારનો ઉપાય છે આપણી પાસે ? કોઈ સત્તા છે આપણી પાસે ? કોઈ સત્તા તો છે નહીં, તો આ વિચાર આપણા કામનો નથી. સત્તા હોય તો એ વિચાર કામનો. જે વિચાર સત્તાની બહાર હોય અને એની પાછળ મથ્યા કરીએ એ તો ઈગોઈઝમ છે.'

## એકાંતમાં બેસતા મહીંથી મળ્યો જવાબ

પછી એક જગ્યાએ એકાંતમાં બેસીને વિચાર કર્યા, બહુ ખૂંચ્યું, ત્યાર પછી મહીંથી જવાબ મળ્યો. પછી એમાંથી મને જડ્યું. મહીંથી મને ધક્કો લાગ્યો કે ના, એવું નથી.

તે દહાડે અમને જ્ઞાન નહોતું, જ્ઞાન તો ૧૯૫૮માં થયેલું. ૧૯૫૮માં જ્ઞાન થયું તે પહેલાં અજ્ઞાન તો ખરું જ ને ! કંઈ અજ્ઞાન કોઈએ લઈ લીધેલું ? પણ ત્યારે અજ્ઞાનમાં એ ભાગ દેખાયો કે 'જે અવળું જલદી પ્રચાર કરી શકે છે, તે સવળું પણ એટલી જ ઝડપથી પ્રચાર કરશે. માટે સવળાના પ્રચારને માટે એ સાધનો બહુ સારામાં સારા છે. જે સાધનો સ્પીડી કળિયુગ લાવે, એ સાધનો સ્પીડી કળિયુગને કાઢી નાખે.'

## જે બગાડનાર સંયોગ છે એ જ સુધારે

જોડે જોડે એમેય વિચાર આવ્યો'તો કે જે વસ્તુ આટલી બધી સ્પીડથી સંસ્કારહીન કરી નાખે છે દેશને, એ જ વસ્તુ પછી એટલી જ સ્પીડથી સંસ્કારવાળુંયે કરી નાખે. જે બગાડનાર સંયોગ છે એ જ સુધારે.

એટલે જેટલી સ્પીડથી બગાડે તેટલી સ્પીડથી સુધારે. અને એવું જ થવાનું છે, જોજો ને !

આ સાધનો જ આપણને સંસ્કારવાળા બનાવશે. એમાં સાધનનો દોષ નથી, એ માત્ર નિમિત્ત છે. માટે સાધનોનો વાંધો નથી, સાધનો ભલે ફેલાય.

પછી સૉલ્યુશન મળ્યું કે આ જે ખરાબ કરનાર સાધનો ઊભા થયા છે તે જ સાધનો હિન્દુસ્તાનને સુધારશે અને ઊંચે લાવશે. એટલે આ રેડિયો-બેડિયો, ટેપરેકર્ડો ને આ બધા જ સુધારશે પાછા ને તે જ બધા સાધનો હિન્દુસ્તાનને કલ્યાણકર્તા થઈ પડશે.

હવે આ સિનેમાઓ ને એ બધું સવળું કામ કરશે. આમ સહેવાશે નહીં જ્યારે, ત્યારે બધું સવળું કામ કરશે. આ બધું ત્યારે વિચારેલું, તે મહીંથી જવાબ મળ્યો. ત્યાર પછી એની પર વેર નહીં. પણ ૧૯૫૮માં જ્ઞાન પ્રગટ થયું ત્યારથી એના પ્રત્યે જરાય વિચાર નહીં આવેલા.

જે સાધનોએ આપણો નાશ કર્યો, તે સાધનો આપણને સુધારનારા બહુ મોટા, સરસ સાધનો છે. નહીં તો આમ રોજ ઉપદેશ આપીએ ને આમ દહાડા વળે ? આમ પેપરોથી દહાડા વળે કંઈ ? એને તો આ સાધનો જ ઝપાટાબંધ પાછો લાવી દે. આ સાધન કેવા મોટા !

**પ્રશ્નકર્તા :** એટલે આ સાધનો બહુ મોટા છે, એટલી સ્પીડથી જ સુધારે.

**દાદાશ્રી :** એટલી સ્પીડથી સુધારી આપે. એની માટે કોઈ વસ્તુ નુકસાનકારક નથી. કાળ એવો ભેગો થાય ત્યારે નુકસાન થાય.

## આ સાધનો કલ્યાણના મોટા નિમિત્ત બનશે

**પ્રશ્નકર્તા :** દુનિયામાં તમે એક જ ધર્માત્મા હશો, સિનેમાનેય સારું કહેનાર !

**દાદાશ્રી :** આ તો સારી વસ્તુ છે. પેલો વિડિયો લાવે તો શું થાય,

દાદા વાતો કરતા દેખાય ને ? જોને ત્યારે, નહીં તો દાદા શી રીતે દેખાય ? આ જુઓને, દાદા જેવી વાત સંભળાય છે ને ?

આજે જ્ઞાની પુરુષના હાથે (ઔરંગાબાદમાં) સિનેમા થિએટરના ઓપનિંગ માટે કાતર મૂકાય, એ પણ મને આશ્ચર્ય થાય છે ! આ સિનેમાના ઓપનિંગ પરથી એવું દર્શનમાં આવે ખરું કે કદાચ આપણું જ્ઞાન અહીંથી (આ માધ્યમથી) પ્રકાશ પામે ! કેમ કે આ સાધન સંસ્કાર પ્રકાશમાન કરવા માટેનું જબરું સાધન છે ! આની પાછળ મોટા કૉઝિઝ હશે ને ? મને પણ અજાયબ લાગે છે !

**પ્રશ્નકર્તા :** છાપાંમાં પણ અત્યારે બધી ખરાબ વાતો જ આવે છે, મન બગડી જાય વાંચીને.

**દાદાશ્રી :** હવે છાપાં એટલા નુકસાનકારક નથી, કારણ કે જ્યારે જગત સારા ભાવમાં આવે ને, ત્યારે એ છાપાંમાં સરસ-સરસ વાતો વાંચવાના. તેથી એના ભાવ બહુ સુંદરેય થાય પાછા. છાપાં વીતરાગ છે.

## હરિજનનો તિરસ્કાર નહોતો પસંદ

**પ્રશ્નકર્તા :** એ જમાનાની એવી કોઈ વાત ખરી કે જે તમને નહોતી ગમતી ?

**દાદાશ્રી :** અત્યારે તો આ પુણ્યશાળી પાક્યા બધા, તે ડૉલરો દીઠા. કારણ કે દાનત સારી, તિરસ્કાર નહીં લોકોનો. અને અમારી પ્રજા તો કેટલે સુધી બગડેલી ! 'એય, હરિજનને કેમ અડ્યો ?' કોઈ છોકરું હરિજનને અડ્યું હોય ભૂલથી, તેમાં એને ટૈડકાવે, 'તું અડ્યો કેમ એને ?' આવી પ્રજા ! આ તો જ્ઞાની છું એટલે શું બોલું ? નહીં તો રાજા હોત ને, તો ગોળીબાર કરાવડાવત. આ આવું કરો છો બધું ? જંપીને જીવવાયે નથી દેતા ? કૂતરા-બિલાડા પેસી જાય મહીં ઘરમાં તો ચાલે અને આ હરિજનને શું ? એ બિચારા આખું ગામ વાળવા આવે, એ બધું સાફ કરવા આવે, એ સેવા કરવા આવે ગામની. તેને બદલે આપવા-કરવાનું નક્કી કરેલું હોય થોડુંઘણું એમનું ઘર ચાલે એવું, પણ તે કાયદો શો ?

અહીં આગળ ગળામાં કોડિયું બાંધવું પડે. થૂંકવું હોય તો નીચે ના થૂંકાય, કોડિયામાં થૂંકવું પડે અને પાછળ પગલા પડે એના, બૂટ તો હોય નહીં બિચારાને. એ જમીન પર પગલા પડે તે નુકસાનકારક, માટે એની પાછળ ઝેડું બંધાતું તે પગલાં ભૂંસાઈ જાય. એ આગળ ચાલે ને ઝેડું પાછળ ચાલે. ઝેડું તમે સમજો ને ?

**પ્રશ્નકર્તા :** સાવરણી.

**દાદાશ્રી :** સાવરણી નહીં, ઝેડું. એટલે આ કાંટાળું ઝાંખરું હોય છે ને, આ જે વાડમાં ઊગેલા, તે બંધાવડાવે. એ તો અન્-ઈવન હોય. તમે કહો છો ને, એ તો ઈવન હોય. એ તો કેવું હોય ? રેગ્યુલર સ્ટેજમાં હોય, પણ આ તો ઝેડાં બંધાવે.

હવે આટલો બધો તિરસ્કાર ! મને તો બહુ ખરાબ લાગે કે આ કઈ જાતના લોક !

**પ્રશ્નકર્તા :** એવું જોયેલું તમે દાદા, તમારા વખતમાં ?

**દાદાશ્રી :** જોયેલું બળ્યું. આ બધું જોઈને હું થાકી ગયેલો. મારું મગજ ખસી જાય. હું તો ક્ષત્રિયપુત્ર. મને હઉ ગુસ્સો આવે. 'કઈ જાતના લોકો ? અહીં ક્યાં મારો જન્મ થયો ?'

તે હરિજનોને તો આગળ કોડિયું અને પાછળ ઝેડું બાંધવાનું. અમે ઊંચી નાતના ને તમે હલકી નાતના !

એટલે અમારે કહેવું પડે છે, 'હે ભયંકર નર રાક્ષસો, તમારે હજી બહુ ભોગવવું પડશે. આ કૂતરું તમારા ઘરે પગલા કરી જાય, બિલાડી દૂધ પી જાય એ તમે પીવો છો. એ ચાલે ને મનુષ્ય પર આવો ભયંકર અત્યાચાર !' ન્યાય-અન્યાય જોવાનો જ નહીં આમાં ? હિન્દુસ્તાનમાં માનવતા શોધે ક્યાં જડે ?

## તિરસ્કારથી થયું હિન્દુસ્તાન દુઃખી

અત્યારના લોકોમાં મોહ વધી ગયા એટલે પ્રજા થઈ ગઈ ડાઉન.

ડાઉન થવામાં ફાયદો શો થયો ? પેલા તિરસ્કાર-બિરસ્કાર બધા જતા રહ્યા. એટલે હું તો ખુશ થયો કે સારું થયું આ ડાઉન થઈ ગયા. હવે ડાઉન છે, આને ચઢાવતા વાર નહીં લાગે. પણ તિરસ્કાર ને એ બધું ગાંડપણ જતું રહ્યું હડહડાટ. નોબલ થયા, નોબિલિટી આવી. બહુ લાભ થયો છે. અંગ્રેજો અને આ બધું ભેગું થયું ને, બહુ સારું. અને ગાંધીજીએ પછી સીલ મારી આપ્યું, તે હરિજન જોડે થતું એ તિરસ્કારપણું ઊડી ગયું. નહીં તો બ્રાહ્મણને ત્યાં જમવા બેઠા હોય ને, તો કહે, 'જો ભઈ, અડીશ નહીં, હં.' ઉપરથી, આટલે ઊંચેથી નાખે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ સ્કૂલોમાંય એવું હતું. પાણી પીવાનું હોય તો બ્રાહ્મણના પ્યાલા, પટેલના પ્યાલા. પેલી પાણીની પરબ હોય ને, ત્યાં પેપર લખેલું હોય પ્યાલા ઉપર કે બ્રાહ્મણના પ્યાલા, વાણિયાના પ્યાલા, પટેલના પ્યાલા.

**દાદાશ્રી :** હા, ત્યાં એવું. એટલે મને તો શરમ આવે, બળ્યું આવું જમવાનું ! હું ના કહું કે મારે જમવા નથી જવું, બા. તે ઉપરથી નાખે મૂઓ. શરમ ના આવી તને ? તિરસ્કાર, તિરસ્કાર, તિરસ્કાર. તેથી દુઃખી છે આપણું હિન્દુસ્તાન. તિરસ્કારથી દુઃખી છે. આ હરિજનો ને બધી નીચલી વર્ણ છે ને, બધા પર ભયંકર તિરસ્કાર કર્યા છે. સ્ત્રીઓને 'ગંગાસ્વરૂપ' કહેતા જાય અને 'આ રાંડેલી મળી ને મને અપશુકન થયા' આવું બોલે મૂઆ પાછા ! ત્યારે મૂઆ 'ગંગાસ્વરૂપ' લખું છું શું કરવા ? લખવામાં બહુ શૂરા. કો'ક તો જાણે ગંગાજી અહીં આવ્યા !

**પ્રશ્નકર્તા :** લગ્નમાંયે ન જાય. એ તો ઘણાં બધા કુરિવાજો હતા.

**દાદાશ્રી :** બધા જ રિવાજો, કચરો બધો.

## નાનપણમાં ગાંધીજીને સાંભળવા ગયેલા

**પ્રશ્નકર્તા :** આપ નાના હતા ત્યારે ગાંધીજીનો બહુ પ્રભાવ હતો, તો આપને એમનો કોઈ અનુભવ ખરો ?

**દાદાશ્રી :** ૧૯૨૧માં હું તેર-ચૌદ વર્ષનો હતો ત્યારે ગાંધીજી સભામાં

બોલ્યા'તા તે સાંભળવા ગયેલો. ત્યાં ગાંધીજીની બે બાજુ સિંહ જેવા બે આમ બેસાડી રાખતા હતા, પેલા મિયાંભાઈ...

**પ્રશ્નકર્તા :** મહંમદઅલી ને શૌકતઅલી.

**દાદાશ્રી :** મને તો સમજણ પડતી નથી કે આ વણિકભાઈ મોઢ, એમણે આ બે સિંહને શી રીતે નાથ્યા હશે ? આ સિંહને આમ દેખે તો બીક લાગે એવા.

**પ્રશ્નકર્તા :** હા, દાઢી-બાઢી હતી.

**દાદાશ્રી :** અરે, શરીરે મજબૂત બાંધાના !

**પ્રશ્નકર્તા :** હા, અને ત્યારે ગાંધીજી કાઠિયાવાડી પાઘડી પહેરતા હતા.

**દાદાશ્રી :** પાઘડી પહેરતા હતા તે દહાડે, ટોપી-બોપી નહીં. ગાંધીજી બોલ્યા, 'હજુ તો આ પહેલો આંટો છોડ્યો છે ત્યારથી ગવર્મેન્ટને ગભરામણ પેસી ગઈ છે. હજુ બીજો આંટો છોડવાનો બાકી છે.'

હું વિચારમાં પડ્યો. કહેવું પડે, આ કાઠિયાવાડીના આંટા ! અને આંટા એટલા રાંટા. વિદેશી કપડાંના બોયકોટમાં તદ્દન સુંદર કપડાં બહુ બાળી મેલ્યા હતા.

**પ્રશ્નકર્તા :** હોળી જ કરતા હતા ને !

**દાદાશ્રી :** નર્યા આલ્પાકાના કોટ તે ચળક ચળક થાય !

**પ્રશ્નકર્તા :** ત્યારે લોંગ કોટ પહેરતા ને માણસો બધા.

**દાદાશ્રી :** તે દહાડે ધોતિયાય ફોરેનથી જ આવતા હતા ને અહીં ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, માંચેસ્ટરના ધોતિયા.

**દાદાશ્રી :** હા, માંચેસ્ટરના ધોતિયા. આપણે ત્યાં તો ધોતિયા ત્યાંના પહેરવા પડતા. અમે જ માંચેસ્ટરના ધોતિયા પહેરતા'તા ને ! આ ખમીસેય માંચેસ્ટરનું. અને ટોપી બેંગ્લોરથી આવતી. બેંગ્લોરની ટોપી આવડી મોટી, મિયાંભાઈ પહેરે એવી. આજ આલ્પાકો દેખાતોય નથી,

પણ તે દહાડે આલ્પાકા પહેરવાના મળતા'તા. કારણ કે પૈસા સસ્તા ને બધી વસ્તુ સારી મળતી.

## પાઘડીનો એક આંટો ખોલ્યો ત્યાં સરકાર ધ્રુજી ગઈ

'આ એક આંટો ખોલ્યો છે' એવું ૧૯૨૧માં ગાંધીજી બોલ્યા એ. તે પાઘડીનો એક આંટો ખોલ્યો ત્યારે ગવર્મેન્ટ ધ્રુજી છે, બીજો આંટો ખોલીશ ત્યારે શું થશે ? એ તો મેં ખોળી કાઢ્યું કે આ આંટાવાળા માણસ. કાઠિયાવાડીના આંટા એટલે શું એ ગવર્મેન્ટ સમજી શકે નહીં, પણ હું તો ગુજરાતી તે સમજી ગયો.

## જુદી જાતની શોધખોળ અમારી

૧૯૨૨ના જન્મેલા એ લેંઘાવાળા અને ૧૯૨૧ સુધી જન્મેલા ધોતિયાવાળા, આ બે ભાગ પડી ગયા તે દહાડે. આ મારી શોધખોળ જુદી જાતની.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** ગાંધીજીએ હોળી કરાવી હતી ત્યાં આગળ, માંચેસ્ટરના માલની, પરદેશી માલની. અમે બધાએ હોળી કરેલી.

**પ્રશ્નકર્તા :** તે વિઠ્ઠલભાઈએ ના પાડી'તી. વિઠ્ઠલભાઈ કહે કે નવું ના લેશો પણ હોળી ના કરશો.

**દાદાશ્રી :** એવું છે ને, એમાં કોઈ લોકો એ બાળી મેલે એવા નહોતા. આ તો શ્રીમંતોએ થોડી ઘણી ટોપીઓ ને એ બધું નાખેલું મહીં. લોકોએ કંઈ કાચી માયા છે ? પણ બીજું શું થયું કે આ જે સળગ્યું ને, તેનાથી લોકોને અસર થઈ ગઈ કે આ માલ સંઘરવા જેવો નથી. એટલી તો સમજણ પડી ગઈ.

**પ્રશ્નકર્તા :** હા, પડઘા પડી ગયા.

## ગાંધીજીએ દેખાડ્યું ને ફેરવી પ્રજાને

**દાદાશ્રી :** એટલે એમણે સળગાવડાવ્યું એ સારું કર્યું. વિઠ્ઠલભાઈએ ના કહ્યું પણ છેવટે સળગાવ્યું ને સારું કામ કર્યું. વિઠ્ઠલભાઈ ગણતરી

કરતા'તા કે આમાં શું લાભ થઈ જવાનો છે ? અને આ ગાંધીજી તો બહુ જબરા હતા, આંટાવાળા માણસ ! વિઠ્ઠલભાઈએ આંટો જોયેલો નહીં. એ તો સીધું બેરિસ્ટરપણું. વિઠ્ઠલભાઈ ને વલ્લભભાઈ બે સિંહ હતા, એ ચરોતરના બે ભાઈ તો !

પછી લોકોને જાગૃતિ આવી. ગાંધીજીએ પેલું મીઠા સારુ ચળવળ કરી, મીઠામાંય કાઢી કાઢીને લોહી દેખાડ્યું ને લોકોએ લોહી દીઠું એટલે શૂરવીર થયા. લોહી દેખે નહીં ત્યાં સુધી શૂરવીર કેમ થાય ? એ લોહી દેખ્યું ને, એટલે પ્રજા છે તે સરકારના વિરુદ્ધ થઈ ગઈ કે આ સરકાર બહુ ખોટી. જુઓ ને, મારી નાખ્યા લોકોને. મૂળ કારણ કોઈ જોતું નથી, ન્યાય જોતું નથી. લોક તો શું થયું એ જુએ. શું જુએ ? એટલે ગાંધીજીએ દેખાડવું'તું, તે દેખાડ્યું બધાને. આમ પ્રજાને ફેરવી.

મુખ્ય, ગાંધીજી નિર્મમતાવાળાને ! કોઈ-કોઈ લોકો ગાંધીજીને કંઈ ને કંઈ ગાળો દેતા'તા. એ તમે અત્યારે સાંભળો તો તમને અજાયબી લાગે ! બે તો છોકરાના નામ પર મિલ કરી છે, આવું લોકો બોલે. હવે પચ્ચીસ ટકા પબ્લિક સાચું સમજે કે 'ગાંધીજી સારા છે.' તે પોણો સો ટકા કહે કે 'બહુ ખરાબ છે. તેમણે તો મિલો કરી.' એના ઝઘડા ચાલે મહીં-મહીં, વાદ-વિવાદના. પોતાની પોળમાં બેઠા હોય તોય લડી પડે મૂઆ. ગાંધીજી ક્યાંય ગયા અને લઢવાડ રહી !

## વલ્લભભાઈએ સર્વસ્વ પ્રકારની મમતા છોડી

**પ્રશ્નકર્તા :** એ વલ્લભભાઈનું તો અમે જાણેલું કે સિંહ હતા.

**દાદાશ્રી :** એ એકલા જ નહીં, સરદાર અને વિઠ્ઠલભાઈ બન્ને ભાઈઓ એવા. બીજા બે ભાઈઓ હતા પણ આ બે ભાઈઓ એવા જ હતા. કારણ બન્ને ભાઈઓએ માથું મૂંડાવેલું.

**પ્રશ્નકર્તા :** માથું મૂંડાવેલું ?

**દાદાશ્રી :** વાળ રાખ્યા'તા ને માથું મૂંડાયેલું. માથા પર વાળ હતા આવડા આવડા પણ માથું મૂંડાવ્યું'તું. એટલે લોક ચમક્યા કે માથે વાળ

છે ને શું મૂંડાવ્યું ? આ માથું મૂંડાવવું એટલે શું ? સર્વસ્વ પ્રકારની મમતા છોડી દેવી.

**પ્રશ્નકર્તા :** સર્વસ્વ મમતા છોડી દેવી ?

**દાદાશ્રી :** હા... એકલા દેશની પાછળ પડેલા બે ભાઈ. એમના વાઈફનો તાર આવ્યો તોય કહે છે, 'કોર્ટમાં ગયા છે.'

## લોખંડી પુરુષે બાંધી દેડકાની પાનસેરી

**પ્રશ્નકર્તા :** એ સરદાર વલ્લભભાઈ તો બહુ જબરજસ્ત હતા.

**દાદાશ્રી :** જબરજસ્ત પુરુષ !

**પ્રશ્નકર્તા :** અને હિન્દુસ્તાનનું કલ્યાણ પણ...

**દાદાશ્રી :** ફોરેનવાળાએ કહ્યું કે લોખંડી પુરુષ ! એ ચર્ચીલ પણ સમજી ગયો કે આ લોખંડી પુરુષ હતા ને આ બધા રાજ્યોને ઘડીવારમાં ભેગા કરી નાખ્યા. આ હિન્દુસ્તાનના રાજ્યો ભેગા નહીં થાય એવું ફોરેનવાળા બધાના મતમાં હતું.

**પ્રશ્નકર્તા :** ને સરદાર ન હોત તો ના થાત.

**દાદાશ્રી :** નહીં, ફોરેનવાળા શું ગણતા અહીંના રાજ્યોને કે આ છે તે દેડકાની પાનસેરી જેવો થશે ઘાટ. દેડકાની પાનસેરી બાંધવી હોય તો બંધાય નહીં. કારણ કે આમથી આમ નાખીએ ત્યારે પેલી બાજુ આમ કૂદીને બહાર નીકળી જાય. પાનસેરી પૂરી બંધાય નહીં. તે આ રાજ્યો બધા બાંધતી વખતે અહીં આગળ આ બાજુ બાંધશે, ત્યારે પેલી બાજુ ફરી જશે, ફટકી જશે એવું એ લોકોએ માનેલું અને પેટ ઠંડું રાખેલું. પેટમાં પાણી હાલવા નહીં દીધેલું પણ ત્યારે આમણે બાપ થઈને માર્યો એને. દરેક સ્ટેટવાળાને કહે, 'હું તારો ફાધર છું.' લે, બાપ થયા. બાપ થઈને ગાદી લઈ લીધી હડહડાટ. જેની આંખ્યોમાં જબરજસ્ત નિર્મમત્વ દેખાય, ચોખ્ખું. અને નિર્મમત્વ એ જ પરમાત્મા, એથી આગળ બીજા પરમાત્મા ક્યાં લેવા જવા ?

❖ ❖ ❖ ❖ ❖

## [૪]
# અણસમજણની ભૂલો

### ભાગીદારને બનાવ્યા બબૂચક

આ જ્ઞાન થયું તે પહેલાં મને ટીખળ કરવાની બહુ ટેવ. એક વખત મારા ભાગીદાર સી. પટેલ સાથે ફરવા જતા હતા. તેમણે કહ્યું કે તમે બધું કહો છો ત્યારે કહો આ છોડ શાનો છે ? મેં કહ્યું, ઈલાયચીનો. તે ઉપર નાના નાના દોડવા બેઠેલાં. તેમણે માન્યું પણ ખરું. પછી ઘેર ગયા ને ઘરડાંઓને વાત કરી કે અહીં ઈલાયચી બહુ થાય છે. ત્યારે એ કહે, અલ્યા, કોણે કહ્યું ? ત્યારે કહે, મારા ભાગીદારે કહ્યું, પેલા અંબાલાલે.

એટલે ડોસા મારી પાસે આવ્યા. તે મને કહે છે, અલ્યા, ઈલાયચી ક્યાં થાય છે ? ત્યારે મેં કહ્યું, મેં તેને બબૂચક બનાવ્યો, તે તમે બબૂચક શું કામ બન્યા ? ઈલાયચી તો છોડ ઉપર નહીં પણ મૂળિયામાં થાય.

### હવે ભૂલ સમજાય, મશ્કરીઓ કરેલી એની

**પ્રશ્નકર્તા :** આપની માટે એવું કહે છે, આપ તો એવા જ તોફાની હતા. તમે કેવા તોફાન કરેલા ?

**દાદાશ્રી :** અરે, બહુ જાતના તોફાન ! છોકરાં કરે એવા બધાય વળી.

**પ્રશ્નકર્તા :** કહોને દાદા, થોડાક, કેવા તોફાન કરેલા ?

**દાદાશ્રી :** મશ્કરીઓ કરતો લોકોની, એ ટીખળો-બીખળો બધું.

મને મશ્કરીની બહુ ટેવ હતી. તમે નાનપણમાં મશ્કરીઓ કોઈની નહીં કરેલી ? મેં તો બહુ કરેલી, બળી.

મને તો અત્યારે એ બધું આમ નકશાની પેઠ દેખાય. નકશામાં જેમ ન્યૂયોર્ક દેખાય, શિકાગો દેખાય એવું દેખાય આમ. એટલે મનમાં એમ થાય કે અરેરે, કેવા કેવા દોષો ! મશ્કરી એટલે કેવી કે બહુ નુકસાનકારક નહીં, પણ સામાને મનમાં અસર તો થાય ને ! સામાને દુઃખ થાય ને, બિચારાને, પણ હવે આપણને તે ઘડીએ ખબર જ નહીં ને, ભાન જ નહીં ને !

તે અમે હઉ જૂના મંદિરવાળાની (ઘૈડિયાઓની) મશ્કરીઓ કરતા હતા. અમે જ ઘૈડાં ડોસાઓની મશ્કરીઓ કરતા હતા. ત્યારે શું અત્યારે હું ડોસો નથી ? મારી ના કરે ? અને એને અવળું લાગ્યું એટલે મશ્કરી તો કરે જ ને, છોકરાંને શું ?

હવે મારી ઉંમરનાની આંખો તો બિચારાને ઢીલી થઈ ગયેલી હોય. હવે મારી રૂમમાં છે તે બે-ચાર કુરકુરિયાં ઘાલી જાય લોકો અને તો મારી શી દશા થાય ? એવું અમે પહેલાં ઘૈડા ડોસા હોયને, ત્યાં કુરકુરિયાં ઘાલી આવતા'તા. હવે મને વિચાર આવે છે કે આ કેવું કર્યું આપણે ? કોઈ આપણી પાછળ કરે તો શું થાય ?

પછી પેલા ડોસા આખી રાત બૂમાબૂમ કરે કે મૂઆ છોકરાં, મરીએ ન ગયા, આ કુરકુરિયાં મારે ત્યાં ઘાલ્યા. પણ આ બધું ખોટું કર્યું હવે સમજાય છે, તે દહાડે શું ભૂલ કરી ! નાની ઉંમર, છ-સાત વર્ષના હોય ત્યારે શું ના કરે છોકરાંઓ ?

## શીખ્યા ખોટા ગુરુઓથી મશ્કરી

**પ્રશ્નકર્તા :** દાદા, તમે નાના હતા ત્યારથી ગરબડિયા જ હતા ?

**દાદાશ્રી :** બધાય ગરબડિયા, હું એકલો નહોતો.

**પ્રશ્નકર્તા :** તમે બધામાં ટોચ ઉપર લાગો છો, જેમ જ્ઞાનમાં ટોચ ઉપર આવ્યા એમ.

**દાદાશ્રી :** મને જરા વધારે સમજણ પડે આવી. પણ ખોટું કહેવાય ને આ તો. અત્યારે તો આંખો છે પણ કોઈની આંખો ના હોય, તો કેવી દશા થાય ? છોંતેર વર્ષે પગ ચાલતા ના હોય, બીજું ના ચાલતું હોય, કાકાને ઝાલવા પડતા હોય. એક કાકા તો બે આંખે આંધળા હતા ને, ત્યાંય કુરકુરિયાં મેલેલા. ખોટું દેખાય ને ! આવું ગાંડપણ બહુ હતું. અમારી નાનપણની જિંદગી જોઈએ તો બહુ ખરાબ લાગે છે. એ ડોસાની કેવી દશા થાય ?

ઘૈડપણ એટલે આ તો જૂનું મંદિર, એમની શી દશા થતી હશે એ નવા મંદિરવાળાને (જવાનીયાઓને) શું ખબર પડે ? ઘૈડાં લોકો આમ ચાલે ને, ત્યારે આમ ચાલીને, તેમની પાછળ મશ્કરીઓ કરી પણ ખબર નહોતી કે જૂના મંદિર થાય ત્યારે શી દશા થાય ?

મશ્કરી કંઈથી શીખે છે ? આ આપણા ગુરુઓથી (આજુબાજુવાળા લોકોથી), જે સંજોગો બધા ભેગા થાય એ આપણા ગુરુઓ. એ જેવું કરે એટલું આપણે કરીએ. એ બધા છે તે માજીને પગે હાથ અડાડે ને આમ આમ ગલીપચી કરે તો આપણેય એવું કરીએ. એ બધા મશ્કરી કરે તો આપણેય મશ્કરી કરીએ.

## વધારે બુદ્ધિનો દુરુપયોગ, મશ્કરીઓ કરવામાં

આપણી બુદ્ધિ વધારે હોય, તેનો દુરુપયોગ શેમાં થાય ? ઓછી બુદ્ધિવાળાની મશ્કરી કરે એમાં ! આ જોખમ જ્યારથી મને સમજાયું, ત્યારથી મશ્કરી કરવાની બંધ થઈ ગઈ. મશ્કરી એ કંઈ થતી હશે ? મશ્કરી એ તો ભયંકર જોખમ છે, ગુનો છે ! મશ્કરી તો કોઈનીય ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ વધારે બુદ્ધિવાળાની મશ્કરી કરીએ તો શો વાંધો ?

**દાદાશ્રી :** પણ ઓછી બુદ્ધિવાળો મશ્કરી સ્વાભાવિક રીતે કરે જ નહીં ને !

બાકી, મેં બધી જાતની મશ્કરીઓ કરેલી. હંમેશાં બધી જાતની

મશ્કરી કોણ કરે ? બહુ ટાઈટ બ્રેઈન (વધુ બુદ્ધિશાળી) હોય તે કરે. હું તો લહેરથી મશ્કરી કરતો હતો બધાની, સારા-સારા માણસોની, મોટા-મોટા વકીલોની, ડૉક્ટરોની મશ્કરી કરતો. હવે એ બધો અહંકાર તો ખોટો જ ને ! એ આપણી બુદ્ધિનો દુરુપયોગ કર્યો ને ! મશ્કરી કરવી એ બુદ્ધિની નિશાની છે.

**પ્રશ્નકર્તા :** મને તો હજુય મશ્કરી કરવાનું મન થયા કરે છે.

**દાદાશ્રી :** મશ્કરી કરવામાં બહુ જોખમ છે. બુદ્ધિથી મશ્કરી કરવાની શક્તિ હોય છે જ અને એનું જોખમેય એટલું જ છે પછી. એટલે અમે તે દહાડે આવું જોખમ વહોરેલું, જોખમ જ વહોર વહોર કરેલું.

## જોખમ મશ્કરીઓનું : ભગવાનના સામાવળિયા થયા

**પ્રશ્નકર્તા :** કોઈની મશ્કરી કરી નાખે ને એને જરા ચોંટી ગઈ, તો પછી એનું શું શું જોખમ આવે ? કઈ કઈ જાતના જોખમ છે એમાં ?

**દાદાશ્રી :** એવું છે ને, એને ધોલ મારી હોત ને, તો જે જોખમ હતું તેના કરતા આ તો અનંતગણું જોખમ છે. એની મશ્કરી કરી. એને બુદ્ધિ ના પહોંચી, એટલે તમે તમારા લાઈટથી એને કબજામાં લીધો. એટલે પછી ત્યાં આગળ ભગવાન કહે, 'આને બુદ્ધિ નથી તેનો આ લહાવો લે છે !'

ત્યાં આગળ ભગવાનને આપણા સામોવાળિયો કર્યો ખુદ. પેલાને ધોલ મારી હોત તો તો એ સમજી ગયો હોત બિચારો, એટલે એ પોતે માલિક થાય એનો. પણ આ તો બુદ્ધિ જ પહોંચતી નથી, એટલે આપણે એની મશ્કરી કરીએ તે પેલો માલિક પોતે ના થાય. એટલે ભગવાન જાણે કે 'ઓહોહો, આને બુદ્ધિ નથી, આને બુદ્ધિ ઓછી છે, તેને મૂઆ સપડાવું છું ?' આવી જા, કહેશે. તે સામાવળિયો એને બદલે એ બેસે પાછો. સાંધો તોડી નાખે પછી એ તો. મશ્કરીવાળાને તો વગર લેવાદેવાનું દુઃખ ભોગવવાનું અને એ તો બહુ ખોટું. મારે તો એ જ ભાંજગડ પડી'તી કે 'વધુ બુદ્ધિ થઈ તેનો આટલો બધો લાભ.'

અને તેનું જ આપણા શ્વાસોશ્વાસ બંધ થઈ જાય, નહીં તો કોણે કર્યો તે ? મહીં કંઈ ખોટ છે શ્વાસોશ્વાસની ? હિસાબ તો આપણે ચૂકવવા જ પડે ને ? જુઓને, ખુરશીમાં બેસીને ફરીએ છીએ ને ! બીજી રીતે કશી હરકત નથી, આ એકલી હરકત છે ને ! બીજું તો દસ કલાક કામ થાય બળ્યું, બેઠા બેઠા બોલવાનું હોય તો ! બોલતી વખતે તો કોઈક એમ જ જાણે કે આ દાદા વેશ કરે છે, ખુરશીમાં બેસીને !

**પ્રશ્નકર્તા :** પણ અમે તો આજ ધંધો મુખ્ય કરેલો.

**દાદાશ્રી :** ના, પણ હજુ એના પ્રતિક્રમણ કરી શકો ને ! આ મારે તો એ જ કરેલું ને, મેંય આ જ કરેલું, તેથી જ અમારા પેલા મિલવાળા ભત્રીજા કહે છે, 'તમે તો સળીયાખોર છો,' નથી કહેતા ?

સળીયાખોર કહે છે એટલે મેં કહ્યું, પેલી બુદ્ધિ અંતરાય રહી'તી, તે શું કરે ? બળવો તો કરે જ ને !

## અંતરાયેલી બુદ્ધિ, તેથી 'સળીયાખોર' કહે અમને

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ અંતરાય રહી'તી, એ શું દાદા ?

**દાદાશ્રી :** અંતરાયેલી બુદ્ધિ આવું ખોળી કાઢે. અંતરાયેલી બુદ્ધિ શું કરે ? તોફાન માંડે કે ના માંડે ?

તે દહાડે બુદ્ધિ અંતરાયેલી હતી ને ! તે સળીઓ કરે. બુદ્ધિ અંતરાયને ત્યારે કંઈ મજા ના આવતી હોય તો સળી કરે કે 'મજા આવી' કહે. સળી એટલે શું ? કે અહીં પોતે બેઠો હોય ને ટેટો પેણે ફૂટે, એનું નામ સળી ! તે આ બધી બુદ્ધિ ઊંધી-છત્તી થયા જ કરે ને ! એટલે લોક જાણે કે આ સળીયાખોર છે અને અમેય કહીએ ખરા કે ભાઈ, અમે સળીયાખોર જ હતા.

**પ્રશ્નકર્તા :** આપ સવળી સળીય કરતા હશો ને ?

**દાદાશ્રી :** સવળી સળીય ખરી, પણ એ ઓછી. વધારે તો અવળી. સવળી તો કંઈ પડેલી જ નહોતી ને ! અને અવળી તો કેટલે સુધી ?

માણસ ના મળે તો છેવટે કોઈ છોકરાને શિખવાડું કે અલ્યા, પેલા ગધેડાની પાછળ ખાલી ડબ્બો બાંધજો.

અરે ! ગધેડાની પાછળ તો અમે બધા છોકરાંઓ ભેગા થઈને ડબ્બા હઉ બાંધેલા. આખી રાત પછી પેલું ગધેડું કૂદાકૂદ જ કરે ને ! તે પછી આખી રાત ધમધોકાર. લોકોને સૂવા જ ના દે ને પછી ! લોકોને ઊંઘ ના આવે. એક તો લોકોને કામધંધો કશો નહીં, નવરા. સંભળાયું તે જુએ, આ શું થયું ? અરે ! બળ્યું આ તો ગધેડાની પાછળ ડબ્બો બાંધેલો !

ગધેડાની પૂંઠે ખાલી ડબ્બો બંધાવે ને પછી પેલા છોકરાંઓ પાછળ હાંકે. તે આખા ગામમાં હો હો હો ચાલે. લોકો પછી ગાળો દે કે આ છોકરાંઓનું સત્યાનાશ જજો ! આવો તેવો બુદ્ધિનો દુરુપયોગ બધો થયેલો. તમને તો આવું ના આવડે ને ?

તે આ બધું એવું છે, આ સંસ્કાર બધા ગામડાનાને ! અને આપણે તો મૂળથી બધી આડી જાત, વઢમ્‌વઢા કરવા જોઈએ, લઢવાડ... આ તો જ્ઞાન મળ્યું, તે હવે એ રાગે પડી ગયું.

## કુસંગના રવાડે ચઢ્યા ભાઈબંધો સંગે

**પ્રશ્નકર્તા :** દાદા, ખરાબ આદતો ખરી નાનપણમાં ?

**દાદાશ્રી :** હા, અમને પંદર વર્ષની ઉંમરે કુસંગમાં બીડી પીવાની ટેવ પડી ગઈ. એને સત્સંગ કહો કે કુસંગ કહો. અગર હું કુસંગી ને પેલાને કુસંગી કરાવ્યો હોય. આપણા લોક શું કહે છે ? મારો છોકરો કુસંગીઓમાં એ કુસંગી થયો, પણ અલ્યા મૂઆ, તારા છોકરાનો કુસંગ પેલાને અડ્યો કે પેલાનો તેને અડ્યો શી ખાતરી ? ઘણાં લોકો એમ કહે કે મારા છોકરાને કુસંગ છે બધો. ત્યારે મૂઆ, કુસંગી કોણ આમાં ? બધા છએ જણના બાપ કહે છે, મારા છોકરાને કુસંગ અડ્યો, આમાં કુસંગી કોણ ? જરા કંઈક તો તપાસ કરવી જોઈએ ને ? તેના કરતા આપણે કહીએ, કે મારો છોકરો કુસંગના રવાડે ચઢેલો છે, તો વાત જુદી છે. એવું કુસંગને રવાડે ચઢેલા. તે બીડીઓ, સિગરેટ, હુક્કા પીએ તનતાન (તનતનાટ) બધા ભાઈબંધો પીતા.

## સિગરેટથી સળગી ઊઠ્યું, બહુ પસ્તાવો થયો

હજુય મને દેખાય, તે ભાઈબંધને ત્યાં લગ્નનો પ્રસંગ. તે લગ્નનો છે તે માંડવો બાંધેલો. તે બૈરાંઓ માંડવાની નીચે, મોટી કડાઈ મૂકીને ઢેબરા તળે. એની ઉપરનો જે માંડવો ખરો ને એ બાંધેલું. એની જોડેની રૂમમાં અમે બધા ભાઈબંધો બેઠા બેઠા મસ્તી કરીએ.

હું સિગરેટ પીતો હતો, તે મેં સિગરેટ ફેંકી આમ બારીએ જઈને અને એ ચાદર ઉપર જ પડી, જ્યાં આગળ પેલા નીચે તળતા હતા.

સિગરેટથી તો કંઈ મોટું સળગી ગયું હોય એવું બન્યું છે ? પણ કેવા સંજોગો ભેગા થયા ? નીચે ઢેબરા તળાતા હોય, નહીં તો સિગરેટ છેવટે કાણું પડીને નીચે પડી જાય.

**પ્રશ્નકર્તા :** હા, નીચે પડી જાય.

**દાદાશ્રી :** હવે નીચે પેલું સળગાવેલું ને, એટલે ચાદર ગરમ થઈ ગયેલી અને આ સિગરેટ પડી એટલે ભડકો થયો મોટો.

**પ્રશ્નકર્તા :** એ બધું ગરમ ખરું ને, એટલે સળગી ગયું.

**દાદાશ્રી :** ગરમ થઈ ભડકો થઈ ગયો. ભાઈબંધે તો બધું દાબી દીધું. શાથી થયું, શાથી નહીં એ બધું દાબી દીધું, પણ આ બહુ ખોટું દેખાય. એટલે પછી તો મને બહુ મોટો પસ્તાવો થયો કે વળી આવું બધું આપણા હાથે, આપણા નિમિત્તે ! આપણે આવું નિમિત્ત ક્યાંથી બન્યા ? બોલો, સિગરેટ ઉપર ચીડ ચડે કે ના ચડે પછી ?

અમારો બીજો એક ભાઈબંધ તે જાણે નહીં કે આવું બધું બન્યું તેવું. તે એને ઘેર હું સળગતી સિગરેટ નાખું, તે સળગતી નાખવાની ટેવ, તે પેલો ભડક ભડક કર્યા કરે કે સળગી ઊઠશે, કશુંક સળગી ઊઠશે. ત્યારે મેં કહ્યું કે 'ભાઈ, કો'ક ફેરો આવું બને આપણા હાથે. જે નહોતું સળગી ઊઠવાનું તે ત્યાં સળગી ઊઠ્યું. અને અહીં આ તો બધો હિસાબ જુદી જાતનો છે. ગભરાઈશ નહીં, તું ગભરાતો ના રહીશ.' હોલવવા હઉ

જાય પાછું. આપણને પોતાને સમજાય કે આ કટેવ ખોટી છે સળગતી નાખવાની, એની પર જાગૃતિ રાખવી પડે.

## પાનાની રમતમાં છેતરાયા પૈસાના લોભે

**પ્રશ્નકર્તા :** દાદા, તમે ભૂલો કરી પણ પછી એના ઉપર ખૂબ વિચાર કર્યા છે, જાગ્રત રહ્યા છો, પછી તો એવી કંઈક ભૂલો થઈ હોય ને પાછા તેમાંથી બહાર નીકળી ગયા હોય તેવા પ્રસંગો કહો ને !

**દાદાશ્રી :** હું નાનપણમાં નડિયાદ ગામમાં સૌથી પહેલાં આવ્યો હતો. તે વખતે અગિયાર-બાર વર્ષની ઉંમર મારી.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલીવાર નડિયાદ આવેલા ?

**દાદાશ્રી :** હા, પહેલી વખત નડિયાદ. ત્યારે નડિયાદ આવું ન હતું, જંગલ જેવું હતું. નડિયાદ જાનમાં આવેલો. ત્યાં આગળ દસ દહાડા રહ્યો હતો. જાનમાં ગયેલો તે પણ મને યાદ છે બધું !

**પ્રશ્નકર્તા :** જાનમાં ગયેલા ?

**દાદાશ્રી :** જાનમાં, ત્યારે બીજા શેમાં જવાનું ? તે જાનમાં ગયેલો. ત્યાં પત્તા રમતા છેતરાયેલો. પેલા ચકરડામાં પાના રમે છે ને ? તે તીનપત્તી રમ્યો ને હારી ગયો.

**પ્રશ્નકર્તા :** તીનપત્તી રમતા હતા તે વખતે ?

**દાદાશ્રી :** હા. ત્યારે તીનપત્તી રમતા'તા. તે દહાડે રમવા ગયેલો. મિત્રોય કોઈ દેવ જેવા હતા ? તીર્થંકરને તો બધા દેવલોકો મિત્રો થઈને આવે અને અમારે મિત્રો તો પત્તા, પાના કાઢે એવા હતા. પાના રમે છે ત્યારે અહંકાર ઈન્ટ્રેસ્ટ (રસ)થી તેમાં સાચું-જૂઠું હઉ કરે. મિત્રોના સંગમાં પણ મૂળ માલ તો મહીંનો જ ને !

ત્યાં આગળ તીનપત્તીમાં છેતરાઈ ગયેલો. પંદર રૂપિયા, તે દહાડે પંદર રૂપિયા ઘરના નહીં, પાછા એક જણે દસ-બાર રૂપિયા આપ્યા હતા, કશુંક લાવવા. મારી પાસે તો બે-ચાર જ રૂપિયા હતા, બીજા પેલાના

હતા. તે એના પૈસા વપરાઈ ગયા, તે મારે ફસામણ થઈ તે ઘડીએ. તે તીનપત્તીમાં જતા રહ્યા બધાય !

**પ્રશ્નકર્તા :** તીનપત્તી ?

**દાદાશ્રી :** તીનપત્તી એટલે આજની તીનપત્તી નહીં, એ તો જરા આમ...

**પ્રશ્નકર્તા :** હા, આમ આમ કરે ને આમ કરે, ત્રણ પત્તામાં.

**દાદાશ્રી :** હા, પહેલાં જીતાડે એક-બે વખત.

**પ્રશ્નકર્તા :** હા, એ આમ આમ નાખીને. પણ પહેલું દેખાડે એવું આપને. પહેલું તો કહે, લો, આ પાંચ તમારા. પછી ફરી બે આપે. એટલે આપણે લોભ જાગે પછી કહે, હાથ મારો.

**દાદાશ્રી :** હા, ફરી આપે. પણ આ આપણી મતિ કાચી પડી જાય ને ! શું આ બધી ગોઠવણી ! શી રીતે પહોંચી વળે માણસોને ? છોકરો અગિયાર-બાર વરસનો. બચ્ચાઓ સરળ હોય. તે મોજશોખની જગ્યા આવે ત્યાં છેતરાઈ જાય. મોજશોખની જગ્યા આવે ત્યારે એંસી વરસેય છેતરાઈ જાય, મોજશોખ ના કરેલો હોય તે. એના કરતા છેતરાયેલો હોય તે સારો. અનુભવ કરેલો હોય તો ફરી છેતરાય તો નહીં ને !

**પ્રશ્નકર્તા :** ના છેતરાય.

**દાદાશ્રી :** તે પહેલું દેખાડ્યું મૂઆએ, બે-ત્રણવાર, એટલે આપણે તો ભલાભોળા માણસ અને ગામડાના લોક કહેવાઈએ. મેં જાણ્યું કે આ બધામાં, ફાવી ગયો, પણ પેલા મૂઆ તીનપત્તીવાળાએ છેતરી લીધો. તે ચૌદ-પંદર રૂપિયા લઈ ગયેલો, તે બધા લઈ લીધા. પછી જિંદગીમાં નિયમ લઈ લીધો કે ફરી આવું કામ કરવું નહીં.

પછી ઘેર કહેવાય નહીં આ, પૈસા આવા ને આવા વાપરી ખાધા છે એવું. તે ધીમે ધીમે જેમતેમ કરીને આપ્યા હતા. કહીએ ત્યારે આપે ને કોઈ ! એટલે એ મુશ્કેલી બધી !

**પ્રશ્નકર્તા :** ખોટું બોલવું પડે.

**દાદાશ્રી :** એ બોલવું પડે, એના કરતા એ બધી ભાંજગડ જ નહીં ને ! આ તો થોડે થોડે બબ્બે-બબ્બે રૂપિયા ભેગા થાય એટલે આપવાના.

## છેતરાઈને મળ્યું એ જ્ઞાન, તેથી ફરી ન થવા દીધી ભૂલ

**પ્રશ્નકર્તા :** પછી ત્યારથી તમે પાણી મૂક્યું કે હવે કોઈ દિવસ આ પત્તા નહીં રમવાના.

**દાદાશ્રી :** પાણી મૂક્યું ને ! પણ ખોટું દુઃખદાયી હોય, તે કેમ કરાય આપણાથી ? તે ત્યારથી આપણને એક ઉપદેશ મળ્યો કે હવે આ લોકો જોડે ઊભું ના રહેવું. આપણે જાણીએ કે આમાં મળતર છે, મૂઆ હોતું હશે ? લોકો મળતર સારુ તમને બેસાડે છે અહીં ? પછી જે જાગૃતિ આવી ગયેલી, તે ફરી આ રીતે છેતરાયો નહીં. એક જ ફેર જોઈ લેવાનું હોય. ગીનીની પરીક્ષા એક જ ફેર કરવાની હોય, રોજ ઘસ ઘસ કરવાનું ના હોય.

નાનપણમાં આ બાબતે જે જ્ઞાન મળ્યું પછી ઓળખી ગયો. એટલે મેં કીધું કે કલ્યાણ થઈ ગયું આપણું ! લૂંટાયા તો લૂંટાયા પણ ચોર તો દીઠા. પછી અમે જ્યાં આવું જોઈએ ત્યાં તરત બંધ, આખી જિંદગી. એટલે છેતરાયેલા એ કંઈ નુકસાન નથી. છેતરાવું એટલે મોટામાં મોટું જ્ઞાન શીખ્યા કહેવાય. જુઓ ને, પછી હવે છેતરાઉ ફરી ? હવે ગણસારા (ઈશારાથી અપાતી ચેતવણી) ઉપરથી સમજી જઉં. મારી હાજરીમાં મુંબઈમાં બેસી ગયેલા ઘણાં. મને દેખે આમ આવતો હોઉં ત્યારે, તે બે-ત્રણ જણા સાચા થઈને બેસી રહે. હું જોઉં, ઊભો રહું ખરો. એ જાણે કે હમણે સપડાશે, પણ ખસી જઉં. ઊભો રહું ખરો. એને જરા લાલચ પેસવા દઉં, પછી ખસું. કારણ કે હિસાબ આવી ગયો છે મારી પાસે.

**પ્રશ્નકર્તા :** એ છેતરાય.

**દાદાશ્રી :** હા, છેતરાય... જુઓને, કેવો બધો હિસાબ !

## બીજાના ખેતરોમાંથી ચોરીને ખાતા, પણ પછી કર્યા પસ્તાવા

**પ્રશ્નકર્તા :** એવી કંઈક ભૂલો કરી હતી, જેના ખૂબ પસ્તાવા થયા હોય ?

**દાદાશ્રી :** હું અગિયાર વર્ષનો હતો ને, ત્યારે એક જણ, એના ઘેર કેરીઓ હતી. તે એનો બાપ ના જાણે એ રીતે બીજે માળેથી નાખતો'તો અને હું ઝીલતો હતો. તે બધું અત્યારેય દેખાય અમને. પેલો શું કહે કે આપણે કેરીઓ લઈ અને પછી બગીચામાં જઈને ખઈશું. તે તમે ઝીલજો ને હું નાખીશ. એના ઘેર હું બહાર ઊભો હતો ત્યારે પેલાએ નાખ્યું. એવું રોજ કરતો'તો, મા-બાપ ના હોય ત્યારે. આવું બધું અમને દેખાય.

પછી છે તે નાનપણમાં બધા છોકરાં કેરીઓ ખાવા જાય, તે જોડે જોડે અમેય આંબે કેરી ખાવા જતા. તે એક છોકરા પર બીજો ઊભો રહે ને કેરી તોડે. કોઈક વખત તો જરાને માટે હાથ ના પહોંચે તો પેલા પાછા ડરે કૂદકો મારતા. તે પછી પાછળથી એને જરા હિંમત આપીએ 'માર કૂદકો, કેરી જોઈતી હોય તો કૂદકો માર, નહીં તો ઊતરી જા.' હિંમત આપીએ, તે પછી કૂદકો મારીને કેરી તોડે ખરો !

હવે આંબો કો'કનો ને કેરી આપણે લઈએ, તે ચોરી ના કહેવાય ? આંબો કો'કનો ને કેરી ખાધેલી, તે ચોરી જ કહેવાય ને ! છતાં એ કેરી ત્યાં ખેતરમાં ખાઉ પણ ઘેર કોઈ દહાડોય નહોતો લઈ જતો. હું ખઉ ખરો પણ ઘેર ના લઈ જઉ. ચારિત્ર સારું એટલું જાણું. મારી ભૂમિકામાં ચારિત્ર ઊંચું હતું, છતાં ચોરીઓ કરેલી.

**પ્રશ્નકર્તા :** કેરી સિવાય બીજું શું ચોરીને ખાતા ?

**દાદાશ્રી :** નાનપણમાં અમે ચોરી કરવા ખેતરામાં જતા હતા. ખેતરમાં બોરા, કોઠાં, વરિયાળી થાય ને, તે છોકરાંઓ જોડે જઈને ચોરી લાવતા.

છોકરાં જતા હોય તેને ભેગે ભેગે જઈને ધણીને કહ્યા-કર્યા વગર કાચી-પાકી વરિયાળી પાડીને ખાતા'તા.

**પ્રશ્નકર્તા :** એનું તો નુકસાન થયું ને ?

**દાદાશ્રી :** જબરજસ્ત નુકસાન, કહ્યા-કર્યા વગર એની તો બિચારાની વરિયાળી તોડી નાખી ને ? તે પાછળથી કેટલાય પસ્તાવા કર્યા ત્યારે ચોખ્ખું થયું બળ્યું. તે પાછળ મોટી ઉંમરમાં પસ્તાવા થાય એના કરતા આપણે નાની ઉંમરમાં જ ચોખ્ખા થઈએ, તે શું ખોટું ?

## ભરેલા મોહે કરાવી વીંટીની ચોરી

**પ્રશ્નકર્તા :** દાદા, આપે પેલું કહ્યું હતું ને વીંટીનું, એ શું હતું ?

**દાદાશ્રી :** એ તો, એક વીંટી ચોરી લીધી'તી, તે હજુય ખટક્યા કરે છે મહીં.

મેં તો વીંટી ચોરેલી તે કેવી રીતે ચોરી'તી, તમે તો નહીં જાણો એ. પણ કરાંઠી ઓળખો, કરાંઠીઓ ? લાકડાં બાળવાની કાઠીઓ, કરાંઠીઓ આવે છે. આ તુવેરની કરાંઠી આવે છે તમે જોયેલી ? કરાંઠી કહે. એટલે એ કરાંઠીના પૂળા હતા. તે એક માણસને ત્યાં વેચાતા લીધેલા થોડા પૂળા. તે એને ત્યાં લેવા ગયેલો. તે હું એક મજૂર લઈને દેખાડવા ગયો'તો, પૂળા ગણવા માટે, ફાધરે કહેલું તે પ્રમાણે.

પેલો માણસ ઉપરથી નાખે અને હું ગણું. હું ગણું અને નોકરને તેડીને લઈ ગયેલો, તે બાંધીને લઈ જાય. તે પછી પેલાએ નાખતી વખતે પૂળા નાખ્યા. તેમાં એની આ વીંટી એની આંગળીમાંથી ખસી ગઈ. હવે એ મને ખબર નહોતી કે એની વીંટી ખસી ગઈ એટલે આમ થયું કે ગમે તેમ પણ એના પૂળો નાખવાની સાથે વીંટી નીચે પડી. હવે એની ખસી ગયેલી વીંટી પડી કે કો'કની પહેલાંની પડેલી હતી તે પડી, પણ એક વીંટી નીચે પડી.

તે અમારો પેલો માણસ પૂળા લેવા આવ્યો'તો ને, તેને મેં અવળી સાઈડમાં ખસેડ્યો. મેં પેલા નોકરને કહ્યું, તું પેલા પૂળા ગણી લે. પેલા પૂળા બાંધવા માંડ. ત્યાર હોરુ મેં એની પર પગ મૂકી દીધો.

**પ્રશ્નકર્તા :** કેટલા વરસની ઉંમર હતી ત્યારે ?

**દાદાશ્રી :** તેર વર્ષનો હતો, તે વખતે અક્કલ ક્યાંથી આવી હોય ? ક્ષત્રિયપુત્ર હતો તોય ચોરીની દાનત ક્યાંથી થઈ ? પણ આ ભરેલો માલ. મોહ, ભરેલો મોહ. એટલે પછી મેં છે તે પગ મૂકી દીધો પેલી વીંટી ઉપર, પેલો જોઈ ના જાય તેમ. પછી પેલો માણસ બાંધીને ગયો ઘેર અને મેં છે તે વીંટી પછી ધીમે રહીને ગજવામાં મૂકી દીધી.

## 'પડી ને જડી, મેં ક્યાં ચોરી ?'

આમ પ્રત્યક્ષ ચોરી ના કરીએ. આમ ખાનદાનવાળાના દીકરા એટલે આમ ચોરી કરીને, આમ અડીને કંઈ લઈએ નહીં. કારણ કે એમાં તો અમારી ખાનદાનીની બહારની વાત. અમારાથી આવું ના થાય એ મોટામાં મોટો અહંકાર હોય. એટલે આમ ચોરી ના કરીએ. અમે ખાનદાન, અમારી આબરૂ જાય. પણ આ ચોરી ના કહેવાય ? શું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** ચોરી જ કહેવાય.

**દાદાશ્રી :** તો આનો અર્થ શું કર્યો ? તે દહાડેના જ્ઞાને મને એમ કહ્યું કે આને ચોરી ન કહેવાય. મને એમ લાગ્યું કે મને જડી આ. એટલે ચોરી ના કરી કહેવાય એવું મને થયું. નીચે પડી અને તે આપણને જડી. 'પડી ને જડી,' એમાં મેં ક્યાં ચોરી ? એવું તે દહાડેના જ્ઞાને મને કહ્યું.

તેર વર્ષની ઉંમરે આ બુદ્ધિ નહોતી ત્યારે આ વેશ થયો ને ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તે એક ઉદય એવો આવી ગયો હોય ને ?

**દાદાશ્રી :** પણ બુદ્ધિ નહોતી ત્યારે આ વેશ થયો ને અને 'જડી' એવું માન્યું. સમજણ નહીં ત્યારે જ ને !

**પ્રશ્નકર્તા :** પણ એ તો તેર વર્ષે તમને થયું ને ! કો'કને તોંતેર વર્ષેય એવું થાય.

**દાદાશ્રી :** હા, એ તો બધું તોંતેર વર્ષે નહીં, ત્રણ લાખ અવતાર જાય તોય એવું ડેવલપમેન્ટ હોય નહીં ને !

## વીંટી વેચી પૈસા વાપરી નાખ્યા

**પ્રશ્નકર્તા :** પછી શું થયું ?

**દાદાશ્રી :** પછી એ વીંટી બે-ત્રણ દહાડા પછી પેટલાદ જઈ અને વટાઈ લાવ્યા અમે. એના ચૌદ રૂપિયા આવ્યા'તા. પોણા તોલાની હશે, મોટી-જાડી વીંટી. પણ દાનત ચોર કેટલી બધી કહેવાય ?

**પ્રશ્નકર્તા :** વીસ રૂપિયા તોલો સોનું હતું ને ત્યારે ?

**દાદાશ્રી :** બાવીસ-ત્રેવીસ રૂપિયા. એ દાનત કેટલી સારી દાનત કહેવાય એ ?

**પ્રશ્નકર્તા :** ન કહેવાય. પણ પછી શું કર્યું એ રૂપિયાનું, દાદા ?

**દાદાશ્રી :** એ રૂપિયા વાપર્યા પરચૂરણ ખર્ચમાં, આ છોકરાંઓ જોડે રમતમાં વપરાઈ ગયા. એ મોહ મહીં જે જથ્થો ભેગો થયો'તો, તે વાપર્યા. કુસંગ ભઈબંધોનો મળેલો ને ! કુસંગ હોય તો જ આવી બધી રીત આવડે, નહીં તો ન આવડે.

## જ્ઞાન પહેલાં બધા જેવું જ કળિયુગી જીવન

આ તો બધા જાણે કે અત્યારે દાદાને જ્ઞાન થયું એટલે પહેલાંનું જીવન ચોખ્ખું ગયેલું હશે, પણ હોય કળિયુગમાં બધું ચોખ્ખું ? ગુસ્સે થતો ને, ત્યારે સામાને આધાશીશી ચઢી જાય એવું બોલું. આધાશીશી ઊતરે નહીં પાછી ત્રણ-ત્રણ, ચચ્ચાર કલાક સુધી. મન તૂટી ના જાય પણ આધાશીશી ચઢી જાય. ત્યારે લોકોય કહે છે, આવું કેવું બોલો છો કે ગધેડાનેય આધાશીશી ચડે એવું ? સંસ્કાર જરાક કાચા કહેવાય એ.

## માનના આધારે આ ના શોભે

આ જે વીંટી લીધી એ તો બહુ ખરાબ સંસ્કાર, ના શોભે એ. નાનપણમાં મેં માન જોયેલું એ આધારે આ ના શોભે. બે વર્ષનો હતો ત્યારથી તે ઠેઠ અઢાર વર્ષ સુધી મેં માન જોયેલું, તે આધારે આ શોભે

ખરું ? જ્યાં જઉ ત્યાં માન, જ્યાં જઉ ત્યાં માન. અપમાન તો જોયેલું જ નહીં. તે આધારે આ શોભે નહીં.

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે. આમાં સંસ્કારને ને આ વીંટી લીધી એને શું લાગે-વળગે ?

**દાદાશ્રી :** એ તો ખરાબ સંસ્કાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આ તો ઉદયકર્મની વાતમાં પછી સંસ્કાર ક્યાં આવે તે ? ઉદયકર્મમાં સંસ્કાર શું કરી શકે ?

**દાદાશ્રી :** પણ સંસ્કારના આધારે જ ઉદયકર્મને. એ જ સંસ્કારને ! સંસ્કાર પ્રગટ થાય. ઉદયકર્મ એટલે સંસ્કાર જે હતા તે પ્રગટ થયા.

**પ્રશ્નકર્તા :** એ પણ સંસ્કાર ક્યારના ?

**દાદાશ્રી :** ગયા અવતારના.

**પ્રશ્નકર્તા :** હં, એમ. તો પછી એ ગયા અવતારનાને ?

**દાદાશ્રી :** તે આ બધોય જે મારો માલ હશે તે મને માન મળે છે બધેય. તે ગયા અવતારનું પ્રોજેક્શન છે.

**પ્રશ્નકર્તા :** આ ક્ષેત્ર મળ્યું એ સંસ્કારને લઈને જ ને ? બરાબર ?

**દાદાશ્રી :** હા, મા-બાપ મળ્યા તેય.

**પ્રશ્નકર્તા :** હા, બધું એ તો એને લઈને જ, એ ભોગવટા માટે જ મળ્યું બધું. એટલે આપ સંસ્કાર એની સાથે સંબંધ કહો છો ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** હં, એ બરાબર.

**દાદાશ્રી :** પણ આવા સંસ્કાર મહીં ! મહીં ખૂંચ્યા કરે બળ્યું આવું પણ, આ વીંટી પણ દબાઈ દીધી. જુઓ તો ખરા ! એક વીંટી હારુ. કોઈ માણસ ના કરે આવું તો. આવી છે આ દુનિયા, શા ખોટા નહીં થયા હોય ?

## મળે તો પાંચસો ગણા પાછા આપું, પણ એ ખટકે હજુય

**પ્રશ્નકર્તા :** પછી પૈસા પાછા આપવા ગયેલા ને તમે ?

**દાદાશ્રી :** હા, પછી એના માલિકને એક ફેરો પૂછવા ગયો, તો કોઈ જડ્યું નહીં. દસ વરસ પર ગયો'તો ત્યાં આગળ. મેં કહ્યું, આ ઘરમાં ફલાણા ભઈ રહેતા'તા તે ? ત્યારે કહે, તે તો નથી, એ તો મરી ગયા. એ પછી ઠેકાણું પડ્યું નહીં. નહીં તો મારો વિચાર હતો એને દસ ગણા પૈસા આપીશ કે વીસ ગણા પૈસા આપીશ. એ કહે કે સો ગણા આપો તો સો ગણા, પાંચસો ગણા કહે તો પાંચસો ગણા આપું. ચૌદ પચા સિત્તેર, સાત હજાર રૂપિયા આપું એને. પણ હતો જ નહીં. તપાસ કરવા ગયો તો કોઈ બાપ કે દીકરો મળે જ નહીં !

મેં કહ્યું, હવે શું કરું ? બીજે ધર્માદા કરો. તે કંઈ એને લાગતું-વળગતું નથી. પણ આ તો બધું આવો વેશ કર્યો તેય ખૂંચ્યા કરે પછી. આ છે તે કેવું કર્મ પછી ખબર પડી, પણ એ હજુય ખટક્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે યાદ આવે ત્યારે ?

**દાદાશ્રી :** કાયમ ખૂંચ્યા કરે. યાદ તો હોય જ ને અમને નિરંતર ! યાદ આવવાનું ન હોય. યાદ એટલે યાદ, તે મને દેખાયા કરે નિરંતર.

નાનપણમાં મેં એક પોણા બે રૂપિયાની ચીજ ચોરેલી, તે હજુય મને યાદ છે. ત્યાર પછી આખી જિંદગી ચોરી નથી કરી. પણ તે કોઈ કર્મના ઉદયથી હજુ મને ખ્યાલ રહ્યા કરે છે અને મનમાં થાય કે એને બસ્સે-પાંચસે મોકલાવા જોઈએ, એ માણસને.

## અમારા તરફથી પ્રાપ્ત થાઓ એ સોંપ્યું કુદરતને

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કહેવા ગયા તો પેલા ભાઈ મરી ગયેલા ?

**દાદાશ્રી :** શું થાય, એ તાલ ખાધો નહીં કંઈ !

**પ્રશ્નકર્તા :** તો હવે એ ન મળે તો એનું શું ફળ ? તો એનું પરિણામ શું એમ ?

**દાદાશ્રી :** એ તો કંઈ નહીં. એ તો આપણે વહેતું મૂકી દેવાનું. અમે કહી દીધેલું, જે એમનું હોય તે યોગ્ય અમારા તરફથી એને મળી જાઓ. અમે એવું નક્કી જ કરી નાખેલું કે જેનું જેનું હોય એ અમારા તરફથી યોગ્ય એમને પ્રાપ્ત થાઓ. એટલે કુદરતને સોંપી દીધેલું.

## કોઈનું બાકી ના રહો, અનેકગણા અપાઈ જાવ !

અમે આપવા તૈયાર છીએ. કોઈનું બાકી ના રહો, કિંચિત્‌માત્ર બાકી ના રહો. અનેકગણા થઈને અપાઈ જાઓ. અમારે એવા પૈસા શું કરવા છે ?

**પ્રશ્નકર્તા :** ના, ના, તમે કંઈ કરવાના નથી.

**દાદાશ્રી :** અમે તો છેલ્લા પાંચ-સાત-દસ વર્ષથી નક્કી કરેલું કે જે આ કંઈ હોય આગળ-પાછળ બધું, તે કુટુંબમાં કોઈ દુઃખી હોય તેની પાસે જાવ અગર સગાંવહાલાં કોઈ દુઃખી હોય તેની પાસે જાવ અગર તો મહાત્મામાં કોઈ દુઃખી હોય ત્યાં, અગર પાછલા કંઈ ઋણાનુબંધ હોય ત્યાં જાવ પણ આ લક્ષ્મી કંઈક, સારી જગ્યાએ વપરાઈ જાવ. એટલે આપણે તો એમ છૂટી ગયા.

એ તો ચૂકતે થઈ જવાનું બધું. જેને ચૂકવવું છે એને વાર નહીં લાગે. જેની દાનત છે કે આટલું ચૂકવીએ ને આટલું રહેવા દઈએ તેને વાંધો છે. એની દાનત શું છે એટલું જ જોવાનું. દાનતમાં રાજા થવામાં શું વાંધો છે ? પણ રાજા ના થાય, મૂઓ. જરાક બાકી રાખે. મન ખુલ્લું કરે નહીં કોઈ દહાડો.

## પણ આમાં રહી પવિત્રતા ચારિત્રની

અમને તો બધાય રંગ લાગેલા, અમુક રંગ નથી લાગ્યા. જે રંગ, કવિએ કહ્યું કે જેના પવિત્ર અંગો છે બધા. તે પવિત્ર અંગો છે, શું બોલ્યા'તા તમે ?

**પ્રશ્નકર્તા :** સર્વાંગે પવિત્રતા વેદી હૈ, અદ્વિતીય મહાનતા ઐસી હૈ.

**દાદાશ્રી :** એટલે આ બધા અંગોએ પવિત્રતા વેરાઈ છે, તે મારો પુરુષાર્થ નથી. આ લઈને આવેલો એવો સામાન બધો, એવિડન્સ બધા.

એટલે અમારાથી વિકારી સંબંધ નહોતા થયા. વિકારી સંબંધ સિવાય બીજું બધું થયેલું. વિકારી સંબંધમાં આ અમારાથી ના થાય, અમને એ મિથ્યાભિમાન હતું. કુળના અભિમાનથી ઘણું સચવાયેલું કે અમારાથી આ ના થાય.

એટલે એક ચારિત્ર સિવાય બધી જ ખરાબી થયેલી પણ ચારિત્ર નહીં ખરાબ થયેલું. ચારિત્ર સુમેળ રહેલું. ચારિત્ર ભ્રષ્ટ નહીં થયેલું.

**પ્રશ્નકર્તા :** ચારિત્ર ભ્રષ્ટ એટલે માનસિક વિકાર થયેલો કોઈવાર ?

**દાદાશ્રી :** વખતે માનસિક થયેલો, તેનો પણ ઉપાય કરી નાખેલો પછી. જેમ કપડું ડાઘવાળું થયું તે સાબુથી ધોઈ નખાય, એવું મારી પાસે ઉપાયો હતા. સાબુથી ધોઈ નાખે કે ના ધોઈ નાખે, જેની પાસે હોય તે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે. એ ઉપાય શું કરો આપ ?

**દાદાશ્રી :** એ ઉપાય તો અત્યારે કહેવા જેવો નહીં. એ ઉપાય તો બધો આધ્યાત્મિક ઉપાય છે, એ સ્થૂળ ઉપાય નથી. એ ભૂલ જે થઈ હોય એ સ્થૂળ છે પણ ઉપાય આધ્યાત્મિક છે એનો. એટલે ચોખ્ખું હતું, એ બાબતની સાઈડ ચોખ્ખી હતી.

❖ ❖ ❖ ❖ ❖

# [૫]
# મધર

## [૫.૧]
## સંસ્કારી માતા

### બહુ પુણ્યશાળી ને રૂપાળા ઝવેરબા

**પ્રશ્નકર્તા :** આપના મધર ઝવેરબા વિશે કંઈ વાત કરો ને !

**દાદાશ્રી :** બા તો બહુ રૂપાળા, ઝવેરબા તો ! મણિભાઈ રૂપાળા, આખું કુટુંબ રૂપાળું. મૂળજીકાકા (ફાધર) રૂપાળા, બા રૂપાળા, બધાય રૂપાળા.

**પ્રશ્નકર્તા :** ઝવેરબાને તો દાંત પણ સારા હતા.

**દાદાશ્રી :** સારા હતા. એ તો પુણ્યશાળી હતા, બહુ પુણ્યશાળી અને ચામડીય હીરાબા જેવી રહેતી'તી. કેવી સુંવાળી ચામડી ! નહીં તો આવી ચામડી કંઈથી લાવે ? ચામડીને સોનું દીપવે છેય કેવું ! જુઓને, સરસ દાંત કર્યા છે ને ! ને મારે સોનું હોય તો દીપે નહીં, ચામડી શામળી ને એ ઝવેરબાની તો આરસપહાણ જેવી ચામડી !

### કાયમ સદાવ્રત થતા તે ઘેર જન્મ ઝવેરબાનો

**પ્રશ્નકર્તા :** ઝવેરબામાં જોયું કે ગુણો એવા ઉત્તમ, બીજામાં શોધવા મુશ્કેલ લાગે !

**દાદાશ્રી :** એ તો દેવી જ કહેવાય ને ! એમના જ સંસ્કાર પ્રેરે ને મને. એવા ના હોય માણસ, ઓછા હોય.

**પ્રશ્નકર્તા :** બહુ ઓછું, રેર (ભાગ્યે જ).

**દાદાશ્રી :** એમના ફાધર ને મધર એ તો ઓર જાતના, દુનિયામાં જોવા જેવા માણસો, રાજેશ્રી ઘર હતું. એટલે ઊંચો માલ બધો, ચોખ્ખો માલ.

એ રાવજીભાઈના ઘરની થાંભલીને ધન્ય છે ! એ ઘરમાં સદાવ્રત કાયમ ચાલુ જ રહેતા હતા. બા જે ઘેર રહેલા ને, ત્યાં એમના બાપાને ઘેર કાયમ સદાવ્રત હતું. હવે આવા સદાવ્રત હોય, ત્યાં આગળ મોટા-મોટા માણસનો જન્મ થાય હંમેશાં.

**પ્રશ્નકર્તા :** હા, ત્યાં દાદાનો જન્મ થયો.

**દાદાશ્રી :** સદાવ્રત એટલે કોઈ ભૂખ્યું ના જાય પાછું. કોઈ સાધુ-સંન્યાસી આવ્યો હોય તેને ઉતારો આપે, જમાડે, તેનું ધ્યાન રાખે.

**પ્રશ્નકર્તા :** પહેલાં અસલ ઘણાં લોકો એવું કરતા, કાયમ સદાવ્રત રાખતા.

**દાદાશ્રી :** હા, તેથી બા જેવાનો ત્યાં અવતાર થાય ને, નહીં તો ના થાય ને ?

**પ્રશ્નકર્તા :** એ પુણ્યનો લાભ મળે ને !

## બાનું મોઢું જોતા જ દુખિયો તે સુખિયો થાય

**દાદાશ્રી :** મેં અમારા બા, ઝવેરબા જેવી કોઈ નારી જ જોઈ નથી. મારી માનું મોઢું જોતા દુખિયો હોય, તે સુખિયો થઈ જાય એવા અમારા બા હતા. એમના ગુણોનું શું વર્ણન કરું ?

અમારા ગામની સાત હજાર માણસની વસ્તી પણ મેં આવા મધર જેવા જોયા નહોતા. તે પાછું નિષ્પક્ષપાતી રીતે વિચાર કરી જોયેલો કે

મારા મધર છે માટે મને આમ થાય છે ? એટલે બીજી રીતેય તપાસી જોયેલા. તે નિષ્પક્ષપાત ભાવથી ફરી તપાસ કરેલી. પણ બહુ સરસ બાઈ, બહુ સુંદર વિચારો ! તમે ગાળ ભાંડીને જાવ ને તરત જ તમે ફરી પાછા આવો તો બોલાવે. કરુણાવાળા, બહુ કરુણા, જબરજસ્ત કરુણા ! અને ઑબ્લાઈજિંગ નેચર નિરંતર ! એટલે હજુ આપણા હિન્દુસ્તાનના સંસ્કાર છે કંઈક. આપણે એવું છે ને, બીજી રીતે નાદારીમાં ગયા છે, પણ સંસ્કારમાં નાદાર નથી થયા.

## ઝવેરબાની પર્સનાલિટીની છાપ પડી દાદા પર

એ ઝવેરબા તો પર્સનાલિટીવાળા (વિશિષ્ટ વ્યક્તિત્વ) ! તે અમારી પોળમાંથી જ્યારે નીકળે, અમે જે મહોલ્લામાં જઈએ ને, તે સામેથી હું અને મધર બે આવતા હોય તો દરેક ઘરવાળા ઘરમાંથી બહાર નીકળીને તરત બાને 'જય શ્રીકૃષ્ણ, જય શ્રીકૃષ્ણ' કહ્યા કરે. હું જોડે હોઉ તો ના સમજી જઉ, એમની આવી છાપ થાય છે તે ઘડીએ આ ?

અમારા અહીંથી વડોદરે સુધી જઈએ, તો હું જોડે હોઉને તો આખા ગામમાં બધાનું જોયા જ કરું કે કેવી આ પર્સનાલિટી ! રાત્રે સાત વાગે બસમાંથી ઉતરીને ગયા હોય, તે અમારા ફળિયાની જોડેનું ફળિયું છે ને, તે ફળિયાએ રહીને અમારે જવું પડે ઘેર. તે બાની સાથે એક ફેરો ગયેલો હું. તે જોડેના ફળિયામાં પચાસ ઘર આ બાજુ ને પચાસ ઘર આ બાજુ, એવડું મોટું ફળિયું છે. તે વચ્ચે અમારે એ ફળિયામાં થઈને જવાનો રસ્તો હતો, તે ફળિયામાં જો પેઠા, તો ત્યાં દરેક ઘરમાંથી બહાર નીકળી નીકળીને કહે, 'બા આવ્યા, બા આવ્યા.' દરેક સ્ત્રી ખાવાનું કરતી કરતી 'ઝવેરબા આવી ગયા, બા આવ્યા, બા આવ્યા, બા આવ્યા' કરતા બહાર દોડી આવતી. નાની ખડકી તે દરેક ઘરથી બહાર આવે. બન્ને બાજુના ઘરોમાં દોડધામ દોડધામ થઈ ગઈ. તે પર્સનાલિટી એનું નામ કહેવાય ને ! તે આખું ફળિયું જ બહાર આવ્યું. તે આપણે ના સમજીએ કે આમણે શું પ્રાપ્તિ કરી છે ? સમજીએ કે ના સમજીએ ? શું પ્રાપ્તિ કરી હશે ?

**પ્રશ્નકર્તા :** પ્રેમ મેળવ્યો ને !

**દાદાશ્રી :** એડજસ્ટમેન્ટ. 'હાઉ ટૂ એડજસ્ટ.' તે બધી સારી હશે ? એ બધા નીકળ્યા, તે બધા સારા હશે ? સારા-ખોટા બધાય બહાર નીકળે. બા આવ્યા, બા આવ્યા, બા આવ્યા ! તે આપણને જોવાનું મળે કે ના મળે ?

**પ્રશ્નકર્તા :** મળે.

**દાદાશ્રી :** આખી બેઉ બાજુ ઘરા. આવું ને આવું મેં જોયેલું બધું. એ છાપ પડેલી મને બધી. એમના સંસ્કાર એવા તે !

## સમતા-ખાનદાની, તે પજવનારનેય પજવ્યા નહીં

અમારા મધર ગામમાં નીકળે તે છ-સાત હજારની વસ્તીનું ગામ, તે ગામના બધાય લોકો, બૈરાં-બૈરાં બધાય ખુશ થઈ જાય આમને દેખીને. એવું સુંદર ઘર, તે ગાળો ભાંડે તોય બા હસે. બહુ સમતાવાળા. બાએ કોઈ દહાડોય કોઈને પજવ્યા હોય એવું મેં જોયું નથી. લોકોએ બાને પજવ્યા હશે પણ બાએ એમનેય પજવ્યા નથી.

**પ્રશ્નકર્તા :** અમને તો થોડો પરિચય ખરો, પણ જોયું કે એવી વ્યક્તિ હજુ સુધી મેં જોઈ નથી !

**દાદાશ્રી :** એવી વ્યક્તિ જોઈ નથી. જોવા મળે નહીં ને, આવી સમતા ! આ ખાનદાની ! જબરજસ્ત ખાનદાની !

## લોકોને પ્રેમથી જમાડવામાં જ પોતે ધરાઈ જાય

અમારા મધર હતા, એ જમાડતી વખતે ભૂખ્યા રહેતા કાયમ. તે મેં કહ્યું, 'કેમ ખાધું નહીં ?' ત્યારે કહે, 'હું જમાડતી વખતે જ ધરાઈ ગઈ, જમાડીને !' તે એ ધરાઈ જાય એવું થાય ? પણ એવું થતું. જો તું ભૂખ્યો હોઉ ને પછી જમાડવા માંડું તો ધરાઈ જાઉ પોતે, એવું બને ખરું ? કોઈએ સાંભળેલી એ વાત જમાડનાર ધરાઈ જાય ? મને એવો અનુભવ થતો.

**પ્રશ્નકર્તા :** થાય, દાદા. જે જમાડે એને થાય જ, દાદા.

**દાદાશ્રી :** એ સારું. એમને તો હપૂચી, બિલકુલ ભૂખ ના લાગે ! જમાડવામાં બહુ શૂરા ! એવો પ્રેમ મેં જોયેલો.

**પ્રશ્નકર્તા :** પ્રેમ અને સહિષ્ણુતાની મૂર્તિ !

**દાદાશ્રી :** કોઈ દહીં લેવા આવ્યો તો દહીં આટલું કાઢી આપે ને ઉપરથી તરવાળું. આપણું ખોટું દેખાય એટલે ફરી આપવાનું ને તરવાળું પાછું. ત્યારે પુણ્યશાળી માણસને ! નહીં ?

## બાની ધીરજે બાપુજીને બચાવ્યા

**પ્રશ્નકર્તા :** તે પાછા એ ધીરજવાળા પણ ખરા !

**દાદાશ્રી :** હા. એ તો એક ફેરા એવું બનેલું કે મારા બાપા રાત્રે બહાર સૂઈ ગયેલા. પાંચ-સાત ફૂટનો મોટો સાપ નીકળેલો. તે માથા ઉપર થઈને ચઢેલો હતો, ત્યારે મારી બાએ તે જોયો. આખો સાપ શરીર ઉપર થઈને પસાર થઈ ગયો. પછી બાએ મારા બાપાને ઊઠાડ્યા અને કહ્યું કે 'તમે ઉઘાડા સૂઈ ગયા હતા. આખો સાપ તમારા શરીર ઉપર થઈને ચાલ્યો ગયો. હવે મેં ગરમ પાણી મૂક્યું છે તે નાહી નાખો.' આ સમતા-ધીરજ બાએ ના રાખી હોત તો બાપા ઝબકી ઊઠત. બાપા જાણે કે મને કરડશે. સાપ જાણે કે મને મારશે. આમાં સાપ એમને કરડત પણ મારી બાની કેવી ધીરજ !

## બહુ સુંવાળા તે શેરડા પડે

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે બા બહુ સુંવાળા તે શું ?

**દાદાશ્રી :** આ અમારા બા તો બહુ સુંવાળા માણસ, તે તેમને બહુ શેરડા પડતા. આ કોઈ પોલીસવાળાએ કહ્યું હોયને કે 'પેલા ભઈ અહીં રહે છે ?' તો તરત જ શેરડો પડે. સુંવાળા માણસો હોય તેને તો શેરડો બહુ પડે. શેરડો એટલે તો ધ્રાસ્કો પડે ને તેથી બધા માટે લાગણી વધારે થાય.

## સંસ્કાર ઊંચા, તે વહુના વહુ થઈને રહ્યા

**પ્રશ્નકર્તા :** દાદા, સાસુ તરીકે કેવા હતા બા ?

**દાદાશ્રી :** બાના સંસ્કાર બહુ હાઈ (ઊંચા), હાઈ લેવલ સંસ્કાર.

એવી સંસ્કારી સ્ત્રી મારા જોવામાં નથી આવી. બા ઉત્તર ધ્રુવના હોય તો પાછા મારા ભાભી આવ્યા તે દક્ષિણ ધ્રુવ. બેઉ ભેગા થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** હા...

**દાદાશ્રી :** બન્ને ધ્રુવ ભેગા થઈ ગયા. એટલે મેં તો આયે જોયું ને આયે જોયું. મને તો બેઉનો અનુભવ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** પણ બા કશું બોલે નહીં ?

**દાદાશ્રી :** ના, કશું નહીં. એ તો બધું એમણે સહન કરેલું.

**પ્રશ્નકર્તા :** બહુ સહનશીલતા, આવી તો મેં હજી કોઈનામાં જોઈ નથી.

**દાદાશ્રી :** હોય નહીં, અમારા આખા ગામમાં નહોતી. એમના આવા બધા સંસ્કારથી દિવાળીબા (દાદાના ભાભી) અવળા ફરી ગયા, એનો દુરુપયોગ થયો.

**પ્રશ્નકર્તા :** એમણે એવું જોયું કે આ ઢીલાશ છે અહીંયા.

**દાદાશ્રી :** હા, ઢીલાશ એટલે દુરુપયોગ થયો.

**પ્રશ્નકર્તા :** એમના બીજા ગુણો જોયા નહીં ?

**દાદાશ્રી :** એ ગુણો જોયા નહીં ને એમની નબળાઈ જોઈ. એટલે લોકો કહે કે 'સાસુ વહુને કશું કહેતા નથી. ચઢી વાગી છે વહુ !' ત્યારે બા કહે, 'હું વહુને શું કહું ?' કો'ક બહારનો કહે ને તો મને પાણી ચઢે ! એ કહેતા નહીં એટલે મને મનમાં એમ થાય કે હું કહી દઉં એમને. એટલે પછી મારે ઝઘડો થાય.

એટલે બા મનેય ના પાડે ને, કે ભાભીને નહીં કહેવાનું. પણ એ ચારિત્રબળ તો હશે જ. ચારિત્રબળ બહુ સારું, ઉત્તમ ! અમારા બાનું ચારિત્ર કેટલું ઊંચું !

**પ્રશ્નકર્તા :** તે બા તો બા જ હતા, ઝવેરબા !

**દાદાશ્રી :** એમનું (હીરાબાનું)ય ચારિત્ર ઊંચું. આમને, ઝવેરબાને ઊંચી દૃષ્ટિએ (ઊંચી આંખ કરીને કડક નજરે) નથી જોયા હીરાબાએ, (સંપૂર્ણ વિનયમાં જ રહેલા). અને બાના એ સંસ્કાર એમને (હીરાબાને)ય સારા મળ્યા. દિવાળીબાનેય સારા મળ્યા. પણ દિવાળીબા પેલો કડવો વેલો થઈ ગયેલો ને, તે એ કડવાટ ના ગઈ. બાકી ભાભી હતા યોગિણી જેવા, એમાં તો બે મત જ નહીં.

## આવા ગુણોને લીધે બા પર મોહ

તે મને મોહ ફક્ત બા ઉપર જ. હા, એવા તે સુંદર ગુણો એટલે મોહ ઉત્પન્ન થયેલો. પ્રેમાળ, પૈસા-બૈસા કંઈ જોઈએ નહીં, તેવા મારા બા હતા.

**પ્રશ્નકર્તા :** મોહ ફક્ત બા ઉપર જ ?

**દાદાશ્રી :** હા. મને તો નાનપણમાં, (નાની ઉંમરમાં) અજ્ઞાન દશામાં બા એકલા જ જોઈએ. તે બહાર ગયેલા હોય તો તે મને તેમનો સાલ્લો (સાડલો) આપી જતા. તેને હાથ અડાડું ને મને ઊંઘ આવે.

❖❖❖❖❖

## [૫.૨]

# પૂર્વેના સંસ્કાર થયા જાગ્રત, માતા થકી

### બાને પજવ્યા કૃષ્ણ ભગવાનની જેમ

**પ્રશ્નકર્તા :** તમે બાને પજવેલા ?

**દાદાશ્રી :** કેટલીય વખત બાને પૂછ્યા વગર મહીંથી દહીં કાઢીને ખાઈ ગયો, મહીંથી તર કાઢીને ખાઈ ગયો, ફલાણું ખાઈ ગયો. નાનપણમાં એવું કરેલું.

**પ્રશ્નકર્તા :** તો તમારી પૂજા કરવી જોઈએ, કૃષ્ણ ભગવાને આવું બધું કરેલું તો લોકો પૂજા કરે છે.

**દાદાશ્રી :** હા, એ તો બધું હું બાને કહ્યા-કર્યા વગર ખાઈ જઉ. એટલે મારી જોડે એક-બે છોકરાંઓ રહેતા, તે કહે છે, 'તમે કૃષ્ણ ભગવાન છો. આ આવું તો કોઈ તર ખાઈ નહીં, બધી.' બધી તર ખાઈ જઉ. બાને ઘી જ ઊતરે (થાય) નહીં.

હવે આ જ્ઞાન થયા પછી અત્યારેય મને મહીં કેટલાક લોક કહે, 'તમે તો પહેલેથી જ કૃષ્ણ ભગવાન જેવા હતા. આવું બધું કરતા'તા ને !'

### ક્ષત્રિય બ્લડ, તે ઘડીમાં હલ્દીઘાટી જામે

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું કે આપ તોફાની હતા, તે કોઈને મારેલું આપે ? કોઈ બાળકોને મારેલા કે નહીં નાનપણમાં ? ત્યારે ઝવેરબા શું કરતા ?

**દાદાશ્રી :** હા, મારેલા. તોફાનેય કરેલા. તોફાન નહીં કરેલા એવું નહીં. મારેલા... સારી રીતે મારેલા. પણ પછી બાએ ના પાડી, 'હવે ના મારીશ કોઈને.' બાએ ના કહેલું એટલે પછી નહીં કરેલું. મૂળ તો ગાંડી જાત ! જરા ઉશ્કેરનાર જોઈએ કે 'સાહેબ, આ બધા ચઢી બેઠા છે, આવી જાવ.' શું કહે છે ? પછી ટેંટું હોય ત્યાં. એ ક્ષત્રિયો ટેંટું હોય. બહુ જોર મહીં, બ્લડ બહુ જબરજસ્ત હોય. ઘડીમાં ઝઘડી પડે તો હલ્દીઘાટ જામીએય જાય. ઝઘડી પડે તો આ બાજુ પેલા લાકડીઓ લઈને ઊતરે. મૂઆ, શું કરવા ઢીસૂમ ઢીસા-ઢીસૂમ ઢીસા ? એટલે મહીં એમને બાવડામાંય શક્તિ આવે, જ્યારે આ તો મૂઆ કોઈ દહાડો સોટીય મારી ના હોય ! શાની શક્તિ, કોઈ દહાડો સોટી મારતા તો આવડતી ના હોય ! પેલી ડાંગ મારે, ધડાક લઈને. મને તો એક જણ અહીં ડાંગ મારી ગયો હતો. તે પણ હું નીચે બેસી ગયો, વાગ્યું હતું બહુ, પણ અંદર કશું અસર નહોતી થઈ. આ ભાઈબંધો ને ભાઈબંધોના ઝઘડામાં.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ઝઘડાઓ. હા, એ તો મૂઆ એક મતભેદ પડ્યો કે આવી બન્યું. છોકરાંના પણ બાવડા મજબૂત. કોઈકના આ બાવડા આટલા મજબૂત ના દેખાય, અમુક પાતળા દેખાય.

**પ્રશ્નકર્તા :** પણ તાકાત વધારે.

**દાદાશ્રી :** અરે, તાકાત તે કેવી તાકાત ! લોખંડી તાકાત ! અને અજાયબી એ કે એ લોકોના બાવડા મજબૂત ના દેખાય, પણ આમ લોખંડી તાકાત. એ હાડકાં એવા મજબૂત અને મન મજબૂત.

## 'માર ખાઈને આવજે, મારીશ નહીં'

નાનપણમાં એક ફેરો એક જણને ઢેખાળો મારીને આવ્યો'તો, નાનો અમથો. તે પેલાને લોહી નીકળ્યું'તું. પછી હું ઘરમાં આવીને પેસી ગયો છાનોમાનો. લોક મારવા ના આવે ને ! ઝવેરબાને ખબર પડી.

**પ્રશ્નકર્તા :** તમે કોઈને મારીને આવો, તો બા તમને મારે ખરા ?

**દાદાશ્રી :** સમજણ પાડે. તે પછી એમણે મને કહ્યું કે 'ભઈ, આ શું કર્યું ? જો એને લોહી નીકળ્યું. તે શું કર્યું આ ?' 'મારે નહીં ત્યારે શું કરે ?' મેં કહ્યું. ત્યારે કહે, 'એને એની કાકીને ત્યાં રહેવાનું, એની મા નથી, તો એને કોણ પાટાપીંડી બધું કરે ? અને કેટલું રડતો હશે બિચારો ! એને કેટલું દુઃખ થતું હશે ! એને કોણ સેવશે હવે ? અને હું તો તારી મધર છું, સેવીશ. અને તું માર ખઈને આવજે, પણ કોઈનેય ઢેખાળો મારીને એને લોહી કાઢીને આવીશ નહીં. તું ઢેખાળો ખાઈને આવજે, તો હું તને મટાડી દઈશ. પણ એને કોણ મટાડશે, બિચારાને ?'

## આવા મધર મહાવીર બનાવે

**પ્રશ્નકર્તા :** અત્યારે તો ઊંધું છે બધું. અત્યારે તો ઊંધું કહે, જો માર ખાઈને આવ્યો છે તો ?

**દાદાશ્રી :** પહેલેથી ઊંધું, આજે નહીં. અત્યારે આ કાળને લઈને થયું નથી, એ પહેલેથી અવળું હતું. આવું જ છે આ જગત ! એટલે આપણા લોકો તો 'બીજે દહાડે લાકડી લઈને જજે,' એવું કહે. દુઃખી કરવાના બધા નિશાન ! આ માજી તો મને સારું શિખવાડતા'તા, બધું સારું શિખવાડે. મને બહુ ગમેલું. બોલો હવે, એ મા મહાવીર બનાવે કે ના બનાવે ? મારા માજી હતાય એવા ! એ વાત થયેલી નાનપણમાં, પછી મોટી ઉંમરમાં જરા સમજ આવી ત્યારે (વધારે) સમજી ગયો. બાકી આવું શિખવાડે તો ગમે નહીં ને પહેલાં તો ? મને ગમ્યું. મેં કહ્યું, 'બા કહે છે એ વાત સાચી છે. એની મધર નથી બિચારાની.' એટલે ડાહ્યો થઈ ગયો'તો, તરત. તે ત્યારથી મારવાનું બંધ થઈ ગયું.

## ક્ષત્રિયો એ ડાહીમાના ગાંડા દીકરા

આમાં સંસારી કહેવત છે કે ક્ષત્રિયો 'ડાહીમાના ગાંડા દીકરા.' ક્ષત્રિયો ખરી રીતે ડાહ્યા ગણાય નહીં, સંસારમાં ડાહ્યા ના ગણાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આવું કહેનારા જ તીર્થંકર થઈ ગયા.

**દાદાશ્રી :** થઈ જ જાય ને પણ ! એમનામાં ગાંઠો નહીં ને બીજી. ગાંઠો

નહીં ત્યારે આવું બોલે ને ! અને ગાંઠોવાળો તો એને વેલ્ડિંગ કરી, બફિંગ કરી અને પછી બોલે. આ તો બફિંગ કરેલું હોય તેને ઉખાડી-કરીને બોલે.

અને વણિકપુત્રો ગાંડી માના ડાહ્યા દીકરા, બહુ ડાહ્યા. એનું ડહાપણ હોય, મા ગાંડી હોય. આ તો લોકોએ કહ્યું. હું નહીં કહેતો આ, કહેવત કહે છે આ. હું શા સારુ કહું ? આમાં શું કરવા પડું ? મારે શું લેવાદેવા ? આ તો કહેવત સાંભળેલી છે તે હું કહું છું તમને. તે કોઈ ખોટું ના લગાડશો.

અમને ગાંડા કહ્યા તે વાત મને પસંદ પડેલી કે હા, વાત સાચી છે. કારણ મેં મારા માજી જોયેલા, તે ક્ષત્રિયાણી જેવા ! એમ કોઈ દહાડો ભૂલવાળા ના લાગે, કશી ડખલ નહીં અને અમે તો ગાંડા જ મૂળથી !

## સરળતાને લીધે બાએ ના પાડતા જ બંધ

**પ્રશ્નકર્તા :** દાદા, તમને બાએ આમ મારવાની ના પાડી અને બંધ થઈ ગયું એ કેવું ?

**દાદાશ્રી :** હા, અમારી સરળતા તો કહેવી પડે ! ત્યારે નાનું છોકરું, વાળો તો વળી જાય. નિષ્કપટતા ! પણ બાએ કરુણા બતાવી કે...

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ફિટ કરાવ્યું.

**દાદાશ્રી :** હા. તે કહ્યું, 'હું તો તારી બા છું તે હું તને સેવીશ પણ મા વગરના છોકરાને મારી આવ્યો, એનું કોણ કરશે હવે બિચારાને ?'

એ પછી હું સમજી ગયો કે આ ખોટું કહેવાય. પછી બંધ કર્યું. મેં કહ્યું, 'આ તો મારી ભૂલ થાય છે.' અરેરાટી હોય કે અરેરે ! આનું શું થશે હવે ? અરેરાટી બહુ હોય અમને. એને વાગ્યા પછી મનમાં બહુ જ પસ્તાવો થાય. આ બધું આવું કેમ થયું ? બિચારાને લોહી નીકળ્યું ! તે વખતે મહીં ગભરામણ થાય આમ છાતીએ. બધા ક્ષમ્ય દોષો, પણ આવું ના હોય. અક્ષમ્ય દોષ તો અમે જોયો જ નથી. આમના જેવા નિર્દય નહીં, એવી નિર્દયતા નહીં. આ તો ખૂન કરેલા હોય એની ઉપર બેસીને રોટલો ને કઢી ખાય ! એવા આ લોકો નિર્દય કહેવાય. આવું છે તે સળી કરી આવે, હુલ્લડ ચાલતું હોય તે છાંટી આવે પેટ્રોલ, એવા આ બધા.

## હેતુ વગર નહીં, પણ જો નામ લીધું ત્યાં તોફાન

**પ્રશ્નકર્તા :** દાદા, તમને હુલ્લડમાં ને એમાં તેમાં મન થાય જવાનું, નાના હતા ત્યારે ?

**દાદાશ્રી :** થાય તો ખરું, પણ તે આવું તોફાન નહીં. જેને આપણું કંઈ પણ નુકસાન નથી કર્યું એના માટે નુકસાન કરવું એવું અમારું તોફાન ના હોય. અમારું તો, જો અમારું નામ લીધું હોય ત્યાં તોફાન.

અને આ બધા લોકો તો હુલ્લડમાં કશું એણે બિચારાએ નામ ના લીધું હોય તોય એનું ઘર બાળી મેલે ને દુકાન બાળી મેલે, એ કઈ જાતનું તે ?

**પ્રશ્નકર્તા :** લેવા નહીં, દેવા નહીં.

**દાદાશ્રી :** લેવાદેવા વગરનું.

**પ્રશ્નકર્તા :** ખાલી શોખ માટે જ ને ?

**દાદાશ્રી :** ના, શોખેય નહીં બળ્યો. આ તો એક જાતનો પેલો ગાડરિયો પ્રવાહ. પેલાએ કર્યું, પેલાએ કર્યું, એટલે પેલાએ કર્યું. ભાન વગરનું, ગાડરિયું, એવું અમારું ના હોય. અમે હેતુ જોઈએ, ફાયદો જોઈએ, નુકસાન જોઈએ. અમારું નામ દીધું હોય તો પછી આવી બને એકાદનું. ત્યાં આપણને મહીં હાલી જાય, હિન્દુસ્તાન-પાકિસ્તાન થઈ જાય. 'આવી જા,' કહે.

## પૂર્વનાં સંસ્કાર, મધરનું જોઈને જાગ્રત થયા

**પ્રશ્નકર્તા :** આપને જે જ્ઞાન થયું તેમાં માના સંસ્કાર સાથે સાથે આપના પણ પૂર્વના ઊંચા સંસ્કાર લઈને આવ્યા હશો ને ?

**દાદાશ્રી :** બહુ ઊંચા સંસ્કાર હોવા જોઈએ, એ હું માનું છું. કારણ કે મને નાનપણથી જ વૈરાગ વર્તતો'તો હરેક બાબતમાં. અને મધર એવા ઊંચી કોટિના મળ્યા'તા. મધર સારા મળી ગયેલા. બિલકુલે મધરના

જ સંસ્કાર બધા ! કારણ કે મારું કરેલું છે ખરું પણ આ હું દેખું તો આવડે ને ?

**પ્રશ્નકર્તા :** હાસ્તો.

**દાદાશ્રી :** એટલે મધરનો અનુભવ દીઠો બધો, તે આવડી ગયું. આ મધરના સંસ્કારો છે. આ ભવના સંસ્કારો છે, પણ માલ તો મારો જ છે ને ? સંસ્કારો એટલે તમારા થકી મારો માલ જાગ્રત થવો. મારો માલ જાગ્રત થવા માટે બીજા સંસ્કારની જરૂર પડે. કેટલાય અવતારથી હું કરતો આવેલો, તે આ અવતારમાં એ કોઠી ભરાઈને ફૂટી. અને પોતાનું જ કરેલું છે ને આ બધું ? એમણે એ શિખવાડ્યું તો મને આખી જિંદગી રહેલું. તે આપણા સંસ્કાર છે ને આ તો ! નહીં તો મા કાંઈ એમ કહે ખરી કે તું માર ખાઈને આવજે ? તે આપણા સંસ્કાર છે અને મૂળ તો હું બધા સંજોગો મારા લઈને આવેલો. પણ નિયમ એવો છે કે બધા જે પોતાના સંજોગો હોય ને, એવું બધું વાતાવરણ મળે.

**પ્રશ્નકર્તા :** આપ મૂળથી, પહેલેથી આ માલ લઈને જ આવેલા.

**દાદાશ્રી :** હા, હું લઈને આવેલો છું અને એવો સુંદર માલ છે. જો એનાથી લોકોનું કામ નીકળશે !

## પહેલાં તો માંકણ પર બહુ ચીઢ

**પ્રશ્નકર્તા :** આવા અહિંસાના બીજા પાઠો મા પાસેથી શીખ્યા હોય તેવા પ્રસંગો કહોને, દાદા.

**દાદાશ્રી :** અમારે નાનપણમાં બધા ઉપરથી ચીઢ ઊતરી ગયેલી, પણ માંકણ ઉપર ચીઢ રહી ગયેલી. ઝવેરબા અને હીરાબાને ઊંઘ આવે. એમને ચીઢ નહીં, પણ મને ચીઢ. તે માંકણની ચીઢથી આખી રાત જાગેલા લોકોનેય અમે જોયેલા. અરે ! કોઈકની શું વાત કરવાની ? આ અમારો જ એવો સેન્સિટિવ સ્વભાવ હતો કે એક માંકણને પથારીમાં સળવળતો જોઈને અમેય આખી રાત જાગતા કાઢેલી.

પહેલાં પહેલાં જમવા નહોતો દેતો, કાઢી મેલું. અને પાછો વૈષ્ણવને

ત્યાં જન્મેલો ને, તે મારતો'તો હઉ. ત્યાં અહિંસાને આટલું બધું એ મહત્વ નથી હોતું. એટલે ઘરમાંય શિખવાડે નહીં એવું. પછી આ તો પછી ખબર પડી કે આ તો બધું ખોટું થયું.

## માંકણ કંઈ ટિફિન લઈને નથી આવતા

બહુ વર્ષો પહેલાંની વાત છે. હું પચ્ચીસ-છવ્વીસ વર્ષનો હતો ત્યારે એક ફેરો ઘરમાં માંદગી હતી મધરની, તેને લઈને માંકણ પડી ગયેલા. તે વધારે પડી ગયેલા. તે બધા ઘરમાં કંટાળ્યા કરે. જ્યારે માણસ નરમ થઈ જાય ને બહુ ઘૈડપણમાં, તબિયત નરમ થઈ જાય એટલે માંકણ પડી ઊઠે. તે બાની નીચે રાખવાની બે રજાઈ હતી નરમ, તે એમાં માંકણ પડેલા. એટલે પછી મનેય કૈડે ને ! મારુંય નસીબ તો હોય ને !

તે અમારા મધર મારાથી છત્રીસ વર્ષ મોટા. તે મધરને મેં પૂછયું, 'કોઈ દહાડો કોઈ વરસમાં માંકણ થતા નહોતા. આ સાલ માંકણ થયા છે બહુ, તે રાત્રે કૈડતા નથી ? અડચણ નથી થતી ?' ત્યારે કહે, 'ભઈ, કૈડે ખરા પણ એનો મને વાંધો નથી.' મેં કહ્યું, 'કેમ, આ તો આખી રાત કૈડે !' તો કહે, 'એનામાં ગુણ બહુ સારો છે, એ માંકણમાં.' તો મેં કહ્યું, 'શો ?' તો કહે, 'ભઈ, એ કંઈ પોટલા લઈને આવે છે ? એ જમીને જતા રહે છે. એ કંઈ પોટલા લઈને આવતા નથી.'

માંકણ તો ભિક્ષુઓ છે. તેઓ ક્યાં ઝોળી લઈને આવ્યા છે ? ધરાઈ રહેશે એટલે તે ભિક્ષુઓ જતા રહેશે. એમને ઘરા-બરા બાંધવા નથી કે કાલ હારુ કંઈ લઈ જતા નથી. એ કંઈ ફજેટિયું લઈને ઓઢું આવે છે, બીજાની જેમ કે 'આપો કંઈ અમને મા-બાપ ?' માણસો ફજેટિયું લઈને જાય, એ ફજેટિયું લઈને નથી આવતા. એટલે મને વાંધો નથી, બા કહે છે.

તે મને આ શબ્દ ગમ્યો. મેં કહ્યું, 'આ વાત તો ઉપકારી છે. આ શબ્દ મને કામનો લાગે છે.' કહે છે, એ પોટલું લઈને આવતા નથી. પોટલા બાંધીને લઈ જતા હોય, તો ઊભા રાખવા પડે કે ઊભા રહો, કેમ બાંધો છો ? એ તો જમીને જતા રહે છે. એટલે આપણા જેવા પરિગ્રહી

નથી. મને હેલ્પ કરી એમણે આ સરસ વાત કરી, મને ગમી. મેં કહ્યું, 'આ કેવા ધીરજવાળા ! ધન્ય છે માજીને ! અને આ દીકરાનેય ધન્ય છે !'

આપણા લોકો માંકણને જવા દે કે ? હાથમાં આવ્યો એટલે મારી નાખે. પછી હું એને કહું કે આ તને મહીં ચોક્કસ ખાતરી થઈ ગઈ, આ એક ઓછો થઈ ગયો એવું ? કઈ ગેરેન્ટીથી તું સમજી ગયો કે આ એક ઓછો થયો ? તો તો રોજ ઓછા જ થતા જાય. ત્યારે કહે, 'ના, એવો કાયદો નથી.' મને કહે છે, 'શું કરવું જોઈએ ?' ત્યારે મેં કહ્યું, 'માંકણને મારવાની જરૂર જ નથી.' અને નહીં તોય માર માર કરશે ને, તો માંકણ શેનાથી થાય છે એ જાણતા નથી લોકો. હવે નથી મારતા તેનેય અમુક સિઝન આવે તે ઘડીએ માંકણ જ નથી મળતો. ત્યારે એ ખલાસ થઈ જાય છે, એની મેળે જ. અને માર માર કરે છે છતાં તેને અમુક સિઝન આવે છે ત્યારે નર્યા માંકણ જ થયા કરે છે. નહીં તો પછી ખલાસ કરવા માગો તોય થાય નહીં. એ તમે મારી-ઝૂડીને ખલાસ કરો ત્યારે પાડોશીના ઘેરથી પેસી જાય ! ત્યારે મૂઆ નકામો મેલ ને પૂળો એક બાજુએ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ઢીમા થઈ જાય છે અને પછી વલૂર વલૂર કર્યા કરો.

**દાદાશ્રી :** હા, પણ ઊંઘમાં શું થાય ? એ એવું કહે છે કે તમે જો અમને હેરાન કરશો તો અમે રાતે ઊંઘમાં કૈડીશું, પણ અમે અમારો હિસાબ લઈને જવાના છીએ.

**પ્રશ્નકર્તા :** અમે તો ફ્લિટ (જીવડાંને મારવાની દવા) છાંટીને બરાબર ચોકસાઈ કરીને સૂઈ જઈએ છીએ.

**દાદાશ્રી :** હા... પણ માંકણ રહિત ઘર થયું ખરું કોઈનું ? આ ઉપાય બધા ખોટા, ઊંધા ઉપાય છે. આ જગતમાં જેટલા ઉપાય આ બધા કરે છે એ બધા ઊંધા ઉપાય છે. ઉપાય એનું નામ કહેવાય કે ફરી એ દુઃખ ના રહે આપણને. આ ઊંધા ઉપાયથી એના એ દુઃખ કાયમ રહે છે. આ સમજાય છે ? અને બીજું શું કે તમે જેને મારો છો તે તમને ખબર

નથી કે એ કેટલા વર્ષનું આયુષ્ય છે એનું ? શું એનું સો વર્ષનું આયુષ્ય છે, તે એને મારો છો ? કેટલા વર્ષનું આયુષ્ય હશે એનું ?

**પ્રશ્નકર્તા :** અમુક જ દિવસનું હોય છે એનું આયુષ્ય તો.

**દાદાશ્રી :** એકવીસ દહાડા કે એવું એનું આયુષ્ય હોય છે. હવે એ પોતે મરવા આવ્યો છે, એને મારીને તમે શું કરવા જોખમદારી લો છો નકામી ?

## જેને બનાવી ના શકીએ એને ન મરાય

પછી એ મહેમાનોને (માંકણોને) મેં પૂછ્યું, 'તમે કેમનું કરો છો આ ? આવવા-જવાની તમારી શું ક્રિયા છે ? અમે સો મારી નાખીએ તો પછી બીજા આ ફરી ક્યાંથી આવે છે ?' ત્યારે એ કહે, 'અમારી વંશ ઓછી નહીં થાય. મારશો એટલી જવાબદારી તમારી રહેશે ને અમે એટલા ને એટલા.' 'ઈઝ ઈટ પૉસિબલ (તે શક્ય છે) ?' ત્યારે કહે, 'હા, કારણ બીજાને ઘેરથી આવે.'

ત્યારે આજુબાજુય પેલા જૈનો ખરા ને ! એમને કોઈને કશું મારવા-કરવાનું હોય નહીં. એટલે પછી ચાલ્યા જ કરે આ બધું. બધા ગોદડા બહાર નાખે. આપણે ત્યાં કોઈ બહાર ગોદડા નાખવાના-સૂકવવાના નહીં. બહાર નાખે નહીં, તે બધા અહીં આપણે ઘેર આવે, મુકામ કરે. ત્યારે મેં તો હિસાબ કાઢેલો કે આ ઘરમાં જેટલી જીવાત હોય એ વીણી વીણીને બહાર કાઢી નાખીએ, બહાર મૂકી આવીએ તો પછી જોડે રહેવાવાળાને મુશ્કેલી. એટલે આ પીડાથી આપણે છેટા રહો. આ તો ચાલ્યા જ કરવાની. આમાં જો કદી ચિત્ત રાખીએ તો પાર જ ના આવે ને ! અને મારવાનો તો આપણે ત્યાં કાયદો જ નહીં. એક પણ જીવને મરાય જ નહીં. એ સંયોગ ક્યાંથી તમને ભેગો થયો ? આ અકર્મીઓ કેટલા બધા પાપ બાંધે છે, તેની એમને ખબર નથી ! અને માંકણ તો આપણે બનાવી શકતા નથી, એને કેમ કરીને મારી શકીએ ? તમને લાગે છે ન્યાય ? ના મરાય ને ? એક માંકણ બનાવી શકે ત્યારે ખબર પડે. મારી શકવાની શક્તિ ધરાવે છે, પણ એ એનામાં બનાવવાની શક્તિ હોય તો જ મારવું જોઈએ. પણ આ

દુનિયામાં કોઈ બનાવનાર છે એક માંકણ ? તો મરાય નહીં. તોય પણ અક્કલ કામ કર્યા કરે ને તો શું કરવું ? કે 'ભઈ, ગોદડા બહાર નાખજો. બહાર બિચારા તાપમાં તપી જાય, પાછા વીણી-વીણીને કશાકમાં મૂકજો અને પછી બહાર દૂર નાખી આવજો.'

એ જીવ માર્યા પછી બીજા આવશે કે નહીં તેની શું ખાતરી ? જીવજંતુનું સાયન્સ જ્ઞાનીઓ એકલા જ જાણે છે. આ જીવ શાથી ઉત્પન્ન થયા ને શાથી મરી જાય છે, એની આ મૂર્ખાઓને ખબર જ નથી. દરેક જીવ આયુષ્ય લઈને જ આવે છે, ત્યાં આ અકર્મીઓ મૂઆ મારવાનું નિમિત્ત બને છે ! એ હિસાબ જ છે. ગમે તેટલા મારી નાખશો તો પણ અગિયાર કરડવાના હશે તો કરડશે ને બારમો નહીં કરડે.

## દાદાની આગવી શૈલી, માંકણ સાથે પણ વાતચીત

**પ્રશ્નકર્તા :** પછી શું થયું દાદા, માંકણને મારવાનું બંધ થયું ? કેવી રીતે થયું ?

**દાદાશ્રી :** મેં તો પછી બીજી રીતે તપાસ કરી કે 'ભઈ, આ અમે જાગીએ ને લાઈટ કરીએ તો તમે નાસી કેમ જાવ છો ?' ત્યારે કહે, 'તમે મારી નાખો, હિંસક છો.' આપણાથી ભય પામીને નાસી જાય બિચારા ! આ ખૂની જેવું લાગે આપણને. મેં તો એમને પૂછેલું, 'અમારે અહિંસક થવું છે.' ત્યારે એ કહે, તમે કેવી હિંસા કરી રહ્યા છો ? તમને આ તમારી હિંસાનું ફળ છે. અમે ફળ આપી રહ્યા છીએ હિંસાનું. દ્વેષી થઈને તમે અમારી ઉપર દ્વેષ કરેલો છે. ત્યારે પછી નક્કી કર્યું કે આપણે હિંસક રહેવું નથી.

## માણસના જ પરસેવામાંથી સ્વયંભૂ ઉત્પન્ન થનારા

ત્યારે પછી મેં કહ્યું, 'પણ આવો છો શું કરવા જમવા ?' ત્યારે કહે, 'આ સિવાય બીજો ખોરાક નથી અમારો. ભેંસનું દૂધ હોય એ કંઈ અમારે પીવાય નહીં. અમે તો મનુષ્ય એકલાનું જ લોહી પીવાવાળા. કારણ કે અમે સ્વયંભૂ ચીજ છીએ. તમારા પરસેવામાંથી ઉત્પન્ન થઈએ છીએ. અને એટલે તમારા જ છીએ અમે. એટલે હવે રસ્તો શો કાઢવો ?'

માંકણને તો ભગવાને માણસ જાતિના કહેલા છે. માંકણને તિર્યંચમાં નથી ગણ્યા, મનુષ્ય દેહમાં ગણ્યા છે. (એને સ્વેદજ કહેવાય.) તેમને અસંજ્ઞી મનુષ્યો કહે છે.

## આહાર ફક્ત મનુષ્યનું લોહી

આ માંકણ માણસમાંથી આવેલા છે ને તે માણસનું જ લોહી પીવે છે, બીજું ખાતા નથી એ. એમનો ખોરાક જ આ છે. આ આપણા લોકો જેવા નથી એ લોકો. આપણા લોકો તો જો કંઈક જમાડેને અને જો પેલો કહે, કે 'જોઈતું હોય તો લઈ જાવ.' તો દસ-વીસ લાડવા હઉ લઈ આવે એવા. આમને એવું કશું નહીં. ત્યારે ક્યાં જાય બિચારા એ ? એટલે માણસના બ્લડ (લોહી) સિવાય કોઈનું બ્લડ એમને ખપતું નથી.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** ક્યાં જાય એ, એમ કહો. કઈ કઈ એવી હૉટલો હોય કે ત્યાં આગળ એ જાય ? કારણ એમનો ખોરાક જ આ છે, બીજો કોઈ ખોરાક નથી. સ્પેશિઅલ ફૂડ જ આ છે. જો બીજું ફૂડ હોય તો આપણે લાવીને ખવડાવીએ. તે મનુષ્યનું લોહી પાછું, જાનવર-બાનવરનું લોહી નહીં ચાલે. મનુષ્યનું લોહી જ એમનો ખોરાક. જો ઘી-દૂધ ખાતા હોય તો હમણે આપીએ. પણ એ લે નહીં, અડે નહીં બિચારા. આપણી હૉટલ (દેહ)માં જે છે એ જ એનો ખોરાક, બીજે ક્યાં જાય એ ? આ બધા વિચારો કરી નાખેલા મેં. એક વિચાર કરવામાં બાકી નથી.

## નિર્ભય કર્યા ને નિરાંતે જમાડતા

એટલે પછી એમને ખોરાક જમવા દેતો હતો. 'જમીને જાવ, આવ્યા છો તો. આ હૉટેલ સારી છે, જમીને જાવ નિરાંતે. ભય પામશો નહીં.' એ મારા હાથમાં આવે, પકડાઈ હઉ જાય. એક-એક મારા હાથમાં આવે, પણ ભય પામે નહીં. એ સમજી ગયેલા, આ ના મારે. બધુંય સમજે, આ જીવમાત્ર સમજે કે મને મારશે કે નહીં. તમારા ભાવને ઓળખી જાય. એક મનુષ્યો જ સામાના ભાવને ઓળખતા બહુ વાર લગાડે.

ત્યાર પછી અમે તો માંકણનેય જાણીજોઈને લોહી પીવા દેતા હતા, કૈડવા દેતા હતા, કે 'અહીં આવ્યો છે તો હવે જમીને જા.' એને પાછો તો ના કઢાય બિચારાને ! કારણ કે મારી હૉટલ એવી છે કે આ હૉટલમાં કોઈને દુઃખ આપવાનું નહીં, એ અમારો ધંધો. આપણી હૉટલમાં આવ્યો ને જમ્યા વગર જાય ? આપણી લોજમાં આવ્યા ને, લોજમાંથી જવા દો તમે ?

**પ્રશ્નકર્તા :** ના.

## 'આમને છેલ્લામાં છેલ્લું પદ આપો !'

**દાદાશ્રી :** તો અમારે આમાં જવા દેવાય ? એટલે માંકણનેય જમાડ્યા છે. હવે ના જમાડીએ તો એમાં કંઈ આપણને સરકાર દંડ કરવાની છે ? ના. અમને તો આત્મા પ્રાપ્ત કરવો હતો. હવે એ ફળ શું આપે ? એ માંકણમાં રહેલા વીતરાગ અમારી મહીં રહેલા વીતરાગને ફોન કરે કે 'આવા દાતા કોઈ જોયા નથી. માટે આમને છેલ્લામાં છેલ્લું (શ્રેષ્ઠ) પદ આપો.' ફક્ત અહીં ડોકમાં કૈડે, એ સહન થતું નહોતું. એટલે પછી આ સહન થતું નહોતું ત્યારે મેં પ્રયોગ કર્યો કે હું અહીંથી ઝાલીને અહીં પગ પર મૂકતો હતો. કારણ એ લોકો સમજી ગયા કે આ અહિંસાવાળા છે. એટલે મારા હાથમાં તરત આવે. હોય ચાર માંકણ પણ તોય હાથમાં આવે. એ સમજી ગયેલા. એટલે પછી હું અહીં મૂકું પગ આગળ. અહીં જુદાઈ નહીં તો પણ ક્યાં જાય ભૂખ્યો બિચારો ? 'અહીં (પગમાં) તમે જમો, પણ આ રૂમમાં (ડોકમાં) જમશો નહીં,' કહ્યું.

મને તો બોચીએ કરડે તે ઉઠાવીને હાથ ઉપર મૂકું, કારણ બિચારો ભૂખ્યો ના રહે ! આ જગત કેવું છે ? આ આપણી માલિકી નથી. જે ખાય તેના બાપનું.

## કરડે ત્યારે ખબર પડે, પ્રેમ ક્યાં છે ?

**પ્રશ્નકર્તા :** ખાલી 'આ રૂમમાં જમશો નહીં, પણ અહીંની રૂમમાં જમો' એમ કહો !

**દાદાશ્રી :** હા, એટલી નબળાઈ જોઈ પાછી મેં કે 'અહીં જમશો

નહીં. આ રૂમમાં તમારે જમવાનું નહીં, બીજે બધે જમી લો અને જમીને જાવ.' જમ્યા વગર નહીં જવાનું એવું અમારે એક-એક માંકણને કરવું પડે. એને ભૂખ્યા કેમ કઢાય ? કેટલાય જમીને જાય, નિરાંતે ! તે રાતે આપણને આનંદ થાય કે આટલા બધા જમીને ગયા, આમ બે માણસને જમાડવાની શક્તિ નથી ને આ તો આટલા બધાને જમાડ્યા ! જેટલા આવ્યા હોય એટલા જમો નિરાંતે બા, તમારું ઘર છે. અમે જમાડીને મોકલીએ. બા જ્યારે પેલા મહેમાનને જમાડીને મોકલે છે ત્યારે આપણે આપણા મહેમાનને ખવડાવીને મોકલીએ. એના પોતા પૂરતું ખાઈને પછી ઘેર જતો રહે છે અને પાછું એવુંયે નથી કે નિરાંતે દસ-પંદર દહાડાનું ભેગું જમી લે ! એક દહાડો તો નવસોથી હજાર માંકણ ચઢેલા. તોય મેં કહ્યું, 'તમેય છો ને હું છું. જમી જાવ, જમવું હોય તેટલું.' અમે જાગતા જમાડીએ. પાંચ માંકણ જમે તે સારું કે હજાર ? હજાર. ચામડી બહેરી કરી નાખે, પછી છે સંતાપ ? એટલે મારું જ્ઞાન બોલ્યું, 'રાત્રે જગાડે છે, તે ધ્યાન કરવા ઉપકારી છે.' અને જો તપોબળથી મહીં પ્રકાશ થયેલો. કારણ આત્માને કૈડતો જ નથી, દેહને કૈડે છે. અને જો દેહ ઉપર હજુ પ્રેમ છે, તો આત્મા ઉપર પ્રેમ ક્યારે આવશે ? માંકણ કૈડે ત્યારે પ્રેમ ક્યાં છે, એ ખબર પડે ને આપણને ?

## તપ કરીને પણ માંકણ જોડે મતભેદ નહીં

તે મતભેદ નહીં પડવા દીધેલો, માંકણ જોડેય મતભેદ નહીં. ઘરે મહીં માંકણ પડે ને, તેની જોડે મતભેદ-બતભેદ નહીં. માંકણેય બિચારા સમજી ગયા કે આ મતભેદ વગરના માણસ છે. આપણે આપણો ક્વોટા (હિસ્સો) લઈને ચાલતા થઈ જવું.

**પ્રશ્નકર્તા :** તમે જે આપી દેતા'તા એ પૂર્વનું સેટલમેન્ટ થતું નહીં હોય એની શી ખાતરી ?

**દાદાશ્રી :** સેટલમેન્ટ જ, સેટલમેન્ટ. એ કંઈ નવું નથી આ. પણ સેટલમેન્ટનો સવાલ નથી, અત્યારે ભાવ ના બગડવો જોઈએ ને ? નવો ભાવ ન બગડવો જોઈએ ને ? પેલું સેટલમેન્ટ છે, ઈફેક્ટ છે પણ અત્યારે

નવો ભાવ ન બગડે. નવો ભાવ અમારો મજબૂત થાય ઊલટો. આ કરેક્ટ છે, ભલે સહન કરવું પડે.

કંઈ ગમ્યું તમને ?

હું જે બેલેન્સ મૂકવાનું કહું છું તે... શું શું ફાયદા થાય ?

**પ્રશ્નકર્તા :** એક તો શાંતિ રહે, ચીર શાંતિ.

**દાદાશ્રી :** ના, ઉપાધિ તો થાય બળી ! સહન કરવાની ઉપાધિ તો થાય.

**પ્રશ્નકર્તા :** પણ ક્લેશમાંથી મુક્તિ રહે.

**દાદાશ્રી :** હા, ક્લેશમાંથી મુક્તિ રહે. સહન કરવાથી ક્લેશમાંથી મુક્તિ રહે.

## જાગતા જમાડીને હિસાબ ચૂકતે કર્યા

**પ્રશ્નકર્તા :** ઊંઘમાં તો અમને પણ કેટલાય માંકણ કરડી જતા હશે પણ જાગતા કરડવા ન દઈએ.

**દાદાશ્રી :** એ તો મેં પૂછેલું એમને, 'અમે જાગીએ છીએ ત્યાં સુધી તો અમે ખસેડી નાખીએ તમને. તમને વાંધો નથી ને ?' ત્યારે કહે, 'ના, અમે તો જમી લઈએ છીએ. તમે ઊંઘી જાવ એટલે આરામથી, સારી રીતે જમી લઈએ.' એ ઊંઘમાં તો આખુંય જમી જાય છે ને !

કુદરતનો નિયમ એવો છે કે 'તમને ઊંઘાડ્યા વગર રહેશે જ નહીં અને અમે જમ્યા વગર રહીશું નહીં. આ તમારી હૉટલમાં અમે ખાઈને જ જવાના છીએ !' એ ખઈને જ જાય છે.

એ માંકણ મને આવીને કહી જાય છે બધા કે આ લોકો ગમે તેટલી દોડધામ કરે, ગમે એટલું અટકાવે અમને, ગમે તે કરે પણ અમે એ ઊંઘી જાય ત્યાર પછી લઈએ છીએ, પણ અમે અમારો હિસાબ તો ચૂકતે કરી દેવાના. અને જાગતા કરડવા દે એ શૂરવીર. જે જાગતો હિસાબ ચૂકતે કરે, એનો હિસાબ ચૂકતે થઈ જવાનો અને પેલો હિસાબ ચૂકતે નહીં

થાય. નહીં તો ઊંઘતા તો હિસાબ કરવા જ દે છે ને બધા ! રાજા-બાજા બધાય કરવા દે કે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, ના કરવા દે.

**દાદાશ્રી :** તે હું તો જાગતા જ હિસાબ ચૂકતે કરવા દેતો હતો. બધા માંકણ સામટા ભેગા થઈને, તમારા નાક (નસકોરા) બોલ્યા, કે બહાર નીકળે બધા, ચઢી બેસે અને નિરાંતે બેસીને જમે ! એ જમીને જતા રહે છે. પછી સવારે પાંચ વાગે દેખાતા જ નથી કોઈ. જમ્યો હોય કે ના જમ્યો હોય પણ પાંચ વાગે એટલે ઊભો ના રહે. સવારમાં શાંત, ફર્સ્ટ ક્લાસ જમીને નિરાંતે આરામ કરતો હશે ! એટલું જમે તે પછી હાથ અડાડે તો ફૂટી જાય એ બિચારો ! મરી જાય મૂઓ ! તે આપણા હાથ ગંધાય ઊલટા ! નિરાંતે એ જમીને જાય. એય વ્યવસ્થિત છે ને !

**પ્રશ્નકર્તા :** હા.

## જાગતા જમાડે તેના ચોર્યાસી પ્રકારના તાપ જાય !

**દાદાશ્રી :** ત્યારે એના કરતા જાગતા જમવા દે ને બળ્યા, હઉ થશે. આ ડૉક્ટર ઈંજેક્શન આપે છે તે ઘડીએ નથી વાગતું આપણને ? શા હારુ એક્સેપ્ટ કરીએ છીએ ? 'તાવ ઊતરી જશે ને પણ !' તો 'આ ઈંજેક્શન મારે છે ને, પેલો તાવ ઊતરી જશે' કહ્યું. ચોર્યાસી પ્રકારના તાપ, મનના તાપ જે છે ને, એ બધા હડહડાટ ખલાસ થઈ જાય. આ તમારી પાસેથી રાતના લઈ લે ! દહાડે ના લેવા દો, જાગતા ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા. કેટલો ઊંચો સમભાવ આવે ત્યારે એ બને !

**દાદાશ્રી :** આ તો હું અઠ્ઠાવીસ વરસે કરતો'તો. અહીં (ગળામાં) માંકણ આવે ને, એને અહીં (પગમાં) મૂકું. ભૂખ્યો ના જવા દઉં. કારણ કે મેં શોધખોળ કરી છે, સમભાવ નથી લાવ્યો હું. મેં બિઝનેસ કરેલો છે. સમભાવ તો, તમને બિઝનેસ કરતા નથી આવડતો, તો એ શું કરો ? સમભાવ તો રખાતો હશે મૂઆ, કૈડે તેનો ? કૈડતું હોય તેનો સમભાવ રખાતો હશે ?

## અદ્ભુત બિઝનેસ દાદાનો, ખોટમાં કર્યો નફો

**પ્રશ્નકર્તા :** તો બિઝનેસ કર્યો, દાદા ?

**દાદાશ્રી :** હા, બિઝનેસ કર્યો. વેપારી ખરો ને મૂળ.

જો તમે ઊંઘમાં જમી જ જતા હોય ને મને મૂરખ બનાવતા હોય તો અમારી હૉટલમાં જાગતા જમી જાવ. એટલે મેં બિઝનેસ કરેલો છે ને ! એટલે પછી મેં એડજસ્ટમેન્ટ ખોળી કાઢ્યું કે આ માંકણ છે તે ઊંઘતા તો કૈડી જાય છે, ત્યારે એના કરતા જાગતા જ લઈ જાવ ને ! એટલે પછી જાગતા જમાડવાનું રાખ્યું. 'હા, કૈડો.' તે ક્યારેય ભૂખે મરતા નથી, રોજેય જમી લે છે. એટલે આ માંકણ એ ભૂખે મરે એવી જાત નથી, પણ લોકો ઊંઘતા જમવા દે છે અને અમે જાગતા જમવા દઈએ છીએ. પાછું એને મારવા-કરવાની વાત જ નહીં. એટલે પછી મેં નક્કી કર્યું કે 'હું ક્ષત્રિય છું, મારે ઊંઘતા શું કરવા જમાડવા પડે, જાગતા ના જમાડી દઉ ?' એટલે અહંકાર ખરો ને તે દહાડે, ક્ષત્રિયપણાનો અહંકાર. તે અહંકાર શું ન કરે ? પણ એ કૈડવા દે એટલે અહંકારથી. ભૂખ્યા કેમ જવા દેવાય ?

એ માંકણ શું કહે છે ? 'જો તું ખાનદાન હોઉ તો અમને અમારો ખોરાક લેવા દે ને ખાનદાન ના હોઉ તો અમે એમ ને એમ જમી જઈશું, પણ તમે ઊંઘી જશો ત્યારે. માટે તું પહેલેથી ખાનદાની રાખ ને !' એટલે હું ખાનદાન બની ગયેલો. આખા શરીરે કૈડતા હોય ને, તો કૈડવા દઉ. આવા પાંચ-પાંચ વરસ કાઢ્યા છે મેં. મનમાં એક એ કે આપણે ક્ષત્રિય છીએ, કેમ ના જમી જાય ? એવા આ બધા તપ કરેલા ખરા મેં. એક અવતાર તો તપ કરો, પેલા બીજા તપ કરવા કરતા. ઊલટું કહે, 'તપ કરવા છે મારે, અપવાસ કરવા છે.' 'મૂઆ, શું અપવાસ કરીશ ? આ માંકણ કૈડે તે તપ કર ને, માંકણ ને મચ્છરા આગળ.' એવી કઠોરતા કરેલી આ શરીર ઉપર પણ તે મૂળ રસ્તો નહોતો એ.

**પ્રશ્નકર્તા :** એ અસહજ કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ બધી નકલ કરેલી, ઈગોઈઝમની નકલ કરેલી. જો કે હવે મારી પથારીમાં માંકણ આવતા જ નથી, બિચારાનો હિસાબ

પૂરો થઈ ગયો છે. જો હિસાબ અધૂરો રાખીએ તો હિસાબ કાચા રહે. અમે તો નિરાંતે જમવા દેતા'તા. તે જમીને કંઈ મારા ઈઠ્યોતેર વર્ષ લઈ ગયા એ ? છીએ ને ઈઠ્યોતેર વરસે નિરાંતે !

## જાગતા કરડવા દીધા તે જ્ઞાન પ્રગટ થયું

**પ્રશ્નકર્તા :** આપના જેવી ક્ષત્રિયતા ના હોય અમને, તે કરડવા ના દઈએ તો બીજો કોઈ ઉપાય કરાય ?

**દાદાશ્રી :** માંકણ કૈડે તો એના બીજા ઉપાય શું પણ ? એને આપણે બહાર નાખી આવો. તમને શંકા પડે છે કે આ મને કૈડી જશે, માટે તમે બહાર નાખી આવો. બાકી જગત શંકા રાખવા જેવું છે નહીં. તમારે ન અનુકૂળ આવે તો વીણીને બહાર નાખી આવો અને હું તો વીણતોય નહોતો. તે પછી આખી રાત મારી જાગૃતિમાં જ જતી'તી એ માંકણને લીધે, છતાં કંટાળ્યો નથી. અમને માંકણ કૈડતા'તા ને, તે અમે કોઈ દહાડો બહાર નથી નાખ્યા. અમે કૈડવા દીધેલા, પણ તમને એટલી બધી શક્તિ નહીં આવે. એટલા માટે તમને એમ નથી કહેતો. તમારે તો માંકણ પકડી અને બહાર નાખી આવવા. એટલે તમને મનમાં સંતોષ થાય કે આ માંકણ બહાર ગયો.

અમે તો ટાઢ વાય શિયાળાના દહાડે, તો જરા ઊંઘ આવી હોય તો પેલું ઓઢેલું પાછું કાઢી નાખીએ ધીમે રહીને. પછી એ જ જગાડે. તે પછી જ્ઞાનીને કો'ક જગાડે નહીં તો એમને કશું જોઈએ ને ? કો'કને ઘેર ગેસ્ટ હોય તો જગાડે. ગેસ્ટ જોયેલા તમે ? એક-બે માંકણ ભરાઈ ગયા હોય તો તે જગાડે. હું સમજું કે સારું થયું, કલ્યાણ કર્યું, એ ઊઠાડે એ સારું. એ ગેસ્ટ કહેવાય. એ કશું લઈ ના જાય જોડે, ભરપટ્ટે જમીને જાય. કો'ક દહાડો જોયેલા નહીં ? અમારેય કો'ક દહાડો વારો આવે, પણ હવે મને અડતા નથી.

તે આ નીરુબેન કહે છે, 'મહીં માંકણ દેખાય છે.' મેં કહ્યું, 'તમને ઠીક લાગે એ કરજો, વીણજો.' ત્યારે કહે, 'એક દહાડો બધું કાઢી નાખીએ તો ?' મેં કહ્યું, 'ના, એવું ના કરશો. છોને જમે બિચારા. છે તો જમે છે. મડદું થયા પછી ના જમે.'

**પ્રશ્નકર્તા :** ના જમે.

**દાદાશ્રી :** એ જાણે કે હૉટલ નીકળી ગઈ. ક્ષત્રિય ગુણ અમારો આ ! આ ગુણ અમને બહુ હેલ્પફુલ થાય. આ અહંકાર કઠણ હોય, ઢીલો ના પડી જાય. એવા પ્રયોગ મેંય કરેલા. તે જાગતા કરડવા દીધા, તેથી તો આ જ્ઞાન પ્રગટ થયું છે ! આ તો સહેજેય પેટનું પાણી ના હલે એવું અજાયબ જ્ઞાન છે !

## ચૂકવી દ્યો હિસાબ, પછી ન કરડે માંકણ

**પ્રશ્નકર્તા :** દાદા, અમારી ધીરજ તો ખૂટી જાય કે ક્યારે આ માંકણ કરડવાનો અંત આવશે ?

**દાદાશ્રી :** એ તો ખોટી ભ્રમણા છે. એય એનો હિસાબ પૂરો થાય છે, માંકણનોય હિસાબ પૂરો થાય છે. જો તમે હિસાબ ચૂકતે કરવા દો ને, તો હિસાબ પૂરો થયા પછી માંકણ તમને અડે જ નહીં. તમને માંકણવાળી પથારીમાં સૂવાડે તોય અડે નહીં તમને. આ જગતનો ન્યાય જ એવો. નથી ન્યાય ? આ જગત ન્યાય સ્વરૂપ છે બિલકુલ. તમને અડે જ નહીં પછી, મચ્છર-બચ્છર કશું તમને ના અડે. પેલા મચ્છરદાનીવાળા બાંધેને ત્યાં ફર્યા કરે. તમે ઓપનમાં સૂઈ જાવ પણ તમને ના અડે, હિસાબ ચૂકતે થઈ ગયો પછી. આ તો લોક ધકેલ ધકેલ કરે છે ને હિસાબ ચૂકતે થવા દેતા નથી. પણ વાતેય ખરી. જ્યાં સુધી નબળાઈ હોય ત્યાં સુધી મચ્છરદાની બાંધીને સૂઈ જાવ.

**પ્રશ્નકર્તા :** મારવા કરતા સારું ને ?

**દાદાશ્રી :** એમાં નબળાઈ હોય તો. કો'ક દહાડો ધીમે ધીમે ઓછું થઈ જશે. પણ આપણો ભાવ એવો રાખવો કે નથી મારવા.

## માંકણને કાઢો, પણ મારો નહીં

**પ્રશ્નકર્તા :** એવું મચ્છરનું. હવે એને આપણે પેલી મચ્છરદાનીઓ નાખીને એ કરીએ છીએ કે એ આપણને ના કરડે ને નિરાંતે જરા આરામ લેવા દે.

**દાદાશ્રી :** મચ્છરદાની રાખવા માટે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** એ વાંધો નહીં ?

**દાદાશ્રી :** ના, એનો વાંધો નહીં. તમે એને મારો તો વાંધો છે. નહીં તો આખી રાત જાગતા રહીને માંકણને કાઢો તો વાંધો નહીં. આખી રાત જાગતા રહો, તો માંકણ જતા રહે. હવે એમાં કંઈ મચ્છરદાની છે નહીં, માંકણમાં શી રીતે લાવશો ? પેલી મચ્છરદાની બાંધજો નિરાંતે, અમે કંઈ એવું નથી કહેતા કે તમે મચ્છરદાની બાંધતા નહીં. કારણ કે આ કાળના મનુષ્યોની તાકાત નહીં ને આ બધું સહન કરવાની ! સહન કરવાનીય પાછી શક્તિ જોઈએ ને ! એને શું કહે છે ? તિતિક્ષા.

## પથારીમાં મૂકતાય ના કરડે, તે થયો હિસાબ પૂરો

**પ્રશ્નકર્તા :** આપણે જાત્રામાં ગયા ત્યારે આપના ડબ્બામાં તો કેટલા બધા માંકણ હતા !

**દાદાશ્રી :** હા, તોય મને અડતા નહોતા. જેટલા લોક આ માંકણ મારવાની હિંસા કરે છે ને, તેમને જેટલા માંકણ કરડે છે તેટલા મને નથી કરડ્યા. તમારી પથારીમાં માંકણ મૂકે ને તમને ના કરડે તો જાણવું કે એની સાથેનો તમારો હિસાબ ચૂકતે થઈ ગયો.

આ માંકણ બિચારા કેટલા બધા ડાહ્યા છે ! આ અમારી ઉપર ફરે છે તે કરડતા નથી, કારણ તે જાણે છે કે આ મારવાના નથી.

## જમવાનું પૂરું થયું ને મહેમાન આવ્યા

**પ્રશ્નકર્તા :** નાના હતા ત્યારે બાએ તમને સમજણ પાડી, એવું મોટા થયા પછી તમે બાને સમજણ પાડી એવું બન્યું હતું ?

**દાદાશ્રી :** હા, એક વખત એવું બન્યું હતું. તે વખતે હું પચ્ચીસ-છવ્વીસ વર્ષની ઉંમરનો હતો. ત્યારે અમારે ઘેર એક વખત એવું બનેલું કે બપોરના બાર-સાડા બાર થઈ ગયેલા. તે એવા ટાઈમે અમે બધા જમવા બેઠા હતા. ઘરમાં તે દહાડે અમે ત્રણ જ જણ હું, મારા વાઈફ

તે બધા મહેમાન અંદર બેઠેલા. તે મેં કહ્યું, 'હવે શું કરશો ?' ત્યારે કહે, 'શું કરે હવે ? પાછલે બારણે રહીને ચા લઈ આવ હૉટલમાંથી, ક્યાંકથી.' મેં કહ્યું, 'હૉટલનું ના લવાય. હું અહીં સ્ટવ લઈ આવું છું જોડેવાળાનો.' પછી મેં કહ્યું, 'હવે કપ-રકાબી લાવવા નહીં પડે ?' ત્યાર પછી થોડીવાર રહીને કહે છે 'લાવવા તો પડશે ને !' આની આજ ભાંજગડ !

તે મેં કહ્યું, 'આ કપ-રકાબી ફોડી નાખ્યા, તે ના ફોડી નાખત તો સારું પડત ને !' તો કહે, 'હા, તે રીસ રીસમાં નાખી દીધા.' બોલો હવે, એનું શું... આવું જગત ! બધા કપ-રકાબી નાખી દીધા. શું આમને શોભે ? તે સ્ટવ બહાર ફેંકી દીધો, કપ-રકાબી બધા ફેંકી દીધા ને આવું બધું ! આવું પછી માણસ અકળાયને નરી અકળામણ જ ઊભી કરે છે. આ પેલા ચા મૂકનારના મનમાં તો શેરડા પડે ને બળ્યા ! આ બે બદામોની ચા ને તોફાન કેટલા બધા ? અને ભાભીય શું કરે તે ? સ્ટવ ખરાબ હોય તો એ શું કરે ?

**પ્રશ્નકર્તા :** પણ એ સમજે નહીં ને એમાં !

**દાદાશ્રી :** ના, પણ એવા કેવા મહેમાન કે ભગવાન કરતાય મોટા ? મહેમાનને કહીએ, 'ભઈ, સ્ટવ સળગતો નથી. કોઈ હોશિયાર છો આમાંથી, તો જરા સળગાવી આપો ને.' એમા કંઈ ઓછું એ થાય છે ? આપણો ભાવ છે એને ચા પાવાનો. પણ આવું નહીં તે. મહેમાન આગળ આબરૂ રાખવા આમ ફેંકે. આબરૂદાર માણસને કપડાં પહેરવા પડતા હશે ? આ શા હારુ ? આબરૂ ઢાંકવા હારુ કપડાં પહેરે છે.

હું બહાર બધું જોઈ આવ્યો છું. આ બધા નકશા એમ કંઈ હું ભૂલી જઉ ઓછો કે ? આ નકશા કંઈ ભૂલી જવાય ? આ બધા નકશા જોયેલા હોય ને ?

**પ્રશ્નકર્તા :** હા, જોયેલા હોય.

**દાદાશ્રી :** તે સ્ટવને બહાર પડેલો જોયેલો, ને સળગતો સ્ટવ જોયેલો ! મજા આવે, હજુ હસવું આવે એ યાદ કરતા.

**પ્રશ્નકર્તા :** દાદા, આમ ફેંકવાથી બધો કચરો નીકળી જાય ઘણીવાર.

**દાદાશ્રી :** હા, નીકળી જાય, સળગવા માંડે. હા, તે અમારા ભઈએ કર્યું એવું, પણ ના નીકળ્યો કચરો. પછી અમારા ભાભી કહે છે, 'એ તો નાખે પણ તમે લઈ આવો ને બળ્યો, સ્ટવ તો લઈ આવો. આ કપ-રકાબી તો ગયા પણ સ્ટવ તો લાવવો પડે ને ?' તે સમો કરાવીને પછી વાપરતા'તા ને ! બધા એમ કંઈ એમ ને એમ મફત આપતા હશે ? સાત રૂપિયા લેતા હતા, પિત્તળના સ્ટવના.

**પ્રશ્નકર્તા :** તે દિવસે સાત રૂપિયા સહેલા નહોતા.

**દાદાશ્રી :** હા, સહેલું નહોતું.

## બહુ તોરીવાળા તે જમવા ના બેસે પંગતમાં

**પ્રશ્નકર્તા :** લોકો એમનાથી ફફડતા એવો કોઈ પ્રસંગ જણાવો ને !

**દાદાશ્રી :** પોળમાં જૈનોના ઘરો ખરા ને, તે પોળમાં શેઠિયાઓને ત્યાં કંઈ જમવાનું હોય તો શેઠિયાઓ ફટાકા મારે ને આખી પોળેય ફટાકા મારે. 'મણિભાઈ સાહેબ, મણિભાઈ સાહેબ' કરે. તે શેઠિયાઓ શું કરે તમારા જેવા ? 'મારી દીકરી છે, એના લગ્ન છે તે તમારે આવવાનું છે મણિભાઈ,' તે આવીને કહી જાય. કારણ કે લોકોને જમાડવા પડે ને, પોળમાં છે એટલે. પેલી ઓળખાણ છે એટલે જમાડવા જ પડે ને ! લગ્ન વખતે જમવા બોલાવે અમને બે ભાઈને, પણ મારા મોટાભાઈનો રિવાજ શો તે જાણો છો તમે ? મારા મોટાભાઈ શું કહે ? 'હા, પણ અમે કોઈને ત્યાં જમવા જતા નથી, કોઈ જગ્યાએ.' કારણ કે અમારા મોટાભાઈનો નિયમ હતો કે ઉઘાડે માથે હું જમવા નહીં બેસું. લોક જમવા બોલાવે ત્યારે કહે, 'હું ઉઘાડું માથું કરીને બહાર જમવા બેસતો નથી કોઈ જગ્યાએ.' આ તો ચોખ્ખું કહે.

**પ્રશ્નકર્તા :** લાઈનમાં નહીં બેસું, એય બધું ઑર્ડિનરી લાગે.

**દાદાશ્રી :** હં, જમે-કરે નહીં. પેલા કહે, 'હું ઘેર મોકલાવું ?' ત્યારે કહે, 'ઘેરેય નહીં અમારે.' પછી હું પેલાને સમજણ પાડું કે 'ઘરમાં બેસાડો તો આવશે, પંગતમાં નહીં બેસે.'

તે પેલા શેઠિયાઓ બધા, આજુબાજુના શું કરે કે 'ભઈ, તમારે બે ભાઈઓને ઘરમાં બેસવાનું.' ત્યારે એ કહે, 'તો આવીશ, હું ઘરમાં બેસીશ.' એટલે લોકો ઘરમાં બેસાડતા'તા. આખી નાત હોય, ગમે ત્યાં પોળમાં હોય ને જમવાનું, તે મણિભાઈ જમે નહીં. બાકી હું તો બહાર બેસું. હું તો બેસી જઉ, મને વાંધો નહીં. આપણે આવી આબરૂવાળા નહીં ને !

અમારે એવો રોફ-બોફ નહીં, આપણે તો સામાન્ય માણસ કહેવાઈએ. એમને અસામાન્ય, તે ઉઘાડે માથે પબ્લિક વચ્ચે જમવા નહીં બેસું, કહે. હવે એમાં ક્યાં પહોંચી વળાય આપણાથી ? પછી પેલા લોકો શું કરે બિચારા ? આવા આડા માણસ જોડે નિકાલ તો કરે ને લોકો, ના કરે ?

**પ્રશ્નકર્તા :** નિકાલ તો કરવો પડે ને !

**દાદાશ્રી :** એમને મોઢે કોણ કહે કે 'આડા છો' એવું ? 'ભાઈ, તમારા લીધે તો અમે ઘરમાં જમવાની વ્યવસ્થા રાખીએ છીએ. એટલે મણિભાઈ સાહેબ, તમને ઘરમાં જમવા બેસાડીશું' કહે છે. તે ઘરમાં પાટલા મૂકીને એની ઉપર બેસાડી જમાડે. પોળમાં બહાર જમવા ના બેસાડે કોઈ. અને પોળનો કોઈ પણ માણસ એવું નથી કહેવા આવ્યો કે 'મણિભાઈ સાહેબ, તમે જમવા બેસો, બધા લોક બેઠા છે તેમાં.' એમને ઘરમાં બેસાડે કાયમને માટે. એમને ને મને બેઉને ઘરમાં બેસાડતા, બીજા બધા બહાર બેસે. આખી નાત બહાર બેસે. મગજ એવું તે એમને ઘરમાં બેસાડવા પડે. તે કોઈ દહાડો ઉઘાડું માથું કરીને રસ્તા ઉપર જમવા બેઠા નથી, કોઈ જગ્યાએય. જાનમાં ગયા હોય ત્યાંય એમને કો'કના ઘરમાં જ બેસાડવા પડે. લાઈનમાં જમવા ના બેસે કોઈ દહાડોય.

આ તોરી કંઈથી ? કયા દેશમાંથી આવ્યા તેય ખબર ના પડે ! જો કે એમના આ બધા કાયદા મને ના ગમે પણ મારે એમની જોડે બેસવું પડે ને ! આપણો રોફ પડી જાય ને ! આપણને બેસાડે તો એમનોય રોફ પડે. એમની જોડે મફતમાં મારો હઉ રોફ પડે. હવે શું આવક હતી ? શકોરુંય આવક નહોતી. તેમાં મિલકતમાં શું ? કશુંય નહીં ને ! બૂમાબૂમ

બહુ, કૂદાકૂદ બહુ, આવું આ. પણ પાણીદાર કેટલા તે ! એ ક્ષત્રિયોનું લોહી એવું.

## પૂર્વની પુણ્યના લીધે લોકો રાજાની જેમ રાખે

**પ્રશ્નકર્તા :** પહેલેથી નિયમ હતો ને એમનો ?

**દાદાશ્રી :** એમને લોક 'મિયાંપણી બહુ છે' કહેતા હતા. મિયાંપણી કેમ કહે ? બાદશાહી હોય તો મિયાંપણી ના કહે. આ તો ઘેર બાદશાહી નહીં.

**પ્રશ્નકર્તા :** બાદશાહી નહીં એટલે એને મિયાંપણી કહે ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું કહે ? બહુ મિયાંપણી, પણ મોઢે કહી જુઓ જોઈએ !

**પ્રશ્નકર્તા :** મોઢે ના કહે. આપના મોટાભાઈની જે વાત કરી, એ ગયા જન્મની સંચિત પુણ્યૈના હિસાબે એ મિયાંપણી રાખતા હતા ને ?

**દાદાશ્રી :** શેના હિસાબે ?

**પ્રશ્નકર્તા :** એ મોટાભાઈ જ્યાં એમ કહે કે 'હું બહાર નહીં જમું ને હું અંદર જમીશ' પણ એ એમની પુણ્યૈ હશે ત્યારે જ એ પ્રમાણે લોકો વર્તતા હતા ને ?

**દાદાશ્રી :** જબરજસ્ત પુણ્યૈ, રાજા જેવા રાખતા હતા. આજે નથી હાથ પર, પણ પહેલાંનું કંઈ હશે !

**પ્રશ્નકર્તા :** પહેલાંનું હશે.

**દાદાશ્રી :** બહુ મોટી પુણ્યૈ કહેવાય, તમારી વાત સાચી છે. પુણ્યૈ વગર તો લોક બોલાવે ? કોઈ જમવા ન બોલાવે. બહાર જમવા ના બોલાવે ને ! બહાર બેસીએ તોય ના બોલાવે. આ તો શું કહે ? 'બહાર નહીં, અંદર ઘરમાં બેસાડીશું.' અને લોકોએ બેસાડેલા. મેં જોયેલા, મને હઉ બેસાડે.

## 'છોકરાં શું ધાડે દેવા છે', તે ન થયા છોકરાં

મને લોકો કહે છે, 'તમે બે ભાઈઓ છોકરાં વગરના કેમ ? આવું વ્યવસ્થિત તમારા બે ભાઈઓનું હશે ?' ત્યારે મેં કહ્યું, ''અમારા ભાઈને છોકરાંની કોઈ વાત કરે કે છોકરાં હારુ તમે ફરી પરણો. કારણ પહેલી વારની બાઈને છોકરો હતો, તે છોકરો મરી ગયો ને બાઈએ મરી ગઈ. તે પછી ફરી બીજી વખત પૈણ્યા હતા અને પાછું ત્રીજી વખત કહે, 'ફરી પૈણો.' ત્યારે મોટાભાઈ કહે, 'છોકરાં શું ધાડે દેવા છે ?' બોલો હવે, વ્યવસ્થિતમાં ના જ હોય ને, જ્યાં આવી વાણી નીકળે !'' એટલે અમે બેઉ ભાઈ એવા. આ છોકરાં-બોકરાંની કાંઈ પડેલી નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, 'ધાડે દેવો' એ શબ્દ જરા સમજાવો ને.

**દાદાશ્રી :** લશ્કરમાં ઊભો કરીને પાછો લડવા મોકલવાનો છે, એને ધાડે દેવાનો છે, કહે છે. ધાડ, ધાડમાં કહ્યું અને અમારે કોઈ પટેલને છોકરો થયો હોય ને પેંડા વહેંચતા હોય ત્યારે મોટાભાઈ શું કહે ? 'અલ્યા મૂઆ, એ તો રાજાને ત્યાં જન્મેલો હોય તો ઠીક છે, આ મૂઆ એક ખરપડી (ઘાસ નિંદવા માટેનું નાનું હથિયાર) વધી એમાં શું વહેંચે છે ?' એ તિરસ્કારમાં બોલે એને.

તે એક ફેરો અમારા મામા ને મામી એમનો છોકરો નાનકડો હશે ને, વર્ષ-દોઢ વર્ષનો, તે ડૉક્ટરને ત્યાં લઈ જવાનો. તે મામી અમને કહે છે, 'ભાણાભાઈ, હેંડો મારી જોડે. આ બાબાને દેખાડવા તેડી જવો છે.' તે ભાઈ કહે, 'હેંડો, હું આવું છું.' તે ભઈ હઉ મામીની જોડે જોડે એક ડૉક્ટરને ત્યાં ગયેલા. પછી દવાખાનામાંથી આવતા'તા, તે રસ્તામાં તળાવ આવ્યું. તે તળાવ દીઠુંને તો મોટાભાઈ મામીને કહે છે, 'આ લોચાને મહીં નાખી દો.' હવે આવા માણસ, શું કરવું ? આમને કંઈ છોકરાંની પડેલી ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે યોગી જ ને, બરાબર યોગી.

**દાદાશ્રી :** એ તો શું કહે ? 'છોકરાને ધાડે દેવો છે ?' પછી

બોલો, ત્યાં એ બુદ્ધિના આશયમાં જ ના હોય. તે ફરી થાય જ નહીં, છોકરું જ ના થાય. એ તો છોકરાની ઈચ્છા કરી હોય તો થાય, મહીં આશયમાં હોય તો. બધું તમારી ઈચ્છા પ્રમાણે જ બનેલું હોય છે, એ બુદ્ધિના આશય પ્રમાણે.

પણ 'ધાડે દેવા છે' એ કહેતા હતા ને, તે હું હઉ નાનો હતો ત્યારે બોલતો હતો, 'ધાડે દેવા છે ?' પણ પછી સમજાઈ ગયું કે આવું ના બોલાય. પણ છોકરાને માટે પછી માગણી નહીં કરેલી. મૂઆ, આ વળગણ આટલું ઓછું છે, તે વળી પાછું આ વળગણ વધારું ? તે પાછો બાપ થાય, તે આમ લોચો નાખીને હેંડવું પડે. બાપા થવા ગયા !

એટલે પૂર્વભવના માગતા ઋણાનુબંધ એવા હોય નહીં ને ! તે આટલું જરા ઋણાનુબંધ હોય, તે પૂરા કરવા આવે છે. પૈસા એકલાનું નહીં, કષાયોનું હોય, અહીંનું બધું હોય. આવીને બાપને મારે ત્યારે એનું ઋણ પૂરું થાય, ત્યારે હિસાબ ચૂકવાય. આવા બધા હિસાબ હોય છે.

## રાજેશ્રી ને દયાળુ, તે લોકોને મદદ કરતા

**પ્રશ્નકર્તા :** દાદા, કહે છે ને કે ક્રોધી માણસનું દિલ બહુ સાફ હોય, તે મોટાભાઈનું દિલ કેવું હતું ?

**દાદાશ્રી :** હા, અમારા મણિભાઈનું બહુ મોટું મન હતું, રાજશ્રી મનના હતા, હોય તે બધું આપી દે. રસ્તામાં કો'ક કહે કે મારે આવું દુઃખ છે, તો એ આપી દે. બહુ આપી દેતા'તા. રસ્તામાં તમે કહ્યું હોય, કે મારે આવું બધું થયું, તો તમારું દુઃખ બધું લઈ લે. 'તમારું લાવો' કહે, એવા માણસ હતા. આમ બહુ દયાળુ, લાગણીવાળા માણસ તોય ભોળા બિચારા. કેટલાક રાજેશ્રી માણસ તે ભોળા બહુ હોય, દિલદાર હોય માણસ એ. હું ભોળો નહીં, એ પહેલેથી ભોળા. એમને જરાક ગલીપચી કરો ને, તો જે માગે એ આપી દે. હું ના આપી દઉ, હું સમજીને આપું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ખુમારી છે.

**દાદાશ્રી :** બહુ જબરજસ્ત. અને જમાડે અહીંયા આગળ રસોડે.

કેટલાક માણસો પહેલાં છે તે બપોર થાય એટલે ચા પીવા નીકળે, અહીં શહેરમાં હઉ. આપણા મણિભાઈને ત્યાં એવા ઘણાં માણસો આવતા હતા. તે ઘરે ચા મૂકે નહીં, હં. બે જણ હોય ને, તે એક જણને કહે, 'તું આમ જા, હું આમ જઉ છું.' તે ઘરે ચા-બા મૂકે નહીં, પીવે નહીં. અત્યાર સુધી મેં તો જોયેલું આ બધું.

મણિભાઈ તો રાજેશ્રી માણસ તે કંઈ બોલે નહીં, કશુંય. આવી તેવી ભાંજગડ નહીં. હું બહુ ઝીણો માણસ, હું હિસાબ ખોળી કાઢું કે આ આવ્યા ચા પીવા, પણ મોઢે ના બોલું. મોઢે તો એમ જ કહું, 'આવો-પધારો,' પણ મનમાં લાગે કે ચા પીવા આવ્યો. મને બનાવી જાય એ ગમે નહીં.

## મજૂરોનો પક્ષ લઈ, ફોજદારનેય કર્યો નરમ

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું હતું કે મોટાભાઈથી ફોજદાર, મોટા ઑફિસરો બધા ફફડતા, તો એવો કોઈ પ્રસંગ કહો ને !

**દાદાશ્રી :** અમારા મોટાભાઈ, તે એમનો કોન્ટ્રાક્ટનો ધંધો. તે ફોજદાર કાઠિયાવાડી મજૂરોને પેસવા ના દે, મજૂરોને ટૈડકાવે. તે મજૂરો એને એક-બે રૂપિયા આપે. તે મોટાભાઈએ જાણ્યું કે આ ફોજદાર મજૂરોનું ખાઈ જાય છે. તે એક દહાડો ચોરા ઉપર મોટાભાઈ બેઠેલા, તેમણે ફોજદારને આવતા જોયા. તે ફોજદારને કહ્યું, 'તમે ફોજદાર કે ? તમે અમારા માણસ પાસેથી પૈસા લીધેલા, તે અહીં તો કાયદો નથી.' તે બાજુમાં ડાંગ પડેલી તે ફોજદાર સામે ઉગામી ! અલ્યા ! મજૂરોને લૂંટે છે ? તે ફોજદાર તો નાઠો ને ભાઈ પાછળ દોડ્યા. ત્યારે પેલો કહે, 'મૈં તુમ્હારી ગૈયા (ગાય) હૂં.' તે પછી મોટાભાઈએ એને છોડ્યો.

તેથી અમારા મોટાભાઈ કહેતા, 'પહેલો ઘા રાણાનો.' આ તો ફોજદાર સામે નરમ થાય તો ફોજદાર ચઢી બેસે કે 'કેમ આવા મજૂરો લાવો છો ?' નરમાઈની પણ હદ હોય.

## ના ગભરાય ગાયકવાડના પિતરાઈથી પણ

મારા મોટાભાઈ તો બહુ કડક મગજના. તે એક જણ ડરાવતો'તો

અહીં, ગાયકવાડ સરકારનો એક પિતરાઈ હતો મામાનો દીકરો, શ્યામરાવ મહારાજ. તે મોટા-મોટા અમુક માણસ હોય ને, તેને ઘેર બોલાવી અને હંટર મારીને સીધા કરી નાખતો'તો. એ તો શેઠ કહેવાય ને, ત્યાં કોઈ બાપોય પૂછનાર નહીં.

ત્યારે મામો સાહેબ, ફૂઓ સાહેબ કે માસા સાહેબ, જે તે પેસી ગયેલા એ. રાજાના નામ પર આવું કરે એટલે પછી લોકોય શું કરે ? મહારાજ એવા નહોતા, મહારાજ બહુ સરસ. પણ એના નામ ઉપર આ બધું ચરી ખાધેલા. મોટા-મોટા આગેવાન માણસો, બસ્સો-બસ્સો વીઘાના વતનદાર રાજા જેવા દેખાય આમ, ત્યારે તે ઘડીએ કેફ ના ચડે ?

તે શ્યામરાવ મહારાજે છે તે એક વખત મણિભાઈના ફ્રેન્ડને ફટકાર્યો. એ ઈંટોળાના એક પાટીદાર, એને હંટર મારી એનું તેલ કાઢી નાખ્યું.

એટલે અમારા મોટાભાઈને એક શ્યામરાવ મહારાજનો કો'ક કારભારી હશે, તે પછી કહેવા આવ્યો. તે કહે છે, 'મારું નામ દેશો નહીં. હું તો ત્યાં નોકરી કરું છું.' તે એનો કારભારી શ્યામરાવની વાત કરવા માંડ્યો. એ કારભારી જે પેલો શ્યામરાવ ભડકાવતો'તો, હંટર મારતો હતો, એનું મણિભાઈને કહે છે. અને 'તમારું હઉ નામ દેવાની તૈયારીઓ કરે છે' કહે છે.

એ પટેલને હંટરથી મારેલા તે મારા બ્રધરે જાણ્યું તો એમનું મગજ ફાટું ફાટું થઈ ગયું કે 'શું સમજે છે એ ? તારા શ્યામરાવની ઐસી-તૈસી. તારા શ્યામરાવને કહેજે.' તે એમને ત્યાં કારભારી ભઈ હતા ને, તે કહે, 'શ્યામરાવ મહારાજને તમે બોલો છો, પણ મહારાજ જાણશે તો તમારી શી દશા થશે ?'

ત્યારે કહે, 'અલ્યા, તારા શ્યામરાવની ઐસી-તૈસી. જા, કહી દે, એવા તો કેટલાય જોયા મેં. તારા શ્યામરાવ જેવાને તો કંઈ મેં લપેટી નાખ્યા, કંઈક ઊડાડી મૂક્યા !' પેલો કારભારી ફફડી જ ગયો. તે પેલાએ શ્યામરાવને કહ્યું, પણ શ્યામરાવથી કશું જ ના થયું. આ તો બહુ જબરા

માણસ ! આ તો ખેલ કરે એવા માણસ ! ઉઘાડે છોગે ખેલ કરે એવા, ગણકારે નહીં. એ મારા મોટાભાઈ તો એટલા બધા ખાટા સ્વભાવના હતા કે પરવશપણું તો જરાય ચાલે નહીં. એ શ્યામરાવને હઉ આવું બોલે ! પણ આ પુણ્યશાળી માણસ, તે કશું ના થયું.

## કોઈનીય ગુલામી પસંદ નહોતી મોટાભાઈને

તમે જૂની વાતો જાણો નહીં. આ જૂની વાતો અમારા મગજમાં ભરેલી હોય બધી. આ રાજાઓ તો બહુ વસમા, એના પિતરાઈ ભાઈઓય બહુ વસમા હોય.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મામા સાહેબ, ફૂઆ સાહેબ ને કાકા સાહેબ. આવું તે હોતું હશે ? માણસ પર આવો અનાચાર કરવો, સારું ના કહેવાય ! એના કરતા આ ડેમોક્રેટિક (લોકશાહી) બહુ સારું કહેવાય, આવું તો નહીં. એ લોકો તો ગમે તેને મારે. ફાવે તેને મારે વગર ગુને, પોતાનું ધાર્યું ના થાય તો. આ તો ગમે તેને હંટર મારે એનો શું અર્થ છે ? શ્યામરાવે મારા બ્રધરના ભઈબંધને જ મારેલો. તે મગજ ફાટું ફાટું થઈ ગયું એમનું અને પછી શબ્દ શું બોલ્યા કે 'આ દેશમાં મનુષ્ય તરીકે જીવવું તેના કરતા ઈંગ્લેન્ડમાં કૂતરા તરીકે જીવવું સારું.' સ્વતંત્ર દેશ તો ખરો !

આ ગાયકવાડ સરકારને માટે હું તૈયાર નથી. એ સરકાર આપણે માથે. તેથી વાક્ય ખોળી કાઢ્યું કે ઈંગ્લેન્ડનો કૂતરો સારો, પણ અહીંનો મનુષ્ય ખોટો કહે. આવું બોલતા એ.

જો કે એય માગણી ખોટી હતી. એમાં શું ફાયદો ? કૂતરામાંય શું ફાયદો ? પણ આ એમને ગમ્યું નહીં આવું.

**પ્રશ્નકર્તા :** ના ગમ્યું.

**દાદાશ્રી :** આવું ના હોય. શી રીતે સહન થાય આ ? આવા લોકો ડફળાય ડફળાય કરતા હોય ત્યાં છે તે સહન ના થાય એમનાથી. એ તો કાપી જ નાખે, બીજું કશું કરે નહીં. બહુ જબરા માણસ હતા.

## સૂબાને પણ ફફડાવે ને ઘેર બેઠા ચેક મંગાવે

**પ્રશ્નકર્તા :** કહે છે, મણિભાઈ તો સૂબાને પણ સંભળાવી દેતા.

**દાદાશ્રી :** અમારા ભાદરણમાં એક આપણા જેઠાભાઈ નારણભાઈ કરીને સૂબા હતા, તે અમારા પિતરાઈ થાય. અમારો છઠ્ઠી પેઢીનો પિતરાઈ ભાઈઆત થાય, એ જેઠાભાઈ. એ તો અહીં અમદાવાદી પોળમાં છેલ્લા ઘરમાં રહેતા'તા.

એ પાછા અહીં આગળ છે તે વડોદરાની પંચાયતમાં પ્રેસિડન્ટ હતા. ગવર્મેન્ટ એને સૂબા તરીકે ઉતારે.

બ્રધર કોન્ટ્રાક્ટર હતા, તે વડોદરા આવીને કોન્ટ્રાક્ટનો ધંધો કરતા'તા. ધંધો કોન્ટ્રાક્ટનો ખરો ને ! તે એમને પંચાયતમાં ટેન્ડર રાખવાનું. તે આમને પેલા બિલના પૈસા લેવાના હોય ને, તે પેલા કારકુનો-બારકુનો જલદી આપે નહીં એટલે પંચાયતમાં બિલ લેવા જાય તે વખતે મહીં પેસતા જ આ જોડેની રૂમમાં, પહેલી ઑફિસમાં એ અમારા પિતરાઈ ભાઈ સૂબા બેઠેલા હોય.

તે આ મોટાભાઈ છે તે અહીંથી પંચાયતમાં પેસતાની સાથે જ બૂમો પાડતા પાડતા જાય અને બધા કારકુનોના રૂબરૂ બોલે કે ''અલ્યા, આ અમારો પિતરાઈ પેલો 'પાડા રાંડવો' આવ્યો છે કે નથી આવ્યો ?'' આ પ્રેસિડન્ટ, હવે એને આવું બોલે, એ સૂબો માણસને. તે પછી પાછા પેલા સાંભળેય સૂબા. હવે આ કારકુનની રૂબરૂ સૂબાને 'પાડા રાંડવો' કહે છે, તો આ કારકુનની શી દશા થાય બિચારાની ? તે મહીં ફફડતા હોય. 'આ મણિભાઈ આવ્યો' કહે ! અને પેલા સૂબાય મહીં ફફડ્યા કરે કે 'આવ્યો મણિભાઈ, આવ્યો મણિભાઈ !'

તે પછી મણિભાઈ આવીને ઑફિસમાં પેસે તો પેલા બિલ કાઢી નાખે તરત, 'ના થયું હોય તોય આપી દ્યો' કહે. એટલે પેલા સૂબા કહે, 'મણિભાઈ બેસ, હું કહી દઉં છું, તારો ચેક હમણે આપી દેશે.' તે અંદર-અંદર ફફડે અને જલદી પેલા કારકુનને બોલાવીને કહે, 'આ

મણિભાઈનો ચેક પહેલો કાઢી આપ, ભઈ.' ત્યારે મણિભાઈ કહે, 'મારો ચેક ઘેર બેઠા આવવો જોઈએ.' 'હા, હા, ઘેર બેઠા મોકલી દઈશ' સૂબા કહે.

## ન્યાયી ખાતું નહોતું તેથી નહોતું ગમતું અમને

તે આવું બોલે, ભારે ખાતું. પણ ન્યાયી નહોતું, એટલે મને નહોતું ગમતું. બાકી બહુ મર્દ પુરુષ ! બહુ જોરદાર માણસ, કંઈ ઓર જ જાતનું બ્રેઈન પણ બોલાય નહીં, આવું ના બોલાય.

તે સૂબાભાઈ પછી આવીને કહી જાય અમારા બાને, ''અમારા ભઈ થાય, હું શું કરું ? આ આવું બોલે છે ! 'પાડા રાંડવો' કહે છે.'' પછી મને કહે, 'ભઈ, આવું બોલે છે આ મણિભાઈ, જુઓને. આ સારું કહેવાય ? શોભે આ તો ?' મેં કહ્યું, 'ખોટું કહેવાય આ બધું. આવું ના બોલવું જોઈએ.' પોતાના પિતરાઈ અને કેવા સરસ સૂબા માણસ ! એ બહુ લાયક માણસ હતા. પણ આ મણિભાઈ આવું ને આવું બોલે બધું.

તે એમને એકલાને એવું બોલે એવું નહીં, બીજા બધાને. ફોજદારને હઉ, ફોજદારના બાપનેય બોલી દે. કોઈનેય ગાંઠેલા નહીં. મેં જોયું નથી કે કોઈ સૂબાને ગાંઠેલા ! અને અમે નમ્ર. અમે કડકની જોડે જ કડક. અને આ મારી કડકાઈ તો બે આની. આ બરછી ખરી મારી, બરછી કહેવાય. એક્ઝેક્ટ બરછી અમારી પાસે ખરી, પણ તેય છે તે અમે જ્યારે વાપરીએ ત્યારે ખબર પડે. વાણી જ એવી નીકળે કે પેલાને હાર્ટ બેસી જાય, બધા છાતીના પાટિયા. એ એક્ઝેક્ટ બરછી, હં કે. પણ અમારા મોટાભાઈની બરછી તો તમે જોઈ હોય ને તો અજાયબ ! હું ભડકતો'તો એમનાથી. કોઈથી સાચી વાતેય કહેવાય નહીં.

## બ્રાન્ડીની લતથી કિંમત જતી રહી મોટાભાઈની

એટલે એ મિજાજ એવા બધા, શી રીતે પોસાય ? અને મારેય બહુ ખાવા પડે, હં કે. એ તો આ સરકારમાં છે તે આ બધી ભાંજગડો ઊભી થાય. પણ બ્રાન્ડીને લીધે પેલી એમની જે બરછી હતી તે ઊડી ગઈ. પેલી બ્રાન્ડીમાં ઊડાડી મેલે લોકો. 'જવા દોને, પીએ છે' કહે.

**પ્રશ્નકર્તા :** મોટાભાઈ બ્રાન્ડી પીતા હતા ?

**દાદાશ્રી :** હા, પીવા-કરવા જોઈએ, તે એક તુલસીભાઈ હતા ને, તેને તો આવડી આવડી ચપોડે. તુલસીભાઈએ એક જ ફેરો કહ્યું, 'મણિભાઈ, આટલો બધો દારૂ ને આ બધું... આપણાથી આ ના પીવાય વધારે, થોડા પ્રમાણમાં લ્યો ને.' ત્યારે 'હું મારી કમાણીમાંથી પીઉ છું, મારા પૈસામાંથી લાવીને પીઉ છું. તમે મને સલાહ આપશો નહીં' કહે છે.

હા, આવું બોલે. કોઈને ગાંઠે નહીં. ભાષા ખોટી ને બહુ અહંકારી. હવે આ આવું ખોટું ના બોલાય, આવું ના બોલવું જોઈએ. પણ તુલસીભાઈનેય બોલે આવડું આવડું. તે તુલસીભાઈ બહુ ગભરાતા'તા.

## મારી વેર બાંધવા તૈયારી નહીં, મોટાભાઈ તૈયાર

મણિભાઈ એવા તે પુરુષ બહાર નીકળે ને, તે આખી પોળમાં કોઈ માણસ એવો નથી કે એમની સાથે બે અક્ષરેય બોલી શકે, પછી તે સૂબો હોય કે ફોજદાર હોય.

**પ્રશ્નકર્તા :** એમની જોડે કોઈ નથી બોલ્યા.

**દાદાશ્રી :** એમની જોડે અક્ષરેય નહીં. પાછળ બહુ બોલતા'તા, આગળ પાછું ચૂપ, ચડી ચૂપ. અને એ જ્યારે બોલે ત્યારે એમનું નામ ના દેવાય. કોઈએ નામ દીધું તો ખલાસ. પછી આનું શું વેર બંધાશે, એ જોવા-કરવાનું નહીં. વેર ભોગવવા તૈયાર, એ પોતે જ તૈયાર. અને હું પહેલેથી જ વેર બાંધવા તૈયાર નહીં. બહુ વેરના માર ખાધા મેં. મને બધા અનુભવ છે, યાદ છે બધા પૂર્વભવના. વેરના શું ફાયદા કાઢ્યા, એ મને યાદ છે ! હું તો વેરથી જ કંટાળેલો.

## પાછળ તો સહુ બોલે, મારી રૂબરૂ બોલે તો ખરું

એક દિવસ મેં એમને કહ્યું, 'આ ઘડિયાળીની દુકાને તમારી વાતો થાય છે. આ પચ્ચીસ હજાર રૂપિયાનું દેવું થઈ ગયું છે. તે લોકો પાછળથી તમારું નામ કહે છે કે આ દેવાદાર થઈ ગયા છે. તમારી પાછળ બધા લોકો અવળું બોલે છે.' ત્યારે કહે, 'સૂર્યનારાયણને ધૂળ ઉડાડે ને સામી

ત્યારે ખરો ! પાછળ તો સહુ કોઈ ઊડાડે. એ તો એના આંખમાં પડશે. મારી રૂબરૂમાં કોઈ બોલ્યો ? મોઢે કોઈ કહેનાર મળ્યો ? મારે મોઢે કહે ત્યારે ખરું.' અને રૂબરૂમાં કોઈ ફોજદારેય નહીં બોલેલો.

અને એ ઘડિયાળીને એમ કહેજે, કે 'દેવું તો તું કરી જોજે, પચ્ચીસ હજાર લઈ આવજે. કોઈ ધીરે છે એને ?' પૂછી આવજે. 'આ મને ધીર્યુ તે મારા કેડ ઉપર ધીર્યુ છે ને ! તે એમ ને એમ ધીરે છે ?' આવું બોલે. આ રક્ષણ કરવા બોલે કે 'કોઈને પૂછજે ને કે તમે કેમ લાવતા નથી ?'

'એ પેઢી ઉપર પાંચ હજાર ધીરશે નહીં એને કોઈ. મારે પચ્ચીસ હજાર દેવું છે, તો મારી કેડો ઉપર ભાર છે' એવું જા કહી આવ. આવું નાગું બોલે.

પણ આપી દીધું પછી એમણે. એમણે મરતી વખતે મને એવું કહેલું કે 'કોઈ પણ માણસ આ પૈસામાં બાકી ન રહેવો જોઈએ.' જ્યારે દારૂ પીનાર માણસ આવી મર્યાદા કોઈ દહાડે રાખે ? અને તે એમણે બધું આપી દીધેલું. મારે ભાગ તો ચૂકવવાનું થોડુંક જ રહ્યું'તું. પછી મિલકત વેચીને આપી દીધું, ગમે તે કર્યું પણ આપી દીધું.

## મારીને આવજે, બિચારો થઈને ના આવીશ

એ મણિભાઈ શૂરાતનવાળો ક્ષત્રિય, ખરો પાટીદાર કહેવો પડે ! સો-સો માણસમાં કોઈ નામ ના દે એય મેં જોયું અને મને કોઈ ગાંઠતુંય નહોતું તેય મેં જોયું.

**પ્રશ્નકર્તા :** એટલે તમને અંદરથી એવી ઈચ્છા હતી કે મને કોઈ ગાંઠે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. એવી ઈચ્છા જ ન હતી.

**પ્રશ્નકર્તા :** પછી ગાંઠવાનો સવાલ જ નહીં.

**દાદાશ્રી :** મને પ્રિય થઈ પડવાની ટેવ. હું એમને શું કહું કે લોકો

મને વાત કરે કે ભાઈને આટલું બધું પચ્ચીસ હજારનું દેવું છે ને આટલી બધી ઘેમરાજી શી રીતે ?

ત્યારે તેઓ મને કહે, 'તને વાત કરે છે, મારે મોઢે કેમ નહીં કરતો ? તું બિચારો થઈને ફરું છું. આ બિચારો સારો છે, આ બિચારો સારો છે. તે કોઈકનો બિચારો થઈને ના આવીશ અહીંયા આગળ. મારીને આવજે, પણ બિચારો થઈને ના આવીશ.'

તે મને તો લોકોય પાછળ કહે, 'બે ભાઈઓમાં આ બિચારો બહુ સારો છે. નાનો બહુ સારો છે, નાનો સારો છે.' હા, એ સિંહ ને આ બિચારો બન્યો. એટલે અમારા બેનો ઉત્તર-દક્ષિણનો ફેર એવું લોકોય કહે.

**પ્રશ્નકર્તા :** તે એકબીજાની કમ્પેરિઝનમાં તમને શું થાય તે ઘડીએ ?

**દાદાશ્રી :** મને ના ગમે 'બિચારો' શબ્દ.

**પ્રશ્નકર્તા :** હં, દાદાને ના ગમે. આપ જેવા સિંહને કેવી રીતે ગમે ?

**દાદાશ્રી :** મારા મોટાભાઈ જ કહે ને, 'અલ્યા, પેલો કહેતો હતો કે તમારો ભઈ બિચારો બહુ સારો છે. આ શું ઘૂસાડ્યું છે તે ?'

**પ્રશ્નકર્તા :** ભઈ એવું કહે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** મોટાભઈનેય ના ગમે 'બિચારો ?'

**દાદાશ્રી :** ના, મારી નાખેને ત્યાં ને ત્યાં, સાંભળે તો ! 'બિચારો' શું કહે છે ? આ મોટાભાઈ તો શબ્દોના તોલવાળા. એટલે અમારા મોટાભાઈ શું કહે ? 'બિચારો કહે તો અહીંયા આવીશ નહીં તું.' 'બિચારો' શબ્દ મારી ડિક્ષનરીમાં ના ખપે, એવું કહે. આવું બધું તોફાન, આવી બધી ભાંજગડ !

## મને હિંસાનો ભય, મોટાભાઈને બિલકુલ નહીં

**પ્રશ્નકર્તા :** મણિભાઈ તો બહુ જ જબરા.

**દાદાશ્રી :** બહુ વસમા. ફોજદારને મારે, નાયબ સૂબાને મારે, સૂબાને

મારે, બધાને મારે. ત્યાં જ ઠાર કરે એવા માણસ આ તો. એની બંદૂક લઈને એને જ ઠાર કરે. એ ભય-બય નહીં કોઈ જાતનો. મને તો એ હિંસા કરવાનો મોટો ભય. અમારા બેમાં ફેર એટલો કે હિંસકભાવ મને ના ગમે. મારી ત્રાડ ફક્ત ! ત્રાડ એમના જેવી, એમનેય આંબી જાય એવી ત્રાડો નીકળતી હતી.

એમની શરીરની શક્તિ પણ કેવી કે એક જણને પાછળથી ધબ્બો માર્યો'તો, તો છ મહિના સુધી પેલાને લોહી જામી ગયું'તું. ખાલી આમ ધબ્બો જ માર્યો એટલામાં લોહી જામી ગયું. એ કેવા કાંડા-બાંડા !

## બહુ વસમો સ્વભાવ, તે બધે રોફ મારે

**પ્રશ્નકર્તા :** કાન્તિભાઈ અમને તમારે ઘેર મોકલતા, તો અમેય દર ફેરો ગભરાતા.

**દાદાશ્રી :** હા, એ હઉ ગભરાય. કાન્તિભાઈ ભાણાભાઈને મોકલે. તે કાન્તિભાઈનેય એક ફેરો જોડો લઈને ફરી વળ્યા હતા. 'મારા ભાઈને બગાડું છું તું' કહે છે. મારા ભાઈને બોલાવવા આવ્યો તો તારી વાત તું જાણે ! તે કાન્તિભાઈનેય બૂટ માર્યો છૂટો. એ તો ભલા આદમી નાસી ગયા. શું થાય તે ? કરે શું તે ? કાન્તિભાઈયે બહુ વસમા. પણ શું થાય ? આ તો બહુ વસમા પુત્ર, આ તો ભાદરણ ગામમાં આવા ખોળવા મુશ્કેલ થઈ પડે. ઠેઠ સુધી, માથા ભારે. કારણ ખાતું બહુ કડક, બહુ વસમું ખાતું.

**પ્રશ્નકર્તા :** કડક, કડક.

**દાદાશ્રી :** મણિભાઈ બંદૂક રાખતા. તે બાબરિયાને હેલ્પ કરતા'તા. બાબરિયો બહારવટિયો થયેલો આપણે ત્યાં, એ ત્યાં આવીને પડે. બાબરિયો આવીને ત્યાં આગળ પેસી જતો'તો. કારણ કે એમને પોતાને કશો વાંધો નહીં ને, એમને તો બાબરિયાની જોડે ભાઈબંધી નિરાંતે. પણ એ મને ગમે નહીં આ બધું. હિંસક વસ્તુ મને ગમે નહીં. એ તમે રોફ મારો, આપણું કામ નહીં. આ બંદૂક ફોડીને મારી નાખે. આમની જોડે પોસાય નહીં, આ મોટાભાઈની જોડે.

## વીંછીને મારે તેથી વધારે કરડે મોટાભાઈને

એમની ખોપરી બહુ ભયંકર, કંઈ રાજવંશી ખોપરી જબરજસ્ત ! આ જુદી જાતના માણસ, આપણને પોસાય નહીં. વીંછીનેય મારી નાખે, લ્યો અને પછી એ બાંધે ઉપર. કોણે આવું જ્ઞાન આપ્યું હશે ? ત્યારે મેં એમને સમજણ પાડી કે આ મને, બાને ને આ હીરાબાને-અમને ત્રણને વીંછી કૈડતો નથી, તમને બેને (મોટાભાઈ અને ભાભીને) કૈડે છે. તમે બે જ વીંછીને મારો છો. ત્યારે કહે, 'તું ભગતડો છું, તું બેસ અહીં. મારે તારી વાત સાંભળવી નથી.' તે માર માર જ કરે આવું. અને અમને તો વીંછી મારવાનો ક્યારેય વિચાર સરખોય નહોતો આવતો.

તે દહાડે તો વડોદરામાં ઠેર ઠેર વીંછી કરડતા'તા. તે ૧૯૩૮-૩૯ની સાલ સુધી વીંછી કરડતા'તા, પછી ખલાસ. આ પેલા હિટલરે મંથન કર્યું ને, ત્યાર પછીનો કાળ કંઈ ઓર જ જાતનો ફેરફાર થઈ ગયો ! એ વલોવ્યું તે બધો ફેરફાર થઈ ગયો, નહીં તો પાર વગરના વીંછી ! તે બહુ કરડે, એ બેય જણને. પણ મને તો વીંછી-બીંછી કોઈ દહાડો કરડેલા નહીં. પણ અમારા મણિભાઈને દર મહિને વીંછી કરડતો, ખોળી કાઢીને એમને કરડે.

## મને ન પોસાય હિંસા, મોટાભાઈથી જુદો એ પક્ષમાં

આ એક માંકણને મારવા હારુ ચાર દીવાસળી સળગાવે અને એને સતી કરાવડાવે. મને તો આ પોસાય જ નહીં ને ! હું આ પક્ષમાં જુદો હોઉ, હિંસા પક્ષમાં બિલકુલ જુદો. હિંસા પક્ષ મારે પોસાય નહીં, આ માર-તોફાન !

પણ આવા આવા તોફાન બધા જોયેલા મેં. આ તો સંસારમાંથી કેમ છૂટવું ? પણ આ પુણ્યૈય સારી તે છૂટી ગયો, નહીં તો ના છૂટાય. શી રીતે છૂટાય ? પણ આ બાના સંસ્કારને ! બા બહુ સંસ્કારી ! હા, તેથી બધાય લોક કહેતા'તા બાને, 'અરે બા, તમે તો દેવી જેવા, આ મોટો તો રાક્ષસ જેવો જ છે અને બીજો નાનો સંત જેવો છે. એક ભાઈ કેવો, બીજો ભાઈ કેવો !' આ બેઉનું જુદી જાતનું છે બધું, એવું હઉ કહેતા'તા.

## ભાઈનો પ્રેમ બહુ, પણ બીજો મેળ ન પડે

**પ્રશ્નકર્તા :** મણિભાઈને બા પ્રત્યે વલણ કેવું ?

**દાદાશ્રી :** મણિભાઈ તો રાજેશ્રી માણસ, એક અક્ષરેય બાને બોલે નહીં કોઈ દહાડો.

**પ્રશ્નકર્તા :** અને દાદા, તમારું ને મોટાભાઈનું કેવું ?

**દાદાશ્રી :** આ મારે તો એમ મેળ આટલો જ પડે, પ્રેમ બહુ, પણ સામસામી બીજો મેળ ના પડે. મોટાભાઈનો પ્રેમ બહુ. બાકી આ તો બધું જોયું. આ દુનિયા જોઈ બધી અને દુનિયાનો પ્રેમેય જોઈ લીધો. પ્રેમમાં શું કાઢ્યું તેય જોયું.

## હિંસાના મતમાં જુદા પણ અહંકારના મઠમાં એક

**પ્રશ્નકર્તા :** દાદા, તમારે મોટાભાઈ સાથે મતભેદ થાય ? ક્યારે થાય ?

**દાદાશ્રી :** બહુ ફેર અમારે, મોટાભાઈ ને મારામાં. અમે બે ભાઈ હતા, તે બેઉના મત જુદા જુદા. એક મઠમાંથી આવ્યા હોય એવા, છતાં વિચારોમાં ભેદ હતો. એ હિંસાને સ્વીકારતા હતા, હું હિંસાને સ્વીકારતો ન હતો. ત્યારે મેં કહ્યું, 'આ તમારે ફળ ભોગવવા પડશે.' ત્યારે કહે, 'તું મોટો ભગતડો આવ્યો, નરસિંહ મહેતા જેવો.' એટલે અમારે આ બાબતે મતભેદ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આપ હિંસાને સ્વીકારતા ન હતા અને આપના મોટાભાઈ હિંસાને સ્વીકારતા હતા, તો આ મતભેદ હોવા છતાંય મઠ એક કેવી રીતે એ સમજાવો.

**દાદાશ્રી :** અહંકારમાં બેઉ એક જ લાઈનમાં.

**પ્રશ્નકર્તા :** અહંકારમાં.

**દાદાશ્રી :** કોઈ જગ્યાએ દંગો જામવો જોઈએ, તે બેઉ તૈયાર હોય.

બેઉનું લોહી ઉકળે. અરે ! કોઈ દુખિયા માણસને કોઈ મોટો માણસ મારતો હોય ને, તો તેલ કાઢી નાખે એનું. એટલે ખરું ક્ષત્રિયપણું ! ક્ષત્રિયપણું કોનું નામ કહેવાય કે રસ્તે જતા વઢવાડ વહોરે. એક નબળા માણસને જબરો માણસ મારતો હોય તો નબળાના પક્ષમાં ઊભા રહીને પેલાનું તેલ કાઢી નાખે, એની જોડે વેર બાંધે, એનું નામ 'ક્ષત્રિય !'

## સિંહ ઘાસ ના ખાય કદી

**પ્રશ્નકર્તા :** મોટા થયા પછી તો તમને મોટાભાઈ સામે હિંમત આવી હશે ને ?

**દાદાશ્રી :** અમારા મોટાભાઈ દરરોજ મને કહે, 'તારામાં બરકત નથી, બરકત નથી.' તે એક દહાડો એમની બરકત મેં કાઢી નાખી.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એવી મુશ્કેલીઓમાં સપડાયેલા, રાજા જેવો માણસ તે ક્યારેય પણ ના કરે એવા કાર્યો કરવા માંડ્યા.

તે અમારા મોટાભાઈએ એકવાર છે તે સો-બસ્સો રૂપિયા કમિશન ખાધા હશે કોઈના. એક જણે કહ્યું કે 'મણિભાઈ સાહેબ, અમારે આટલા લાકડાં જોઈએ છે ને આપ તો કોન્ટ્રાક્ટર છો એટલે મોકલી આપો.' એમણે તો મોકલી આપ્યા. પણ કમિશન રાખેલું, તે સો-દોઢસો એમને કમિશન મળ્યું. તે ઘેર આવીને કહેતા'તા કે આજ તો પેલાને લાકડાં મોકલી આપ્યાનું કમિશન સારું મળ્યું, દોઢસો એક રૂપિયા.

મેં કહ્યું, 'કમિશન ખાધું ? આ કાળ ફર્યો ! આવું કરો છો ? જેની આંખ જોતા સો માણસ આઘુંપાછું થઈ જાય એવો પુરુષ, તમને દેખતા ફોજદાર-બોજદાર, સૂબા-બૂબા બધાય આઘાપાછા થઈ જાય એ આવું કમિશન ખાતા શીખ્યા ?'

તે મોટાભાઈને મેં કહેલું કે 'આ સિંહ તરણા ખાવા માંડ્યો. ના ખવાય, ખાવાનું ના હોય તોય ના અડાય. કોણ તમે ? કઈ જાત તમારી ? તમે કેવી જાતના માણસ ને તરણા ખાવ છો ?'

મેં કહ્યું, 'સિંહ ઘાસ ના ખાય. કોઈ અવતારમાં નથી ખાધું. આ પહેલાંમાં પહેલું ઘાસ ખાય છે.' ભાભી બેઠા હતા ને મેં કહ્યું, 'અન્‌ફિટ માણસ, આ મને ફિટ નથી થતું. ઘાસ ખાધું તમે ?' ત્યારે કહે, 'સંજોગ હોય તો કરવું પડે.' મેં કહ્યું, 'ના, સિંહ કોઈ સંજોગમાં ઘાસ ના ખાય. એનું નામ સિંહ !'

મણિભાઈને તો ધૂળધાણી કરી નાખ્યા એક દહાડો. 'અન્‌ફિટ' કહ્યું તે એ પારો ઊતરી જ જાય ને ! મૂળ આ સિંહ માણસ, જ્યારે એમની ભૂલ દેખાડી, તે પહેલું તો અમારા ભાભીએ ઉપરાણું લીધું. કહે છે, 'એવી અડચણ હોય તો એના સો-દોઢસો મળ્યા, એમાં શું કંઈ ? એનો ધક્કો ખાધો છે ને એનું કામ કર્યું છે અને એને ફાયદો કરી આપ્યો છે.' મેં કહ્યું, 'ના પણ કમિશન શબ્દ જેને કહેવાય એ આપણને હોય નહીં. આપણે સિંહના બાળક છીએ. સિંહે કોઈ અવતારમાં આ ઘાસ નથી ખાધું.'

## કમિશન લે એવા નહોતા પણ ભાભીના દબાણથી થઈ ભૂલ

ખરેખર એવું બનેલું નહીં, અમારી લાઈફમાં હઉ નહીં બનેલું. તે દહાડે મણિભાઈએ એ કર્યું પણ એ તો અમારા ભાભીનું દબાણ બહુને, તેથી એવું કરેલું. આમ કમિશન ના ખાય કોઈ દહાડો. એ નહોતા ખાય એવા. તરણા અડે નહીં, લાખ રૂપિયા હોય તોય અડે નહીં. પોતે ગરીબ થઈ ગયા હોય તોય ના અડે. તેથી મણિભાઈને પછી બહાર મેં કહી દીધું, 'આપણને શોભે નહીં આ. આપણે કોણ માણસ ? કોના છોકરાં એ તો સમજો ? આખી જિંદગીમાં અમે નથી અડ્યા કોઈ દહાડોય ને તમે કમિશન ખાવ છો ?'

સામા માણસે સોંપ્યું તમને કામ, તે પેલા વેપારીને ત્યાં તમારું કમિશન લો છો ? સામા માણસે કહ્યું, કે 'ત્યાંથી મને આટલું જરા કરી આપો ને !' એટલે પચ્ચીસ હજારનો માલ હોય, તેમાં આપણે ત્રણસો-ચારસો ખાઈ જઈએ એટલે સામો માણસ એવું જાણતો હતો કે આ કમિશન ખાશે, એટલે માટે તમને આપ્યું છે ? એ જાણે કે આ ખાનદાન માણસ છે, પૈસો અમારો બગડે નહીં ! અને આ વિશ્વાસઘાત ! આવું શોભે નહીં આપણને !

કોઈ માણસનું કમિશન ખવાતું હશે આપણે ? આપણે કંઈ દલાલની પેઢી હોય તો વાત જુદી છે. દલાલની પેઢી હોય તો તો પેલા કહે કે ભઈ, આ આમની કરવતી તો આવતા-જતા બેઉ બાજુ વહેરે છે. પણ આપણાથી એ કેમ થાય અને તમને તો એ સારામાં સારા 'મણિભાઈ સાહેબ' માનીને તો પેલા બિચારાએ સોંપ્યું કે આ સાહેબને સોંપીશ તો મારું કામ સારું પતશે. તે ઊલટું ઘોડાગાડીના પૈસા આપણા ઘરના આપેલા છે, એવા આપણે ખાનદાની માણસો ! અસલ ખાનદાની ! આવું ના શોભે આપણને, કમિશન ના હોય. કંઈ ખાવાનું ના હોય, તેથી કંઈ ઘાસ ખવાતું હશે ? 'સિંહના પુત્ર છીએ.' ત્યારે કહે, 'તે મને કહ્યું ત્યાર પછી સમજણ પડી ગઈ. આ તારા ભાભી પેલી વખતે બોલ્યા એટલે મને એમ સારું લાગ્યું'તું.' પણ પછી મોટાભાઈએ કહ્યું કે 'એ બધું કમિશન રાખવા જેવું નથી. હવે તું ફેરફાર કરી નાખ, (પાછું આપી દે.)'

## જો તમે ખાનદાન, તો આવું ન શોભે

**પ્રશ્નકર્તા :** આ બધું પણ નેચરલને ? તમે કશું કરવા ગયા'તા ?

**દાદાશ્રી :** નેચરલ, ખાનદાની છે એ તો. શું ખાનદાની એમની ! મેં જોઈ છે એમની ખાનદાની કે કોઈનોય પૈસો લે નહીં, ઊલટું પોતાના હાથે ઘસાઈ છૂટે કાયમ. અને એમણે આવું કર્યું ? એમની જિંદગીમાં પૈસાની બાબતમાં એક જ ખોટું કામ કરેલું આટલું. એટલે મેં કહ્યું, 'જો તમારી જાતને તમે ખાનદાન ગણો છો તો આ શોભે નહીં, નહીં તો ખાનદાન છો નહીં.' આ ખાનદાનીનો અહંકાર હશે તેનો વાંધો નથી, એ અહંકાર ખાનદાની સાચવે છે. નહીં તો એ અહંકાર ના હોય તો ખાનદાની ઊડી જાય, નાદારી કાઢે.

## ભાઈની કુટેવે પૈસાની ભીડ

મણિભાઈ આમ બહુ સારા માણસ, રાજેશ્રી કુટુંબ જેવા. પાસે હોય તો આપી દે. પૈસા-બૈસાની પડેલી નહીં. ધંધો મોટો-સારો, આવક બહુ, પણ તે પીવાની કુટેવ ભાઈને પડી હતી.

**પ્રશ્નકર્તા :** એ તો પટેલોમાં તો ઘણાં ખરામાં હોય જ છે, દાદા.

**દાદાશ્રી :** આ ભાઈ તો રાજેશ્રી ને એમને છૂટ હોય ને ! સિંહને તો છૂટ જ હોય ને બધી ? આ તો સિંહવંશનામાં તો છૂટ હોય ને?

**પ્રશ્નકર્તા :** હા, છૂટ હોય.

**દાદાશ્રી :** તે એય મોટાભાઈ ખૂબ દારૂ પીએ. તે પાંચ-દસ વર્ષ પૈસાની અડચણ પડેલી. એ પાંચ-દસ વર્ષ અમારા ભાઈના રાજમાં ભીડ પડેલી, બાકી પછી પૈસાની ભીડ નહીં પડેલી. પૈસો તો જ્યાં આગળ હાથ ઘાલું ને, તો પૈસો મળ્યા કરે. પૈસો તો ધંધામાં બધો બહુ આવતો હતો, પણ મોટાભાઈના પીવામાં બધો શી રીતે રહે ? આવક બધી બહુ હતી પણ દારૂ હોય ને, ત્યાં ના શોભે પૈસો. અને ભઈ તો પચાસ-સો રૂપિયાનો રોજ દારૂ પીવે.

**પ્રશ્નકર્તા :** ઓહો !

**દાદાશ્રી :** અમારે તો મોટાભાઈને રોજ ચાલીસ-પચાસની શીશી જોઈએ. હવે શી રીતે પોસાય આ ધંધો અમારે ? શીશી પચાસની જોઈએ અને તે વિલાયતી, એય સારી રીતે પીવે-કરે. એ ઘરમાં શી રીતે રૂપિયો રહે તે ? કેટલી આવક હોય તે ? તે ૧૯૩૦-૩૨ એ જમાનામાં.

**પ્રશ્નકર્તા :** પચાસ રૂપિયા તો બહુ કહેવાય, આજના પાંચ હજાર રૂપિયા.

**દાદાશ્રી :** એટલે આવક તો, તે પીતા'તા એમાં જતું રહેતું'તું બધું. પછી ઘર-બાર બધું ગીરો મૂકેલું. તરસાળીની જમીન હઉ ગીરો મૂકેલી. ગામની દસ વીઘા, તરસાળીની સાડા છ વીઘા, ઘર-બાર બધું ગીરવે.

## બહુ વીત્યા પછી સ્વતંત્ર કર્યું ભાઈથી અલગ થઈ

ધંધામાં આવકેય ખરી તે દહાડે. કોન્ટ્રાક્ટનો ધંધો તે દહાડે તો બહુ સારો ગણાતો'તો. પણ પછી તાણ પડવા માંડી. અમારે મિલકતમાં દેવું થવા માંડ્યું. પછી મારે સ્વતંત્ર કરવું પડ્યું.

**પ્રશ્નકર્તા :** એ કઈ ઉંમરે, દાદા ?

**દાદાશ્રી :** ત્રીસ વર્ષની ઉંમરે સ્વતંત્ર. મને હઉ દસકો વીતેલો ને ! તે પછી મને યાદ રહી ગયો હતો થોડો. ધંધામાં મોટાભાઈની જોડે ગયો'તો, તે વીતેલું પછી.

**પ્રશ્નકર્તા :** શું વીતેલું, દાદા ?

**દાદાશ્રી :** બધુંય વીતેલું. ઊછીના લાવવા પડે ને આમ કરવું પડે તે. ઉધાર અનાજ લઈ આવવું પડે. એ વીતેલું ના કહેવાય ?

**પ્રશ્નકર્તા :** વીતેલું જ કહેવાય ને એ તો.

**દાદાશ્રી :** હં. ધંધો સરસ, મોટો ધંધો છતાં પણ આવું કરવું પડે. કારણ ભાઈનો ખર્ચો એવો. બ્રાન્ડીના તોફાન બધા ! હું સ્વતંત્ર જુદો થયા પછી મને નહીં વીતેલું.

## મોટાભાઈને દારૂ છોડાવવા ન કરી જબરજસ્તી

અમે અલગ થયા પછી બે-ત્રણ જણ મારી પાસે આવ્યા. તે મને કહે છે, 'તમારા ભાઈને દારૂ તો છોડાવી દેવડાવો.' મેં કહ્યું, 'હવે એ એમની મેળે છોડી દે તો જ, જબરજસ્તીથી હેરાન થઈ જાય.'

આ મેં તો આવા બધા તોફાન જોયેલા છે પણ આ રસ્તો સારો ને ? નહીં તો મોહ ચડત ને ? પણ અડચણો પડેલી બધી, એ બધી જાતના વેશ જોયા. સુખ એમણે ભોગવેલું અને દુઃખેય પડ્યું દસકો, એય મેં જોયેલું.

**પ્રશ્નકર્તા :** શેનું દુઃખ પડેલું ?

**દાદાશ્રી :** જરૂરિયાતનું ખૂટે. મહેમાન આવ્યા હોય ને, તો લે-મેલ કરે. પહેલાં ખૂબ મહેમાન પોસાતા હતા. પછી મહેમાન બધા સમજી જાય કે મારું હારુ કંઈક ખૂટે છે ! ઉધાર લાવવાનો વખત આવ્યો'તો. આ સારું ના કહેવાય ને !

**પ્રશ્નકર્તા :** કઈ સાલમાં, દાદા ?

**દાદાશ્રી :** ત્રીસથી છત્રીસ સુધી.

**પ્રશ્નકર્તા :** ઓગણીસો ત્રીસથી છત્રીસ સુધી, ત્યારે તમે ધંધામાં હતા ?

**દાદાશ્રી :** ત્યારે હું ધંધામાં સાથે હતો. પછી જુદો ધંધો કરતો હતો.

**પ્રશ્નકર્તા :** જુદો ધંધો ?

**દાદાશ્રી :** જુદો ધંધો થયા પછી મારે આપવું પડતું હતું. એમને કંઈ બિઝનેસ ચાલતો નહોતો. એટલે પછી મારે આપવું પડતું હતું. પછી ઓગણચાલીસમાં જુદો થયો એમનાથી.

## મારું હિત ભાઈને સુખ થાય તેમાં છે

મને બાવીસ-ત્રેવીસ વરસે એક જણ નાની અમથી અમારા બે ભઈઓ વચ્ચે ફાચર મારતા'તા. તે ભાઈ મારાથી પચ્ચીસ વર્ષ મોટા હતા, તે ફાચર મારતા'તા. આમ સારા માણસ, હવે એ ઈરાદાપૂર્વક ફાચર નહોતા મારતા, 'એમાં તારું હિત નથી' એમ મને કહેતા'તા. મેં કહ્યું, 'મારું હિત મારા ભાઈને સુખ થાય તેમાં છે. મારી મિલકત જાય તેમાં નથી મારું સુખ.' એ ડોસા તો સજ્જડ થઈ ગયા. એટલે એમના કહેતા પહેલાં હું સમજી જઉં કે આ ફાચર મારવા આવ્યો.

## જો આ એક કુટેવ ના હોત તો...

મણિભાઈને પીવાની ટેવ પડી એ બહુ ખરાબ થયું. પીતા શીખ્યા રોફ માટે અને એના આખા રોફ મારેલા, નહીં તો અમારા ગામમાં પટેલ ન હતો એવો કોઈ.

એ તો આપણા ગામના ઘણાં લોકોએ કહ્યું, 'આખી નાતમાં મર્દ પુરુષ આટલો જ છે. આ એક કુટેવ ના હોત તો આપણા ગામનો મોટામાં મોટો માણસ ગણાત. જો પીધું ના હોત તો મોટામાં મોટું નામ નાતમાં કાઢત.'

**પ્રશ્નકર્તા :** નામ કાઢત, હા. પણ થોડુંક પીતા'તા કે બહુ પીતા'તા ?

**દાદાશ્રી :** વધારે, વધારે પી નાખે ઘણી વખત. ટોપી હઉ ભૂલી

જાય. છોટાભાઈએય મોટાભાઈને કહ્યું કે 'મણિભાઈ, આ જો તને લત ના હોત તો આપણા ગામનો એક મોટો જબરજસ્ત આગેવાન ગણાત.' પણ પછી પેલી ટેવ પડીને જરાક, તે બધું બગડી ગયું.

## સ્પિરિચ્યુઅલ લેવલમાંથી અવળી લાઈનમાં

નહીં તો એક્સેપ્શનલ (અસાધારણ), સિંહ જેવા. અમારા મોટાભાઈ બહાર સિંહ ગણાય પણ આ બધી ખોટી ટેવોને એટલે તો એમની વેલ્યૂ (કિંમત) ના થઈ. બ્રાન્ડીની ટેવને, તે પીએ એટલે પતી જાય. માણસ તરીકે ગણવાની કિંમત જ શું રહી ? પીએ એટલે ખલાસ થઈ ગયું. ગમે તેવો પર્સનાલિટીવાળો એને આ હોય તે ખલાસ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** પણ મૂળ એ ખમીર તો જાય નહીં ને, દાદા ?

**દાદાશ્રી :** ખમીર તો જાય નહીં પણ દારૂની ટેવને, તે લોકોએ કાઢી નાખ્યા. એમનું વજન પડવા નહોતું દેવું, તે આ ટેવના નામથી કાઢી નાખ્યા લોકોએ, કે 'જવા દોને, પીવે છે.'

**પ્રશ્નકર્તા :** એમનું સ્પિરિચ્યુઅલ લેવલ હાઈ હતું, દાદા ?

**દાદાશ્રી :** મૂળ સ્પિરિચ્યુઅલ લેવલમાંથી આ અવળી લાઈનમાં આવી ગયેલા.

## પુણ્ય પ્રતાપે રોફથી પથારીમાં જ મર્યા

અમારા મોટાભાઈ, તે એમને બધા લોકો શું કહેતા તે જાણો છો ? કે 'મણિભાઈ, તમે પથારી અંદર નહીં મરો.' શું કહે ?

**પ્રશ્નકર્તા :** પથારીની અંદર નહીં મરો.

**દાદાશ્રી :** દરેક જે આવે તે એમ કહે કે 'મણિભાઈ, તમે પથારીમાં મરશો નહીં. આટલું બધું તમે લોકો પર શિરજોરી કરો છો, તે છે તે બહાર જ તમને કો'ક ઊડાવી દેશે.' તો એ કહે, 'નહોય બહાર ઊડનારા, આ તો પથારીમાં મરનારા ! આ તો રાજેશ્રી માણસ !'

અમારા કાકા હતા ચતુરભાઈ કરીને, તે એ કહેતા હતા કે

'મણિભાઈ, તું પથારીમાં નહીં મરું. બહાર જ મરવાનો છો, કો'ક મારી નાખશે.' ત્યારે કહે, 'એ તમારી સમજણની વાત છે, મારી વાત જુદી છે. હું પથારીમાં મરવાનો, તમે આવજો.' તે એવા પુણ્યશાળી, તે પથારીમાં જ મર્યા. નહીં તો પથારીમાં ના મરે એવો માણસ. કોઈનેય છોડેલો નહીં. તે પથારીમાં રોફથી મર્યા, આરામથી. મરતી વખતેય બધા એવું કહેનારા હઉ જોડે હતા, મેં જોયેલા.

## ન ગયા કોઈને ત્યાં સ્મશાનમાં, તોય લોકો આવ્યા

મોટાભાઈ મરી ગયા ત્યારે મનમાં ભય પેઠો કે સાલું કોઈ નહીં આવે તો શું કરીશું ? સ્મશાનમાં કોઈ ના આવે તો શું કરીએ ? લોકો બધા સત્યાગ્રહ કરે તો ? કારણ કે શું થયું હતું કે એ કોઈને ત્યાં સ્મશાનમાં નથી આવ્યા એવા પાટીદાર ભારે ! કોઈને ત્યાં સ્મશાનમાં એ પોતે જાય નહીં ને મને જવા ના દે. 'એય સ્મશાનમાં નહીં જવાનું' કહે.

ત્યારે મેં કહ્યું, 'આ બા મરી જશે તો કોણ આવશે ?' 'એ તારે જોવાનું નહીં. સ્મશાનમાં નહીં જવાનું' કહે છે. તે હું ના જઉ. તે પછી મનેય એવો ભય રહ્યા કરે, અમારા બા ઘૈડા હતા. તે મેં કહ્યું, 'આ બા મરી જાય તો કોઈ આવશે નહીં આપણે, અને આ મણિભાઈને તો કોઈની પડેલી નથી.' એટલે હું છાનોમાનો જઈ આવું. આપણે વ્યવહારુ માણસ, વ્યવહાર સાચવું. તે પછી એ પહેલાં મરવાના થયા, બા પહેલાં.

પણ એ ગયા ને, તે દહાડે ચાલીસ-ચાલીસ માણસ બેસી રહ્યું'તું ! કશું આંચ નહીં આવી.

**પ્રશ્નકર્તા :** ઈશ્વરકાકા તો આ વાત કહેતા રડી પડે.

**દાદાશ્રી :** ઈશ્વરભાઈ રડી પડતા હતા. એ તો મણિભાઈ રાતે અઢી વાગે મરી ગયા ને, તો 'ઓ મારા ભાઈ રે' કરીને ખૂબ રડ્યા. અલ્યા, અમને કોઈને રડવું નથી આવતું ને તમને રડવું આવે છે ! એ ઈશ્વરભાઈ એવા લાગણીવાળા હતા. લાગણીશૂન્યતા નહીં, લાગણીવાળા, એ ઈશ્વરભાઈ ઘડિયાળી.

## છેવટે દારૂ છોડી કર્યા ઉપવાસ

મણિભાઈ પુણ્યશાળી માણસ, પણ શું થાય તે ? એય નાની ઉંમરમાં ઓફ થઈ ગયા ને !

**પ્રશ્નકર્તા :** કેટલી ?

**દાદાશ્રી :** પચાસ વર્ષની. શરીર બધું ખલાસ થઈ ગયેલું એમનું. કારણ કે એમણે ઉપવાસ કરેલા તે વખતે એકત્રીસ. તે ઉપવાસથી મરી ગયેલા. ઉપવાસમાં હેલ્પ ના થઈ બરાબર.

**પ્રશ્નકર્તા :** શું મણિભાઈએ ઉપવાસ કરેલા ?

**દાદાશ્રી :** એકત્રીસ ઉપવાસ કરેલા, પાણી એકલું પીએ તે.

**પ્રશ્નકર્તા :** સંથારા જેવું એ તો ?

**દાદાશ્રી :** સંથારો કરે કે ? વેરવી પુરુષ કહેવાય આ તો. એ તો એમને પોતાના મનમાં આવે એવું કરે, ગાંઠે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ એ ઉપવાસ કેમ કરેલા, દાદા ?

**દાદાશ્રી :** તે ઉપવાસ તો એટલા માટે કર્યા કે 'આ શરીરમાં મારે દારૂના પરમાણુ છે, એ બધાને સાફ કરી નાખવા છે.' તે શરીરની શુદ્ધિ માટે કર્યું હતું આ. પોતે દારૂ પીતા'તા ને, એટલે શરીરમાંથી ઝેર નીકળી જાય.

જો કે દારૂ છૂટી ગયેલો, એમની જાતે જ છોડી દીધેલો બે વર્ષ પહેલાંથી. ત્યાર પછી ઉપવાસ કરેલા. આમ પાછા સંત પુરુષ જેવા થઈ ગયેલા, કારણ કે સુપર બ્રેઈન હતું એમનું. તે શરીરને ફેરફાર કરવા માટે, શરીરને પાછું પુણ્યશાળી બનાવવા માટે, પાપો ધોવા માટે એકત્રીસ ઉપવાસ કરેલા.

## ડૉક્ટર તો નિમિત્ત, મૂળ કારણ ઉપવાસ

તે ઉપવાસમાં ગયા એ. ઉપવાસ છોડતા ના ફાવ્યા.

**પ્રશ્નકર્તા :** ઉપવાસ છોડતા ફાવ્યા નહીં, એકદમ ખાઈ લીધું.

**દાદાશ્રી :** આપણે આ રમણલાલ ડૉક્ટર ખરા ને, તે રમણલાલે કહ્યું કે 'જરા મોળા દહીંની છાશ હોય ને, તો વાંધો નહીં.' તે રમણલાલે છાશ અપાવડાવી. એમને છે તે છાશ પીવાનું કહ્યું અને તેથી વિકાર થઈ ગયો, પેટ બગડી ગયું.

**પ્રશ્નકર્તા :** હા, બગડી જાય, છાશ ભારે પડે.

**દાદાશ્રી :** એ છાશનું પરિણામ બદલાયું. તે ડૉક્ટરના આધારે બગડ્યું છેલ્લા ઉપવાસમાં. ઉપવાસ છોડાવતા ડૉક્ટરને ના આવડ્યું ને એ ડૉક્ટરની ભૂલ થઈ ગયેલી, એમનો હિસાબ હશે તેથી.

તે વૈષ્ણવ ડૉક્ટરના હાથે બગડ્યા પછી પેલા જૈન ડૉક્ટરને બોલાવ્યા. તે પછી આપણા પેલા પ્રાણલાલ આવ્યા ને, એ કહે છે કે 'ના, આવું ના કરાય. આ તો મગનું પાણી આપવું પડે. છાશ શું કરવા પાઈ ? એ ના અપાય. અત્યારે તો મગના પાણીની જ જરૂર હતી, એકત્રીસ ઉપવાસ છોડવાના એટલે. આ કઈ જાતનું બધું ? હવે ઊંધું થઈ ગયું છે મહીં એ. આ બહુ મોટી ભૂલ થઈ ગઈ છે.'

ત્યારે કહે, 'બનવાનું બનવાકાળે બન્યું. શું ?' આ જે બનવાનું હોય એ બની ગયું. એ જૈન ડૉક્ટર ના આવ્યા ને વૈષ્ણવ ડૉક્ટર આવ્યા. તેમને પેલા જો જૈન હોતને તો...

**પ્રશ્નકર્તા :** શું આપવું એ ખબર પડત.

**દાદાશ્રી :** હા... મગનું પાણી અપાવડાવત. અને આ છે તે વૈષ્ણવ ડૉક્ટરે શું અપાવડાવ્યું ? છાશ અપાવડાવી, મોળા દહીંની. તે ઉપવાસ છોડાવતા ના ફાવ્યા ને રમણલાલ ડૉક્ટરની એ ભૂલ થઈ તે નિમિત્ત બન્યા. હવે એ તો નિમિત્ત માત્ર. એ તો આપણે એમને ગુનેગાર ગણતા નથી, પણ ભઈ મર્યા છે ને, તે પોતે ઉપવાસ કરીને મર્યા છે. એ એકત્રીસ ઉપવાસ કર્યા પછી એમને તબિયત બગડવાથી એમની લાઈફ ફેલ થઈ ગઈ.

## 'હું છું પૂર્વભવનો યોગી' બોલ્યા છેલ્લા ચોવીસ કલાક

મરતી વખતેય બે દહાડાથી બોલ-બોલ કરતા'તા મોટાભાઈ, શું કહેતા'તા ? મરતી વખતે કહે છે, 'હું છું પૂર્વભવનો યોગી, કંઈ પાપબળે હું આવ્યો.' ચોવીસ કલાક એટલું જ બોલ-બોલ કરે, બીજું કશું બોલતા જ નહોતા. એટલે યોગી પુરુષ, શીલવાન પુરુષ કહેવાય ! આ તો. મરતી વખતેય પણ એવા જ તેજસ્વી ને દેખાવડા દેખાતા હતા. મને તો લાગતું કે આ કોઈ યોગી પુરુષ હશે !

**પ્રશ્નકર્તા :** હશે જ ને !

**દાદાશ્રી :** યોગી જ હતા, મેં જોયેલા હતા. પહેલેથી બહુ જાતના માણસો જોયેલા, તે દરેકમાં શું વિશેષતા છે તે હું માર્ક કરતો. અને અમારા મોટાભાઈ તો સારા માણસ હતા, મહાન યોગી પુરુષ ! તે યોગી પુરુષ એટલે કેવા ? ધારે એવું કરી શકે એટલું બધું સ્ટ્રોંગ માઈન્ડ ! અને 'કેવા સ્ટ્રોંગ માણસ તે !' એક દહાડો કહે છે, 'મારે હવે દૂધ પર રહેવું છે.' તો છ મહિના દૂધ ઉપર રહેલા. એક દહાડો નક્કી કરે કે 'અમારે તો આ ભાજી પર રહેવું છે, તો છ મહિના ભાજી પર રહે. કશુંય હાલે નહીં.' એવા સ્ટ્રોંગ માણસ તો આપણે જોયેલા નહીં. હું તો સ્ટ્રોંગ આમાં હતો જ નહીં. એવા સ્ટ્રોંગ માણસ ! એ તો વટવાળા. છ-છ મહિના સુધી કહે, આ ગળપણ નહીં લેવાનું. ત્યારે કહે, તેમ. છ મહિના સુધી દૂધ ઉપર તો કહે, તેમ ! કંટ્રોલર માણસ.

દિવાળીબાએ કોઈ દહાડો ભાત કે એવું વઘારીને નહીં ખાધેલું. અમારા મણિભાઈનો સ્વભાવ બહુ આકરો, તે બધું ચોખ્ખું ખાવા જોઈએ. આવું સાયન્ટિફિક રીતે જીવતા તોય એ પચાસ વર્ષે મરી ગયા, દિવાળીબા ત્રીસ વર્ષના હતા તે ઘડીએ.

❖ ❖ ❖ ❖ ❖

# [૮]
# ભાભી

## [૮.૧]
## ભાભી સાથે કર્મોનો હિસાબ

### ભાભી હતા બીજીવારના ને વટવાળા ગામના

**પ્રશ્નકર્તા :** દાદા, તમારા ભાભી દિવાળીબા કયા ગામના હતા ?

**દાદાશ્રી :** અમારા ભાભી ગજેરાના. આ અમારા ભાભી છે તે બીજીવારના, પહેલી વખતના ભાભી નડિયાદના હતા. પહેલાં નડિયાદ પૈણેલા અમારા ભાઈ, ફરી આ ગજેરા પૈણેલા. એ નાનું ગામ પણ બહુ વટવાળું ગામ તે.

મારા ભાભી બહુ ડાહ્યા પણ એ વટવાળા બહુ. તે ભત્રીજો કહે, 'કાકી, અમારા ખેતરમાં ઘઉં બહુ પાક્યા છે, બે મણ મોકલાવીશ.' ત્યારે કહે, 'ના બા. મારે કંઈ ઘઉં નહીં જોઈએ.' કોઈનું મફતિયું લે નહીં એવા વટવાળા. ભત્રીજાઓ કહે પણ લે નહીં.

### તું 'હા' કહે, નહીં તો અંબાલાલને પૈણાવી દઈશ

અમારા મોટાભાઈ પહેલાં પરણવાની ના કહેતા હતા ત્યાં આગળ. 'હું નહીં પૈણું' કહે છે, ગામ નાનું હતું તે. તે મારા ફાધર કહે, 'મેં હા

પાડી છે. મારું નામ રાખવા માટે, હું કંઈ છોડવાનો નથી. તું ના પાડીશ તો હું તો મારા અંબાલાલને પૈણાવી દઈશ.'

**પ્રશ્નકર્તા :** અંબાલાલને પૈણાવી દઈશ ?

**દાદાશ્રી :** હા, આમ બોલેલા.

**પ્રશ્નકર્તા :** તે દહાડે જીભની કિંમતને !

**દાદાશ્રી :** એ ખુમારી જુદી હતી.

**પ્રશ્નકર્તા :** હા, તમને પૈણાવી દેત દિવાળીબા જોડે.

**દાદાશ્રી :** હા, પૈણાવી દેત.

**પ્રશ્નકર્તા :** તમે નાના હતા તોય ?

**દાદાશ્રી :** એ પૈણાવી દેત. એ તો ઝવેરબાય પાછા મૂળજીભાઈથી બે વર્ષ મોટા હતા. પહેલાં એવું હતું. તે વાઈફ મોટા સારા ઊલટા, વહીવટ સારો ચલાવે.

**પ્રશ્નકર્તા :** વહીવટ સારો ચલાવે એમનો.

**દાદાશ્રી :** આ ભાઈ તો મારાથી વીસ વર્ષ મોટા અને ભાભીથી ઓગણીસ વર્ષ મોટા, બીજી વખત લગ્ન થયા એટલે.

**પ્રશ્નકર્તા :** એટલે તમારી ઉંમરના ભાભી હશે ?

**દાદાશ્રી :** હા, મારી ઉંમરના, હું ને એ બે સરખા.

## ભાઈને લીધે મહારાણી જેવો રોફ

તેં જોયેલા ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. આમ દેખાવમાં પ્રભાવશાળી લાગે.

**દાદાશ્રી :** બહુ પ્રભાવશાળી એ તો. દેખાવડા બહુ હતા. બાએ એવા રૂપાળા, બહુ રૂપાળા. આખું ચોકઠું જ રૂપાળું. આ દિવાળીબા બહુ રૂપાળા

હતા. આ તો હમણાં કોઢ નીકળ્યા એમને. કોઢ થતા પહેલાં તો ગોરા ગબ હતા. મહારાણી દેખાય એવા દેખાતા'તા. અમારી વડોદરાની જોગીદાસ વિઠ્ઠલની પોળમાં આમ બહાર નીકળે ને, એમને 'મહારાણી' કહે બધા.

**પ્રશ્નકર્તા :** એવો ઠાઠ પડતો હશે આમ !

**દાદાશ્રી :** આખી પોળમાં રાણી જેવો રોફ રાખે. હવે એમનો રોફ ના પડે એટલો. પણ ત્યારે અમારા ભાઈને લીધે એમનો રોફ પડે. ભાઈ તો જાણે રાજા છે પણ આ મહારાણીની પેઠ ફરે જોડે જોડે ! પોળના લોક તો 'રાજા ને રાણી' કહે. અમારા ભાઈનો એટલો બધો દાબ એ પોળમાં, એટલો બધો રોફ, તેથી એમને 'મહારાણી' કહેવા પડે. 'આવ્યા મહારાણી' એવું કહેતા'તા. એમને (મોટાભાઈને) લીધે તો આમની કિંમત વધી ગઈ, નહીં તો ભાભીની શી કિંમત ? ભઈના નામ પર રોફ પાડી ખાય, લોકોને ટૈડકાવ્યા કરે, બધું કરે.

**પ્રશ્નકર્તા :** ભાભીને તો બહુ સુખ હતું.

**દાદાશ્રી :** ભાભીને બહુ સુખ, ભાભીએ બહુ સુખ ભોગવ્યું. વીસ વર્ષ પતિનું સુખ ભોગવ્યું એમણે. પછી રાંડ્યા. પચાસ વર્ષથી (દાદાશ્રીની હાજરીમાં જ્યારે દિવાળીબા ૮૦ વર્ષના હતા, ત્યારે દાદાશ્રી એમના માટે ૫૦ વર્ષ કહે છે.) નિરાંતે જીવે છે બઈ, પુણ્યશાળી બાઈ ! અમારા ભાભીએ મહારાણી પદ ભોગવેલું, તેનો રોફ, આ કડકાઈ હજુ જતી નથી ને !

## સ્ત્રીચારિત્ર ઓળખતા શીખ્યા ભાભી પાસેથી

**પ્રશ્નકર્તા :** તમે દાદા, ઘણીવાર કહો છો કે તમે ભોળા હતા પણ ભાભી પાસેથી સ્ત્રીચારિત્ર કેવું હોય તેના પાઠ શીખ્યા અને સ્ત્રીચારિત્રને ઓળખવામાં તમે પાકા થયા, તો એવું તો ભાભીમાં શું જોયું તો તમને આવું શીખવા મળ્યું ?

**દાદાશ્રી :** મણિભાઈ જીવતા હતા ત્યારે અમારા ભાભી મોટાભાઈ જમવા બેસે ત્યારે એમને રોજ કહેતા'તા કે 'તમે ના હોય તો મારાથી જીવાય નહીં.' બીજી વખત પૈણેલા ને, એટલે ત્યારે જરા એ જોડું જુદી જાતનું હોય.

મારા મનમાં એમ થાય કે આ ભાભીએ પાણી પાઈ દીધું. મને મિજાજ બહુ આવી જાતિ પર. એટલે મારા મનમાં ખટકો રહ્યા કરે, ચીઢ ચઢે કે આ શું બોલે છે ? આ બૈરી એમને દબાવી જાય છે. આ વાઘ જેવો, સિંહ જેવો એને આ દબાવે છે, તે હું બહુ અકળાતો'તો. અને મોટાભાઈએ તો માની લીધું કે આ કરેક્ટ વાત છે. ત્રણેય કાળ સત્ય બોલે છે આ. શું માની લીધું ? તમે ના હોય તો મારાથી જીવાય નહીં. ભઈ ખુશ થઈ જાય કે આવી સારી મળી છે ! શું મહારાણી મળ્યા છે ! એમના મનમાં એમ કે ઓહોહો ! આવી સ્ત્રી મળે નહીં ફરી. ધીમે ધીમે, ધીમે ધીમે એ ભાઈની ઉપર ચોગરદમથી એનું જાળું નાખીને બિવડાવી દે. એટલે પાંજરામાં પૂરેલા વાઘ જેવા થઈ ગયા ભાઈ. એ પોતે મારા બ્રધરની જોડે સ્ત્રીચારિત્ર રમ્યા, તે મેં પકડી લીધું બધું. હું તો સમજી ગયો, ઓહોહો ! સ્ત્રી આટલી બધી કઠણ !

આ બઈ રોજ આવું પીવડાય પીવડાય કરે, જાણે વાઘણ આમ શિકાર મારવા જતી હોય ને એવું. 'તમે ના હોય તો મારાથી જીવાય નહીં, મારાથી રહી નહીં શકાય.'

**પ્રશ્નકર્તા :** આવું એમને કહે !

## સિંહ જેવા ભાઈને કપટથી બનાવી દીધા બકરી

**દાદાશ્રી :** તે અમારા ઘરમાં આવીને આટલું બધું ફેર કરી નાખ્યું, મારા મોટાભાઈમાં ! અને તે શી રીતે બકરી બનાવી ગયા હશે તે જાણો છો ને તમે ? કપટ કરીને. કપટ કરીને ભાઈને બકરી બનાવી દીધા.

**પ્રશ્નકર્તા :** બીજા શું કપટ કરે ભાઈ સાથે ?

**દાદાશ્રી :** અમારા ભાભી તે આખો દહાડો ખા ખા જ કર્યા કરે અને પછી અમારા મોટાભાઈ આવે ને, ત્યારે કહે, 'મને કશું ખવાતું જ નથી, બળ્યું !' મને એમણે શિખવાડેલી આ સ્ત્રીજાતિની આખીય વિદ્યા, સ્ત્રીચારિત્ર. હોય જુદું ને બોલે જુદું.

**પ્રશ્નકર્તા :** બરોબર, દાદા.

**દાદાશ્રી :** પછી મારા ભાઈ મરી ગયા ત્યારે મેં ભાભીને પૂછ્યું કે 'ભાઈ તો ગયા, તો તમે કેમ ન ગયા ? તમે કહેતા'તા ને ?' તો કહે, 'એમ તે કંઈ મરી જવાતું હશે ? તમે જાવ.'

**પ્રશ્નકર્તા :** 'તમે જાવ,' કહે છે...

**દાદાશ્રી :** હં, કપટ બધું, કપટ સમજી ગયેલો હું. ત્રણ મિનિટમાં સીધા કરી નાખું, જો મણિભાઈ ના હોય તો. મણિભાઈ મને કહે કે 'આને સીધા કરી આપ,' તો ત્રણ મિનિટમાં સીધા કરી આપું એને. આખી જિંદગી પાંસરા કરી આપું, ખો ભૂલી જાય. પણ એ તો મારું ચાલે નહીં, એટલે હું શું બોલું ત્યાં ? નહીં તો હું કહી દઉ કે પેલી ઈસ્ત્રી સારી આ કપડાં તો એ કરી આપે, જ્યારે આ બઈ કામ લાગે નહીં.

## ઓળખે નખશીખ ભાભીને, તે ન આવે ગુનામાં

**પ્રશ્નકર્તા :** દાદા, આપ ભાભીનું કપટ સમજી જતા ત્યાર પછી બહાર એમની સાથે અથડામણ થઈ જતી ?

**દાદાશ્રી :** હા, તે એક ફેરો મારે ને એમને ભાંજગડ પડી ગયેલી. મારે ને એમને ફાવે નહીં. તે બોલાબોલ કરતા હતા, ત્યારે મારી વાણી એમની જોડે કેવી નીકળે ? લોકોએ સમજી જાય કે આધાશીશી ચઢે એવી વાણી નીકળી. કેવી ? આધાશીશી ચઢે એવી.

એટલે પછી એ બોલે એવું ને, તો જવાબ આવી રીતે હોય. કારણ કે અમારા ભાભી છે તે મને ગુનામાં ઘાલી દેવા ફરે પણ હું ભાભીને પગથી માથા સુધી ઓળખું એટલે હું તરત કહી આપું. મારેય બોલવા જોઈએ ને, હું બોલ્યા વગર રહું નહીં ને !

દિવાળીબા કહે, 'તમે બોલો છો તો મારા માથાની આધાશીશી ચડી જાય છે.' મેં કહ્યું, 'ત્યારે તમે બોલો છો ત્યારે મારા માથાને નહીં થતું હોય ?' એ વળી એથીય વસમું બોલે, આવડું આવડું બોલે. આમને (હીરાબાને) બોલતા ના આવડે. એ ને બા, બેઉ જણા બોલે નહીં બિચારા. અમે બેઉ બોલીએ ખૂબ, તે મોટાભાઈ શું જાણે, કે તું આવું બોલું છું તેથી આવું થાય છે.

મને પોતાને હઉ ખબર પડે કે મારા હારા આ ગધેડાને આધાશીશી ચડે. ગધેડાને હંમેશાં આધાશીશી ચડે નહીં, તેનેય આધાશીશી ચડે એવી મારી વાણી નીકળે છે, ત્યારે એ શબ્દો કેવા નીકળતા હશે ?

## 'પડીશ સૂરસાગરમાં', ત્રાગું કરી ડરાવે ભાઈને

**પ્રશ્નકર્તા :** તમારા બન્નેની અથડામણ વખતે ભાઈ કશું બોલે ખરા ?

**દાદાશ્રી :** એટલે ભઈ કશું કહેવા જાય ને, ત્યારે ભાભી ત્રાગું કરે, કપટ કરે. એને કામ કરાવવું હોય ને, તો અમારા ભઈને શી રીતે દબડાવે એ જાણો છો ? અમારા મોટાભાઈને બિવડાવવા માટે શું બોલ્યા ? 'મારે સૂરસાગરમાં પડવું પડશે, તમારા ભાઈને લીધે. હું તો આ સૂરસાગરમાં પડવા હેંડી.'

'હું તો આ સૂરસાગરમાં ચાલી, જઉ છું,' એવું કહે એમને ડરાવી મારવા માટે. કારણ કે બુદ્ધિ બહુ કામ કરે, જબરજસ્ત કામ કરી જાય. અને ભઈ રાજમાન રાજશ્રી સ્વભાવના, સુંવાળા હતા. એટલે ભડકી જાય બિચારા, એ આવું સહેજ ત્રાગું કરે ને ! તે મણિભાઈ ભડકી ગયા. એમને મહીં ભડક બહુ લાગે ને, પહેલી બઈ મરી ગયેલી ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે એમને આરોપ આવેલો કે એમણે મારી નાખી'તી.

**પ્રશ્નકર્તા :** અચ્છા !

**દાદાશ્રી :** એટલે એમના મનમાં એમ કે આ બીજી વખતે એવું થાય તો મારી શી દશા થશે ? એવું કંઈક થાય તો મારે માથે આરોપ આવશે. આ મરી જાય તો ઉપાધિ આવશે બધી. આ સેકન્ડ મેરેજ, એટલે ભડકી ભડકીને ચાલેલા. એટલે એ દબાઈ ગયા. નહીં તો દબાય નહીં એ. એ તો વેચી દે એવા. એટલે જે પહેલી વખત મરી ગઈ તેનો આરોપ આપણા માથા ઉપર લોકોએ રાખ્યો છે, અને જો આ બીજી વખત મરે તો લોકોને પુરાવો મળી જાય ને મારે માથે આવશે આરોપ. હવે એ સાચું-ખોટું ભગવાન જાણે, પણ આરોપ તો આવ્યો'તો.

**પ્રશ્નકર્તા :** એટલે એ ભડક પેસી ગઈ'તી ?

**દાદાશ્રી :** એ મને કહેતા'તા, નહીં તો આ બાઈ તો શું હિસાબમાં ?

## કળા કરી ભાઈને દેખાડ્યું ભાભીનું કપટ

**પ્રશ્નકર્તા :** પેલી ભડક પેસી ગઈ ને ?

**દાદાશ્રી :** હા, ભડક પેસી ગઈ. પછી અમારા ભાઈ જરા મહીં ટાઢા પડી ગયા એટલે મેં કહ્યું કે 'તમે બેસો, હું જરા ભાભીને ધક્કો મારી આવું.' પછી ભાભીને કહ્યું, 'હેંડો ને, હમણે હું સૂરસાગર તેડી જાઉં. ચાલો, હું તમારી પાછળ આવું, ત્યાં એકલા બીક લાગશે તમને. તમારા એકલાથી જાતે પડતા ફાવે નહીં. હું ત્યાં ઊભો રહું. તમને હિંમત નહીં આવે ત્યારે હું તમને ત્યાં ધક્કો મારી આપીશ પાછળથી.' ત્યારે મને કહે, 'તમે પડો.' એ અમારા મોટાભાઈએ સાંભળ્યું.

મારે તો મોટાભાઈ આગળ ભાભી પાસે બોલાવડાવવું હતું. તેથી અમારા ભઈના જોવામાં આવે કે 'હા, આ ખરી બઈ છે !' આ મારા ભાઈને કહે છે ઊલટી. આમ અમારા મોટાભાઈ પાસે પેપર ફૂટી ગયું. મોટાભાઈ સમજી ગયા. મેં મારા મોટાભાઈને કહ્યું કે જોયું આ ! જુઓ આ વેષ, આ સરવૈયું જુઓ, આ સ્ત્રીચારિત્ર જુઓ. આ જાત કોઈ પડે નહીં. કોઈ નવરું નથી અને પડવાને તૈયાર થાય તો આપણે કહેવું, 'હેંડો, હું તમને ધક્કો મારી આપીશ.'

**પ્રશ્નકર્તા :** ના પડે, પુરુષોને દબડાવે.

**દાદાશ્રી :** બહુ પાકા.

**પ્રશ્નકર્તા :** જે પડનારો હોય તે કોઈને કહે નહીં.

**દાદાશ્રી :** શું કરવા આવું કહે ? સામાને દબડાવવા માટે. એકેય મરતા નથી, જુઓને ! કારણ કે એમણે બહાર પડ રાખેલું વચ્ચે, અંતરપટ રાખેલું.

**પ્રશ્નકર્તા :** નાટક કરે, કમ્પ્લીટ નાટક.

**દાદાશ્રી :** આમ કરી નાખીશ, આમ કરી નાખીશ પણ મહીં પડ રાખેલું. તે પછી અમે સમજી ગયા. પછી ભઈને ખબર પડી છેલ્લે. એમણે જાણ્યું કે અંદરખાને કપટ રમે છે. એવું એમને પછી છેવટે દેખાયું.

## બીજી વખત પૈણીને મૂરખ બને

**પ્રશ્નકર્તા :** દાદા, ભાભી એવા સ્ટ્રોંગ હતા ?

**દાદાશ્રી :** આ તો સેકન્ડ વખતના બઈ એટલે બહુ વસમી હોય. બીજીવારના મહારાણીને, એટલે અમને બે ભાઈઓને ટૈડકાવી નાખતા હતા. બ્રેઈન એટલું બધું અમારા ભાભીનું, તે ભાઈને ફફડાવીને તેલ કાઢી નાખ્યું'તું. દબડાય દબડાય જ કરે ધણીને. હું તો સમજી જાઉં તરત. અમારા ભઈયે સમજી જાય, પણ પેલા પ્રેમને લઈને ભૂલી જાય એ બધું. બીજી વખત પૈણવું ના જોઈએ પણ મૂઆ પૈણીને પછી મૂરખ બને છે. ભઈને આટલી ઉંમરે મૂરખ બનાવે છે !

અમારા મોટાભાઈથી બહાર સો માણસ હાલી જતું હતું. એવા છે તે વિકરાળ, એવી પર્સનાલિટી. કેવા માણસ ? રાજેશ્રી માણસ. જેની છાતી એવી પણ તે અહીંયા ફફડી ગયા બીબી આગળ. રાજા જેવો, સિંહ જ જોઈ લો. સિંહ જેવો પાટીદાર દેખાવમાં. સિંહ જેવા પટેલને ધૂળધાણી કરી નાખેલો. એમની આંખ દેખીને બધા ખસી જાય, તે બકરી બની ગયેલા. એ સિંહ જેવાને બકરી બનાવી દીધા. એ વાઘણ જેવી ઊભી રહે. મને તો અજાયબી લાગી કે આ મારો વાઘ જેવો ભઈ અને એને બકરી બનાવી દીધો ?

## ભાઈને વશમાં રાખવા કરે કીમિયો

**પ્રશ્નકર્તા :** પેલી વાત કહોને દાદા, તમારા ભાભીએ પેલું કશુંક સંતાડી દીધું હતું.

**દાદાશ્રી :** હા, સંતાડી દીધું હતું.

**પ્રશ્નકર્તા :** શું ? એ વાત કહોને જરા, દાદા.

**દાદાશ્રી :** અમારે પૈસાની બહુ ભીડ હતી. ભઈને તે ઘડીએ તે જમાનામાં પચ્ચીસ હજાર દેવું થઈ ગયેલું કોન્ટ્રાક્ટના ધંધામાં. તે પૈસા નહોતા એટલે એમની પાસે પૈસા માગવા પડે એટલા માટે એમણે કીમિયો કર્યો. તે એ કોલસાની ગુણો હોય તે બધું સંતાડી દે, ચોખા સંતાડી દે, ફલાણું સંતાડી દે.

પછી આપણને લાવતા મોડું થયું હોય ને, તો આપણે એમ કહીએ, 'શેમાંથી બનાવ્યું ?' તો કહે, 'જોડેથી લઈ આવી થોડા.' તે આમતેમ આપણને દબડાવવામાં રાખે. આ ગપ્પું નથી મારતો. નજરે જોયેલી વાત કહું છું. બે મણ ચોખા હોય તો ઉપર મૂકી આવે.

તે પછી કહે, 'આ ચોખા લઈ આવો, ચોખા નથી.' પાણી જુએ, કે ભાઈને કેમનું થાય છે ? ત્યારે ભાઈ કહે, 'તારી પાસે પાંચ-પચાસ પડ્યા છે ? સો એક ?' હવે સો રૂપિયામાં કેટલા આવે, પાંચ રૂપિયા ભાવના ? કેટલા દહાડા ચાલે ?

એવી જ રીતે એક ફેરો શું કર્યું'તું ? કોલસાની ગુણ હતી એને નોકરાણી બઈ પાસે ઉપર ચડાવડાવી અને પછી અહીં આગળ કહે છે, 'આ જુઓ, આ કોલસા થઈ રહ્યા છે.' હવે તે દહાડે તો દોઢ રૂપિયે ગુણ આવતી'તી બળી, પણ બે-ચાર ગુણો સાથે લાવીએ ત્યારે પેલું ભાડું ઓછું થાય ને ! ત્યારે મેં કહ્યું, 'પૈસા તો છે નહીં આજે અને તમારી તો બધીય ગુણો થઈ રહી.' તે અમારા ભઈ કહે છે, 'અલ્યા ભઈ, જાને, ઉધાર લઈ આવ.' ત્યારે એ કહે, 'તમને હું આપું પણ મને પાછા આપો તો આપું.' એટલે એ પાછા ઘરના શેઠાણી, તે અમારા મોટાભાઈ કહે છે, 'ભઈ, આપને ત્યારે, તું આપ.' તે વળી હું સમજી ગયો કે આ પૈસા એમની પાસેથી લેવા હારુ આમ કીમિયો કરે છે. અમારે લેવા પડે ને એટલા માટે. પણ મોટાભાઈ ને હું બેઉ લઈએ નહીં એવા, હાથ-બાથ ધરનારા બીજા. હું ખોળી કાઢું હઉ પાછો. કોલસાની ગુણ ત્રીજે માળ સંતાડી દીધેલી. મેં જાતે જોઈ પછી. કારણ કે મારે બપોરે શીરો ખાવા જોઈએ. એ બહાર જાય ને, ત્યારે હું મારી મેળે એ સ્ટવ લઈને શીરો બનાવીને ખઈ લઉ.

**પ્રશ્નકર્તા :** સેકન્ડ વાઈફને એટલે એવું જ બધું હોય, બીજીવારનાને એટલે.

**દાદાશ્રી :** બીજીવારના એટલે તો એ ખોટા ભેગા થયા. બીજીવારના હોય તો જરા વધારે પપલાય પપલાય કરે. નહીં તો બહુ મર્દ માણસ હતા, અમારા મોટાભાઈ ફર્સ્ટ વાઈફને તો ગાંઠે નહીં. તે સેકન્ડ વાઈફને માન આપતા'તા અમારા ભાઈ. 'આ સાલ આમ ધંધો ચાલે છે ને તેમ ધંધો ચાલે છે', એને ખુશ કરવા માટે આવું બધું બોલે. હવે એને ખુશ કરીને શું કામ છે તે ? બીજું, સાડી જોઈતી હોય તો સાડી લઈ આવ તારે. જોઈએ છે ? લે, બીજી લાવ, હેંડ. સોનાની બંગડીઓ બનાવવી છે ? લે. હીરાના કાપ કરાવવા છે ? એને આ કહેવાનું હોય કે 'આ સાલ આમ ધંધો થયો, તેમ થયો ?' ખોટ જાય ત્યારે બૂમ પાડશે આપણને. 'તમને ધંધો કરતા નથી આવડતું' એવું કહે. તે ઘડીએ આપણી આબરૂ શું રહી ?

## ભાઈ ભોળા તેથી ભાભીને હાથ ઘાલવા દીધો ધંધામાં

મણિભાઈ ભોળાને એટલે દિવાળીબા વીફર્યા. તે પછી ધંધામાં હાથ ઘાલી દીધો એમણે. અમે ને અમારા ભાઈ ધંધો કરીએ ને, તે આવીને જાણે ઈન્કમટેક્ષ ઑફિસર પૂછતા ના હોય, 'શું થયું એમાંથી ? આ આઈટમમાં તમને શું લાભ મળ્યો ? આમાં શું લાભ મળ્યો ?'

અમારો કોન્ટ્રાકટનો ધંધો હતો મારા બ્રધરના વખતમાં. અમારા ભાભી હોશિયાર બહુ હતા. તે અમારો બે ભાઈનો હિસાબ માગે એ, કે 'હમણે શું કમાણી ચાલે છે ને એ બધું.' અમારા મોટાભાઈ આવું બધું કહી દે, બીજી વારના ધણિયાણી એટલે.

તે મારા ભાઈ ભાભીને શું કહે ? આજે કામ કર્યું તેમાં લગભગ છસ્સો રૂપિયા મળ્યા હશે.

**પ્રશ્નકર્તા :** છસ્સો રૂપિયા !

**દાદાશ્રી :** હા, એવું કહે. હવે તે ઘડીએ મને કંઈ ખબર નહીં કે આ કહેવાનું શું પરિણામ આવશે તે ! પછી ધંધો બરોબર નહોતો ચાલતો.

ત્યારે કહે, 'રોજ-રોજ છસ્સો લાવતા'તા ને કેમ આવા ટાઢા પડી ગયા ?' મેં કહ્યું, 'આ વળી અમારામાં ક્યાં હાથ ઘલાવડાવ્યો ?' આ ભઈએય ખરા છે ને ! ધંધો તો ક્યારેક ચાલે ને નાય ચાલે !

## હું હિસાબ નહીં આપું, મારી સ્વતંત્રતા પર કાપ નહીં ચાલે

તે પછી મનેય કહે, 'હિસાબ કહો.' મેં કહ્યું, 'આ કંઈથી લાવ્યા આપણા ઘરમાં ? આ વેશ ક્યાં થયો ?' આપણા ઉપરી કોઈ ના હોય, ને વળી પાછા આ ઉપરી થઈ બેઠા ! મોટાભાઈ ઉપરીપણું કરે નહીં. આ મોટાભાઈની ઢીલને લઈને ભોળા ભલા આદમી, તે આ બીજીવારની બૈરી એટલે ચઢી બેસે હંમેશાં. તે આ ચઢી બેઠેલા. 'મારી સ્વતંત્રતા પર કાપ ના ચાલે. હું કંઈ અહીં સર્વન્ટ (નોકર) નથી, હું તો માલિક છું. મણિભાઈનો હિસાબ લેજો' કહ્યું.

આવું મને પૂછવા માંડ્યું એટલે પછી મેં કહી દીધું. અહંકાર જરા ભારે મારો. મેં કહ્યું, 'હું હિસાબ નહીં આપું. ધંધામાં તમારે બિલકુલ હાથ ઘાલવો નહીં, ચૂપ. તમે મારા સાહેબ થઈ બેઠા છો ? અહીં મારી પાસે નહીં ચાલે.'

## ભાભીના નિમિત્તે ઘર છોડી નાસી ગયા

**પ્રશ્નકર્તા :** દાદા, ભાભી સાથે એવો કોઈ પ્રસંગ બન્યો કે જેમાંથી આ દુનિયા પરથી મન ઊઠી ગયું, જેમાંથી આ અધ્યાત્મ તરફનો વેગ ખૂબ વધી ગયો.

**દાદાશ્રી :** હા, એવો પ્રસંગ બનેલો ને ! એ પ્રસંગમાં અમારા ભાભી નિમિત્ત બનેલા. તેય પાછું એક ફેરો નાસીયે જવું પડ્યું'તું ભઈના સામ્રાજ્યમાં. હા, નાસી આવ્યો'તો ઘર છોડીને. કહ્યા-કર્યા વગર અમદાવાદ એકલો આવતો રહ્યો'તો.

એટલે રિસાયો નહોતો પણ નક્કી કરેલું કે અહીં રહેવું નથી. રિસાયો ના કહેવાય, પણ એ બધાને એમ લાગે કે રિસાઈને જતો રહ્યો. મેં નક્કી જ કરેલું કે આપણે અહીં રહેવું જ નથી હવે. આમની જોડે ફાવે નહીં, આ બાઈ જોડે.

## આડકતરી રીતે ત્રાસ આપે અમને

**પ્રશ્નકર્તા :** શું થયું હતું, દાદા ?

**દાદાશ્રી :** અમારા ભાભી જોડે મારે મતભેદ ચાલ્યા કરે. મોટાભાઈ તો રાજેશ્રી માણસ. તે કોન્ટ્રાક્ટનો સરસ ધંધો પણ આ ભાભી જોડે મતભેદ ચાલે. મારું મગજ બધું કડક એટલે ભાભીની જોડે જરા અથડામણ થયા કરે.

**પ્રશ્નકર્તા :** પણ એ એવું શું કરતા'તા ?

**દાદાશ્રી :** અમુક બાબતમાં આડછો (અડચણ, અંતરાય) બહુ કરેલી. મારી જરૂરિયાતની વસ્તુ એ આપતા ન હતા. મને જેવી રીતે ઉછરેલો હતો મધરે, તે રીતે ઉછેરતા ન હતા. બીજી આડકતરી રીત કરતા'તા. એટલે મારું બહુ મગજ જતું'તું. એ દહાડે તો બધો મનુષ્ય સ્વભાવને, એટલે ખાવા જોઈએ, પીવા જોઈએ સારું સારું એ પ્રમાણે અને તેમાં અંતરાય કરે એ.

## વેઢમીમાં જોઈએ ઘી વધારે ને ભાભી મેલે ઓછું

મને બાએ ઉછરેલો જુદી રીતે ને આ ઉછેરે જુદી રીતે. કારણ કે બાએ ખાવા-પીવાનું સારી રીતે ખવડાયેલું-પીવડાયેલું. ઘી ખાવાની આદત બાએ પાડેલી. એટલે ટેવ એવી મૂળથી, કે ઘી વધારે જોઈએ દરેક બાબતમાં. બીજું, ખાવાનો જરા શોખ હતો. વેઢમી બહુ ભાવતી'તી મને. તે વેઢમી હોય ત્યારે ઘી જોઈએ વધારે પડતું. તે અહીં ભાભી છે તે વેઢમી કરે ને મારે તો ઘી જોઈએ વાડકીમાં. તે ભાભી થોડું થોડું મૂકે, તે પોસાય નહીં. એ ઘી ઓછું મેલે એટલે મહીં મગજ ચસકી જાય, મને બહુ ત્રાસ છૂટે.

## ભાભી જમવાના ટાઈમે જ ફરિયાદ કરી બધું બગાડે

**પ્રશ્નકર્તા :** એવું શું કામ કરે ભાભી ?

**દાદાશ્રી :** આ તો મારી પરેય જુદાઈ રાખે જરા. મણિભાઈને સારું સારું મૂકે. મણિભાઈ પાછા કહે, 'કેમ આવું કરો છો ?' ત્યારે કહે, 'ના, એમને આ મૂક્યું. જેટલું જોઈએ એટલું લે !' તે હું લઉ નહીં પછી,

ચીઢનો, રીસનો માર્યો. આપણે જોયેલું નહીં ને આવું બધું. આપણે તો લહેરથી ખાધેલું-પીધેલું. પછી અહીં આવું તે શી રીતે ફાવે ? મણિભાઈ જાણે નહીં બિચારા. હું કહું તો ફરિયાદ થાય, તો એમને કાઢી મેલે ઘડીમાં, એક સેકન્ડમાં જ ! આવું જગત આ બધું ! મારે દસકો બહુ રાશી ગયેલો, ભાભી જોડે.

**પ્રશ્નકર્તા :** તમને ભાવતી વસ્તુ ના આપે ?

**દાદાશ્રી :** હા, વેઢમી જ્યારે હોય ત્યારે મને ઘી તો મળે જ નહીં, જોઈએ એવું. એટલે મેળ પડે નહીં મને, મજા ના આવે. મારો શોખ પૂરો થાય નહીં. એટલે પછી રોજ મતભેદ પડ્યા કરે, ભાંજગડ થયા કરે ને મને રીસ ચડ્યા કરે. પણ આ સહન કરવાનું લમણે લખેલું હોય તે તો કરવું પડે ને ! છૂટકો જ નહીં. લમણે લખેલું નથી કરતા લોકો ? ક્યાં લખેલું કરે છે ?

**પ્રશ્નકર્તા :** લમણે લખેલું કરે છે.

**દાદાશ્રી :** પણ બે, એક તો લમણે લખેલું ને પછી પાછો કકળાટ. જમવા બેઠા ત્યારે ભાભી દરરોજ જમવાના વખતે જ ભાઈને ફરિયાદ કરે બધી. તે ભાઈનું જમવાનું બગાડે ને મારે હેડેક થાય. મને હેડેક થાય ને, કારણ હું મોટાભાઈના પ્રેશરમાં હોઉં, મારાથી બોલાય નહીં અક્ષરેય. અને ભાઈનું જમવાનું બગડે બિચારાનું, સારા માણસનું, આ કકળાટ કરવાની ટેવ ભાભીને પડેલી !

## ભાભીથી પરવશ રહેવા કરતા ભાગી છૂટો અહીંથી

તે પછી એક દહાડો બહુ બોલાબોલ થઈ ભાભી જોડે, ભઈ નહોતા તે વખતે. એટલે મને મનમાં બહુ ખોટું લાગ્યું. ત્યારે એવું થાય ને મને, કે હું તો ભગવાનને ગાળો ભાંડું, એવો છું. મારો ગુનો હોય તો કહી દે. શેને માટે પણ આ બધું ? શેને માટે પરવશ રહેવાનું આપણે ? મને મનમાં એમ થયું કે બળ્યું, આ ભાભીથી દબાઈ રહેવું આના કરતા તો આપણે સ્વતંત્ર કરી ખઈએ તે સારું, પછી જે કંઈ કરીએ તે.

એટલે પછી મેં તે દહાડે નક્કી કર્યું, આજ તો હેંડો, હવે અહીંથી જતું રહેવું છે. આ અહીં રહેવું જ નથી હવે. કાયમને માટે હવે ધંધો જ જુદો કરવો. આ ભાભી જોડે ના રહેવાય. ભાગી છૂટો આપણે અહીંથી. જરા વધારે પડતું થઈ ગયેલું.

## એક પૈસોય જોડે રાખ્યો નહીં એવી મોરાલિટી

પછી ભઈ જોડે જમવા બેઠો. ભઈ જમતા હતા અને મેં વહેલું જમી લીધું. વહેલો જમીને અગિયાર વાગે મારો લાંબો કોટ પહેર્યો તે દહાડે ઉંમર તો ત્રેવીસ વર્ષની હતી પણ લાંબો કોટ પહેરતો'તો. કારણ મૂળ કોન્ટ્રાક્ટનો ધંધો એટલે શેઠાઈ તો ખરી ને, તે બહાર શેઠાઈ તો ગણાય ને ! એટલે લાંબો કોટ પહેરું.

ધંધો કોન્ટ્રાક્ટનો ને કોન્ટ્રાક્ટના કામ પર જતો'તો. એટલે પૈસા તો હાથમાં હોય પચ્ચીસ-પચાસ રૂપિયા. આમ તો પાછા વટના કટકા ! એટલે કોટમાં ધંધાને લીધે પૈસા પડેલાને પચ્ચીસ-ત્રીસ રૂપિયા, તે બધા કાઢી કાઢીને નોટો-બોટો, પરચૂરણ-બરચૂરણ બધુંય જે હતું, ભઈના ગજવામાં મૂકી દીધું. મારા ગજવામાં એક પૈસોય રાખ્યો નહીં.

કારણ કે જ્યાં સુધી મોટાભાઈના તાબામાં છું, એમના પૈસા કહેવાય. મારા પૈસા કહેવાય જ નહીં. મોરાલિટી તે દહાડે પણ હતી. જુઓ ને, ગજવામાં પૈસા હતા તે મૂકીને ગયા. એમના મનમાં એમ ના થાય કે ધંધાના રૂપિયા હતા ને, તે લઈને ગયો છે. તે પાછળ આરોપ ના કરે. 'કશું લીધું નથી' એવું એમના મનમાં થવું જોઈએ. 'કશું લીધા વગર ગયો છે !' એ આપણી સિન્સિયારિટી એમને લાગે.

મોટાભાઈના ગજવામાં પૈસા મૂકી, અગિયાર વાગે નીકળી ગયો ત્યાંથી કોટ પહેરીને, ચાલ્યો રોફભેર સ્ટેશન તરફ. ઘોડાગાડીવાળા સ્ટેશનનો એક આનો લે પણ એક આનો લાવું ક્યાંથી ? મારી પાસે ગજવામાં પૈસા જ નહીં. શું કરું ? ત્યારે ચાલતા ચાલતા બરોડાના સ્ટેશન પર પહોંચી ગયો અને ગાડી ઊપડવાની પા એક કલાક વાર હતી. ગાડી અમદાવાદ જવાની હતી.

## માંગતા ના ફાવે તે જૂઠું બોલીને લીધા પૈસા

હવે ત્યાં આગળ સ્ટેશન ઉપર ગયો, તે જયંતીભાઈ કરીને એક ઓળખાણવાળો મિત્ર મળ્યો. કહે છે, 'કેમ, કંઈ જાય છે ? ભાદરણ જવું છે?' મેં કહ્યું, 'ના ભઈ, મારે બીજી જગ્યાએ જવું છે. મારે અમદાવાદ જવું છે. ત્યારે ગજવું બદલાઈ ગયું હોય કે ગમે તે, કોટ નથી બદલાયો પણ પૈસા પેલા ગજવામાં રહી ગયા.' ત્યારે કહે, 'કેટલા રૂપિયા જોઈએ છે? પાંચ રૂપિયા લઈ જાઓ.' ત્યારે મેં કહ્યું, 'ના, પાંચ રૂપિયા નહીં. એકાદ રૂપિયો તારી પાસે હોય તો લાવ. મને જોઈએ ઉછીનો.' એની પાસેથી રૂપિયો ઉછીનો લીધો ભઈબંધ હતો એટલે, નહિતર તો ના મગાય. માગતા ના ફાવે. તે પણ ટૈડકાવીને લેતો હોય એ રીતે 'રૂપિયો મને આપો' એવું તેવું નહીં, 'એકાદ રૂપિયો લાવ જોઈએ' કહ્યું. એટલે પેલાએ રૂપિયો આપ્યો.

આમ તો હું લઉ નહીં કોઈની પાસે, લેવાની તો આદત જ નહીં. હાથ ધરવો ને મરવું બે સરખું લાગે. નર્યું જૂઠું બોલ્યો પણ સાચું બોલીને તો માગું જ નહીં. અમે ક્ષત્રિયો લોકો, મગાય નહીં અમારાથી. કોઈની પાસે માગતો હોય તોય મગાય નહીં. માગતાય ના આવડે બળ્યું. મેં તમને રૂપિયા આપ્યા હોય ઉછીના, તેય મને માગતા કોઈ દહાડો આવડ્યું નથી અને હું મોટી અડચણમાં રહ્યા કરું. એટલે આવી રીતે ટેવાયેલો માણસ છું હું.

પણ મારી પરિસ્થિતિ આવી થઈ'તી. આખી જિંદગીમાં, આટલી લાઈફમાં, મને તે દહાડે સહેજ મનમાં એ લાગેલું. કો'કની પાસે માગવો પડે એક રૂપિયો ? આ રીત છે? નહીં તો મેં નક્કી કરેલું કે આ હાથ ધરવા માટે નથી. આપેલું ખરું, પણ આ હાથ ધરવા માટે નથી. આપવા માટેય અહંકારથી નહીં આપવાનું. એનો હાથેય ધરવા માટે નથી, પણ તે મૂંઝામણ ઝેરવી શકતો નથી ને હું ઝેરવી શકું છું.

## જ્ઞાન પછી ન રહ્યો એ અહંકાર

જો કે આ બધી મારા જ્ઞાન પહેલાંની વાત છે. પછી તો જ્ઞાની થઈ

ગયો. હવે વાંધો નહીં. ભીખ માગવાની રહી જ નહીં ને ! અત્યારે તો મને હવે હાથ ધરવાનું કહે તો, અત્યારે હું અહીં આગળ આહાર હઉ વહોરવા જઉ. તમે કાલે કહો કે 'દાદા, તમે વહોરી લાવો,' તો હું બધું વહોરી લાવું. કારણ કે અત્યારે તો મને એવું કશું રહે જ નહીં ને ! અત્યારે હું ત્યાં જઈને કહું કે 'બેન, એક રોટલી અને આટલો ભાત આપજો.' દરેક જગ્યાએ પૂછી આવું અને મને તો જુદાઈ નહીં ને ! ગમે ત્યાં જઉ તો બેન ખુશ થઈ જાય. ઊલટી મને દેખીને ખુશ થઈ જાય. ફરી આવે તો સારું આ 'દાદા.'

## જરૂર જેટલા જ લીધા પૈસા

હવે પેલા ભઈએ રૂપિયો કાઢીને આપ્યો મને ને કહે, 'વધારે આપું ?' મેં કહ્યું, 'ના, ના.' હું જાણું કે અહીંથી અમદાવાદની ટિકિટ પંદર આના છે લોકલના. લોકલના જ સ્તો ને, ફાસ્ટ-બાસ્ટ નહીં. ઓછામાં ઓછો ચાર્જ લોકલનો. તે એક રૂપિયો તો છે, આપણે બીજું શું જોઈએ છે ? ત્યાં સ્ટેશન પર ઊતરી અને ત્યાં અજવાળું હશે તે ઘડીએ, અજવાળે અજવાળે જમનાદાસને ત્યાં જતા રહીશું.

**પ્રશ્નકર્તા :** જમનાદાસ...?

**દાદાશ્રી :** હા, જમનાદાસ ભઈબંધના ત્યાં જવાનું નક્કી કરેલું. ત્યાં આગળ એક ભાઈબંધ, બીજી મિત્રાચારી ઓળખાણ બધી બહુ, પણ એક આ ભાઈબંધ તો ખાસ કાગળ લખ લખ કરે કે તમે એક ફેરો આવો, આવો, પણ મારે એવો ટાઈમ ના હોય. કારણ કે કોન્ટ્રાક્ટનો ધંધો. આ નાસી ઊઠ્યા ત્યારે એમનો વખત આવ્યો.

## હેલ્પ કરી હતી મિત્રને, તે ઉપકાર બહુ માને

**પ્રશ્નકર્તા :** એ મિત્રને તમારા પર બહુ પ્રેમ હતો ?

**દાદાશ્રી :** એટલે એવું છે ને, જમનાદાસ એટલો બધો ભાવ શાથી રાખે કે મેં હેલ્પ કરેલી એને દુકાન કરવી'તીને ત્યારે. હવે હેલ્પ કેટલી ? ત્યાં અમદાવાદ જવાનું ભાડું એના ફાધર નહોતા આપતા, તે મેં આપેલું.

એને અમદાવાદ આવવા એના ફાધરે ચાર આના આપ્યા નહોતા. એની પાસે ભાડું હતું નહીં, તે મિત્ર મને કહેતો'તો કે 'મારે અમદાવાદ જવું છે ને ફાધર આપતા નથી ચાર આનાયે. ભાડું-બાડું કશુંયે છે નહીં.' તો મેં કહ્યું, 'હું તને પાંચ રૂપિયા આપું છું.' તે દહાડે પાંચ એટલે પાંચસો જેવા હતા. 'તે પાંચ રૂપિયા ઘણાં છે, તો તો મારો ભયો ભયો થઈ ગયો' કહે છે.

તે મેં આપ્યા. 'તું જા, તારી મેળે ધંધો કર' કહ્યું. મારી પાસે પૈસા-બૈસા બીજું ના હોય, પણ આવું ભાડું-બાડું આપું નાનપણમાં. એટલે પાંચ રૂપિયા લઈને એ આવ્યો'તો. એટલે પછી એ મિત્ર પાછો બહુ ઉપકાર માને. એટલી બાબત માટે કે 'તમે પૈસા આપ્યા તો હું અમદાવાદ આવી શક્યો' કહે છે. એટલે બહુ રાખતો'તો.

## કોઈને ત્યાં જવાની ઈચ્છા નહીં, તે એડ્રેસ રાખું નહીં

એ મને કાગળ લખ લખ કરતો'તો, 'અહીં આવો, અહીં આવો, અહીં આવો.' ત્યારે મેં કહ્યું, 'હેંડોને ત્યાં જઈએ.' પણ એડ્રેસ-બેડ્રેસ કોઈનું લેતો નહોતો પહેલેથી. આજેય લેતો નથી. કારણ મારે જવાની ઈચ્છા જ નહીં કોઈને ત્યાં. એટલે એડ્રેસ કોઈનું રાખું નહીં, ભઈબંધ હોય કે ગમે તે. એ મારું લખી લે પણ હું તો કોઈનો ટાંકો જ નહીં મારતો ને ! અત્યાર સુધી ટાંકો (નોંધ) નહીં મારેલો કોઈનો. ક્યાં રહે છે એ ત્યાં આગળ કો'કને પૂછવું પડે, તો પછી શું થાય ?

પાછો એટલો બધો મનનો પાવર કે મારે વળી તારું એડ્રેસ શું કરવું છે ? મારે જે વખતે જરૂર હશે તે મળી આવશે. મારે વળી ક્યાં જવાનું છે ત્યાં આગળ ? અને જવાનું હશે ત્યારે એ સામો તેડવા આવશે. એટલે એ પાવરમાં સરનામું કોઈનું લખેલું નહીં. આખી જિંદગીમાં કોઈનું એડ્રેસ મેં લખ્યું નથી. એટલે પેલાનુંય એડ્રેસ નહીં લીધેલું. જ્યારે જઈશું ત્યારે હઉ મળી રહેશે.

હવે તે દહાડે મુશ્કેલીમાં મૂકાયો. એ તો ફસામણ થઈ ગઈ તોય મનમાં એમ નક્કી કર્યું કે દહાડાની ગાડી છે ને, એટલે વાંધો નહીં. અગિયારની ગાડી બપોરની એ તો આમ ચાર કલાક પછી પહોંચી જાય.

એટલે પછી ધોળે દહાડે અજવાળે અજવાળે ખોળી કાઢીશું, પહોંચી જઈશું ઢાળની પોળે. તેથી અગિયારની ગાડીમાં જતો'તો કે દહાડે હોય ને તો હરીફરીને એને ખોળી કઢાય. અને પાસે પૈસા હોય તો ઘોડાગાડીવાળાને કહીએ કે ભઈ, અમુક પોળે લઈ જા. પોળનું નામ એકલું જાણું.

## ટિકિટનો ચાર્જ વધી ગયેલો તેથી થઈ ફસામણ

તે પછી હું એક રૂપિયો લઈને ટિકિટ લેવા ગયો અમદાવાદની. તે દહાડે આવી ક્યૂ (લાઈન) નહીં, જ્યારે જઈએ ત્યારે બારી ઊઘાડી જ હોય અને કોઈ લેનારોય ના હોય. આ ક્યૂ તો ત્યાર પછી થઈ બધી. એકવીસ-બાવીસ વર્ષની ઉંમર મારી, એટલે કેટલા વર્ષ પહેલાંની વાત થાય છે આ ? બાવન વર્ષ પહેલાંની વાતને...

**પ્રશ્નકર્તા :** હા, ૧૯૩૦ની સાલની.

**દાદાશ્રી :** બોલો, હવે બાવન વર્ષ ઉપર કેવું સરસ હિન્દુસ્તાન હશે !

હું ટિકિટ લેવા ગયો વડોદરાથી અમદાવાદની પણ થયું વિચિત્ર. હવે સ્થિતિ બદલાઈ ગઈ. પેલા માસ્તરે કહ્યું કે 'ભઈ, એક રૂપિયો નહીં, એક આનો ઉપર જોઈશે. ચાર્જ વધ્યો છે, સરકારે ભાડું વધાર્યું છે. પંદર આના હતું તેને બદલે એક રૂપિયો ને એક આનો કર્યો છે.' ક્યાં આ ફજેત ? મેં જાણ્યું કે એક આનો વધશે, તે રસ્તામાં આમ ચા-પાણી કરીશું ને બહુ થઈ ગયું આપણે.

હવે એક આનો ક્યાંથી લાવવો ? મેં કહ્યું, 'ઊભા રહો, હું વટાવીને લાવું છું.' બીજો એક આનો હોય તો આપું ને ? પછી બીજો વિચાર આવ્યો કે 'ભઈ, આ એક આનો લાવીએ તો ટિકિટ મળે પણ તો પછી આમ ભઈને કાગળ શી રીતે લખવો ?' તે દહાડે બે પૈસા થયેલા પોસ્ટકાર્ડના. મેં કહ્યું, 'ક્યાંથી લાવું હવે ?'

## અક્કલ ચલાવી કાઢ્યો રસ્તો

હવે આ સ્થિતિ આવી, હવે ક્યાંથી એક આનો લાવવો ? પાછો કોની પાસે માગવો ? બીજું કોઈ દેખાયું નહીં ઓળખાણવાળું. પેલા ભઈ

જતા રહ્યા, વધારે આપવાના હતા તે. હવે શું થાય ? હવે અમદાવાદ જવું છે અને આ અહીં તો રાત રહેવાય નહીં, એટલે આજ ગાડીમાં જવું છે. પછી બીજી એક ગાડી ખરી પણ રાત પડી જાય. અમદાવાદમાં રાત પડી જાય તો પાછું જવું શી રીતે ત્યાં આગળ ? પહોંચું શી રીતે ? પછી એક સૂઝ પડી.

એટલે પછી અક્કલ ચલાવી. અક્કલ સારી હતી, તે અક્કલને કહ્યું, 'તું શું કહું છું ?' ત્યારે કહે, 'એમ કરોને, ટિકિટ વગર બેસી જાઓ અહીંથી અને વાસદનો સ્ટેશન માસ્તર આપણો ઓળખાણવાળો છે, ત્યાં ઊતરીને ત્યાંથી ટિકિટ લો. એટલે બે આના બચી જશે.' તે સૂઝ પડી મહીં કે 'ભઈ, એમ ને એમ ગાડીમાં બેસી જાવ આપણે.' એટલે મેં કહ્યું, 'રહેવા દો, આપણે ટિકિટ જ નથી લેવી. આપણે બેસી જાવ આમ ને આમ, વાસદથી ટિકિટ કઢાવીશું. એટલે બે-ત્રણ આના, આ ગાળો ઓછો થાય ને ?'

## વગર ટિકિટે, ખુદાબક્ષ તરીકે

એટલે ત્યાં આગળ પછી મેં નક્કી કર્યું કે આજ તો રેલ્વેની ચોરી કરો. કારણ કે હવે આનો-બાનો મારી પાસે મળે નહીં ને ગાડીમાં જવાય નહીં, એના કરતા ગાડીમાં બેસી જાવ ને, હઉ થશે. એટલે અક્કલ વાપરી, તે ટિકિટ વગર ખુદાબક્ષ તરીકે બેસી ગયો ગાડીમાં.

**પ્રશ્નકર્તા :** પછી તમે વાસદ સુધી વગર ટિકિટે આવ્યા ?

**દાદાશ્રી :** હા, વગર ટિકિટે આવ્યા, 'ખુદાબક્ષ' ! તે વખતે ખુદાબક્ષ નામેય કોઈએ પાડેલું નહીં. કારણ કે એ નામ પાડનારાને અક્કલ જ નહોતી કે આ શું કહેવાય તે ઘડીએ ? એ ટિકિટ વગરના શું કહેવાય એનું નામ જ પાડનાર નહોતું. કોઈ અક્કલવાળો હોય તો પાડે ને ? પછી બહુ વધી ગયા ને, એટલે તો 'ખુદાબક્ષ' નામ પાડી દીધું. 'ખુદાના બક્ષેલા !'

તે દહાડે ટિકિટ ના લેવી હોય તો જાજરામાં બેસી રહે. ઠેઠ મુંબઈ જાય તોય જાજરામાં, બહાર નીકળે જ નહીં. એક ફેરો તો પાંચ રૂપિયા હારુ અટક્યું'તું. પાંચ રૂપિયા ક્યાંથી લાવે ? પાંચ રૂપિયા તો બહુ મોટી વસ્તુ. સાત રૂપિયા બિચારા સ્ટેશન માસ્તરોનો આખા મહિનાનો પગાર.

## ટિકિટની ચોરીથી બચ્યા બે આના

તે પછી ત્યાંથી ટિકિટ વગર બેઠો હું બે-ત્રણ સ્ટેશન માટે. ત્યાં આગળ વાસદના સ્ટેશને ઊતર્યો, બે આના બચાવવા માટે. વાસદ સ્ટેશને સ્ટેશન માસ્તર ઓળખાણવાળો હતો એટલે વાંધા જેવું નહોતું.

તે સ્ટેશન માસ્તર કહે છે, 'અત્યારે કંઈથી આવ્યા ?' મેં કહ્યું, 'ઘેરથી આવ્યો.' મેં કહ્યું, 'ટિકિટ આપો મને અમદાવાદની.' તે ત્યાં રૂપિયો આપ્યો, તે મને ટિકિટ કાઢી આપી. બે-એક આના વધ્યા, પેલી ચોરી કરીને તેના. ત્યાં આગળ એક રૂપિયામાં બે આના ઓછા લે. એટલે મારી પાસે બે આના બચ્યા.

## વાસદમાં ખાધા ભજિયાં ને પીધા ચા-પાણી

પછી વાસદમાં એક જગ્યાએ એક ભજિયાવાળો ઓળખાણવાળો હતો. એ હૉટેલવાળો હતો ત્યાં ભજિયાં ખાવાનો મને શોખ હતો. જમીને નીકળ્યો'તો, પણ હવે બે-અઢી વાગ્યા એટલે પછી ભૂખ તો લાગે જ ને ! તે ત્યાં આગળ જઈને પાછું બપોરે એક આનાના ભજિયાં ખઈ આવ્યો, શોખ હતો એટલે. ખાધું ત્યારે સંતોષ વળ્યો અને પછી બે એક પૈસાના ચા-પાણી પીધા. તે દહાડે અડધા આનામાં આપતા'તા.

પછી બહાર નીકળી અને એક પોસ્ટકાર્ડ લીધું બે પૈસાનું, એટલે બે પૈસા એમાં વાપર્યા.

## આબરૂ ન જાય એટલે ભાઈને લખ્યું પોસ્ટકાર્ડ

તે પોસ્ટકાર્ડ લખ્યું મોટાભાઈને. મેં કીધું, 'આ તો આબરૂ જશે.' કાલે સવારે કહે, 'આવડી મોટી ઉંમરનો વીસ-બાવીસ વરસનો છોકરો નાસી ગયો.' એટલે આપણો વટ શું રહ્યો તે ? હું તો મોટો કોન્ટ્રાક્ટર કહેવાઉ ને ! મારો કોન્ટ્રાક્ટનો ધંધો કહેવાય અને 'નાસી ગયો' કહે, તો મારી આબરૂ શું રહે ? માટે કાગળ તો લખવો જોઈએ કે હું આ જગ્યાએ જઉ છું, નહીં તો ગામમાં ખોળાખોળ થાય કે ભઈ, તળાવમાં પડી ગયો, ઓફ થઈ ગયો કે શું થઈ ગયું એની ભાંજગડ થાય ને ?

એટલે તે દહાડે જ કાગળ લખવો જોઈએ એટલે ખોળાખોળ ના કરે પછી.

એટલે પછી ઘેર લખ્યું બ્રધરને કે 'હું રિસાયો નથી, નાસી ગયો નથી કે હું જતો રહ્યો નથી. અગર તો મને કંઈ ત્રાસ નથી તમારા તરફથી પણ મારી આવી ઈચ્છા કે મારું પ્રારબ્ધ બદલાયેલું છે. હું હવે અમદાવાદ જઈને કંઈક કરું. હું ભાગી જતો નથી, પણ મારી ઈચ્છા છે કે મારે હવે અમદાવાદ સ્ટેડી થવું, મારે કોઈ ધંધો કરવો. માટે મારી ચિંતા કરશો નહીં, મને ખોળશોય નહીં.' અમદાવાદ જઉં છું એટલું લખેલું, કોને ત્યાં જઉં છું એવું નહીં. 'હું અમદાવાદ છું, માટે તમે મારી તપાસ કરશો નહીં' એવો કાગળ લખી નાખ્યો.

**પ્રશ્નકર્તા :** એટલે તે વખતે ગુસ્સો નહોતો, તમે જ પોસ્ટકાર્ડ લખ્યું ને ?

**દાદાશ્રી :** હા, ત્યાં પોસ્ટકાર્ડ લખ્યું.

**પ્રશ્નકર્તા :** એ આખી સૂઝની વસ્તુ છે.

**દાદાશ્રી :** એ પોસ્ટકાર્ડ લખ્યું એટલે બીજે દહાડે છે તે બધાને એ (હાશ) થયું. નહીં તો ગભરામણ થઈ જાયને બધાને, મૂરખ કહેવાઈએ આપણે. એ તો ભાઈનો ઓજસ (તાપ) મને સહન ના થાય, એટલે મોઢે કહી શકું નહીં. નહીં તો મોઢે કહીને નીકળત પણ એ તો મોઢે કહેતા ગભરામણ થઈ જાય. તે એમનું ઓજસ એવું હતું. એટલે પાછળથી કાગળ લખવો પડ્યો. પછી બેસી ગયો ગાડીમાં.

## પુણ્યશાળી તે ચાના ટાઈમે ચા મળી ગઈ

આણંદ આવ્યું તે આણંદ સ્ટેશને ઊતર્યો. તે એક ઓળખાણવાળા મળ્યા. મને કહે છે, 'ક્યાં જવાની તૈયારી ?' મેં કહ્યું, 'અમદાવાદની.' તે કહે, 'આવો, આવો, આવો. ચા-પાણી કર્યા વગર જવાય નહીં. ચા પીને પછી જાઓ.' મેં કહ્યું, 'ચાલો, હેંડો, ચા-પાણી કરીએ. જોઈતું'તું ને વૈદે કહ્યું.'

તે આણંદ સ્ટેશને પાંચ-સાત ઓળખાણવાળા મિત્રો મળ્યા. બધા ચા પીતા'તા. ફ્રેન્ડ સર્કલ હતું ને, તે સાથે ચા પીધી. આડા દહાડે એવી ટેવ નહીં બહુ લોકોનામાં ભળીને ચા પીવાની, પણ તે દહાડે તો ખુશ થઈને પીધી. ત્યાં ચા-પાણી કર્યા. પછી કહે, 'થોડો નાસ્તો-બાસ્તો કરો.' તો મેં કહ્યું, 'ના, નાસ્તો અત્યારે ના થાય. મારે તો ગાડી રાતે પહોંચવાની છે તેની ઉપાધિ.' કારણ, બીજી ગાડીમાં બેઠો એટલે, પેલી ગાડી જતી રહેલી.

એટલે ચા બપોરે જોઈતી હતી તે મળી, ચાના ટાઈમે ચાય મળી આવી. મારું શું કહેવાનું ? પુણ્યશાળી છીએ ને ! બધા જ્યાં-ત્યાં આપે ચા-પાણી !

પછી બેસી ગયા પાછા ગાડીમાં, તે ઠેઠ અંધારું થયું ત્યારે સાંજે છ-સાત વાગે ગાડી ત્યાં પહોંચી. કારણ કે પેલી ગાડીમાંથી ઊતરી પડ્યા, પછી બીજી ગાડીમાં બેસવું પડ્યું. એટલે પછી છે તે રાત્રે ગાડીમાંથી ઊતરવાનું થયું. તે રાત્રે અમદાવાદ પહોંચ્યો હું.

## પૈસા નહીં, એડ્રેસ નહીં, મિત્રને ત્યાં પહોંચવું કેમ ?

રાત્રે ત્યાં આગળ અમદાવાદ સ્ટેશને ઊતર્યો. તે દહાડે સ્ટેશન એવા હતા, આજુબાજુ ખાસ વસ્તી નહીં કશી. હવે મકાન ખોળી કાઢવાનું, એડ્રેસ નહીં. કાને બહેરાશ હતી.

**પ્રશ્નકર્તા :** દાદા, તે દહાડેય બહેરા હતા, બાવીસમે વર્ષે ?

**દાદાશ્રી :** થોડા બહેરા તો ખરા જ.

**પ્રશ્નકર્તા :** પહેલેથી ?

**દાદાશ્રી :** થોડા બહેરા ખરા. એટલે મને થયું કે પેલો કહે કે 'આમ આવ્યું. કાકા, અત્યારે ક્યાંથી આવ્યા ?' ત્યારે પાછો હું સમજું નહીં એવું થાય ને પાછું ? એટલે પછી એમ કે ઘોડાગાડીમાં બેસી જઈએ, તે દહાડે ઘોડાગાડીઓ ચાલતી'તી. તે દહાડે રિક્ષા-બિક્ષા કશું નહીં, ઘોડાગાડીઓ એકલી જ. ગાડીઓય નહીં, બહુ માણસોય નહીં.

હવે એને ઘેર જવા માટે તે દહાડે ઘોડાગાડીમાં કંઈક પૈસા ખર્ચવા

પડતા'તા. અને પૈસા નહોતા એ વખતે, તે ઘોડાગાડીમાં શી રીતે જવું ? પૈસા હતા નહીં, કરવું શું તે ? ભાડાના પૈસા નહીં.

ત્યારે અંધારું થઈ ગયેલું. હું વિચારમાં પડ્યો કે બે આના નથી ઘોડાગાડીમાં જવાના, નહીં તો ઘોડાગાડીવાળાને કહીએ કે ભઈ, મને ઢાળની પોળે ઉતાર, તો ઉતારી દે ત્યાં આગળ બિચારો.

ઢાળની પોળ એટલું મને યાદ પણ શી રીતે જવું એ આવડે નહીં. તે પોળનું નામ એકલું આવડે, બીજું કશું ના આવડે મને. પોળમાં ગયા પછી ખોળી કાઢું તરત પણ પૈસા હોય તો ઘોડાગાડીમાં બેસાય ને ?

હવે સરનામું નહીં, ગજવામાં પૈસા નહીં, સૂવું ક્યાં ? રહેવું ક્યાં ? માટે ખોળી કાઢે જ છૂટકો ને, સરનામું ના હોય તોય ? તે દહાડે ખબર પડી કે આ ટાંકો માર્યો હોય (સરનામાની નોંધ કરી હોત) તો સારું પણ ટાંકો માર્યો જ નહીં ને ! જિંદગીમાં ટાંકો મારવાની ટેવ જ નહીં, પ્રકૃતિ જ નહીં એવી.

કારણ કે મારે કોઈ દહાડો જરૂર જ નહીં કોઈને ત્યાં જવાની. અને હોય તો પૈસા લઈને નીકળું ને તે ઘોડાગાડી, ગાડી બધું સાધન હોય. પછી મારે શી ઉપાધિ ? પણ સરનામું લખું નહીં અને તે દહાડે આવું બની ગયું, સરનામા વગર શી રીતે જવું ? ઘોડાગાડી પણ શી રીતે કરવી ? પૈસા નહીં ને ! એટલે પછી ચાલતી પકડી મેં. બીજો કોઈ પાડોશી નહીં, કોઈ જોડે નહીં.

## વગર સરનામે હોશિયારીથી શોધી કાઢ્યું ઘર

પછી વિચારતા વિચારતા થયું એવું ને, દરવાજાનાય નામ ના જાણું. કારણ કે આ દરવાજો આ છે કે ફલાણો એવી કંઈ પડેલી જ નહીં. કાલે જાણે કામ ના લાગવાનું હોય એવું અને જાણે નિર્ભયસ્થાને ના ફર્યા કરતા હોય એવું બધું. કોઈના નંબર કે બંબર કશુંયે ના મળે. એટલે પછી આમ ચાલ્યો તે એક દરવાજો ખોળી, એ દરવાજામાં પેઠા. પછી નામેય જાણ્યું દરવાજાનું. પછી જતા જતા રસ્તામાં કંઈ જડે નહીં. પછી વિચાર કર્યો કે

હવે ક્યાં આગળ ઘર ખોળવું ને આ શિયાળામાં ક્યારે દહાડો વળશે ? આમ તો આખી રાત ફરીશું તોય નહીં જડે. આપણે અમદાવાદના ભોમિયા નથી. અમદાવાદ શહેરમાં ફરેલો નહીં. અમદાવાદમાં રસ્તા જાણું નહીં. બહુ વખત ગયેલો નહીં, બે-ચાર વખત ગયેલો.

પછી બુદ્ધિથી વિચાર્યું કે આ મિત્ર કોલસાનો વેપારી છે. માટે કંઈક રસ્તો એવો ખોળી કાઢીએ, કે એ ક્યાં આગળ ભેગા થાય ! હા, તે દહાડાની અક્કલ કહું છું, મારી અક્કલ શું કામ કરતી હતી તે દહાડે. મહીં બ્રિલિયન્સી ખરી હો ! તાળો મેળવી લઉ કે એનું એડ્રેસ ભલે નથી, પણ આ માણસ કોલસાનો વેપાર કરે છે તો આને ઓળખે કોણ ? તે મહીં અક્કલે ખુદા દેખાડ્યા. કહે છે, કોલસાનો ધંધો કરે એટલે આ હૉટલવાળા ઓળખે એમને. બધી હૉટલવાળા એમને ત્યાં ઘરાક હશે.

**પ્રશ્નકર્તા :** હા, કોલસા લેનારો.

**દાદાશ્રી :** માટે આપણે હૉટલવાળાને પૂછો. હૉટલવાળો કો'ક જાણકાર મળી આવશે. એ કોઈ પણ હૉટેલવાળો ઓળખાણવાળો નીકળશે. તે આપણે હૉટેલવાળાને પૂછતા પૂછતા જઈએ તો કંઈક ઠેકાણું પડે.

તે રસ્તામાં જતા જતા હૉટલોવાળાને પૂછવા માંડ્યું કે 'ભઈ, જમનાદાસ પટેલ કરીને અહીં કોલસાના મોટા વેપારી છે, તમે ઓળખો છો ?' એમ કરતા કરતા આઠ-દસ હૉટલો પર પૂછયું. સાત-આઠ જણાએ કહ્યું કે 'ના, ભઈ અમે ઓળખતા નથી.' એટલે હૉટલે-હૉટલે પૂછતા પૂછતા ગયા ત્યારે એક હૉટેલવાળો કહે છે, 'હા, ઓળખ્યા. તમે કહો તો મૂકવા આવીએ. જમનાદાસ કરીને છે, ઢાળની પોળમાં.' મેં કહ્યું, 'ઢાળની પોળ ક્યાં છે ?' તો કહે, 'ઢાળની પોળ આમ નજીકમાં આવશે હવે. આ અહીં રહીને આ રસ્તે જ સીધા ચાલ્યા જાવ તમે આ બાજુથી.' મને રસ્તો દેખાડી દીધો. એડ્રેસ-બેડ્રેસ બધું લખાવ્યું ને ત્યાં પહોંચી ગયો.

**પ્રશ્નકર્તા :** સાધારણ વાક્ય છે એક એટલે કે ઘર છોડીને ગયા, તો પેલા ભઈનું એડ્રેસ લીધેલું નહીં અમદાવાદનું. એડ્રેસ તો કહે હું કોઈનું લેતો નથી, મારે કોઈની જરૂર નહોતી.

**દાદાશ્રી :** મારે જરૂર નહોતી, એડ્રેસ જ લેતો નહોતો ને ! કોઈનું લખી નહોતો લેતો. પેલા ભઈ લખીને આપે તોય ખોવાઈ જાય મારી પાસે.

**પ્રશ્નકર્તા :** અને જરૂર હોય, હવે જરૂર પડી પેલા ભાઈની તો કઈ રીતે ત્યાં પહોંચ્યો છો એની સૂઝ ઉત્પન્ન થઈ ગઈ.

**દાદાશ્રી :** હા, એની સૂઝ ઉત્પન્ન થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** પેલા હૉટેલવાળાને પૂછયું કે 'ભઈ, આ કોલસાવાળા ક્યાં રહે છે ?'

**દાદાશ્રી :** હા, કોલસાનો ધંધો કરે ને, એટલે મેં હિસાબ કાઢ્યો. સૂઝ પડી કે આ કોઈ હૉટલવાળાને પૂછ પૂછ કરો. પછી એમણે દેખાડ્યું. એટલે આવી સૂઝ પડે.

હરતો-ફરતો, વાતો કરતો પણ બોધકળાવાળું જીવન ખરું. આ બોધકળાને લીધે ઢાળની પોળ જડી, નહીં તો ઘેર-ઘેર પૂછવા જવાય કે અમારા મિત્ર કોલસાના વેપારીને ઓળખો છો ?

## ધનભાગ અમારા, તે તમે મારે ત્યાં આવ્યા !

ઢાળની પોળ પહોંચ્યો ને એને ઘેર ગયો. નીચેથી બૂમ પાડી કે 'જમનાદાસ, જમનાદાસ, જમનાદાસ છે કે ?' એટલે પેલો સાંભળી બહુ ખુશ થઈ ગયો કે 'ઓહો ! મારે ત્યાં આવ્યા !' એ તો એટલો બધો ઉછાળા મારતો'તો, ખુશ-ખુશ થઈ ગયો. કારણ કે હું આવું નહીં ને ! કલ્પેલું જ ના હોય કે આવે ! કોઈ દહાડો આશા જ નહીં રાખેલી ને !

એ તો દોડધામ કરતો નીચે આવ્યો, બેઉ જણ નીચે આવ્યા. 'ધનભાગ અમારા ! તે આ તમે અત્યારે મારે ત્યાં આવ્યા ! મારા આનંદનો પાર નથી.' તેને તો ગલગલિયા થઈ ગયા તે દહાડે, પ્રેમ બહુ આમ તે દહાડે. હવે એ જાણે કે હરખભેર આવ્યા હશે ! હું શું આવ્યો, તે હું જાણું. મેં કહ્યું, 'સારું થયું, હેંડ, પહેલું જમવાનું કાઢ બા. જમ્યા પછી વાતો કરીએ.'

પછી એ તો જમવાનું બધું તૈયાર હશે તે મૂકી દીધું. બધું જમી

લીધું, પછી નિરાંતે સૂવા ગયા ત્યારે મેં કહ્યું, 'હું અહીં રહેવાનો છું. હું ફસાઈને આવ્યો છું, કંઈ એમ ને એમ નથી આવ્યો. હું નાસીને આવેલો છું.' ત્યારે કહે, 'પણ આવું શા માટે કરો છો ?' મેં કહ્યું, 'મારે આ ભાભી જોડે મેળ પડતો નથી. પૂર્વભવનો હિસાબ જુદી જાતનો છે.'

## સુખમાં શોધ્યું દુઃખ, સંડાસમાંય ક્યૂ

તે પછી સવારના પહોરમાં સંડાસ આગળ દસ-પંદરની લાઈન થયેલી. મેં કહ્યું, 'બળ્યું આ શહેર ! આ ક્યાંથી મેં જોયું ? આ ક્યાંથી આવ્યું મને ?' પણ જવું ક્યાં ? ઘેરથી નાસી આવેલા.

હવે મૂઆ, આમાંય દુઃખ તમને ! બીજે બધેય દુઃખ હોય, અહીંયાય દુઃખ છે તમારા આ ? જેણે જુલાબ લીધો હોય તેને શું થાય બિચારાને ? હેં ? ભલે આટલા બધા સુખ છે આ લોકોને, તે સુખમાં જ મને દુઃખ લાગ્યું. જો શોધખોળ કરી આ લોકોએ, સુખમાં જ દુઃખ શોધ્યું ! શેમાં દુઃખ શોધી કાઢ્યું ?

**પ્રશ્નકર્તા :** સુખમાં દુઃખ શોધ્યું.

**દાદાશ્રી :** નહીં, સુખને લઈને દુઃખ લાગ્યું. પાર વગરનું સુખ છે અત્યારે. આ સંડાસ બંધ કર્યા હોય અને પછી વહેલો ઊઠીને સાડા પાંચ વાગે આવે તેને એકદમ જવાની છૂટ, તો કેટલા જણ વહેલા ઊઠીને જાય ?

**પ્રશ્નકર્તા :** બધા જાય.

**દાદાશ્રી :** હં, તમને સમજ પડીને ? સરકારે તે બંધ નથી કર્યું તેનું આ સુખ છે તે.

તે મારે ક્યૂમાં જઈને ઊભું રહેવાનું થયું. તે મને કહે, 'થોડીવાર, પાંચેક મિનિટ ઊભું રહેવું પડશે.' મેં કહ્યું, 'ના, એક મિનિટેય નહીં, પાછો આવું છું.' આ વખતે સંડાસ નથી જવું એના કરતા બહેતર આપણે એમ ને એમ બેસી રહીશું ! આપણે આવું સંડાસ જવું નથી. બંધકોષ થશે તો પરમ દહાડે ફાકી લઈશું. આ ના પોસાય આપણે ! આ શી રીતે પોસાય ? ત્યાં ઊભા રહીને શાની રાહ જુઓ છો ? મેર ચક્કર, આનીયે

કિંમત ? સંડાસની આટલી બધી કિંમત વધી ગઈ ! ત્યારે મૂઆ, અહીંયે ટોળેટોળા ! મૂઆ, લોજમાં કિંમત વધી ગઈ હોય, અહીંયાય કિંમત વધી ગઈ ? અરે ! મને તો શરમ લાગે બળી !

ક્યૂમાં જમવામાંયે હું ના ઊભો રહું. એના કરતા એમ ને એમ, બળી તારી રોટલી તારે ઘેર રહેવા દે. થોડા ચણા ફાકી લઈશું. એ તો આપણે મોક્ષ આપતો હોય તો લાવ ઊભા રહીએ, રાત-દહાડો ઊભા રહીએ ક્યૂમાં ! આમાંયે ક્યૂ !

**પ્રશ્નકર્તા :** સોનાપુર (સ્મશાન)માંયે ક્યૂ લાગે છે.

**દાદાશ્રી :** મરતી વખતેય પાછી ક્યૂ ? મારું હારુ કેટલું નીચપણું ! મેં તો અમદાવાદમાં સંડાસ જોયેલું ને આવું, તે કંટાળી ગયો કે આવું જંગલિયાતપણું !

આગળ લલ્લુભાઈ ઊભા હોય, પાછળ નગીન શેઠ ઊભા હોય. એની પાછળ નગીન શેઠના શેઠાણી ઊભા હોય. શેઠાણી-શેઠ તમે બેઉ છે તે સંડાસ માટે આવ્યા છો ? ને ક્યૂમાં ઊભા રહ્યા છો ? મૂઆ, કઈ જાતના ચક્કરો છો ? કેવી શરમ ભરેલી વાત છે, ક્યૂમાં ઊભું રહેવું પડે ! શરમ ભરેલું લાગે !

અમદાવાદના શેઠિયા મેં જોયેલા બધા. એની ઑફિસમાં બેઠા હોય ત્યારે લોક આમ આમ કરે (સલામ ભરે) અને ત્યાં ક્યૂમાં ઊભા રહ્યા હોય ડબ્બો લઈને ! મૂઆ, આ શરમ ભરેલું ના કહેવાય ? આ તો કંઈ સારું દેખાતું હશે ? એના કરતા બંધકોષ થઈ જશે તો જુલાબ માટે ફાકી લઈશું.

## અમારે તો કુદરતી રીતે ક્યૂ ભેગી થયેલી નહીં

અમને આ ના પોસાય. એ તો સામાન્ય જનતા કહેવાય, ક્યૂમાં ઊભા રહે તે. જેને પોતાનું સ્વમાન જેવું કશું નહીં, એ તો સામાન્ય જનતા કહેવાય ! ઘેટાં ને બકરાં જેમ લાઈનમાં ઊભા રાખ્યા હોય એમ લાઈનમાં આ ઘેટાં ઊભા રહે ! અમારે તો કુદરતી રીતે કોઈ દહાડો ક્યૂ ભેગી થયેલી નહીં ! આ તો કંઈ શોભે ? શું આમાં તે મોટો ત્રિલોકનો નાથ મહીં બેસે છે ?

તમારે હજી અહીં ચાલુ છે ? આખા મુંબઈ શહેરની આબરૂ જાય ! પણ બીજે બધેય એવું છે ને ?

**પ્રશ્નકર્તા :** બધે ચાલી સિસ્ટમમાં આમ જ ચાલે છે.

**દાદાશ્રી :** જો હવે બિચારા માણસને કેટલું સ્વમાન ઘવાય રહ્યું છે ! આ સ્વમાન કહેવાય ? સંડાસ જવાને માટેય સ્વતંત્ર નહીં ? જ્યારે જવું હોય ત્યારે જવાનું નહીં ? મને તો બધા બહુ જાતના વિચાર આવી જાય કે આ કઈ જાતનું ? આટલી બધી કિંમતી વસ્તુ આ થઈ પડી છે !

## હાથ કાળા થાય એ ધંધો મારો નહીં

**પ્રશ્નકર્તા :** પછી શું થયું ?

**દાદાશ્રી :** મારા મિત્રે કહ્યું કે 'મારા કોલસાના ધંધામાં તમને ભાગીદાર તરીકે રાખીએ. આપણે અહીં કોલસાની દુકાનમાં ભાગીદારી.' મેં કહ્યું, 'ના બા, કોલસાનો એ ધંધો મારો નહીં. હાથ કાળા થાય એ ધંધો મારે નહીં. કોલસો હોય ત્યાં મારું કામ નહીં. આ કોયલા જોવા હાથ મારા છે ? હું તો કોન્ટ્રાક્ટના ધંધાવાળો માણસ. આપણે તો આપણા કોન્ટ્રાક્ટના ધંધામાં જ ખરું. આ ધંધે મારાથી બેસાય નહીં. આ તારી જોડે બીજી વાતચીત કરીશું.' એટલે પછી એણે બંધ કર્યું.

પણ મેં યોજના ઘડી કે આ કોલસાની દલાલી આપણી લાઈન જ નહીં. આ તો એ કરે, મારું કામ નહીં. એ ધંધો આપણને શોભે નહીં. તે દહાડે મહીં અહંકારને, હું મારો ધંધો ખોળી કાઢીશ. અને મને તો એ આવડે. કારણ કે મારે દરેક વસ્તુ ચલાવી લેવાની પહેલેથી ટેવ પણ અહમ્ જોઈએ, 'હું કંઈક છું' એ ભાન મહીં હોય.

## કોન્ટ્રાક્ટમાં સર્વિસ ના કરવી પડે, માટે ઘડી યોજના

એટલે કરવું શું ? અહીં કો'કને ત્યાં ખાવા માટે પડી રહેવાનું નથી. એટલે પછી મેં નક્કી કર્યું કે કોઈ કોન્ટ્રાક્ટરને ખોળી કાઢો.

એટલે કોન્ટ્રાક્ટરને ખોળી કાઢ્યો પછી. હું ત્યાં જઈને એક જણને પૂછી

આવ્યો પાછો સવારમાં. હું તો મારી લાઈનમાં જવાનો હતો. આવડત ખરી ધંધાની પણ એ તો સર્વિસ કરાવડાવે શેઠિયાઓ. એટલે મેં એક યોજના ઘડી.

કોન્ટ્રાક્ટરને કહ્યું, 'ભઈ, સર્વિસ તો હું કોઈ દહાડો કરવાનો નથી અને કરવા નીકળ્યોય નથી.' સર્વિસ તો હું કરું નહીં. પહેલેથી નિયમ જ લીધેલો. કોઈની સર્વિસ કરવા માટે જન્મ્યો નથી. એટલે સર્વિસ તો નહીં કરું. કોન્ટ્રાક્ટના ધંધામાં હોશિયાર, બ્રેઈન સારું ચાલે.

## ફ્રી કામ કરીશ, પછી એ મને છોડશે નહીં

મેં કહ્યું કે 'ભઈ, હું તમને ફ્રી ઑફ કૉસ્ટ તમારું કામ કરી આપીશ, તમને જ્યારે ઠીક લાગે ત્યારે મારી પાર્ટનરશિપ આપજો ને ના ઠીક લાગે ત્યાં સુધી ના આપશો. આ તમારા કોન્ટ્રાક્ટનો ધંધો મને સોંપો. જે કામ સોંપો એની જવાબદારી બધી મારી. તમારે આવવાનું નહીં, તમારું કોન્ટ્રાક્ટનું કામ બધું હું કરી આપીશ. તમે મને કામ સોંપો. પછી તમારું કામ તમને સહી સલામત લાગે ને તમે કમાવ, તો મને તમારે જે પરસન્ટેજ આપવા હોય તે આપજો. ના કમાવ તો ના આપશો. મારા ઘરના ખર્ચે રહીશ. તમારાથી અપાય તો આપજો, નહીં આપો તો ચાલશે પણ મારે પાર્ટનરશિપમાં રહેવાનું. મને તમારે પાર્ટનરશિપમાં લેવો પડશે.'

કારણ હું જાણું કે ત્રણ મહિના પછી એ શું કરે ? મને છોડે નહીં એ. સુપરવિઝન સરસ આવડે એટલે પેલો ખુશ. કારણ એવી આવડત મને. એટલે હું જાણું કે આપણે પહેલેથી એમ ને એમ ફ્રી ઑફ કૉસ્ટ રહો, તો પછી એની મેળે ખસવા દેશે નહીં અને નોકરી રહે નહીં.

## હું તમારો સર્વન્ટ નહીં પણ પાર્ટનર તરીકે રહીશ

**પ્રશ્નકર્તા :** નોકરી ના પોસાય એટલે પેલાને ચોખ્ખું જ કહી દીધું ?

**દાદાશ્રી :** હા, એટલે મેં પેલાને કહ્યું, ''જો તમારા કોન્ટ્રાક્ટના ધંધામાં 'આઈ વિલ હેલ્પ યૂ !' તમારા પાર્ટનર તરીકે હું જીવવા માગું છું, સર્વન્ટ તરીકે નહીં. મારે તમારી પાસે કશું જોઈતુંય નથી. હું ફક્ત

મારા ખર્ચ જોગ જોઈએ, તે મારી મેળે ઉપાડ કરીશ. તમારે આપવા-લેવાનો અધિકાર નહીં. મને ઠીક લાગે તો હું ઉપાડું અને તેમાં તમારે જો અનુકૂળ આવે તો બીજે મહિને 'હા' પાડજો. તમારી ડખલ નહીં કોઈ જાતની.'' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** હું તમને હેલ્પ કરીશ અને ઉપાડ મારી મેળે કરીશ. તમારી ડખોડખલ ના જોઈએ.

**દાદાશ્રી :** તું આપું ને હું લઉ, ત્યારે તો મેં ભિક્ષા જ માગી કહેવાય ને ? હા, તારું કામ બધું કરીશ, મારે ઘેર પૈસા લઈ જવા નથી. પણ મારો રોફ રાખ. રોફ જોઈશે મારે તો, બસ બીજું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** ડખોડખલ નહીં જોઈએ.

**દાદાશ્રી :** નહીં, બીજું કશું નહીં જોઈએ, આવી ગયું બધું. એટલે પેલો માણસ તો એટલો બધો ખુશ થઈ ગયો, એને બહુ ગમ્યું. આ તો બહુ સારું કહેવાય. એણે હા પાડી, 'બધી રીતે તમે જેમ કહો એમ. તમને ત્રણ આની પાર્ટનરશિપ આપીશ.' મેં કહ્યું, 'મારે બહુ થઈ ગયું ત્રણ આની. મારે મારો ખર્ચો નીકળશે તો બસ થઈ ગયું. હું પૈસા ભેગા કરવા માટે નથી આવ્યો તમારે ત્યાં. હું તો મારો હોદ્દો નહીં છોડવા માટે.'

એ શર્ત કરીને પછી આવ્યો ઘેર, પેલા ભઈને ઊતર્યો'તો ત્યાં. પણ મણિભાઈ બીજે દહાડે તેડવા આવ્યા. રહેવા જ ના દે ને. પછી મોટાભાઈએ ત્યાં ના રહેવા દીધા, નહીં તો હું જમાવી દેત, વાર ના લાગત.

## મોટાભાઈની મર્યાદા રાખી, પાછા ઘેર ગયા

**પ્રશ્નકર્તા :** મોટાભાઈ તમને શોધીને તેડવા આવ્યા ?

**દાદાશ્રી :** તે પછી મોટાભાઈ આવીને ઊભા રહ્યા. અહીં ના ઊતર્યા મારે ભઈબંધને ત્યાં. એમના સાઢુ રહેતા હતા પૂંજાભાઈ કરીને, આમ આપણી ખડકીના, તેમને ત્યાં આવીને ઊતર્યા. પછી એમના સાઢુ ને એ બેઉ જણ ખોળતા ખોળતા અહીં આવ્યા ગાડી લઈને.

મોટાભાઈ ને એ આવ્યા એટલે મને તો મનમાં એમ થયું કે હવે

તો પાછા જવું પડશે. આંખે આંખ મળી ને, એટલે મને કહે, 'આ થાય નહીં આવું.' એમની આંખમાં સહેજ ઝળઝળિયા આવ્યા મહીં.

**પ્રશ્નકર્તા :** આવે ને, દાદા.

**દાદાશ્રી :** મેં કીધું, 'તમે આવ્યા શું કરવા ?' તો કહે, 'અરે ! આવું થાય ? તારાથી આવું આવતું રહેવાય ? ખોટું દેખાય આ તો.' મેં કહ્યું, 'નહીં કરું ફરીવાર.'

મને કહે છે, 'કેમ આમ કર્યું ? આવું આ શોભાસ્પદ થાય છે ?' 'ના થાય, પણ છતાં થઈ ગયું' મેં કહ્યું. 'આપણે આવું ના થાય' એ કહે. કાગળ મળ્યો એટલે સમજ્યા કે અમદાવાદ તો જઉં છું, 'પણ આવું શા માટે ? કેમ આવું કર્યું તે ?' મેં કહ્યું, 'શું કરું ? મને નથી ફાવતું. મને અનુકૂળ નહીં આવે.' ત્યારે કહે, 'ના, બધું અનુકૂળ આવે, કેમ ના આવે ?'

પછી અમે ગયા પાછા. શરમ છોડાય નહીં ને મોટાભાઈની, મોટાભાઈની મર્યાદા ના છોડાય. પછી ભાઈ જોડે ગયો એટલે પેલાની જોડે સોદો કરેલો નકામો ગયો, સોદો ફેલ. એટલી અડચણ પડેલી, એક જ દહાડાની. પછી અડચણ કોઈ દહાડો પડી નથી. પડી હશે પણ જૂજ, કંઈ ખાસ અડચણ નહીં પડેલી.

## અણસમજણની ભાંજગડ, તે નાસી છૂટવાનો ડાઘ પડ્યો

મોટાભાઈ આવ્યા એટલે પાછું જવું પડ્યું. પાછા આવ્યા તે પછી હતું તેનું તે આ તો. અને તમારે તો આવું કંઈ ફરવું જ નહીં પડ્યું હોય ને ? આ તો મારે ફરવું પડ્યું. મારું અનુભવ પ્રમાણ ઠેઠ સુધી એ. દરેક વસ્તુનો અનુભવ હોય ને, તે મારો ખ્યાલ એમાં રહ્યા જ કરવાનો. એ વિસ્મૃત નહીં થવાનો કોઈ રસ્તે. એ જ્ઞાન થતા પહેલાંના છે બધા અનુભવો.

આવા બધા અનેક જાતના અનુભવો થયેલા હોય, શું ના થયા હોય ? જ્ઞાની પુરુષ આગળનો કંઈ આશ્રમ (પૂર્વાશ્રમ) ભૂલી જાય કે ? બધું જ હોય. પણ આટલું બનેલું એ, ઈતિહાસ આ બધો. આટલો ડાઘ પડી ગયેલો. નાસી જવાનો ડાઘ કહેવાય ને આ તો ! ના કહેવાય ?

ઘરનો ધંધો, ઘેર કશું હરકત નહીં. આ તો અણસમજણની ભાંજગડ બધી ! બીજી કશી ભાંજગડ નહોતી. જમવાની જ ભાંજગડ એ કંઈ સારી કહેવાતી હશે ? એ તો બધું ગાંડપણ કહેવાય, એમાં મજા નહીં.

**પ્રશ્નકર્તા :** ના, એમ નહીં, પણ તે વખતે પણ આટલી સૂઝ હતી કે અપ્રમાણિકપણે નથી જીવવું.

**દાદાશ્રી :** એ તો બધું હતું.

**પ્રશ્નકર્તા :** કોઈનું એક સહન નથી કરવું, ઘી તરફનો રાગ જતો નથી કરવો.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એ વખતે જે ઘી તરફનો રાગ હતો, એમાં કંઈ પરિવર્તન આવ્યું ?

**દાદાશ્રી :** કોના તરફનો ?

**પ્રશ્નકર્તા :** પેલું ઘી ઓછું આપ્યું હતું ને !

**દાદાશ્રી :** ના, પરિવર્તન આવતું હશે ? પરિવર્તનમાં આવે એ જુદા. માન્યતા એ એવી માની દીધેલી કે ઘી શરીરનું તેજ છે ને એ આમ છે ને તેમ છે, એ બધી માન્યતાઓ માની એટલે ચાલ્યું. છતાં ઘી એ બહુ હિતકારી વસ્તુ નથી, નોર્માલિટીમાં સારું છે. અને મને છે તે છાલિયામાં ઘાલીને વેઢમી ખાવા જોઈએ. જગતને શી રીતે પોસાય તે ? અમારા ભાભી તો અમારા ગુરુ કહેવાય છે. એમને કહું છું ને, 'તમે મારા ગુરુ, મને આ માર્ગે ઠેલ્યો. આ મોહમાંથી છોડાવડાવ્યો !'

## મોટાભાઈ બોલ્યા, 'અરેરે ! તને આટલો બધો ત્રાસ !'

**પ્રશ્નકર્તા :** પછી ભાઈને, ભાભી તમને ત્રાસ આપે છે એ ખબર પડી ?

**દાદાશ્રી :** હા, તે એક ફેરો એ એની મેળે જ મને કહે છે, 'ચાલ આવ, આપણે હૉટલમાં ચા પીએ.' ત્યારે મેં કહ્યું, 'આ કોઈ દહાડો જોડે

બેઠા નથી ને આ મને કહે છે !' અમે બે ભઈ કોઈ દહાડો હૉટલમાં સાથે બેઠેલા નહીં. મર્યાદા કોઈ દહાડો છોડીએ નહીં.

પછી મને કહે, 'તને તારી ભાભી તરફનો બહુ ત્રાસ છે. આ તને બહુ દુઃખ દે છે.' મેં કીધું, 'એ સંભારવા જેવું નથી હવે બહુ. તમે મનમાં ના રાખશો. તમે જાણ્યું એટલે બસ થઈ ગયું ! ખરેખર અત્યાર સુધી વિખવાદ થઈ જાય એટલે માટે હું તમને નહોતો કહેતો.' પછી એમની આંખમાં પાણી આવી ગયું. મને કહે છે, 'આ તો બહુ શિકારી બઈ છે.' મેં કહ્યું, 'ત્યારે તમારે ઓળખવી જોઈએ ને ?' 'આ તો મને છેતર્યો અત્યાર સુધી' કહે છે. 'આ માલ જુદી જાતનો છે, માટે જરા સમજીને રાખો.' કહ્યું. ભાઈની આંખમાં પાણી નીકળી ગયું તે દહાડે તો. 'અરેરે ! તને આટલું દુઃખ ! હું ક્યાં આને પૈણ્યો કે તને દુઃખ દે છે ? મારા ભઈને આટલી બધી અડચણ થાય છે, તે મને હવે ખબર પડી.' 'તમે કશું રાખશો નહીં એવું તેવું બધું મનમાં. એ તો માથે પડ્યું તે ભોગવી લેવાનું. પણ તમે જે માનતા'તા એવું નથી આ.' મેં કહ્યું.

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** એટલી એમના મનમાં ખાતરી થઈ ગઈ કે આ બઈએ ત્રાસ આપ્યો છે.

**પ્રશ્નકર્તા :** આનું નામ સંસાર.

**દાદાશ્રી :** તે બળ્યું વીતેલું ને, અમનેય વીતેલું ભાભી પાસે.

## આશ્વાસન આપનારો જ રડાવી દુઃખી કરે

પછી તો અમારા મોટાભાઈ ગુજરી ગયા. તે વખતે અમારા ભાભી ઉંમરમાં નાના, તે જે કોઈ આવે એ એમને રડાવે. ત્યારે મને થયું કે આ ભાભી 'સેન્સિટિવ' વધારે છે, તે આ લોકો આમને બિચારાને મારી નાખશે ! એટલે પછી મેં બાને કહ્યું કે 'લોકોને તમે એમ કહેજો કે ભાઈ સંબંધી તમારે વહુ જોડે કશી વાતચીત કરવી નહીં.' અલ્યા, આ શું તોફાન ? અલ્યા, વાંદર ઘા જેવું કરો છો ? તમારા કરતા તો વાંદરા

સારા ! વાંદરો ઘાને પહોળો કરી કરીને મારી નાખે એવું તમે એમને કહી કહીને કરો છો, તો તમારામાં ને વાંદરામાં ફેર શો ? લોકોને રડાવા માટે આવો છો કે હસાવા માટે આવો છો ? આ તો આશ્વાસન આપવા જવાનું, એને બદલે બિચારાને મારી જ નાખે ! પણ જગતનો કાયદો એવો છે કે આશ્વાસન આપનારો માણસ પોતે જ દુઃખી હોય તો શું આશ્વાસન આપે ? એ તો એની પાસે જે છે તે જ આપે. એટલે આજે લોકો દુઃખી છે ને ! એટલે આપણે સામાને એમ કહેવાનું કે 'કોઈ માણસ સુખી હોય, અંતરના સુખવાળો હોય તો અહીં પધારજો, નહીં તો અહીં પધારશો નહીં અને ઘેર બેઠા આશ્વાસન પત્ર લખી નાખજો.' આ ભૂતાને અહીં નકામા શું કરવાના ? આ ભૂતા તો આવીને બિચારાને ઊલટા રડાવે.

## ભાભીના ત્રાગા ઓળખીને ન ગભરાયા

**પ્રશ્નકર્તા :** મોટોભાઈના ઓફ થઈ ગયા પછી ભાભી સાથે કેવું રહ્યું ?

**દાદાશ્રી :** અમારા ભાઈ ઓફ થઈ ગયા પછી ભાભીએ એક ફેરો ત્રાગું કર્યું. રાંડ્યા પછી લગભગ બે-ત્રણ મહિના થયા હશે. તે બા ને બધાના મનમાં ગભરામણ થઈ ગઈ કે આ બઈ જીવશે નહીં. મેં કીધું, 'કશું થવાનું નથી. આ બઈ તો બધાને મારીને મરે એવી છે. અમથા બધાને દબડાવે છે.' તે ત્રાગું શું કર્યું ? અમારા મામાના દીકરા રાવજીભાઈ તે આવીને બેઠા'તા. એટલે અમારા ભાભીએ છાતી કૂટવા માંડી, આમ ઊંચા કૂદી કૂદીને ! હાય હાય કરીને કૂદવા માંડ્યા. એટલે રાવજીભાઈ અમારા ભડકી ગયા, ગભરાઈ ગયા એ !

પછી મેં એમને કહ્યું કે 'રાવજીભાઈ, કેમ અશાંત થઈ ગયા ? મોઢા પર આટલું બધું શું થઈ ગયું છે ?' એટલે રાવજીભાઈ મને કહે, 'ભઈ, ભાભીને આ શું થયું છે ?' મેં કહ્યું, 'કશું થયું નથી, કસરત કરે છે. તમે ગભરાવ છો શું કરવા ? તમને મજા નથી આવતી ? કેટલું સરસ આ કૂદે છે તે ! આ કેટલી બધી કળા કરે છે !' તો કહે, 'આવું બોલાય ?' તે મેં કહ્યું, 'હા, જુઓ તો, આ જોવા જેવું જ છે. આ તો હમણે ચા પીશે. તમે બેસો ને. અહીં બેસો આપણે, હમણે ચા-બા પીએ છીએ. એમના મનમાં જે ઉછાળો છે ને, તે કૂદી રહે, એટલે પછી આપણે ચા પીએ.' મેં હોકારો

પાડીને કહ્યું, એ સાંભળે એવી રીતે. 'આ જુઓને, આ કેટલો આનંદનો નાચ છે ! આ નાચ તો જુઓ, કેટલા કૂદે છે ! આનંદ કરવા જેવું, તો તમે ગભરાયા કેમ ?' એટલે પેલા બંધ થઈ ગયા, એય ગભરાયા.

ભાભી તરત બોલી ઊઠ્યા, 'તમે મને જંપીને બેસવાય ના દીધી કોઈ દહાડો. આ આને નાચ કહો છો તમે ? હજુ આને કસરત કહો છો ?' ત્યારે મેં કહ્યું, 'શું આ શક્તિ વધારો છો તમે ? અને ત્રાગા કરવા છે મારી પાસે ?' પછી મને કહે, 'બેસો, બેસો, તમારું બધું જોઈ લીધું !' મેં કહ્યું, 'સારું, મેં તમને જોઈ લીધા ને તમે મને જોઈ લીધા.'

પેલા રાવજીભાઈને ગભરાવી માર્યા, એ ત્રાગું કહેવાય. ત્રાગું એટલે સામાને બિવડાવી મારવું.

## કરતા આવડે નહીં પણ ઓળખી કાઢું ત્રાગાને

આ તો અત્યારે જ્ઞાની થયા. બાકી, પહેલાં તો અહંકાર ખરો ને ! ત્યારે કહું કે 'માથું માર ને, જોઈએ ! માથું ફોડ, હેંડ ! મને બિવડાવવા ફરે છે ? આખા જગતને બિવડાવીને હું ઉપર બેઠો છું !'

ત્રાગા જોડે મારે વેર છે. બહુ ત્રાગાવાળો માણસ છે તે આપણને આગળ ના વધવા દે. આ ત્રાગું કરવું એટલે બહુ મોટું દબાણ કરવું. મને ના આવડે, એ આપણી અક્કલ એવી પહોંચે નહીં. એમાં બહુ અક્કલ જોઈએ. એ ત્રાગું કરતો હોય એને ખોળી કાઢું ખરો પણ ત્રાગું કરતા ના આવડે. ત્રાગાવાળા માણસ હોય તો મને બહુ કંટાળો આવે.

## આખી દુનિયાના ત્રાગા ઉતારું એવો જાદુગર છું

આખી દુનિયાના ત્રાગા ચલાવું એવો નથી. આખી દુનિયાના ત્રાગા ઉતારું એવો માણસ છું, જાદુગર છું હું તો. બધું રામાયણ પૂરું થયા પછી મારા ભાભી છેવટે એટલું બોલ્યા, 'તમને ભગવાનેય પહોંચી વળે નહીં.'

અત્યારે મારા ભાભી મને શું કહે છે કે 'તમારા જેવો પુરુષ મેં કોઈ જોયો નથી. કોઈ પુરુષને હું ગાંઠી નથી. હું કોઈનેય ગાંઠું નહીં, પછી ગમે તે કેમ ના હોય ! ત્રાગા કરું, ગમે તે કરું. તમારા ભઈનેય ગાંઠી નથી.

એક ફક્ત તમને ગાંઠી. આટલા બધા માણસો મળ્યા, કોઈની પાસે મારું ધાર્યું કરાવી શકી ના હોય તો તમે એકલા જ છો. તમને ના જીતી શકી. તમે એકલા કંઈ ડગ્યા નહીં, મારા તાબામાં ના આવ્યા. તમે જ મને ડારી (ડરાવી). બીજું કોઈ મને ડારી શકે એવું છે નહીં.' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** કોઈ મને ડારી શકે એવું નથી.

**દાદાશ્રી :** હા, તમારા ભઈએ આટલીય ડરાવી નથી કે મને કોઈ દી ડારી નથી, તમે ડારી મને.

## તમારી પાસેથી જ શીખ્યો આ કળા

ત્યારે મેં કહ્યું, 'તમારી જાણેલી વિદ્યા હું શીખી ગયો. તમારી બધી કળા હું તમારી જોડે જ શીખ્યો ને ! આ તમે જ મને જે જ્ઞાન શિખવાડ્યું છે, તે જ જ્ઞાન તમારી પર આવે છે. તમારું જ સ્ત્રીચારિત્રનું હથિયાર મેં તમારી ઉપર વાપર્યું છે. તમે મને આ વિદ્યા શિખવાડી, તે મેં જ તમને ઓટીમાં ઘાલી દીધા.'

અમારા ભાભી આટલા કડક પણ મારા ઘરમાં પેસતા જ બૂટ ખખડતા જ ચૂપ. શાથી ? અમારી એક આંખમાં કડકાઈ દેખેલી તેથી. આ તો સ્ત્રીચારિત્ર કહેવાય. ત્યાં તો એક આંખમાં પૂજ્યભાવ ને બીજી આંખમાં કડકાઈ હોય તો કામ થાય.

## કળાથી ઠંડા પાડી દીધા ભાભીને

**પ્રશ્નકર્તા :** આગળ કહ્યું એમ ભાભી તમને એકલાને જ જીતી ન શક્યા તો એવો કોઈ પ્રસંગ ખરો કે આપની બુદ્ધિકળાથી એમની બોલતી બંધ થઈ ગઈ ?

**દાદાશ્રી :** એક ફેરો અમારે ઘેર એક વિયાયેલી બિલાડી બે બચ્ચા ઊંચકીને લાવી. તે નાના નાના બચ્ચા મૂકેલા. પછી તે ધીમે ધીમે આવવા માંડ્યા. જ્ઞાન થતા પહેલાં બચ્ચામાં હું ફસાઈ ગયેલો, કારણ કે દયા ખરી ને ! પણ ફરી ફસાઉ શાનો ?

**પ્રશ્નકર્તા :** બિલાડીનું બચ્ચું પાળ્યું'તું ?

**દાદાશ્રી :** મારે પાળવાની ઈચ્છા નહીં, પણ ચા પીતા પીતા ઢળી'તી. તે લપક લપક કરવા આવી એટલે મેં દૂધ મેલાવ્યું. નાના નાના બચ્ચા ફરતા ફરતા આવે, એટલે મેં જરાક દૂધ રેડી આપ્યું. મારા મનમાં એમ કે બિચારા ભૂખે મરી જશે ! ઓહોહોહો ! આ દુનિયાના પાલક આવ્યા ! કોણ આવ્યા ?

**પ્રશ્નકર્તા :** એના પાલક આવ્યા.

**દાદાશ્રી :** દુનિયાના પાલક આવ્યા ! બિચારા ભૂખે મરી જશે ! મેં કહ્યું, 'એમ કંઈ નથી મરતા. આ તારો જ ડખો છે, મૂઆ !'

પછી તો ટેવાઈ ગયા. એક ફેરો આવ્યું એટલે પેધ્યું. એટલે પછી પાસે ને પાસે બેસી રહે. અને પછી તો એટલું બધું પાસે આવી ગયું. પછી તો ખસે જ નહીં ને ! આવી ફસાયા ભાઈ, આવી ફસાયા ! તે એમ કરતું કરતું મોટું થયું અને બહુ સમજણું થઈ ગયું. તે હું ઘેર આવું ત્યારે આપણા (બિલાડી) બા છે તે રાહ જોઈને બેસી રહ્યા હોય કે ભઈ, હમણે અગિયાર વાગે આવશે, સાડા અગિયારે, એટલે સાડા બાર-એક વાગ્યા સુધી મોડું થયું હોય તોય ત્યાં આગળ આગલા દરવાજે આવીને બેસી રહે, આમ કરીને બેસી રહે.

હું આવું એટલે એ તરત પાછળ ચાલવા માંડે એમ ને એમ ત્યાંથી જ, જોતાની સાથે જ.

**પ્રશ્નકર્તા :** કંઈક ઋણાનુબંધવાળું હશે ત્યારે જ ને ?

**દાદાશ્રી :** હા, હશે ત્યારે જ ને ! એ કહે, 'હવે જમવા-કરવાનું બધું મળશે.' એટલે આટલી બધી ફસામણ થઈ'તી. તે પછી અમારા ભાભી આવ્યા ને, એ જરાક કઠણ સ્વભાવના. અને સ્વામીનારાયણ ધર્મ પાળે, તે કૂતરા-બિલાડાને અડાય નહીં એમનામાં. તે હું જ્યારે બહાર ગયો હોઉને, ત્યારે ભાભી બિલાડીને મારે સારી પેઠ. અડી જાય તો એમને ખવાય નહીં ને ! એટલે મારે કાઢી મેલવા હારુ. 'આ રાંડ જતી રહે ને, તો આ ભાઈને જે લફરું વળગ્યું છે તે છૂટી જાય !' એવું કહે.

**હીરાબા :** પણ એમને તો બચકું ભરી લીધું હતું ને !

**દાદાશ્રી :** એમ ? એમને ?

**હીરાબા :** હા, ત્યારે.

**દાદાશ્રી :** ત્યાર પછી આવું કરે, એની ઉપર દાંતિયા કરે તો બચકું જ ભરી લે ને પછી. દાંતિયા કરવાના હોય ? આ વાંદરા છે એ દાંતિયા કરે, તમે જોયેલા નહીં ? અમારા ભાભી તો દાંતિયા કાઢીને દમ કાઢી નાખતા'તા. એય મરજાદા ધર્મ તે, બળ્યું આને ધર્મ કેમ કહેવાય તે ? તમને બચકું ભર્યું હતું કોઈ દહાડો ?

**હીરાબા :** ના, બા. મને નહીં.

**દાદાશ્રી :** એટલે પછી મને બાએ એક ફેરો કહ્યું, કે 'આ બિલાડીને તું અહીં આગળ ખવડાવું છું ને આ મારે છે.' એટલે મેં એ બિલાડીને મારે નહીં એટલા હારુ રસ્તો કર્યો. મેં એમને કહ્યું, 'બિલાડીને શું કરવા મારો છો ? વખતે અમારા મણિભાઈ આવ્યા હશે તો શું કરશો ? નહીં તો વળી દૂધ તો પાતો હોઈશ કોઈને ? હું દૂધ શા હારુ પાઉ છું ? કદાચ ભઈ આવ્યા હશે, કોઈ જાણે હવે અમારા ભાઈ જ આવ્યા હોય !' તો કહે, 'આવે ?' ત્યારે મેં કહ્યું, 'હા, જો જો. આવે છે ને સત્સંગમાં જાય છે. બીજા ફેર ચૂકવવા આવે કે ના આવે ?' પછી ચૂપ, પછી મારતા નહોતા.

## ભાભી પાસેથી શીખ્યો ને થયો સ્ત્રીચારિત્રમાં એક્કો

હું તો એમને મોઢે જ કહેતો કે તમને તો શું પણ હું ઈશ્વરનેય ગાંઠ્યો નથી. તમારા જેવાને તો ઓટીમાં રાખીને ફરું છું. આ પેટમાં પાણી ના હાલે ત્યાં આવા ત્રાગાનો તો શું હિસાબ ? હવે તમારા તાબામાં આવું નહીં. સ્ત્રીચારિત્ર કેવું હોય, તેનો પાઠ તમે શિખવાડ્યો. હવે હું છેતરાઉ નહીં, તમારા જેવી લાખો સ્ત્રીઓ આવે તોય. આ બધું બીજા લોકો તમારાથી ત્રાસી જશે, હું ત્રાસું જ નહીં. આવા ત્રાગા મેં બહુ જોયા, નહીં તો હુંય ભોળો હતો. તમારા કપટના સંગ્રહસ્થાન બધા જોઈ લીધા મેં ચોગરદમથી. તેથી જગતમાં હું સ્ત્રીચારિત્રમાં એક્કો થઈ પડ્યો. પણ તમારું જ શિખવાડેલું છે ને ! તમારી જ ઢાલ !

**પ્રશ્નકર્તા :** તમે એ ઢાલ વાપરેલી ?

**દાદાશ્રી :** એ જ ઢાલ વાપરું એમની પાસે. કોઈ પુરુષથી એમને ના પહોંચી વળાય.

## ઓળખી જઉં સ્ત્રીચારિત્રને, ન છેતરાઉં હવે

એટલે ત્રાગું તો અમારે ઘેર અમે જોયેલું, અનુભવ થયેલો ને ! ખરું શિખવાડ્યું ભાભીએ તો. બધું ચારિત્ર અજમાવી જોયું મારી જોડે. એટલે હું સમજી ગયો કે સ્ત્રીચારિત્ર કર્યું આ. કયું ચારિત્ર ? સ્ત્રીચારિત્ર. આજની બધી સ્ત્રીઓના ચારિત્ર ઓળખી જઉં કે આણે આ સ્ત્રીચારિત્ર કર્યું. આમ ત્રાગું કરતાની સાથે સમજી જઉં કે ત્રાગું કરવા માંડ્યા. એટલે સ્ત્રીચારિત્ર શું કરી શકે, એ બધું મારા લક્ષમાં છે. કોઈ સ્ત્રીથી હું હવે છેતરાઉં નહીં.

અને તેથી જ મને કોઈ સ્ત્રીઓ બનાવી ના જાય. આ બહેનોને આવડે ને ? બધું આવડે. હું સમજી જઉં કે આણે કરવા માંડ્યું. સ્ત્રીચારિત્ર સમજીને અહીં બધાને મોઢે કહી દઉં. અહીં કોઈ કરે નહીં, કારણ બધા જાણે કે આ દાદા સ્ત્રીચારિત્રના એક્કા છે. એટલે સ્ત્રીચારિત્ર મોટો વિષય છે એ ખરું, જબરજસ્ત વિષય છે.

## ભાભી માસ્તર ને હું શિષ્ય, શીખ્યો સ્ત્રીચારિત્ર

સ્ત્રીચારિત્ર એ બહુ મોટામાં મોટું વિજ્ઞાન (!) છે. તમે શબ્દ સાંભળેલો ખરો કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, બહુ.

**દાદાશ્રી :** સ્ત્રીચારિત્ર એ મોટું વિજ્ઞાન, જબરજસ્ત !

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, એનું કારણ આપ ખુલ્લા હતા એટલે સમજી શક્યા, નહીં તો સમજી ન શકો.

**દાદાશ્રી :** સ્ત્રીચારિત્ર સમજી ગયેલો એટલે બધું ઓળખું સ્ત્રીઓનું. સ્ત્રીચારિત્ર હું ભણેલો.

**પ્રશ્નકર્તા :** તમે ભણેલા, દાદા ?

**દાદાશ્રી :** હા, ભાભી તો મારા ગુરુ જ થયા ને ! અમારા ભાભી માસ્તર ને હું શિષ્ય. એમણે મને સ્ત્રીચારિત્ર શિખવાડ્યું આખી લાઈફમાં.

**પ્રશ્નકર્તા :** ઓહો !

**દાદાશ્રી :** અને એમાંથી પછી સ્ત્રીચારિત્રનો મેં અભ્યાસ કર્યો'તો. સ્ત્રીચારિત્ર ભલભલા માણસોને ઊડાડી મેલે, એ બધું હું શીખ્યો છું. મને શિખવાડેલું એટલે હું શીખ્યો છું, પાસ થયેલો છું. એક હજાર સ્ત્રીઓમાં એવા માસ્તર હોય નહીં, બીજી બધી સ્ત્રીઓને ઓટીમાં ઘાલે. એને ત્યાં પુરુષનો હિસાબ જ શું ? આ સ્ત્રીચારિત્રને કોઈ રીતે પહોંચી ના વળાય. બહુ જાતના ચારિત્ર જોયા.

## સ્ત્રીચારિત્રમાં પાસ થયા પછી જ જ્ઞાની થવાય

આ બધું જોયેલું, અભ્યાસ બહુ થયેલો ને ! અને અમારા ભાભી હતા ને, તેથી આ માર્ગ ઉપર ચઢ્યો, નહીં તો ચઢત જ નહીં. સ્ત્રીચારિત્ર પાસ થયા પછી જ જ્ઞાની થવાય છે, નહીં તો થવાય કેવી રીતે ? અને ભાભીએ તો ભગવાન બનાવ્યો ઊલટો.

**પ્રશ્નકર્તા :** હા, સાચી વાત છે.

**દાદાશ્રી :** નહીં તો સ્ત્રી મારી નાખે.

**પ્રશ્નકર્તા :** હા, મારી નાખે.

**દાદાશ્રી :** પાસ તો હું ફરજિયાત થયેલો સ્ત્રીચારિત્રમાં. પણ એ બહુ સારા, ઉપકારી છે. હજુય છે, પણ હવે ના બોલાય મારાથી. મારા તો વડીલ કહેવાય ને ? આ જૂની વાતો બધી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એમનો મોક્ષ થવાનો જ ?

**દાદાશ્રી :** એમાં અમે પડીએ નહીં. બધાનો જ્યારે-ત્યારે મોક્ષ થવાનો છે, આખા જગતનો !

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૨]

# ભાભીને ઉપકારી ગણ્યા

### ભાભીએ ઉતાર્યો અમારો અહંકાર

અમને હીરાબાએ પજવેલા નહીં. હીરાબાએ તો દુઃખ જ નથી દીધું કોઈ દહાડો. ઝવેરબાએ નહીં, મણિભાઈએ નહીં, મૂળજીભાઈએ પણ નહીં.

આ ભાભીએ જરા પજવેલા, હિસાબ હશે ને પાછલો ?

**પ્રશ્નકર્તા :** હિસાબ સિવાય હોય જ નહીં ને !

**દાદાશ્રી :** બધા હિસાબ જ, એ તો મને ખબર જ પડી ગયેલી પહેલેથી કે આ હિસાબ ચૂકતે કરે છે.

**પ્રશ્નકર્તા :** ખબર પડી ગયેલી તોય પણ આપને ઝઘડો થયા કરે ભાભી સાથે ?

**દાદાશ્રી :** બહુ, આખી જિંદગી ચાલેલો. હજુય ચાલે છે. હજુય ખૂટતો નથી. મારા ભાભી કહે છે કે 'તમારામાં ક્રોધ છે, ત્યાં સુધી સર્વજ્ઞ નહીં થાઓ.' ત્યારે મેં કહ્યું, 'મેં જરાક ક્રોધ એક ખૂણામાં રાખી મૂક્યો છે ને તે તમારે માટે જ રાખી મૂક્યો છે.'

એ તો જરા આમ ચોખ્ખા માણસને, એટલે કકરા હોય બળ્યા ! એય કકરા ને હુંયે કકરો. પછી જોઈ લ્યો મજા ! બન્નેય કકરાને !

**પ્રશ્નકર્તા :** તે એ કેમ છોડી નથી દેતા ?

**દાદાશ્રી :** આમ છોડતા હશે એ ? મારી જોડે વેર બહુ ભારે હતું.

**પ્રશ્નકર્તા :** દાદા, એ શું કારણ હશે આમ ?

**દાદાશ્રી :** ઋણાનુબંધ.

**પ્રશ્નકર્તા :** એટલે ભાભી અપમાન કર્યા કરે ?

**દાદાશ્રી :** હા, ભાભી બહુ અપમાન કરે. ભાભીએ તો તેલ કાઢી નાખ્યું'તું. ભઈ અપમાન કરતા હતા, એ તો જાણે મોટાભાઈ થાય એટલે આપણે એને એ ના કરીએ. પણ ભાભીએ આવ્યા ત્યારથી અપમાન આપ આપ કર્યું. અમારા ભાભીએ અમારો અહંકાર ઉતારી પાડ્યો'તો.

**પ્રશ્નકર્તા :** એ વખતે આકરું લાગતું હશે, દાદા ?

**દાદાશ્રી :** બહુ આકરું.

## લાગે દુશ્મન પણ સમજાય તો કામ કરે મિત્રનું

**પ્રશ્નકર્તા :** એમ બહુ આકરું, દાદા.

**દાદાશ્રી :** મને એ જે દસકો વીત્યો છે તે કોઈનેય વીત્યો નહીં હોય. મને જે દસકો વીત્યો છે તે ભવોભવનું ભેગું કરે તોય તેની તોલે ન આવે તેવું ગજબનું વીત્યું છે. મારી આપવીતી તમારી કલ્પનામાં ન આવે. ભાભીએ દુઃખ દેવામાં કંઈ બાકી રાખ્યું નથી ! હવે એમનો દોષ નહીં પણ હિસાબ તો મારો જ ને ! આ જગતમાં કોઈની નોંધ કરવા જેવી નથી.

**પ્રશ્નકર્તા :** પણ ઘણીવાર દુશ્મન પણ મિત્રનું કામ કરતા હોય છે.

**દાદાશ્રી :** હંમેશાં મિત્ર જ હોય છે પણ સમજાતું નથી. એટલે કેટલીક મારી જ ભૂલ હશે એવું મને લાગે છે. પણ તે દહાડે તો ના જ લાગે ને ! તે દહાડે તો એમ જ લાગે ને કે આ ખોટા છે. તે દહાડે નાની ઉંમરમાં તો એમ જ લાગે ને, આ મને દુઃખ દે છે. તેથી હું કહેતો'તો કે 'નરસિંહ મહેતાને માથાના મળ્યા એવું મને આ મળ્યા !'

## મનેય હિતકારી થઈ પડ્યા ભાભી

એટલે મને તો યાદ આવતું હતું. મારે શું કરવું પડતું'તું ? રાત્રે ઊઠીને પછી મને વિચાર આવે. હું વીસ-બાવીસ વર્ષે શું કહેતો'તો કે 'નરસિંહ મહેતાને એમના ભાભીએ કહ્યું એક વચન, તે મહેતાને લાગી દાઝ; તે મને આ ભાભીએ કહ્યું વચન, એનાથી મનેય દાઝ લાગ્યા કરતી'તી.' ત્યારે મેં કહ્યું, 'આપણે સરખું છે, નરસિંહ મહેતાને ને આપણે.'

એવું મને આ હેલ્પ થયેલી આમનાથી. એ ભાભીએ હેલ્પ શું કરી ? તે આવું કરે એટલે પછી એનું રિએક્શન આવે. એટલે રાતે મનમાં વિચાર કરું કે નરસિંહ મહેતાને ભાભી હિતકારી થઈ પડ્યા, મનેય હિતકારી થઈ પડ્યા. એનો સવળો ઉપયોગ કરું તો કામ નીકળી ગયું ને ! આપણે આ રસ્તો મળ્યો છે, લાભ ઉઠાવવો હોય તો લાભ ઉઠાવાય, નહીં તો મોહમાર્ગે ચઢી જાત, ક્યાંય મોહમાં અથડાત ! પણ તેમણે ખરી લાલબત્તી ધરી દીધીને આમ ! સારું થયું ને આટલું, મને બહુ આનંદ થયો. મનેય ભાભી કામ લાગ્યા ! તે આ અમે પાંસરા થયા, નહીં તો પાંસરા ના હોત ને ?

એ મારા મોહને તોડી જ નાખે. એ પોતે મોહને તોડવા માટે નહોતા કરતા, મને સુખી ના થવા દેવો એ હેતુથી. હું બહુ પંપ મારું તોય મહીં મોહ ઉત્પન્ન થાય નહીં. કારણ કે અહંકાર ત્યાં મોહ ઊભો રહે નહીં અને સર્વસ્વ ઘેરી લીધેલો અહંકારે.

## જ્ઞાની થવામાં નિમિત્ત ભાભી

હું એમને કહું છું ને, 'તમારે પ્રતાપે આ થયો છું.' મેં એમને એમેય કહેલું કે નરસિંહ મહેતાને એમના ભાભી મળ્યા તે એ ભગત થયા મોટા અને તમે મને મળ્યા તેથી હું ભગવાન થઈ જઈશ ! મને આ ભાભી મળ્યા છે તે મને મોક્ષે જવાનો રસ્તો મળી ગયો.

**પ્રશ્નકર્તા :** અને આપ ખરેખર થઈ ગયા દાદા ભગવાન !

**દાદાશ્રી :** હા પણ નિમિત્ત એવું હતું એ. નિમિત્ત ખરા ને ? નિમિત્ત કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, નિમિત્ત.

**દાદાશ્રી :** વૈરાગ લાવનાર એ નિમિત્ત બન્યા, મારું તો જો કે બનવાનું તો આ જ હતું, પણ નિમિત્ત એ બન્યા. જ્યારે આ જ્ઞાન થયું ને ત્યારે ભાભીને મેં કહ્યું, 'તમારા રૂડા પ્રતાપે મને જ્ઞાન થયું. તમે મને દુનિયા દેખાડી.'

**પ્રશ્નકર્તા :** જય સચ્ચિદાનંદ.

**દાદાશ્રી :** આ ભાભી મને મોક્ષે લઈ જશે, હેલ્પ કરશે આ. દાઝ લાગે ત્યારે મહીંથી તૈયારી થાય ને ? મેં કહ્યું, 'આ ભાભીએ મને શિખવાડ્યું. વઢ્યા પણ શિખવાડ્યું બહુ.'

**પ્રશ્નકર્તા :** દાદા, એમનો ઉપકાર.

**દાદાશ્રી :** હા, માનવો તો પડે. અત્યારે એમનો ઉપકાર માનું છું, મને આ રસ્તે જવામાં હેલ્પ કરી.

**પ્રશ્નકર્તા :** ભાભીએ તમને આ તરફ વાળ્યા.

**દાદાશ્રી :** હા, અનંત અવતાર આ (સંસાર) બાજુ હતો તે (મોક્ષ બાજુ) વાળ્યો. અહીં (સંસારમાં) શું કાઢવાનું છે ?

તેથી અત્યારેય કહું છું, 'ભગત બનાવ્યા ભાભીએ. એમનો ભાભીનો મોટામાં મોટો ગુણ માનવા જેવો છે.' અને ગુણ માનેલો એમનો ઠેઠ સુધી. તે આ તરફ વળવાને માટે વધુ કારણો મળ્યા. એમણે જ મને આ જ્ઞાની બનાવ્યો.

## ઑબ્સ્ટ્રક્શનથી થાય પ્રગતિના પ્રયાણ

**પ્રશ્નકર્તા :** એટલે ભાભીએ તમને આધ્યાત્મિકતા તરફ વાળ્યા ?

**દાદાશ્રી :** નાનપણથી આધ્યાત્મિક તરફ વળેલો જ હતો સ્વભાવ અને તેમાં છે તે આ મારા ભાભી હતા ને, એમનું ઑબ્સ્ટ્રક્શન હતું. ઑબ્સ્ટ્રક્શનથી જ શક્તિઓ ઉત્પન્ન થાય, પણ મશીન હોર્સ પાવરવાળું

જોઈએ. મારા મોટાભાઈ અને ભાભી મારે માટે અતિ ઉપકારી થઈ પડેલા. ધર્મમાં મને બહુ મદદકર્તા થઈ પડેલા. તેમના જ ઑબ્સ્ટ્રકશનથી હું આગળ વધ્યો છું.

## મારા વૈરાગના નિમિત્ત બન્યા ભાભી

મારા ભાભી તો મારું તીર્થધામ છે. આ જ્ઞાન થયું તે તેમને આભારી છે. તે એવા ન હોત તો મને વૈરાગ આવત નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આખા વૈરાગના બીજ ત્યાંથી વવાયા એમ કહેવાય ને ? વૈરાગના નિમિત્ત એ ભાભી બન્યા દાદાને.

**દાદાશ્રી :** હેલ્પ કરી વૈરાગને, મૂળ વૈરાગ તો હતો જ. વિશેષ વૈરાગ ઉત્પન્ન થાય એવું થયું. એટલે એમનો ઉપકાર માનતો'તો.

## મોક્ષને ધક્કે ચઢાવે ચીકણી ફાઈલો

મોક્ષે જવા માટે વધારેમાં વધારે ઉપકારી કોણ ? તો કહે, ચીકણી ફાઈલ. અને મોળી ફાઈલ આપણને નીકળવા ના દે. મોળી એટલે મીઠી લાગતી હોય, તે આપણને મોક્ષે જવામાં મદદ ના કરે. તમારે જવું હોય તો જાવ, નહીં તો કંઈ નહીં. નહીં તો નાસ્તો કરો નિરાંતે. એટલે મેં તો જમે કરેલું. એટલે અમારા ભાભીને રોજ કહું, 'તમે છો તો આ હું પામ્યો છું, નહીં તો ના પામું. ધનભાગ્ય ! મારું કલ્યાણ થઈ ગયું !'

હવે આ વાતો સાંભળવામાં ટાઈમ નકામો જાય એટલી જ વાત છે ને, શું ફાયદો આમાં ?

**પ્રશ્નકર્તા :** આ તો તાળો મળે છે, દાદા. આ તો મહાપુરુષોના જીવનની જોડે તાળો મળે છે કે આ યથાર્થ દર્શન થાય ત્યારે માણસનો વેગ પકડાય એમ. આમ કેવા બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ મળે છે !

❖ ❖ ❖ ❖ ❖

# [૮.૩]

# વ્યવહાર લક્ષ્મી તણો, ભાભી જોડે

## કર્મના ગૂંચવાડા તે નથી સચવાતા ભાભી

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી કેવું હતું ભાભી સાથે ?

**દાદાશ્રી :** આખી જિંદગીમાં અમારા ભાભીને સાચવી શકતો નથી, આ બધાને સાચવી શકું છું.

**પ્રશ્નકર્તા :** દાદા, એ શાથી ? એ કેમ આમ ?

**દાદાશ્રી :** કર્મના ગૂંચવાડા.

**પ્રશ્નકર્તા :** ગમે એટલું ખુશ કરવા જાય તોય ખુશ નથી થતા.

**દાદાશ્રી :** ગમે એ આપો તોય ખુશ ના થાય ને !

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** તે દુનિયા મને મળી. આ ભાભી મળ્યા પણ રાજી થઈ શકતા જ નથી, ગમે એટલા પ્રયત્ન કરે તોય. ગમે તે આપવા ધારો તોય રાજી ના થાય. ના આપવા ધારો તોય...

**પ્રશ્નકર્તા :** એની પાછળ શું કારણ હોય, દાદા ? રાજી જ ના થાય, એનું શું કારણ હોય છે ?

**દાદાશ્રી :** લોભ એવો.

**પ્રશ્નકર્તા :** સંતોષ ના થાય, ઓછું ને ઓછું લાગ્યા કરે.

**દાદાશ્રી :** હા.

## હકદાર નહીં છતાંય માંગ્યું તે આપ્યું ભાભીને

**પ્રશ્નકર્તા :** દિયર થયા ને તમે, દાદા.

**દાદાશ્રી :** દિયર તરીકેનું બધું આપી દીધું મેં. અમારા ભાભી આવ્યા'તા તો એમને કહી દીધેલું કે 'તમારે જે જોઈએ તે. માગો એટલા આપું.' એ જમીન એમના નામની છે, તે દરેક વસ્તુ આપી દીધી'તી. એટલે આખું ગામ જાણે, તે કોઈ મારું નામ દે નહીં ને ! નહિતર દમ કાઢી નાખે, જો દિવાળીબાનું લઉં તો. તો તો વચ્ચે માણસો લઈને આવે કે આ ભાભીનું જરા જુઓ તો ખરા ! એમનું કશું રાખેલું જ નહીં, બધું આપી દીધું. બધું એમની પાસે જ છે. મહિને ત્રણસો રૂપિયા તો વ્યાજ આવે છે. વ્યાજ આવતું કરી નાખ્યું એ બધાનું. એ કશું હકદાર નહોતા, પણ એમના મનને કંઈ સમાધાન તો થવું જોઈએ. મારા દિયર આવડા મોટા ભગવાન છે ને !

ભાભીનો કેસ ઊંચો મૂકી દીધો બધું આપીને, ખરેખર આખું ઘર એમને આપી દીધેલું. મકાન મેં હાઈ ક્લાસ બાંધી આપ્યું છે, આર.સી.સી.નું. હવે શું એમને ? એકલા જ રહે છે. ભાદરણમાં એમને એ ઘર સોંપ્યું છે. મેં કહ્યું, 'વાપરજો તમે.' કારણ ઉપકાર છે ને ! એમને એકલાને સોંપી દીધું.

## ભાભીનો ક્લેઈમ ન રાખ્યો બાકી

**પ્રશ્નકર્તા :** દાદા, તમે તો એવું કહેલું કે હું કોઈનો ક્લેઈમ બાકી રાખતો નથી.

**દાદાશ્રી :** હા, નો ક્લેઈમ. કહી દઈએ બધાને કે ભઈ, મારો ક્લેઈમ કોઈ જાતનો છે જ નહીં. એવું ચોખ્ખું કહીએ અમે. ક્લેઈમ તો એમની જોડે રાખેલો નહીં પહેલેથી. એમને કોઈ પૂછે કે તમને દાદા જોડે કોઈ જાતનો ક્લેઈમ છે ? તો કહે, 'ના. ખરી રીતે મારે તો કોઈ ક્લેઈમ નથી,' નો ક્લેઈમ એવું કરી નાખ્યું.

**પ્રશ્નકર્તા :** હા, ખરી રીતે ‘કોઈ ક્લેઈમ નથી’ એ કહે અને છતાંય તો જો ક્લેઈમ નથી એવું જો હોય...

**દાદાશ્રી :** એ ક્લેઈમ ન રાખે એવું મેં રાખેલું છે પહેલેથી. હું તો બહુ ચોક્કસ માણસ ને, તે કોઈ વચ્ચે હાથ ઘાલે નહીં કે દિવાળીબા જોડે ન્યાય કરવાનો. મેં ન્યાય કરવાનું રાખેલું જ ના હોય ને કશુંય. ઉપરથી હેલ્પ કરવાનું રાખેલું. એટલે બીજી કશી લેવાદેવા નહીં મારે અને એમને.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પછી મારે જે આપવું હોય એ આપું.

**પ્રશ્નકર્તા :** આપો એ બરોબર છે.

**દાદાશ્રી :** પછી મેં એમને કહી દીધેલું કે ‘હવે જોઈએ છે વધારે ? આથી જોઈએ છે વધારે ?’ છેવટે કહે, ‘ના બા, હવે મારે નથી જોઈતું.’ એ ભારે આવડે એ તો ! એટલું કે મારી ઉપર રાગ-દ્વેષ નથી એમને.

## છેતરાઈને પણ કોઈનો ક્લેઈમ બાકી ના રાખું

એમના ભઈ (દિવાળીબાના ભઈ) જ પોતે કહી દે ને કે ‘તમારે એમની જોડે કશું નહીં. એ તમને કશું કહી ના શકે.’ એમના તરફથી કોઈ બૂમ પાડતો ના આવે. કારણ કે હું હંમેશાં એક રાખતો’તો કે તમારે ને મારે કંઈ ભાંજગડ પડી એટલે દસ હજાર તમારી પાસે રહે તો મને વાંધો નહીં પણ તમારા પાંચ હજાર મારી પાસે આવે એ વાંધો. શાથી, કે પછી તમે છે તે બોલાવો પેલા એને, આર્બિટ્રેટરને અને આર્બિટ્રેટર મારે ત્યાં આવે, કે ચોપડા જોવાના છે પેલા. ત્યારે હું કહું કે ‘ભઈ, સાડા બાર તો થયા છે, કાલે આવજો.’ એવું ચાલે નહીં ને ! આર્બિટ્રેટર ઉપકારી ગણાય. પણ મેં કોઈ ક્લેઈમ રાખેલો નહીં, નહીં તો આર્બિટ્રેટર મારે ત્યાં આવે. અને હું તો આર્બિટ્રેટરને કાઢી મેલું તરત. આર્બિટ્રેટર આવીને પાછું કહે, ‘ચા મૂકો.’ એટલે પછી આપણે મૂકવી પડે કે નહીં ? હું આર્બિટ્રેટર થયો છું પણ એવું વર્તન મેં કર્યું નથી. ઊલટું મારે ઘેર ચા પાઉ એને.

એટલે આખા ગામમાં કોઈ મને એમ કહી ના શકે કે ‘તમારા

ભાભીની બૂમ છે.' નહીં તો અમારા પાટીદાર તો હાલો, ટૈડકાવીએ, મજા આવશે એ બહાને. અમારે ત્યાં ધંધો જ આ, લોકોનો. હું કેફ રાખું ત્યારે ને ! કેફ જ રાખું નહીં અને કોઈ જગ્યાએ ક્લેઈમ બાકી રાખતો નહીં. પચ્ચીસ હજાર ઘસાઈ છૂટું પણ એને ક્લેઈમ કરવાને રાખું નહીં, સામાને.

## ના મળે આવો ભગવાન જેવો દિયર ક્યાંય

એમનો ભઈ શું કહે છે જાણો છો તમે ? એમના સગા ભાઈ છે તે પણ એમ ચોખ્ખું કહે છે કે આ પાટીદારની આખી નાતમાં આવો કોઈ પટેલ મેં જોયો નથી કે જે આ મારા બેનને પાલવે. આખી નાતમાં તમારા જેવો દિયર કોઈ મળે નહીં કે જેને પોતાની ભાભી નાની ઉંમરમાં રાંડેલી હોય અને તેને આવી રીતે રાખી હોય ! અમારામાં તો દરેક મા-બાપ જ સાચવે, અમારી નાતમાં જો રાંડે ને ! મિલકત એની આપે પણ બીજું કાંઈ ધ્યાન રાખે નહીં. મેં કહ્યું, 'આ અમારું ઘર તો એવું છે નહીં. અમારે ઘેર સહેજ પણ દુઃખ ના પડવા દે.' આ હીરાબાએ નથી પડવા દીધું. એ દિવાળીબાએ હીરાબાને જાતે કહ્યું, 'તમને મેં દુઃખ આપ્યું'તું, પણ તમે મને દુઃખ આપશો ? એનો બદલો લેશો ?' તો હીરાબા કહે, 'ના, મારે લેવો નથી.' એટલે એમણે (હીરાબાએ) ક્લેઈમ રાખ્યો જ નથી કોઈ જાતનો. મેં કહ્યું, 'નહીં તો અમારી ખાનદાની જાય. એ ભલે મકાન આખું વાપરે, બીજું કંઈ જોઈએ તો આપ્યા કરીશ.' પણ તોય છે તે એમની ભૂખ મટી નહીં કોઈ દહાડો !

એમના ભાઈ હઉ કહે ને કે આટલો બધો લોભ છે પણ ભગવાન જેવો દિયર મળ્યો છે. એ ભગવાન જ કહે છે. એની બેનને એવું કહે છે કે 'આવો દિયર મળે નહીં.' તોય પણ એના બેનના મનમાં એવું છે કે 'ના, એ તમે કહો, હું માનું નહીં. તમે માનો છો.'

## જ્ઞાન પછી લેટ ગો કરી નિભાવ્યા ભાભીને

અમારા ભાભી બધાને છે તે છેતરી નાખે. મને હઉ છેતરી નાખે ને ! એ હારુ જબરું ખાતું ! તે કેટલા બધા કપટ, જબરજસ્ત કપટના પડદા ! એ કેવા મોટા હશે ! એને 'સ્ત્રીચારિત્ર' કહ્યું છે.

**પ્રશ્નકર્તા :** તમારી જોડે તમારા ભાભી કપટ કરે તો તમે સામે કડકાઈથી રહો ?

**દાદાશ્રી :** પણ કડકાઈથી રહું તો તેલ કાઢી નાખે પાછું. હું તો લેટ ગો કરું, અટાવું-પટાવું. પછી જરા વધારે કપટ કરતા હોય તો હું કહું બધાની રૂબરૂ, 'આ અમારા ભાભી હતા તે ઘર બંધાયું, નહીં તો ઘર શી રીતે બાંધત ?' એટલે પાછા ટાઢા પડી જાય.

**પ્રશ્નકર્તા :** તો તો વધુ ચઢી જાય.

**દાદાશ્રી :** ભલે ને ચઢી જાય, પણ એકવાર અત્યારે તો ટાઢા પડ્યા. પછી ચઢી જશે ત્યારે હું આપીશ પછી એક થાપોટ, સીધા કરી નાખીશ. પણ અત્યારે ગાડું રાગે પડી ગયું ને !

**પ્રશ્નકર્તા :** આ એવું કહ્યું ને, કે ભાભી જોડે તમે બહુ કડકાઈથી રહો છો, તો એ શું ?

**દાદાશ્રી :** કડકાઈ રાખું જ એમની જોડે. આમને કહું કે આપવાના ખરા, પણ એ બે હજાર કહે તો આપણે હજારથી સાંધવા. ભલેને આપણે બે હજાર આપવા છે, એથી વધારે આપવા છે, પણ આપણે હજારથી સાંધવાનું. 'ના, ના, થોડાક તો વધારો' કહે. એમ કરી કરીને વધારાવડાવે. હમણે (સ્વામીનારાયણ) મંદિરમાં જમાડવા'તા, મહારાજ ને એ બધાને. તે મને કહે કે 'તમે પૈસા આપશો ? સંતોને જમાડવા છે.' તે મેં કહ્યું, 'હું હા પાડું, પણ રકમ પહેલેથી નક્કી કરો તો હા પાડીશ. મને તમે બજેટ કહો તો આપું, નહીં તો નહીં આપું. તમે જે બજેટ કહેશો તે આપીશ.' તે દાખલો આપું. એ બજેટના બારસો કહે, ત્યારે મેં કહ્યું, 'ફરી હવે નહીં આવેને વાત ?' તો કહે, 'ના, બારસોમાં જમી રહેશે.' ત્યારે મેં કહ્યું, 'તેરસો નહીં થાય ને ?' ત્યારે કહે, 'ના, બારસો.' તો મેં કહ્યું, 'તેરસો થાય તો જોખમદારી તમારી.' ત્યાં હું જઉં, ત્યાં આગળ બધા જમી રહ્યા પછી પેલા બધાના બીલો આવે ત્યારે અઢારસોના આવ્યા. બીલ આવ્યા હોય ત્યારે અઢારસો આપવા પડે ને ! હું શું કરું, આપવું પડે ને ?

## અમને ભોળા માની, ઓટીમાં ઘાલવા જાય

હમણે છે તે સ્ત્રીઓ માટે સ્વામીનારાયણનું મંદિર બંધાયું. ત્યારે અમારા ભાભીએ છે તે પોતે જાતે ઊભા રહીને બંધાવડાવ્યું. એટલે પોતાના નહીં, લોકોના પૈસા પણ બધો વહીવટ પોતે કર્યો.

**પ્રશ્નકર્તા :** ક્યાં ? ભાદરણમાં ?

**દાદાશ્રી :** ભાદરણમાં, સ્ત્રીઓ માટે મંદિર. પેલું મંદિર તો હતું એટલે પછી આ બંધાયું. તે પછી મને અમારા ભાભી કહે છે, 'મંદિર બાંધવાનું છે તો તેમાં કંઈ આપશો ? તમે કશું કરો, સ્ત્રીઓ માટે મંદિર બાંધવું'તું સ્વામીનારાયણનું.' ત્યારે મેં કહ્યું, 'હું તો ત્રણ હજાર રૂપિયા આપીશ. તે તમારે જે કરવું હોય તે કરજો.' ત્યારે કહે, 'હું જમાડીશ.' ત્યારે મેં કહ્યું, 'જમાડજો ત્યારે.'

એમણે જ્યારે કહ્યું હોય ત્યારે સ્વામીનારાયણ મંદિરમાં જઈને અમે ત્યાં આગળ ખર્ચો હઉ કરી આવતા હતા, એમને જે હજાર, પંદરસો, બે હજાર ખર્ચો કરવો હોય. એ કહે, 'મારે જમાડવા છે', તો અમે ત્યાં જઈને જમાડી આવતા હતા. મેં કહ્યું, 'ધર્માદો કરજો ને જમાડજો.'

આપણે આપીએ ને તો એ જાણે કે એમને સમજણ નથી તે અપાયા, નહીં તો એ આપે નહીં ને. આવું જાણે ! હવે જો આવું હોય, એને કેવી રીતે પહોંચી વળવું તે ? મને કહે, 'તમે બહુ ભોળા છો.' મેં કહ્યું, 'હા, ભોળો છું ત્યારે જ આ દશા થઈ ને !' તે કહે, 'બહુ ભોળા છો તમે, એટલે લોક પૈસા ખાઈ જાય છે તમારા બધા.' મેં કહ્યું, 'કોણ ખાનારું છે ? લોક ખાય કે ? આપણે કહીએ તોય કંઈ ખાતું નથી.'

એ તો મને હઉ એમ જાણે ને, આમને ઓટીમાં ઘાલીને ફરું. અત્યારેય એવું, મારું તેલ કાઢી નાખે, હા !

**પ્રશ્નકર્તા :** અત્યારે પણ ?

**દાદાશ્રી :** અત્યારે પણ. એક દહાડો મેં જરા ડફળાવ્યા'તા. તે પછી રિસાયા'તા. પછી વર્ષ દહાડો આવીને કશું લઈ ગયા નહીં. જે લઈ

જતા'તા ને, તે ના લઈ ગયા. એટલે કહેવડાવ્યું કે 'તમને આપીશું, તમે લઈ જાવ.' એટલે પછી લેવા આવ્યા ત્યારે મને કહે છે, 'તમે તે દહાડે એવું કહ્યું'તું એટલે નહોતી આવતી.' મેં કહ્યું, 'એ તો તમે કાચા પડી જાવ એટલે મારે કહેવું જ પડે ને !' 'હું કાચી ? હું શેની કાચી, તમે કાચા છો' કહે છે. 'હું સમજી ગયો, બધું સમજી ગયો' કહ્યું. પણ ભારે ખાતું બધું ! તે હમણે પાછું રાગે ચાલ્યું છે ને વળી પાછું પંચર થશે.

**પ્રશ્નકર્તા :** અમારા જેવા તો ભોળવાઈ જાય આમ.

**દાદાશ્રી :** નહીં, તમારા જેવા નહીં, ભલભલાને આંટા મારે એવા. એ એક જ જાણે કે હું આ બધાને, આખી દુનિયાને છેતરું એવી છું. એટલી બધી અક્કલ મહીં અને ખરું, એ બુદ્ધિ ખરી. પચાસ સ્ત્રીઓને તો ઉપદેશ આપવા બેસે, એમને શું ના આવડે ?

## આપ્ત જેવા માની, છેતરાઈએ જાણીજોઈને

આ ફેરે જરા એકતા કરી એમની જોડે. હીરાબા મરી ગયા ને, પછી તેમનેય બોલાવ્યા. તે એમની મેળે જ આવ્યા વ્યવહાર સાચવવા માટે, દેરાણી ઓફ થઈ ગયાને એટલે. પછી મેં કહ્યું, 'મારું કોણ હતું ? તમે એકલા જ રહ્યા ને હવે. હીરાબા હતા તે ગયા.' એટલે એમને મેં આપ્ત જેવા જાણી કીધું, 'તમારે પૈસાની જરૂર હોય તો પૈસા આપું. દસેક હજાર આપું તો ચાલશે ?' 'ઘણાં થઈ ગયા' કહે છે. મેં કહ્યું, 'મારે તમને દસ હજાર રૂપિયા આપવા છે, પણ દસ હજાર હાથમાં નહીં આપું રોકડા. વ્યાજ મળશે તમને દર મહિને સો રૂપિયા. તમારે તો વ્યાજ જ જોઈએ ને ?' તો કહે, 'હા.' મેં કહ્યું, 'આ ભાઈને ત્યાં મૂકું છું, વ્યાજ દર મહિને સો રૂપિયા આપશે.' તે પછી આવીને એમણે ખોળી કાઢી સિસ્ટમ. મને કહે, 'તો મારી પાસે આ ચાર હજાર છે, એ હું વાપરી નાખું આ ધર્માદામાં ?' ત્યારે મેં કહ્યું, 'વાપરી નાખો.' એમના ભત્રીજાને મેં કહ્યું, 'આ દસ હજાર મૂકું તેનો તું ટ્રસ્ટી થા. બે જણનું ટ્રસ્ટ મૂકીએ.' ત્યારે કહે, 'ના બા, એમનામાં ઊભો રહું તો મારે ગાળો ખાવી પડે.' કોઈ ભાઈ-બાઈ ઊભું ના રહે. એક એમના ભાઈ એકલા સાચવે છે બિચારા.

**પ્રશ્નકર્તા :** એટલે આપ જાણીને છેતરાવ.

**દાદાશ્રી :** આખી જિંદગી જાણીને છેતરાયા'તા. કશું લેવાય નહીં, દેવાય નહીં તોય !

## એમનો દોષ જોયો જ નથી, મારી જ ભૂલ

હવે એમનો દોષ નથી, પણ હું શી રીતે ગાડું નભાવતો હોઈશ ? એમનો દોષ જ જોયો નથી કોઈ દહાડોય, મારી જ ભૂલ છે આ. હિસાબને આ બધો. બીજું કંઈ વેર હશે ને પૂર્વભવનું, તે પૂરું કર્યું. ગામમાં કોઈ એમને સારા ના કહે, કોઈ પણ માણસ એમ ના કહે, એમનો ભાઈ, એમનો ભત્રીજો, કોઈ નહીં.

તે મેં પછી એમને માટે ત્યાં રૂપિયા વ્યાજે મૂક્યા. બીજા એક હજાર એમ ને એમ આપ્યા એમના હાથમાં. તે પછી એમને સ્ટેનલેસ સ્ટીલના ડબ્બા જોઈતા'તા. વેચાતા મંગાવાનું કહેતા'તા. ત્યારે મેં કહ્યું, 'અહીંથી આપશે. તમે હજાર ત્યાં આપી દેજો, તમને અગિયાર હજારનું વ્યાજ આપશે. તે એકસો દસ રૂપિયા મહિને વ્યાજ એમને આપે છે.' ત્યારે કહે, 'ભાદરણ બેંકમાં મૂકો તો ?' ત્યારે મેં કહ્યું, 'ના, અહીં આમને ત્યાં રાખીશું.'

હવે આવું બધું પણ હું તો સમજું. આવું બોલે તે સમજું. છોને મને મૂરખ સમજશે, બીજું શું સમજશે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમનો એક કાયદો, લેવું તો દાદાને છેતરીને લેવું અને હું છેતરાઉ નહીં. પણ 'હું છેતરાઉ છું' એવું એમને દેખાડો કરી આપું બધું. તેથી આપણા કવિએ લખ્યું ને, લોભિયાથી છેતરાય અને વીતરાગ ચાલ્યા જાય. લોભિયાને લોભ કરવા દઈએ. મૂળ સ્વભાવ તો જાય નહીં ને બિચારાનો. લુચ્ચો હોય તો લુચ્ચાઈ કરવા દઈએ. એટલે બધું જાણીને કરવા દઈએ. પણ આપણે તો આપણે ગામ જવું છે. છોને, એ તો કરે.

## છેતરાય તો જવા દે આપણા ગામે

**પ્રશ્નકર્તા :** બરાબર છે, આપણે આપણા ગામ જવું છે. માનીને માન આપી, લોભિયાથી છેતરાય.

**દાદાશ્રી :** હા, એવું પણ જવા દે ને ! 'હા, જાઓ ત્યારે, આવજો હો, જય સ્વામીનારાયણ' કહે, નહીં તો આંતરે. 'તમારી પાસે છે ને આપતા નથી.' પણ શેના કહીએ, 'કંઈ માગો કરો છો ?' ત્યારે કહે, 'ના, માગતા નથી, પણ તમારે આપવા જોઈએને અમને.' હં... ક્યાં આમની જોડે બાઝીએ ? તે પાછી ફાઈલ ઊભી થાય. ફાઈલ ઊભી થાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, ફાઈલ ઊભી થાય.

**દાદાશ્રી :** અને પૈસા તો કંઈ સૂતા સૂતા લઈ જવાય છે જોડે ?

**પ્રશ્નકર્તા :** તમારી ચીકણી ફાઈલ છે, દાદા.

**દાદાશ્રી :** નહોય ચીકણી, તમને ચીકણી લાગે. તમને સમજણ ના પડે એટલે ચીકણી કહો પણ મને ચીકણી લાગી નથી.

**પ્રશ્નકર્તા :** બહુ સમજી શકાય નહીં એમને આમ.

**દાદાશ્રી :** હું જાણું કે એમનો સ્વભાવ લોભિયો છે. લોભ, લોભ, લોભ, નિરંતર જાગૃતિ લોભની. મને જ્યારથી એ ભેગા થયા છે ત્યારથી એક સેકન્ડેય એમની જાગૃતિ બંધ થઈ નથી એ બાજુની. અને આ આમની જોડે તો ઉપાધિ કાયમ રહેવાની. મેં કહ્યું, 'આપીએ તોય આ પાંસરા થાય નહીં, એમની દૃષ્ટિ બદલાય નહીં.' લોભી દૃષ્ટિ છે ને, તે ના બદલાય. એમને લોભ છૂટ્યો નહીં કોઈ દહાડોય એટલો બધો લોભ ! શી રીતે આ નોબલ ઘરમાં પેઠા તે અજાયબી છે ! એક ગુણ મળતો આવેલો આ, ચારિત્ર હાઈ ક્લાસ. તેને લીધે નભી રહેલા પણ લોભ પેસી ગયો હતો ને ! હીરાબાના કેટલા વાસણો-બાસણો બધું વેચી નાખ્યું. એના જે પૈસા આવેલાને તે પોતે રાખ્યા. પણ તેનો વાંધો નહીં, ઘી ઢળ્યું તો ખીચડીમાં. કંઈ ચોરી ગયા છે લોકો ? લોક લઈ ગયા છે ?

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૪]
## ભાભીના ઊંચા પ્રાકૃત ગુણો

### ઊંચું ચારિત્ર અને શીલવાનપણું

**પ્રશ્નકર્તા :** ચારિત્રમાં ભાભીનું ટૉપ ક્લાસ દેખાણું આપને ?

**દાદાશ્રી :** હા, આખી પોળમાં નામ ના દેવાય કોઈથીય. નામ દીધું તો આવી બન્યું. સિંહણ જેવી બાઈ ! કોઈ છંછેડવા જાય તો આંખ કાઢે ને, તે પેલો ધ્રુજી જાય. કારણ કે શીલવાન ! એમાં બે મત નહીં. કોઈ પુરુષ દૃષ્ટિ બગાડી ન શકે. જો કોઈ દૃષ્ટિ એમના તરફ બગાડે તો મરી ગયો જાણો. ઉપરથી મારે એવા, જ્યાં ને ત્યાં ચંપલથી મારે, આખું બજાર ઊભું હોય તોય. સાંધા તોડી નાખે એવી, આ રજપૂતાણી જેવી બાઈ !

ચારિત્રમાં બહુ ઊંચા હતા, સતી જેવા. ચારિત્ર એવું કોઈનું જોયેલું નહીં. આખા ઘરમાં એમનું ચારિત્ર તો મેં બહુ ઊંચું જોયેલું. ભાભીનું ચારિત્ર એક નંબરનું, હાઈ ક્લાસ ચારિત્ર ! આ સ્ત્રીઓના જેવું પહેરવાનું ના હોય એમનું. આખા ભાદરણ ગામની બધી સ્ત્રીઓની કહો તો પગની પાનીઓ દેખાય, આમની પાની નહીં દેખાયેલી કોઈ દહાડો. પણ આ ભાભી સાડી પહેરે ને, એમની સાડી હોય ને આટલે સુધી, તો પગની પાની એક દોરોય ના દેખાય. કોઈ દહાડો દેખાયું નથી આમ ચાલે તે ઘડીએ અને સાડલો ધૂળવાળો થાય નહીં, નીચે ધૂળ અડે નહીં. તું સમજી ગઈ ?

**પ્રશ્નકર્તા :** સમજી ગઈ. કેટલા હોશિયાર હશે ? કેવા હોશિયાર !

## પગની પાની દેખાય નહીં ને સાડલો ધૂળવાળો થાય નહીં

**દાદાશ્રી :** અમારા ભાદરણના લોકો મને ત્યાં વડોદરે કહેવા આવે. કોઈ દહાડો આવે ને, તે મને શું કહે? આ તમારા ભાભી કહેવા પડે ! ત્યારે મેં કહ્યું, 'શું ?' ત્યારે કહે, 'તમારા ભાભી જ્યારે બહાર જતા હોય, ગામમાં મંદિરે-બંદિરે, તે ઘડીએ એમની પાની કોઈએ દીઠી નથી.' ત્યારે એ વટ છે ને, એક જાતનો ! કેટલું કેલ્ક્યુલેશન (ગણતરી) છે ! નહીં તો આટલા આટલા પગ ઉઘાડા દેખાય બળ્યા ! અને જો સાડી ઢસેડ્યા કરે તો ધૂળવાળી થતી હોય. 'આ તો જાણે ક્ષત્રિયાણી જ ચાલી રહ્યા છે,' એવું દેખાય.

ભાદરણના લોકો કહે ને, એટલે મને પાણી ચડે. એ સંસ્કારને ! એટલે મને મનમાં શું ને શુંય થઈ જાય ! મને પૌણ (પાણી) ચડે, મારા ભાભીનું જુઓ કેવું સરસ ! તે પૌણના માર ખાધા, ગોદા. જ્ઞાન નહોતું થયું ત્યારે, હવે તો કશું ના થાય. હવે મને તો જાણે, મારા ભાભીપણું ને એવું કશું રહ્યું જ નહીં ને !

## ભાભીનું ચારિત્ર ઊંચું તેથી દાદાને અહોભાવ

હું જાણતો હતો કે અમારા ઘરમાં આખી પેઢી જુદી જાતની હતી. હીરાબાએ બૂમ પડવા દીધી નથી કે આમણે (ભાભીએ) કોઈ દહાડો બૂમ પડવા દીધી નથી. કોઈ બૂમ ન પડે ને કોઈ શંકા નહીં એવી લાઈફ બધી. કોઈ એમ ના કહી શકે કે તમારા ચારિત્રમાં આવું છે ! એ જ મારે મન તો બધું સોનું હતું.

**પ્રશ્નકર્તા :** બસ, એ જ મિલકત.

**દાદાશ્રી :** બસ, એ જ અમારી મિલકત હતી. એટલે મને આનંદ એ બધો, એમાં ચારિત્રની કિંમત બહુ.

**પ્રશ્નકર્તા :** ચારિત્રની મોટી કિંમત !

**દાદાશ્રી :** ભલે ભાભી બીજી રીતે કડવા ઝેર જેવા મને લાગતા હશે પણ આ બાબતમાં આમ રાગેય ખરો. લોકો તો એમ જ જાણે કે

આ બેઉને છે તે પૂર્વનું જબરજસ્ત વેર છે ! છતાંય ભાભી તરીકે ભાવ બગાડ્યો નથી કોઈ દહાડો. કેમ મને એમના ઉપર ભાવ રહેતો'તો ? ત્યારે કહે, 'એમનામાં મુખ્ય એક ગુણ, પરપુરુષ તરફ દૃષ્ટિ નહીં કરેલી કોઈ દિવસ.' ચારિત્ર ઊંચું એટલે બહુ સારું કહેવાય ને ! કેવડો મોટો ગુણ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** બહુ મોટો.

**દાદાશ્રી :** અમારા ચોકઠામાં ગુણ છે. પહેલાં બા એવા, હીરાબા એવા, આ ભાભી એવા. આખું ચોકઠું કેવું ? અજાયબ ચોકઠું કહેવાય.

## કળિયુગમાં 'સતી' આ એક જ જોયેલા અમે

અત્યારે (૧૯૮૬માં) એમને એંસી વર્ષ થયા. પચાસ વર્ષથી રાંડ્યા છે. પચાસ વર્ષ વિધવા સ્થિતિમાં ગાળ્યા. પચાસ-પચાસ વર્ષ વિકરાળ કાળ કાઢ્યો ને ?

**પ્રશ્નકર્તા :** હા, પચાસ વર્ષ.

**દાદાશ્રી :** ત્રીસ વર્ષની ઉંમરે રાંડેલા, પણ ચારિત્ર બાબતમાં કોઈ દહાડો બૂમ નહીં, બરાડો નહીં. એટિકેટવાળી બઈ ! સારા કપડાં-બપડાં પહેરવાની છૂટ તોય પહેરે નહીં. આમ યોગિણી જેવા. તમને લાગે એમાં કોઈ યોગિણી જેવા ગુણ હશે ? યોગિણી એટલે જેણે પરપુરુષ સામે દૃષ્ટિ સરખી નહીં કરેલી. દૃષ્ટિફેર ના કરે કોઈ દહાડો. એને લીધે એ ગમે તે કહે એ કરવા હું તૈયાર છું. કારણ કે અમારા ગામમાં એમના માટે ચારિત્રની બૂમ પડેલી નહીં. તે કોઈ એમના માટે બોલી શકે નહીં, આંગળી કરી શકે નહીં. એટલે એમના માટે એ કહે એ કરું. અને એ કહે કે તમે ભોળા છો તો હું કહું, 'ભોળો છું.'

પવિત્ર લેડી (સ્ત્રી) અને દેખાય છે ને, પ્યૉરિટી છે ! પહેલેથી મર્યાદા ધર્મ લઈ લીધો ને, મણિભાઈ ઓફ થઈ ગયા ત્યારથી. ફરી કોઈ દહાડો હલ્યા નથી. આખી જિંદગી સંયમ પાળેલો. આવા ભયંકર કળિયુગમાં, આ કાળમાં સંયમ કોણ પાળી શકે ? એ પુણ્યૈ કહેવાય ને !

આ કાળમાં ચારિત્ર ! કોઈ પરપુરુષને એમણે જોયો નથી, જાણ્યો નથી. કોઈ પુરુષને અડ્યા નથી કોઈ દહાડો જિંદગીમાં. વિચાર ખરાબ આવ્યો નથી કોઈ દિવસ. મને આ બહુ ગમેલું. અને મૂળ આ અહંકારી, ગાંઠે નહીં કોઈને. આવો સંયમ પાળવો, ત્યારે ભગવાન રાજી થાય. એમ તે કંઈ રાજી થતા હશે કે ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

**દાદાશ્રી :** તેથી મહારાજ (સહજાનંદ સ્વામી) રાજી થયા હશે, આવું હોય તો જ રાજી થાય ને !

**પ્રશ્નકર્તા :** દાદા, હું પગે લાગવા ગયો, ત્યારે 'જરા દૂર રહેજો, દૂર રહેજો' એમ કહ્યું.

**દાદાશ્રી :** હા, એ કોઈ પુરુષને અડ્યા નથી. અને જો તમારો હાથ અડી ગયો ને, તો એમને નહાવા જવું પડે ત્યારે.

**પ્રશ્નકર્તા :** એમ ?

**દાદાશ્રી :** આવો નિયમ લીધેલો.

ઘણી સ્ત્રીઓ હિન્દુસ્તાનમાં હજુ હશે ખરી, પણ મેં જોયેલા હોય તો આ એકલા જ છે ખાસ. મારા અનુભવમાં આવેલા.

**પ્રશ્નકર્તા :** સ્ત્રીઓમાં આવું જીવન બહુ ઓછું જોવાનું મળે.

**દાદાશ્રી :** અત્યારે હોય ક્યાંથી આ કળિયુગમાં ? સત્યુગમાંયે કો'ક જ, બે-પાંચ સતીઓ હોય.

## માન બહુ એમના પર, તેથી વશ થઈને રહેલો

એમના બીજા ગુણો બહુ ઉત્તમ, આ સ્ત્રી, કોઈ પુરુષ સામું ના જુએ એટલે મને બહુ માન એમના પ્રત્યે, સખત માન ! માન તો રહે ને ! ગમે એટલું કપટ કરે તોય માન રહે. એ મારા મનમાં તો કેટલું બધું એ લાગે ! ભલે આટલી બુદ્ધિ હતી ત્યારે આ બાજુ પાંસરા એટલે આટલું

બધું આવડેય છે ને ! નહીં તો આવડે ? મારે તો બહુ મોટા પૂજ્ય છે ! વઢે તોય મારા મનમાં એમ કે આવા ભાભી તો મળે જ નહીં ને ! નહીં તો સાંભળવું પડે ને આપણે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આખું ગામ કહે કે 'તમારા ભાભીએ કોઈ જાતનું આબરૂનું કલંક કે બીજી કોઈ જાતની ચારિત્રની બૂમ આવવા દીધી નથી.' નહીં તો એમનું કંઈક પણ છે તો ચારિત્રનું ખંડન થાય તો બધી ઉપાધિ તો મારે જ આવે ને ? એટલે મારે આટલું બહુ થઈ ગયું. તમારે મને ગાળો દેવી હોય તો દઈ દેજો. હિસાબ જ ચૂકવવાનો છે ને, બીજું શું કરવાનું છે ?

આપણા મનમાં એમ કે આવો ઉત્તમ ગુણ છે, માટે આપણે થોડાઘણાં ખત્તા ખાઈને પણ આમને નભાવવા. એટલા ઉત્તમ ગુણને લઈને હુંય વશ રહેલો એમને કે આવા ઉત્તમ ગુણ ! અમારા ઘરમાં આ પ્રમાણે હતું. ચારિત્રનું બહુ હાઈ (ઊંચું), મધર-બધર બધાય, પહેલેથી જ. તે એમનું ચારિત્ર સાચવેલું. ગમે નહીં, પરપુરુષનો વિચાર જ નહીં. એટલે એનો લાભ તો હોય ને ! અત્યારેય મહીં એમના પ્રત્યે માન ખરું બધું, પણ ઉપર ના દેખાડું, નહીં તો ચઢી વાગે પાછું. ચઢી વાગે કે ના ચઢી વાગે ?

## 'દિયર અમારા લક્ષ્મણજી જેવા !'

**પ્રશ્નકર્તા :** દાદા, ભાભીને તમારા માટે માન ખરું ?

**દાદાશ્રી :** હા, મનેય નાનપણમાં 'લક્ષ્મણજી' કહેતા હતા. તેઓ કહેતા, 'મારા દિયર લક્ષ્મણજી જેવા છે. મારા દિયર જેવો દિયર ના મળે.' કારણ કે અમે બે સરખી ઉંમરના પણ એમની પાનીની સામું જ જોતો'તો હું, મોઢા સામું નથી જોયું. પેલા લક્ષ્મણજીએ સીતાને રાખ્યા'તા એવી રીતે આમને રાખ્યા'તા, એવું એ પોતે કહેતા'તા, 'કહેવું પડે મારા દિયરનું !'

**પ્રશ્નકર્તા :** બહુ ઓછા કુટુંબમાં જોવાનું મળે આવું બધું. મળે જ નહીં, જવલ્લે. આ કળિયુગમાં તો મળે જ નહીં.

## પાવરફુલ બુદ્ધિથી પાડે શાસ્ત્રોની સમજણ

**દાદાશ્રી :** અમારા ભાભી બહુ પાવરફુલ ! આમ બ્રેઈન બહુ ભારે હતું. એટલે આમ વાતચીત કરે ને, તે કેવી સુંદર ! આ બુદ્ધિ બધી વધેલી ને ! આપણી જોડે વાતચીત કરે ને, તે આપણી ભૂલચૂક ખોળી કાઢે. બુદ્ધિ એટલી બધી સરસ ! પુરુષોને પકડે, વકીલ જેવી બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં ક્રમિકમાં તો બુદ્ધિની જ વધારે જરૂર છે ને ?

**દાદાશ્રી :** હા, એમની બુદ્ધિ જબરજસ્ત. હમણાં પચાસ-સો બૈરાંઓ બેઠા હોય, તો તેઓ ઉપદેશ આપવા માંડે, તે સરસ ઉપદેશ આપે અને શાસ્ત્રો બધા સમજાવી શકે. કારણ કે એમને પહેલેથી શાસ્ત્રો ને બધું આવડે. પહેલેથી જ મગજ સારું ચાલે. અત્યારેય ત્યાં અમારું નવું ઘર બાંધ્યું છે ને, ત્યાં પાંચ-પચાસ બૈરાં ભેગા બેસીને એ પોતે સત્સંગ કરે, બધાને સમજણ પાડે. સમજણ બધી બહુ, તે શાસ્ત્રો ને શાસ્ત્રો સમજણ પાડી દે. તે એ બધા પચાસ બૈરાંઓ એમની પાછળ ફરતા હોય.

ત્યારે કંઈ જેવી તેવી વાત છે, સત્સંગ સમજ પાડવો તે ? મને કહે છે, 'બધા મારે ત્યાં ભેગા થઈને આખી રાત ભક્તિ કરી.' મેં કહ્યું, 'સારું, કરો.'

**પ્રશ્નકર્તા :** રોજ અમારે ત્યાંથીય જાય છે બધા.

**દાદાશ્રી :** હા, બધા જાય છે. ઊલટું સારું થઈ ગયું. આ તો અમારું ધનભાગ્ય કહેવાય ! મને આનંદ થાય ને ! એમની કેટલીક વાત લોકોને સમજણ પડે તો સારું ને ! ખરી બઈ, બહુ સત્સંગી ! આખી જિંદગી ભક્તિ કરી, 'મહારાજ, મહારાજ' કહે.

## એ ધર્મે જ એમનું રક્ષણ કર્યું

અમારા ભાભીએ સ્વામીનારાયણ ધર્મ સારો પકડી રાખ્યો છે. વિધવા સ્ત્રી તેને માટે માર્ગ સારામાં સારો છે. કારણ કે આ ત્રીસ વર્ષે રાંડેલા, પણ જોને બિલકુલ ચારિત્ર ચોખ્ખું. એટલે હું કહું ને કે આ ધર્મ સારો છે. એ ધર્મે જ એમનું રક્ષણ કર્યું.

**પ્રશ્નકર્તા :** ખરેખર ધર્મે જ એમનું રક્ષણ કર્યું, દાદા.

**દાદાશ્રી :** હં. અને એમની ભાવના ખરી ને ! બહુ મજબૂત. હવે ત્રીસ વર્ષની ઉંમર, શી રીતે વર્ષો કાઢવા ? આ ધર્મમાં પેસી ગયા ને, પછી કોઈ સ્ત્રી-પુરુષને અડવું નહીં. એવા બધા નિયમો લઈ લીધા તે બહુ સારું.

## ભાભીએ કહ્યું, 'મને પણ જ્ઞાન આપો'

એક ફેરો ત્યાં (વડોદરામાં) દર્શન કરવા આવ્યા, પચ્ચીસ-ત્રીસ બૈરાં લઈને. એમની આસિસ્ટન્ટ પાછી, એમના ફૉલોઅર્સ બધા. નીરુબેન બેઠા'તા ને એમને લઈને આવ્યા બધા. તે પાછા એમના ફૉલોઅર્સ બધા શું કહે ? 'તમે જેમ આમના છો ને, એવું અમારે માટે આ છે.' મેં કહ્યું, 'બહુ સારું બા.'

એક ફેરો અમારા ભાભી છે તે દસેક વર્ષ ઉપર આવેલા. મને કહે છે કે 'મને આત્મજ્ઞાન આપો.' પછી મેં કહ્યું, 'ના, તમને જ્ઞાન ના અપાય.' ત્યારે કહે, 'તમે આ બધાને જ્ઞાન આપો છો, તો મને કેમ નથી આપતા ?' ત્યારે મને એવું લાગ્યું કે આમને જો જ્ઞાન આપીશું તો કેટલાય માણસોને બિચારાને કોઈ સમજણ પાડનાર મળે નહીં પછી. એ પોતે વાંચે તો એમની પાસે પચાસ બૈરાં બેઠા હોય. હવે એ પચાસ સત્સંગીઓને સત્સંગ કરાવડાવે. એ થાંભલો તૂટી પડે, તો પચાસ માણસ કંઈ બેસે બિચારા ? એમનો થાંભલો પડી જાય તો રોજ સત્સંગ સાંભળનારા તે ક્યાં જાય ? કોણ ઉપદેશ આપવા જશે ?

**પ્રશ્નકર્તા :** બરોબર.

## ના તોડાય લોકોનો આધાર, જ્ઞાન આપી એમને

**દાદાશ્રી :** આમને ઠંડક થઈ જાય એટલે પછી જાય નહીં ત્યાં.

**પ્રશ્નકર્તા :** હા, પછી જાય નહીં.

**દાદાશ્રી :** અને જો આ થાંભલો પડી જશે તો મુશ્કેલી થઈ જશે. અને આપણે ક્યાં થાંભલો તોડી નાખીએ આ ? એટલે મેં કહ્યું, 'આ

જ્ઞાન તમને આપવા જેવું નથી. જ્ઞાન તો તમને ફરી મળી આવશે આવું, તમારો ને મારો કૌટુંબિક સંબંધ થયો એ તો કંઈ જેવો તેવો નથી. તમે જે કરો છો એ બરાબર છે. તમારે તો જ્ઞાન જ છે ને ! તમારે શું કામ છે આ ?' એમ કહીને પાછા કાઢ્યા. કેટલું માણસ હતું સાથે અને એમના આધારે તો બહુ વળે.

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે.

**દાદાશ્રી :** હું કહું, 'તમારો ધર્મ બહુ સરસ છે.' એ એમની મેળે નમસ્કાર કર્યા કરે. એની મેળે પતે એવું હોય ને, તો આપણે એને અહીં ઘાલીએ નહીં. અહીં ક્યાં આગળ રાખીએ બધાને ? આ પાંચસોનું અહીં આગળ જમવાનું બનાવવાનું મુશ્કેલ પડે છે, તો પછી બધાનું શું થાય ? આપણે ટોળું વધારવા નથી આવ્યા. આપણે તો જેને દુઃખમુક્ત થવું હોય સંપૂર્ણ, તેને માટે છે આ બધું.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** એટલે આપણી ઈચ્છા જ નહીં એમને આ બાજુ લાવવાની.

## અંતે ભગવાન જાણી કરતા આરતી

**પ્રશ્નકર્તા :** હવે તમારા ભાભી આવીને આપના દર્શન કરે ખરા ?

**દાદાશ્રી :** હા, પંદર-વીસ વર્ષથી કરે છે આમ બેસીને બધું. આમના જેવા કોઈ કહે કે 'ભગવાન છે,' ત્યારે પાછા પગે લાગે. એ તો પહેલેથી પગે લાગે બધાને, દરરોજ. જ્યારે હોય ત્યારે નીચે બેસીને પગે લાગવાનું સાડલો પાથરીને. એટલે અમારે થોડુંઘણું ઋણાનુબંધ ઓછું થયું ને ત્યારે ! પણ હજુ છે. આમણે કહ્યું તો આરતી ઉતારે. ત્યાં ભાદરણ ઘેર જાઉ ત્યારે આરતી ઉતારે હઉ.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** આ નીરુબેન સમજણ પાડે ત્યારે આરતી કરે પાછા.

આપણે ત્યાં ગયા ને, એટલે એ કહે કે 'મારે દાદાની આરતી ઉતારવી છે.' તે બધાની રૂબરૂમાં એમણે આરતી ઉતારી'તી. આ ઉદયકર્મના કેવા ગૂંચવાડા હોય છે !

## કર્મના ગૂંચવાડા થયા કૂણા તોય દાદા રહે ચેતતા

**પ્રશ્નકર્તા :** પણ એટલું કૂણું થયું કહેવાય ને ? તો પછી હવે ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** પણ અમે ચેતતા રહીએ, ફાઈલ છે ને ! ફાઈલ, ફાઈલ ! મારા કહેતા પહેલાં એ વાત સમજી જાય આખી.

**પ્રશ્નકર્તા :** એટલે બહુ વિચક્ષણ !

**દાદાશ્રી :** બહુ વિચક્ષણ, જબરજસ્ત ! તે મારે અડધો બોલ બોલવો પડે. આ બધો હિસાબ છે એ ફાઈલોનો, તે હું જેમતેમ નીકળેલો. મારો હિસાબ પતી જાય તો બહુ સારું. આમના જેવા પતાવી આપે, લવાદી કરીને.

**પ્રશ્નકર્તા :** દાદા, પતાવવા જેવું છે જ શું એમાં કંઈ ?

**દાદાશ્રી :** ના, કશું જ છે નહીં.

**પ્રશ્નકર્તા :** આપને પેલું ફ્રેક્ચર થયું'તું ત્યારે એક વખત આપની તબિયતની ખબર કાઢવા આવેલા, મને યાદ છે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પણ તે વખતે બહુ જ લાગણીથી આપને પૂછતા'તા, તબિયતના સમાચાર.

**દાદાશ્રી :** લાગણી તો ખરી પણ પાછું વધારે તો પેલું.

**પ્રશ્નકર્તા :** પણ લાગણી હોય ત્યાં આવું રહેવાનું જ.

**દાદાશ્રી :** રાગ ને દ્વેષ બેઉ હોય ને !

એક વખત તો જયંતી ઊજવી ત્યારે કહે, 'મારે બીજી ઉજવવી છે.' મેં કહ્યું, 'તમે એ જ કહો છો ને, તમે દાદા જીવજો.'

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યારે સારું આશીર્વાદ મળ્યો તે વધશે, વધશે હવે. દિવાળીબાના આશીર્વાદ તો ફળે ને ! વડીલ કહેવાય, પૂજ્ય કહેવાય. વ્યવહારમાં તો પૂજ્ય ખરા ને !

## દિવાળીબા કરે દાદાની જૂની વાતો

**પ્રશ્નકર્તા :** બા, દાદાની જૂની વાત કરો ને.

**દિવાળીબા :** હું જ્યારે ભાદરણથી અટલાદરા જઉં, તે વચ્ચે ઊતરીને હીરાબાને મળીને જઉ. હીરાબા ગયા પછી ઓછું કરી નાખ્યું મેં. પણ અંબાલાલનો ભાવ મારા પ્રત્યે બહુ, હા.

**નીરુમા :** બહુ ભાવ.

**દિવાળીબા :** એ (મણિભાઈ) ધામમાં ગયા ને, હું બહુ રડું. મારા પગે હાથ મૂકીને કહે, 'બાની જેમ હું તમને રાખીશ,' તે એ રીતે રાખી છે.

મને વઢેય ખરા, દિયર છે તે. પણ મનેય પાછું ઓછું કશું થાય જ નહીં પ્રેમ, ભાવમાંથી ઓછું ના થાય.

## ભાભી ખરા ને, તે પજવે

**પ્રશ્નકર્તા :** વઢે ને ભાભી એટલે, પજવેય ખરા ને ?

**દિવાળીબા :** હા, બહુ. હું સેવા ભૂલી ગઈ'તી અટલાદરા મારી, પાટીયે. મેં એક રૂમ રાખેલી. ચાર ડોસીઓ મારી જેવી, તે બધાની પાટીયા ઉપર મૂકેલી. તે હું તો વડોદરામાં ઘેર આવી પછી નાહી. તે પછી મારા કપડાં લેવા મારો સામાન કાઢ્યો ત્યારે મારી ઠાકોરજીની એ સેવા ના જોઈ મેં. મેં કહ્યું, 'મારી સેવા રહી ગઈ ત્યાં પાટીયે ને હું તો પાટીયે ભૂલી ગઈ.' તે પછી મોટરમાં આવેલી, તે અપવાસ પડેલો અને અંબાલાલ ત્યાં ઘેર જ હતા. નરમ શરીરને લીધે એ કામ પર કશે જતા નહોતા છેલ્લા વર્ષોમાં પોતે. તે પછી સાંજ પડવા આવેલી. એટલે મારે પછી પૂજા વિના અપવાસ પડે, એટલે જમાય નહીં. અને પેલું મોટરમાં આવેલી એટલે એ

સાંજે નહીં જમવાનું મારે. એટલે પછી બીજે દહાડે હું પૂજા કર્યા વગર જમીશ શી રીતે, એવું મારા મને બધો વિચાર કર્યો.

પછી હું તો એક જણ ત્યાં અટલાદરા આવતો'તો, એ નોકરી કરતો'તો વાણિયો, તેને ત્યાં ઠેઠ મામાની પોળમાં પૂછી આવી. મેં કહ્યું, 'ભઈ, તમારા ઘેરથી તમે કોઈ અટલાદરા જવાના ?' ત્યારે કહે, 'ના.' એનો છોકરો હતો તે, 'બાપા તો મારા આવી ગયા' કહે. હવે કોની સાથે ? પછી પાછી આવી અને અંબાલાલને હવે કહ્યા વગર નહીં ચાલે. મેં કહ્યું, 'ભઈ, હું તો આ મારી પૂજા ભૂલી ગઈ અટલાદરા અને આજ અત્યારે તો ખાવાનું નથી મારે, અડીને આવી તે. પણ હવે આવતી કાલે મારે લેવા જઉ તેય અપવાસ પડે ને આવતાય પછી.' ત્યાર પછી એ કહે છે, 'ત્યારે અપવાસ કરી લેવાનો !' પછી હું તો અંદર ઓરડામાં ગઈ, એવું કહ્યુંને એટલે. હા, તે સારું. એટલે પછી છે ને ચંદ્રકાન્ત આવ્યો ગાડી લઈને. ચંદ્રકાન્ત દરરોજ દાદાની પાસે સાંજના પાંચ વાગ્યે આવે. તે પછી પેલા ત્યાંથી ઊઠી ઓટલા પર ગયા. એમને ખખડ્યું એટલે ખબર પડીને કે આવ્યો ચંદ્રકાન્ત. તે ચંદ્રકાન્તને કહે છે, 'ઊભો રહે, તું અંદર આવ ગાડી મૂકીને. બૂટ ના કાઢીશ. અટલાદરા જવું છે, દિવાળીબા એમની પૂજા ભૂલી ગયા છે.' એટલે ચંદ્રકાન્તને ઊભો રાખ્યો અને પોતે કોટ પહેરીને ગયા. તે પાટીયે મૂકેલી બધાની સેવા. તે મેં કહેલું કે મારી લાલ કપડાંમાં સેવા છે. અને એ બધા જાણે છે કે દિવાળીબાની આ. એટલે પછી એ ગયા ચંદ્રકાન્તની ગાડી લઈને અને મારી પૂજા લઈ આવ્યા. મેં રૂમ કહેલી એ પ્રમાણે ત્યાંથી લઈને આવ્યા, ત્યારે શાંતિ થઈ મને. બહુ શાંતિ, કેટલું બધું હોય !

એટલે 'અપવાસ કરી લેવાનો ત્યારે' આમ કહ્યું અને જવાનું તો એમણે ધારેલું પણ મને તો આવું કહે.

**નીરુમા :** પજવે તમને, ભાભી ખરા ને ? તમારે પાછું હતું ને એવું, બરાબરનો હિસાબ હતો, દિયર-ભોજાઈનો !

**દિવાળીબા :** હા, પછી લઈ આવ્યા. એમને કેટલું બધું એ ! એ તો બધું મને અત્યારે બહુ સાંભરે છે એમનું. વઢેલાય સાંભરે, પછી મને રીસ નહીં. મને જેમ કુદરતી ભાવ હોય ને, એમ એમના વિશે ભાવ રહે.

## મહારાજ, મારા અંબાલાલને કશું ના થાય

**પ્રશ્નકર્તા :** બા, બહુ ભાવ તમને દાદા ઉપર ?

**દિવાળીબા :** બહુ. સયાજીરાવ હતા તે વખતે શરૂઆતમાં વડોદરામાં કોમી લડાઈ થઈ અને એ શાક લેવા ગયેલા મારકીટે. એટલે આવ્યા નહીં, બહુ વાર થઈ અને આ અમારી જોગીદાસ વિઠ્ઠલની પોળ આગળ જ તે બહુ જ માણસ ભેગું થયું. મેં કહ્યું, 'અમારા અંબાલાલ બહાર મારકીટે ગયા છે.' તે હું તો એ થઈ, ગભરાઈ ગઈ. એટલે પછી ભગવાન કૃષ્ણની એક મૂર્તિ હતી મૂકેલી. ભગવાનને કહું, 'મહારાજ, અમારા અંબાલાલને આવતા-જતા મારકીટ-બારકીટ કંઈ જાણતા ના હોય અને કંઈક ઝપટે આવી જાય, તો મારા અંબાલાલને કશું ના થાય !' એવું થાય મને તો. પછી આવી ગયા ઘેર. અને એ કોઈની ચુંગલમાં ના આવે. કંઈના કંઈ સંતાઈ જાય એવા હતા એ ! મને બધી ખબર ને ! એવા હતા એ તો. એવો ને એવો ભાવ-પ્રેમ ઠેઠ સુધી રાખ્યો એમણે. બહુ સમજુ અને કશું બોલે નહીં, અને બોલે ને ત્યારે મમરો મૂકે ને એવું !

## ભાભીને એમનો ધર્મ છોડાવાનોય આગ્રહ નહીં કરેલો

**દિવાળીબા :** એમણે કોઈ દહાડો નથી કહ્યું કે સ્વામીનારાયણ ધર્મને તમે મૂકી દ્યો કે આપણે આત્મજ્ઞાનની વાત કરીએ. હું ને એ બે વાતો કરીએ હઉ પણ તે વખતે આ વધારે પ્રચાર નહીં ને એમનો. એટલે એમના મનમાં કે આ નિયમ-ધરમ અહીંયા બધો સારો એટલે બરાબર છે. મારી નાની ઉંમર, એમના કરતા હું એક વર્ષ મોટી. એટલે હું ને એ બેઉ જ્ઞાનની વાતો કરીએ. એમના ભઈ ના ભળે એમાં કશુંય અને એમના આગળ અમે ના કરીએય વાત. હું વઢુંય ખરી ને એય મને વઢે બહુ. પછી જાણે કશું જ નહીં, અંતરની લાગણી હોય ને એ તો.

## પહેલેથી ભગવાનમાં જ રુચિ

**દિવાળીબા :** ચંદ્રકાન્ત અમારો, આ બધા કરતા એમના પર વધારે પ્રેમ કે દાદા, ભગવાન જેવા ! ચંદ્રકાન્ત બીજાની આગળ વાતો કરે કે દાદા, ભગવાન જેવા છે. આ સંસારથી જુદી વાતો, આ સંસારની વાતો

નહોતી, આત્માની એટલે જ્ઞાનની. જો એ હોત તો બીજા બધા કહેતા કે દાદા એને જ્ઞાન આપવાના હતા. પણ એ તો નાની ઉંમરમાં એક દિવસ ચાલ્યો ગયો (દેહવિલય થઈ ગયો). પહેલાં કાયમ સાંજે પાંચ વાગે ગાડી લઈને આવે અલકાપુરીથી વડોદરા.

**પ્રશ્નકર્તા :** દાદા પહેલેથી સંસારમાં અલિપ્ત રહેતા ?

**દિવાળીબા :** પહેલેથી કોઈ પણ જાતના કામમાં ચિત્ત જ ના હોય. અહીંથી આ અમુક કામ કરવું છે એવું રહે ને પછી કરે. પછી સાંજે પાંચ વાગે આવે. બિલકુલ આની મહીં ધ્યાન જ નહીં, ધંધામાં નહીં, બીજા-ત્રીજા સંસાર વ્યવહારમાં નહીં. પહેલેથી જ આવું હતું.

**નીરુમા :** પહેલેથી જ કહે છે, ધંધામાં કે વ્યવહારમાં કશામાં ધ્યાન નહીં, બસ ભગવાનમાં જ એ.

**દાદાશ્રી :** મને ગમતું નહીં આ બધું, રુચે નહીં. મને તો ભગવાન સિવાય બીજું કશું રુચતું જ નહોતું !

**નીરુમા :** પછી મોટાભાઈ વઢે એમને, 'કામ નથી કરતો' એમ કરીને.

**દાદાશ્રી :** હા, વઢે.

**નીરુમા :** પછી એમના ભાઈ કહે તો હું ઓલવી નાખું કે શાક લેવા ગયા હતા. આમતેમ કરીને હું ઓલવી નાખું, કહે છે.

**દાદાશ્રી :** મોટાભાઈ આમ રાજેશ્રી માણસ પણ સ્વભાવ જરા આકરો.

## દાદાના બ્રહ્મચર્ય વિશે...

**નીરુમા :** દાદાના બ્રહ્મચર્યનું કહો ને.

**દિવાળીબા :** એમના બ્રહ્મચર્યને તો કોઈ પહોંચે નહીં. અને ઓહોહો... એમને બિલકુલ મનમાં ખોટો વિચાર નહીં, એવું એમનું બ્રહ્મચર્ય !

**નીરુમા :** પહેલેથી જ, નાનપણથી એવું હતું ?

**દિવાળીબા :** નાનપણથી જ.

તે દહાડે ઓઝલ, પડદા બહુ. બે ઘર વચ્ચે અમારી બાજુ એક બારણું હતું, મોટું ખડકી જેવું. અમારા બે ઘર, મારા સગા કાકા સસરા ને અમારું, મંગળભાઈનું ને મૂળજીભાઈનું. અને એ જેઠ હતા તે ગજેરા પૈણેલા મારા કુટુંબમાં જ પણ એનો સ્વભાવ બહુ છે તે અદેખાઈવાળો હતો, ઈર્ષ્યાવાળો. મારા બાએ મને બહુ આપેલું. એને ઓરમાણ સાસુ હતી, એટલે એ બેનને ઓરમાણ મા, તે બહુ કપડાંનું કે એવું આપેલું નહીં. એટલે એને ઈર્ષ્યા આવે. તે બા તરસાળી ગયા અને બા ભેંસ રાખતા'તા, તે પેલી ભોયણો છાશ લેવા આવે. તે દહાડે ઘેર-ઘેર ભેંસ હતી. ભેંસો બધા રાખતા ભાદરણમાં અને ઘેર-ઘેર કોદરાના છોડ, આટલે આટલે સુધી પગ જાય એવા, આ મારું જોયેલું બધું. કોદરાના છોડો ભૈડે ગોલીઓ. તે આપણે આ ગાયો રાખે પેલી ભરવાડણો, તે આવડા આવડા માટલા લઈને છાશ લેવા આવે. તે બા તરસાળી ગયેલા અને મારે વલોવવાનું. મારી નાની ઉંમર પણ બધું અંબાલાલ મને કરાવવા લાગે. પછી છે ને, તે જેઠની લાજ કઢાવેલી બનેવી થાય તોય. મેડે કામ કરતા'તા, તે મારે નીચે જવું હોય તો પેલા ઉંબરા વચ્ચે બેસે. પછી અંબાલાલને તો રીસ ચઢીને તે લાકડી લઈને નીચે આવ્યા અને કહે, 'અહીંથી ઊઠો છો કે નથી ઊઠતા ? ઊઠો, જાવ બહાર ! અહીં શું કરવા વચ્ચે બેઠા છો ? નહીં તો આ લાકડીથી ફટકારું છું.' આ ચૌદ-પંદર વરસના અંબાલાલ, એટલે પેલા નાઠા. મારે સંડાસ જવું હોય, બાથરૂમ જવું હોય તોય એને અદેખાઈ આવે તે ઉંબરા વચ્ચે બેસે. પડદા તે દહાડે, તે મારાથી ના જવાય. આ કોઈ પુરુષ બેઠો હોય તો લાજ કાઢવાની તે. અને બા કહે, 'બનેવી થાય ને !' 'એ તો ગાંડો છે,' બા એવું કહે. એની લાજ કાઢવાની નહીં, તે તો મારી જાય એવો છે. અંબાલાલ એની પાછળ દોડ્યા. તે અંબાલાલની ધાક લાગી, તે નાસીને જતો રહ્યો.

## સંસારનો મોહ નહોતો

**પ્રશ્નકર્તા :** તમે દાદાનું કહેતા'તાને કે દાદાને પરણ્યા પછી મોહ નહોતો સંસારનો. હીરાબા દસ વરસ પિયર રહ્યા'તા.

**દિવાળીબા :** મોહ નહીં. તેઓ નાના ચૌદ વરસના હતા ત્યારે આમ આ લોકો પૈણે છે એમ પૈણ્યા, પણ એવું કશું નહીં. એમને પોતાને આ મારી સ્ત્રી, ધર્મપત્ની છે કે આ હું એનો ધણી કે કશું જ નહીં. એમને તો મોહ જ નહોતો, કપડાંનોય નહીં ને બૈરાંનોય નહીં.

**પ્રશ્નકર્તા :** પછી કેટલા વરસ હીરાબા પિયર રહ્યા'તા ?

**દિવાળીબા :** એમને તો તેડ્યા'તા પછી પાંચ-છ વરસે. પરણ્યા પછી એમના બાપે પૈસા ઓછા આપ્યા'તા. મારા સસરાએ પૈઠણ નક્કી કરેલી બે હજાર તે વખતે. કેટલા વર્ષો થઈ ગયા એને તે ! તે વખતે બે આને શેર દૂધ, આને જ, બે આનેય નહીં. અને રૂપિયાનું બશેર-અઢી શેર ઘી, ભેંસનું. એવો વખત હતો એમના લગ્ન વખતે અને મને બીજી વખત વરાયેલી. અને મારી સાથે એમને બહુ ફાવે પહેલેથી, ભઈ-બહેનની પેઠ રહેલા.

## દાદા અને એમના ભાભી વચ્ચેનો વાર્તાલાપ

**દાદાશ્રી :** મૂળજીભાઈ સંવત ત્યાંસી (સંવત ૧૯૮૩, ઈ.સ.૧૯૨૭) માં ગયા. મણિભાઈ ઓગણચાલીસમાં ગયા અને બા, મારી ઉંમર અડતાળીસ હતી એટલે ઓગણીસો છપ્પનમાં ગયા. હીરાબા હતા તે છયાંસીમાં ગયા.

**પ્રશ્નકર્તા :** દિવાળીબા કહે છે, કે 'હવે હું જઉં ત્યારે તમે આવજો.'

**દાદાશ્રી :** એવું તે હોતું હશે ? એ તો તમારે બધાને વળાવીને જવાનું. મેં કહ્યું, 'આ તમારે જવાનું હોય તો મને વળાવીને... વાંધો શો છે પણ ? હું તો જીવતો જ છું. હું કોઈ દહાડો મરવાનો જ નહીં ને ! હીરાબાયે મર્યા નથી.'

**પ્રશ્નકર્તા :** એમ કહે છે, 'આત્મા ક્યાં મરે છે ? આત્મા મરતો જ નથી.'

**દાદાશ્રી :** બસ.

**પ્રશ્નકર્તા :** એ કહે છે, 'હું મરી જઉં ત્યારે તમે ભાદરણ આવજો.'

**દાદાશ્રી :** તમે પહેલાં મરવાના ? તમે રહેજો ને, શરીર સારું છે તમારું. ગમતું નથી દુનિયામાં બહુ ?

**દિવાળીબા :** ભગવાનનો આશરો છે એટલે ગમે છે.

**દાદાશ્રી :** એ બહુ મોટો આશરો !

**દિવાળીબા :** એટલે ગમે છે.

**દાદાશ્રી :** એ આશરો સારો છે.

**પ્રશ્નકર્તા :** હવે કહે છે કે બસમાં એકલું આવવાની હિંમત ચાલતી નથી પણ હીરાબાને છેલ્લા જોઈ ગયા.

**દાદાશ્રી :** હવે એમની હિંમત ના ચાલે પણ પેલા છોકરાંઓને મેં કહ્યુંને કે તમે જ્યારે આવો ત્યારે એમને તેડી લાવજો.

**પ્રશ્નકર્તા :** એ કહે છે કે આ દાદાને એક્સિડન્ટ થયો ત્યારે જોવા આવી, ત્યારે એમના દર્શન કરેલા. પછી તો નથી અવાતું બહુ.

**દાદાશ્રી :** ઉંમર થઈને ! મારા કરતાય વરસ મોટા.

હું મારો પાછલો અનુભવ કહું કે આ સત્સંગ જોઈએ તેવો કેમ બરોબર નથી નીકળતો ? કારણ ભૂતકાળની જ્ઞાન થતા પહેલાંની વાત નીકળતી, તે આવરણકર્તા હતી. તે મને સમજાયું. તે પૂર્વની વાત બંધ કરી ત્યારે સુંદર સત્સંગ નીકળતો. જ્ઞાન મળ્યા પહેલાંની વાત તે પૂર્વાશ્રમ કહેવાય, તે રિલેટિવ આશ્રમ કહેવાય. તે બધા જ પોઈઝન કહેવાય. તે હવે રિયલ આશ્રમ થયો. અમારો સત્સંગ તે કેવો ! રિલેટિવમાં કંઈ લેવાદેવા નહીં, રિયલમાં સંપૂર્ણ પ્રાપ્ત કર્યું છે. તેમનો (જ્ઞાનીનો) હેતુ શું ? સંપૂર્ણ લોક કલ્યાણ માટે નોર્મલ ભાવ, બીજો કોઈ ભાવ જ નહીં ને સત્સંગનો નિરંતર ભીડો, તે આ (પૂર્વાશ્રમ) વાત ભગવાનને ત્યાં ગંધાય. આવું પહેલાંના જ્ઞાનીઓમાં (પૂર્વાશ્રમની વાતો) હતું કે કેમ તે શંકાસ્પદ છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૯]

# કુટુંબ-પિતરાઈ-ભત્રીજા

## જ્ઞાની પણ રમકડું, બ્લડ રિલેશનનું નહીં ખેંચાણ

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીને જે કુટુંબની વ્યક્તિઓ ભેગી થઈ, એમની સાથે પૂર્વનું ઋણાનુબંધ કેટલું ? પૂર્વનું ઋણાનુબંધ કેટલી ઈફેક્ટ કરે ? અને તેનું ખેંચાણ જ્ઞાનીને ખરું ?

**દાદાશ્રી :** એય રમકડું અને જ્ઞાની પણ રમકડું. જ્ઞાનીને બહુ ખેંચાણ હોય નહીં, લોહચુંબક અને ટાંકણી જેટલું ખેંચાણ હોય.

**પ્રશ્નકર્તા :** એમ !

**દાદાશ્રી :** બ્લડ રિલેશન ખરું ને !

અગિયાર પેઢીએ અમારે એક જ ગામ, આ બોલો, બ્લડ રિલેશન ખરું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** પાકી રીતે.

**દાદાશ્રી :** બેઉ ખડકીઓ અમારી એક જ.

**પ્રશ્નકર્તા :** હા, તે નાગજીભાઈ* આગળ આપણે બધા ભેગા થઈ જઈએ.

**દાદાશ્રી :** બરોબર.

*નાગજીભાઈ (અગિયારમી પેઢીએ પરદાદા)

ત્યારે એક જણ કહે છે, 'હું તો જુગાર રમું છું ને આમ કરું છું ને તેમ કરું છું અને રમી રમું છું.' 'અલ્યા, કશો વાંધો નહીં, બેસ. બધું રમું છું પણ જીવતો છું ને ! મને ભેગો થયોને, તારું કામ થઈ જશે.' કશું મુશ્કેલીમાં આવ્યો હોય ત્યારે આ બાજુ ચડી જાય બિચારો. તેથી કંઈ માણસમાંથી જતો રહ્યો ? આ પશાભાઈ ડૉક્ટર થયા અને એમના કાકાનો છોકરો કાંઈક બીજે રસ્તે ગયો, માટે કંઈ માણસમાંથી જતો રહ્યો ? ત્યારે કંઈ ફેમિલીમાંથી જતો રહ્યો ? કાઢી નખાય આપણાથી ?

**પ્રશ્નકર્તા :** પણ એ તો જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી બધા છે.

**દાદાશ્રી :** રિલેશન છે ને, બ્લડ રિલેશન છે. તમે કહ્યું ને, 'હું ભાદરણની ખડકીનો છું.' એટલે મોટી ખડકીવાળા મારે ચૌદ પેઢીએ રિલેશન થાય છે, તો તમે દસ-અગિયાર પેઢીએ ભેગા થતા હશો ને ? રિલેશન છે ને ?

**પ્રશ્નકર્તા :** ભાદરણમાં બે ખડકી છે, એક નાની અને એક મોટી.

**દાદાશ્રી :** બરાબર છે. મોટી ખડકીવાળા મારે ચૌદમી પેઢીએ થાય છે, તો તમારી (સગાઈ) બે-ત્રણ પેઢી ઓછી હોય, પણ બધા આપણે એક જ છીએ ને ? જુદાઈ છે જ નહીં ને ? આ છઠ્ઠી પેઢીએ અમે કાકા થયા. કોઈને આઠ પેઢી હોય, કોઈની સાત પેઢી હોય અને તે અહીં વ્યવહાર પૂરતું. વઢંવઢા થાય એટલે તું કોણ ને હું કોણ ? પછી અહીંયા બાપ જોડે વઢંવઢા થાય ત્યારે શું થાય ?

## અહંકારની લઢંલઢા પણ કપટ ન હોવાથી એકતા

**પ્રશ્નકર્તા :** વઢંવઢાય બહુ થાય, દાદા ?

**દાદાશ્રી :** આ તો ઘડીકમાં, 'આ મારા કાકા થાય, મારા ફાધરના કાકા થાય' એમેય કહે, તે વળી ખુશમાં હોય તો. અને કો'ક લોકોએ આપણા ખડકીવાળાને ઠપકો આપ્યો કે આ અંબાલાલ તો... તો પાછું મનમાં એમ થાય કે બહુ રોટર (નાલાયક) માણસ છે આ. એટલે આ રિલેશનવાળું તો બધું આવું ! અમે એવું જ કરતા હતા નાનપણમાં.

સ્વભાવ એવો બધાનો. આ બધા કાકાના દીકરા તીખા લ્હાય જેવા, એક પાંચ મિનિટમાં લઢી પડે અને દસ મિનિટ પછી જોડે જમવા બેઠા હોય !

**પ્રશ્નકર્તા :** આજે એવું કહેતા'તા કે બહાર ઝઘડીએ પછી ઘેર આવીને કશું નહીં.

**દાદાશ્રી :** તે ને તે ઘડીએ, તરત જ આઈસ્ક્રીમ ખાવા બેસી જાય. બધા ઝઘડમ્-ઝઘડા, 'તને કોણ પૂછે છે' એવું કહે !

અંદરથી ચોખ્ખા, ઘડી પછી કશું નહીં. પણ લઢંલઢા ભારે. કો'ક તો જાણે કે હવે આ ઘર તૂટી ગયું. હવે પચ્ચીસ વરસેય ભેગા નહીં થાય આ લોકો અને એ પાછો આવે ત્યારે અમે જોડે જમતા હોઈએ. તે પેલો હઉ વિચારમાં પડી જાય, કઈ જાતના લોક છે આ ! ઓછા માણસ આવા હોય.

**પ્રશ્નકર્તા :** મારે એને મોઢે કહી દેવાનું, એ મને મોઢે કહે. પાછળ કશું નહીં.

**દાદાશ્રી :** હા, કપટ નહીં. નહીં તો મન તૂટી જાય, આ મન ના તૂટે.

**પ્રશ્નકર્તા :** કપટવાળું હોય તો મન તૂટી જાય ?

**દાદાશ્રી :** તૂટી જાય. આ તો ચોખ્ખા, પ્યૉર. અહંકાર જ ભારે.

**પ્રશ્નકર્તા :** પણ કપટવાળો હોય તો ઝઘડો ના કરે ને ઝઘડો વાળી લે.

**દાદાશ્રી :** કરે નહીં, પણ થઈ જાય તેને શું કરે ? જાણી-જોઈને કરે નહીં પણ થઈ જાય છે, સામાને કરવો હોય તો. આપણે ના કરવો હોય, સામાને કરવો હોય.

## ભત્રીજાઓ મોટા પણ વિનય બહુ રાખે અમારો

આ તો ઘડી પછી કશું નહીં. એના (ભત્રીજાના) ફાધર (કઝીન બ્રધર) જોડે બહુ લડું હું. તે જુએ બધા. વીસ વરસ મોટા તોય આવડા આવડા શબ્દો કહું.

**પ્રશ્નકર્તા :** વીસ વરસ મોટા.

**દાદાશ્રી :** ભત્રીજાએ બધા લાયક. આ તે અક્ષરેય બોલે નહીં. એવો વિનય ક્યાંથી લાવે ? મારાથી એક-બે જણા તો મોટા, રાવજીભાઈ નાના પાછા. 'બે ભઈઓ બોલે એમાં આપણાથી બોલાય નહીં' કહે છે અને અમારા ભઈયે કહે, 'એય, કેમ બોલ્યો ? અમે બે ગમે તેમ બોલીએ.' મારા જેવો ભઈયે કોઈ ના મળે.

**પ્રશ્નકર્તા :** એ તો મેં જોયું દાદા, પેલે દિવસે આપ આવ્યા ને, તે રાવજીકાકા બાજુમાં બેઠેલા. પછી વલ્લભકાકા આવે એટલે તેઓ ઊઠીને બાજુમાં ખસી ગયા. રાત્રે પણ એવું કરે કે વલ્લભકાકા આવે, એટલે પોતે તરત જગ્યા કરી આપે.

**દાદાશ્રી :** હા, ભત્રીજા થાય પણ મોટાને મારાથી ત્રણ વરસ.

**પ્રશ્નકર્તા :** તમને તો કરી આપે, પણ વલ્લભકાકાનેય કરી આપે.

**દાદાશ્રી :** કરી આપે ને, વલ્લભભાઈ મોટાને. એના ફાધર કંઈ લગ્ન-બગ્ન હોય ને, એ જમવા બેસે પછી મારો વારો હોય તો પૂછ્યા વગર બેસે નહીં. અમારે ત્યાં બેસવા જવું પડે.

## બહારનું કોઈ બોલે તો સહન ન થાય

અમારા ભત્રીજા કોઈ સહેજ અવળું બોલે ને, તો એ એની જોડે લઢંલઢા કરે. 'મારા કાકાનું નામ લીધું, મારો કાકો એટલે કોણ ?' અને આમ મારી જોડે ખદબદ કરતા જાય. લોહી એકનું એક જ ને ! લોહી લઢી (ઊકળી) ઊઠે.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું કેમ થતું હશે ? લોહીની સગાઈ આવું કરતી હશે ?

**દાદાશ્રી :** લોહીની સગાઈ એવી જ હોય હંમેશાં.

**પ્રશ્નકર્તા :** બે ભાઈઓ કે બે બહેનો ગમે તેટલું ધિક્કારે પણ ત્રીજું કોઈ બોલે તો સહન ના થાય.

**દાદાશ્રી :** બ્લડ રિલેશનમાં ઘડીમાં એકદમ રાગ, પણ સમાનતા ના રહે. બહાર સમાનતા રહે, એકદમ રાગેય નહીં ને દ્વેષેય નહીં. આ તો ઘડીકમાં કહે કે 'તમારા વગર મને ગમતું નથી.' પછી ઘડીમાં કહે છે, 'તને જોઉં છું ને મને કંટાળો આવે છે.' એવા આ રાગ-દ્વેષ. બ્લડ રિલેશનનું કામ જ એવું.

એ અમે લઢીએ એમાં તમે વચ્ચે કોણ પેઠા ? ત્રીજું કોઈ બોલે એની જોડે લઢવા જાય. એ બધું જોવા જેવું છે. એ તો બે જણ માંહ્યોમાંહ્ય લઢતા હોય ને એમને ખસેડવા હોય ને તો આવો રસ્તો કરી આપું તો એ લઢતું રહી ગયું અને ત્યાં આગળ ત્રીજા જોડે લઢવા માંડે. ત્યાં પેલાનું તો રહી ગયું. હું ગાડી બીજે પાટે ચઢાવી આપું.

આ ગાડી આ પાટે ચલાવવાને બદલે પેલા પાટે ચાલી તો ચાલી ગાડી. અમે લોકોને કહ્યું, કે 'હવે મારી ગાડી કોઈ ફેરવી આપશો નહીં, બીજે પાટે.' હું તો કાયમ જાગૃત એટલે હું કહું કે 'પાટો ફેરવવા આવ્યો છે ?'

## પિતરાઈ ભાઈઓમાં હતી જબરજસ્ત હરીફાઈ

**પ્રશ્નકર્તા :** પિતરાઈ થાય એટલે આવું બધું ચાલ્યા જ કરે ?

**દાદાશ્રી :** આ બધા પિતરાઈ થાય. પિતરાઈ એટલે શું ? રાઈના વાટેલા. રાઈતામાં નાખવું પડે ને ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** તે નાખેલામાં ચડી જાય બધું. જોયેલા નહીં ? તમારા પિતરાઈ તો સારા હોય, અમારા પિતરાઈ તો તમે જોયા હોય તો ખબર પડી જાય. હા, અમારા પટેલોમાં પિતરાઈ તો હરીફાઈ બહુ, જબરજસ્ત. એમના કરતા હું મોટો ને મારા કરતા એ મોટા, આ જ હરીફાઈ...

અમારા પેલા પિતરાઈ મિલમાલિક ખરા ને, ભરૂચ મિલવાળા, એ કહે છે કે 'દાદા, તમે તો ભગવાન થયા ને આ બધું...' એટલે એ પૈસાની બાબતમાં મારી જોડે સ્પર્ધા કરવા જાય. લોહી એક છે એટલે

ઉછાળે ચઢે એમને, 'અમે એમના કરતા કાચા નથી.' એટલે મને કહે, 'આ હમણે પેલાને લાખ રૂપિયા આપ્યા. હવે પાંચ લાખ બીજાને આપવાના છે.' મેં કહ્યું, 'તમે શ્રીમંત માણસ એટલે તમે આપી શકો. મારી પાસે લક્ષ્મી આવી નહીં એટલે હું આપી શકું એવું છે નહીં.' મેં કહ્યું, ''ભઈ, જુઓ, તમે કરોડાધિપતિ છો અને હું તો મારું જેમતેમ કરીને, આ કોન્ટ્રાક્ટનો ધંધો કરીને દહાડા કાઢું છું. અમારી પાસે કરોડો ના હોય. મારે તમારી જોડે હરીફાઈ નથી. હું તો તમે કહો કે તમારી પાસે નથી, તો હું કહીશ, 'નથી.' 'તમારી પાસે છે' તો હું કહીશ, 'છે.' મારે તમારી પાસે બિલ્લો લેવાનો નથી, મારે તો ભગવાન પાસે બિલ્લો લેવાનો છે. મારી પાસે જે છે એ તમારી પાસે નથી અને તેની હરીફાઈ કરવા માગતો નથી. કારણ કે હું તો આખા જગતનો શિષ્ય થઈને ફરું છું. હું કોઈનો ગુરુ થવા ફરતો નથી.'' એટલે હું તો સાચેસાચું કહી દઉં. એટલે એમ કરીને કંઈ આ મારી જોડે હરીફાઈ ના માંડે એવું રાખું, પણ તોય હરીફાઈ છોડે નહીં ને ! આ આમાં મારું નામ દેખે ને, પેપરમાં આવે રોજ, દાદા ભગવાન. તે અમારું બ્લડ એક ખરું ને, તે સહન ના થાય. તે સ્પર્ધા ઠેઠ સુધી બધે. માણસ સ્પર્ધામાંથી બહાર નીકળી જાય તો બહુ કામ થઈ જાય.

## મારી જોડે સ્પર્ધા કરો ને આગળ આવો

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સ્પર્ધા એ ડેવલપમેન્ટનું સ્ટેજ તો ખરું ને ?

**દાદાશ્રી :** ખરું, ડેવલપમેન્ટ વધારે. પણ ડેવલપમેન્ટ ક્યારે વધે ? સ્પર્ધામાં એની સામાની શક્તિઓને દબડાવે નહીં અને એની શક્તિઓ વધતી હોય તેમાં વધવા દે. આ તો બધા સ્પર્ધાવાળા શું કરે છે ? સામાની શક્તિઓને ફ્રેકચર કરી નાખે છે, પોતે આગળ જવા માટે. પણ મેં તો નાનપણમાં એક કાયદો રાખેલો. તે હું તો મારા ભત્રીજા, આજુબાજુના સર્કલવાળા બધાને કહી દેતો કે તમારે જોઈએ એ હેલ્પ આપું, વ્યવહારમાં જ તો. આ જ્ઞાન નહોતું ત્યારે. વ્યવહારમાં તો સ્પર્ધા હોય ને બધાને ! બધા ભત્રીજાને મેં કહ્યું, 'તમારે જે જોઈએ એ આપું પણ મારી જોડે સ્પર્ધા કરો અને આગળ આવીને તમારા શિંગડાથી મને મારો, ત્યાં સુધી હું જોવા

તૈયાર છું પણ મજબૂત થાવ. તમારા શિંગડા વધે ને એ શિંગડાથી મને મારશો તોય મને વાંધો નથી પણ તમે શિંગડાવાળા થાવ. એટલે એવા શક્તિવાળા થાવ. પાછા ના પડશો.' આવું મેં છૂટ આપેલી બધી. કંઈ એ પાછળ રહે, એના કરતા આગળ વધે એ સારો. પાછળ રહે એટલે આપણે માથાકૂટ કરવી પડે. એની મેળે વધતો હોય તો સારું છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** જ્યારે આપણા લોકો તો પાછું પાડવાનું ખોળ ખોળ કરે. મેં શું કહેલું કે આઈ વિલ હેલ્પ યૂ. મેં આખી જિંદગી એવું જ રાખેલું.

## સામાની જે શક્તિ વખાણી, તે પોતાને પ્રાપ્ત થાય

**પ્રશ્નકર્તા :** મને આવું કહેવાની શક્તિ આવે ?

**દાદાશ્રી :** હા, હા, આવું જુઓ ત્યારે હિંમત આવે ને બળી. આ બધા મને કહે છે, 'દાદા, એવી શક્તિ અમારામાં ક્યારે ?' મેં કહ્યું કે આમાં જેટલા શક્તિશાળી છે, એને આપણે વખાણીએ કે 'ઓહો ! કેવી સુંદર શક્તિ છે !' એ તમને પ્રાપ્ત થઈ જાય બસ. આ નિયમ છે દુનિયાનો. શક્તિ એને પાછો પાડવાથી પ્રાપ્ત ના થાય. એને પાછો પાડીને તમે આગળ આવો એવું ના થાય. એને વખાણીને, એને જવા દઈને, તમે આગળ આવો. સ્પર્ધા એવી હોવી જોઈએ કે એને વખાણીને પછી એની આગળ જાવ. એને વગોવીને, એને ડિપ્રેશન આપીને, એને ઊંધા રસ્તે નાખી દઈએ એને સ્પર્ધા ના કહેવાય. સ્પર્ધા એટલે હેલ્પ, 'તું તારી મેળે ચાલ, તને જોઈતી હોય તો હેલ્પ આપું ને તું હવે સ્પર્ધામાં ચાલ.'

અમે તો નાનપણથી જ આવું હેલ્પ કરવાનું નક્કી કરેલું પણ આ બધા ઘૈડિયાઓને મેં જોયેલા. સહેજ કોઈ આગળ વધ્યો કે મારી-ઠોકીને, ધક્કો મારીને એને પાછળ પાડી દેશે. અને કોઈ પાછળ રહી ગયો હોય તો એને આગળ લઈ આવશે, પણ એને કહે, 'મારી પાછળ રહે.' આ બધા ખોટા જ ને ! આ કેટલું બધું ડેવલપમેન્ટ કાચું છે ! મને બહુ ચીઢ ચઢે કે આ કઈ જાતના લોકો છે ? અને મને શિંગડા મારશો ત્યારે મને એમ લાગશે કે આ ડાહ્યો છે. પણ તમે મારાથી આગળ વધજો.

## વણતોલ્યું-વણમાપ્યું પાછું મોકલી આપું

**પ્રશ્નકર્તા :** આપે વાત કરી કે કુટુંબમાં અંદરોઅંદર ઘડીકમાં વઢંવઢા થઈ જાય તો તે વખતે જ્ઞાન પહેલાં તમે શું કરતા હતા ?

**દાદાશ્રી :** અમારા ઘૈડિયાઓને એક કૂવામાં ભાગ હતો. તે સામસામી ગાળો ભાંડતા'તા. તે મેં થોડી સાંભળેલી. પછી કોર્ટે ગયા. એટલે આવું ને આવું બધું, ઝઘડા ને ઝઘડા અને પાછા એકેય થાય. એક ખડકી ખરી તે પાછા એક થઈ જાય પણ લઢેય ખરા. લઢવાનું થાય તે આવડું આવડું, કંઈ નાનું નહીં, નોબિલિટીથી ! કરકસર ના રાખે.

**પ્રશ્નકર્તા :** વણતોલ્યું, વણમાપ્યું.

**દાદાશ્રી :** હા, વણતોલ્યું ને વણમાપ્યું. એક અમારો ભત્રીજો હતો, તે જ્યારે આવે ને, ત્યારે બોલતો બોલતો જ આવે. એટલે પછી જ્યારે જવાનું થાય ને ત્યારે મેં કહ્યું, 'તમારી પોટલી લઈ જાવ. પેણે મૂકી રાખી છે, હો !' ત્યારે કહે, 'પોટલીમાં કશુંય નથી, એ તો થેલી એકલી જ હતી.' ત્યારે મેં કહ્યું, 'પણ મહીં સામાન હતો ને !' એ પેલું વણતોલ્યું ને વણમાપ્યું આપ્યું હોય ને, એટલે હું મૂકી આપું પાછું, તે હું ક્યાં સંઘરું તે ? હું એનો કાકો થતો'તો, પણ વણતોલ્યું મને મોકલી આપે.

હવે શું થાય ? કાકા થયા એટલે બોલે જ ને ! બીજો કોઈ બહારવાળો બોલે તો મારીએય ખરા કે એની જોડે કંઈ વઢવાડેય કરીએ કે એનો નિકાલ કરીએ પણ આ તો કશું થાય નહીં આપણાથી.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, સ્વીકારો નહીં તો પાછું એને જ આવે ને ? જો સામો સ્વીકારે નહીં તો પાછું કોની પાસે જાય ? આપનારની પાસે જ જતું રહે ને ?

**દાદાશ્રી :** એ વાત જુદી, એ જ્ઞાનની વાત થઈ ગઈ. એ જ્ઞાનની વાત હોય નહીં ને તે દહાડે તો. તે દહાડે તો મારી પચ્ચીસ વર્ષની ઉંમર, ત્યારની વાત છે. પણ આટલું સમજી ગયેલો કે આ ગમે તે પણ એની દુકાનનો જે માલ હોય એ આપે લોકો. એ આપે છે બિચારા, તે મૂકી રાખવાનો પછી. પાછો જતી વખતે કહીએ કે 'લઈ જા તારો.'

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે, પાછું આપી દેવાની વાત.

**દાદાશ્રી :** વગરકામનું, વણતોલ્યું આ. તમને આપી ગયેલું કોઈ વણતોલ્યું ?

**પ્રશ્નકર્તા :** ના, હજી સુધી નથી આપ્યું.

**દાદાશ્રી :** ત્યારે સારું. બાકી આ તો દુનિયા વણતોલ્યું આપી જાય.

## દાદાના કડક શબ્દો ઊતારે ઘેન

**પ્રશ્નકર્તા :** દાદા, તમે પણ એ લોકોને લડતા હશો ને ?

**દાદાશ્રી :** તે એક છત્રીસ વર્ષનો બી.કોમ. થયેલો મોટો ઑફિસર હતો, અમારો ભત્રીજાનો છોકરો, એટલે હું દાદો થઉં એનો. એ જમાનામાં તો બી.કોમ. થયેલા એ બહુ મોટા ઑફિસર ગણાતા હતા. તે મને આવીને કહેવા માંડ્યો કે 'દાદાજી, મારા મધર ઑફ થઈ ગયા તોય મારે હજુ કહેવું પડે છે, કે એ બહુ પક્ષપાતી હતા.' એટલે આ જ્ઞાન થતા પહેલાં બે વર્ષ અગાઉની વાત છે. એટલે ત્યારે જ્ઞાન થયેલું નહીં અને કોઈ પણ વાતનો જવાબ આપવાની મને પ્રેક્ટિસ. એટલે પછી મેં એને કહ્યું, 'તારી બાએ પક્ષપાત કર્યો એ વાત તારી દૃષ્ટિએ સાચી ભઈ, પણ તારી બાએ તને શું કર્યું છે એ હું કહી આપું હવે. તારી માએ તને નવ મહિના પેટમાં રાખ્યો'તો અને પછી અઢાર વર્ષ સુધી પાછળ કુરકુરિયું ફેરવે એમ ફેરવ્યો. એટલે આજે તારી મા ખરાબ છે ને તારી વાઈફ સારી છે એમ ? મૂઆ, વચનની તુલના કરતા નથી આવડતી ? વહુની વાત સાચી ? ગુરુ (પત્ની) દેખાડે છે એમ શીખું છું તું ! આ નવ મહિના તને પેટમાં રાખનાર કોણ કહે તે ? આવડા મોટા ઑફિસરને ! અને ભાડું-બાડું દીધું નથી તે, નવ મહિના આરામ કર્યો તેનું. તે ફરી બોલ્યો નથી એ. આવું બોલાતું હશે ? આવું કેવું ? મા, મા ના કહેવાય ?' પણ આ જુઓને, 'આ મારી માએ પક્ષપાત કર્યો' કહે છે ! બોલાતું હશે ? કર્યો હોય તોયે ના બોલાય. મધર એટલે મધર. તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** તે ફરી બોલ્યો નહીં પછી. આ મારા કડક શબ્દો સાંભળ્યા ને, એની દૃષ્ટિ ફરી ગઈ. પછી ચાર-પાંચ ફેરે મને કહ્યું, 'મારી બા એવા નથી.' આ તો ઘેન ચઢ્યું'તું વહુનું. વહુનું ઘેન ચઢે, તે શું થાય ? અને વહુના ઘેનમાં છે તે વચનની તુલના કરવા બેઠો ! પણ ઘેન ઉતારી દીધું હડહડાટ, મારી-ઠોકીને. ત્યારે મારા વાઈફ (પત્ની) ત્યાં ઊભા હતા ને મેં પેલાને આવું કહેલું, તે મારા વાઈફ કહે, 'આવું ના કહેવાય.' મેં કહ્યું, 'શું કહેવાય ત્યારે ? એનો રોગ ના કાઢીએ તો પછી હું દાદો શેનો ? દાદો થયેલો છું.' તે પણ કેવો શબ્દ બોલ્યો ! આવા કોઈ બોલ્યા હશે શબ્દો, કે 'નવ મહિના તો તારી માએ પેટમાં રાખ્યો એ હું જાણું છું ?' એવું મોઢે કહ્યું પાછું, પણ એનો રોગ નીકળી ગયો. ઘેન ઊતરી જાય ને ! ઘેન ઉતારવા માટે અમારા કડક શબ્દો હોય છે. આ કડકાઈમાં બીજું કશું નહોતું. આ ઘેન ઉતારવા માટેની દવા છે ! આ તો નર્યું ઘેન, ઘેન, ઘેન !

**પ્રશ્નકર્તા :** ચોપડવાની પીધી છે ને ?

**દાદાશ્રી :** ચોપડવાની પી ગયા, શું થાય તે ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, પત્નીનું કહેલું સાંભળવું ના જોઈએ ને ?

**દાદાશ્રી :** એ તો તારે સમજવું જોઈએ કે ના સમજવું જોઈએ ? પેલી ગુરુ (પત્ની) આવે ત્યારે પાછું ફરી ના જઉ ને ? એમ ! ખરો પાકો છું ! ગુરુનું સાંભળીએ, ગુરુનું ના સાંભળીએ એમ નહીં, પણ (કોઈ બાબતમાં) ફરી જવાનું કહે ત્યાં નહીં.

**પ્રશ્નકર્તા :** બે કાન એટલે જ આપ્યા છે ને, દાદા. એક કાનમાંથી સાંભળી બીજા કાનથી કાઢી નાખવા માટે.

**દાદાશ્રી :** હા, ખરા પાકા વાણિયાભાઈ ! બે કાન એટલે આપ્યા છે, કહે છે. તમે સમજ્યાને ?

એટલે આપણા મહાત્માઓ વ્યવહારમાંય દુઃખી ના થાય એવા બધા રસ્તા બતાવીએ. પોતાના મા-બાપ ગમે તેવા ગાંડાઘેલા હોય તોય સ્ત્રી (પત્ની)નું મનાય જ કેમ કરીને ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, સાચી વાત છે.

**દાદાશ્રી :** એટલે હવે મા-બાપની સેવા કરજો બરાબર, હં. ફરી ફરી લાભ નહીં મળે.

## આધાશીશી ચડે એવા શબ્દો બોલતા જ્ઞાન પહેલાં

અમને પહેલાં અવળું બોલવાનીય ટેવ બહુ, ઊંધું-છત્તું બોલવાની ટેવ. ઊંધું એટલે આધાશીશી ચઢે એવું, હેડેક થાય એવા શબ્દો અમારા. કેવા ?

**પ્રશ્નકર્તા :** હેડેક.

**દાદાશ્રી :** હા, તે અમારા પિતરાઈ ભાઈ વીસ વર્ષ મારાથી મોટા, વીસ નહીં, પચ્ચીસ વર્ષ. આજે હોય તો પંચાણું વર્ષના હોય. તે એક દહાડો આવ્યા, પોટલી લઈને. તે હું બાની જોડે બેઠેલો.

આ તો અમારી હેડેકની વાત કહું છું, અમારી કેવી દશા હતી તે ! સાંભળવું છે બધાને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમ ? હા, બધા રાજી હોય તો, નહીં તો આ કંઈ કહેવા જેવી વાત નહોય.

એટલે મેં બાને કહ્યું, 'આ તમારા ભત્રીજા આવ્યા.' એ ભાઈ સાંભળે એવું બોલ્યો, એમને જરા રીસ ચઢાવવા માટે. હું સમજી ગયો કે શેને માટે આવ્યા છે તે ! પેલો રમણ પરણવાનો હતો, ધર્મજ જાન જવાની હતી. આમને જવું નહોતું એમને ત્યાં એટલે અહીં આવ્યા, તે મુંબઈનો હિસાબ કાઢ્યો. એ કહે છે, 'મારે ત્યાં મુંબઈમાં બધું સમું કરવાનું છે ને, તે મુંબઈ જવું છે.' તે બહાનું કાઢીને ઘેરથી નીકળ્યા. તે હું સમજી ગયો કે આમણે બહાનું કંઈ કાઢ્યું. હું જાણતો'તો કે આ બેનો વાંધો આવવાનો છે આ ફેરે. એટલે મેં બાને કહ્યું, 'આ તમારા ભત્રીજા આવ્યા !' એ કહે છે, 'અલ્યા, બાએ મને જોયો છે, એમાં તું શું કરવા કહું છું ? વચ્ચે ડહાપણ કરું છું.' ત્યારે મેં કહ્યું, 'તમે શેના હારુ આવ્યા, એ હું સમજી

ગયો છું.' ત્યારે કહે, 'બોલ શું છે તે ? તું શું સમજી ગયો છે ?' મેં કહ્યું, 'તમે કંઈ જવા આવ્યા છો ?' ત્યારે કહે, 'મારું ઈન્જિન બગડ્યું છે એટલે મારે મુંબઈ જવું જ પડે ને ?' બાની રૂબરૂમાં મેં કહ્યું, 'હું ક્યાં ના કહું છું ? પણ આ ધોળામાં ધૂળ પડશે.' ઉંમરમાં ઘરડા, વૃદ્ધ માણસ, કુટુંબમાં મોભાદાર, મોટી ઉંમર તોય આવું કહ્યું. બા હઉ કંટાળી ગયા કે 'આ શું બોલે છે, અંબાલાલ !' ત્યારે એ મને કહે છે, 'લે ત્યારે, રહેવા દીધી આ પોટલી. હમણે પાછો ત્યાં આગળ જાનમાં જઈશ.' પણ ગયા ત્યાં.

આવા અમારા ભાઈઓ બધા ! ના, પણ કેટલો બધો કડક શબ્દ બોલ્યો'તો ! કામનું નહીં ને એ બધું ! આવું થયા પછી વિખવાદ વધી જાય ને ! અને પછી વિખવાદની દવા કરવા જઈએ તો વેશ થાય. એ અજાયબી પણ, એ કહે છે, 'આ પોટલી રહેવા દીધી. લે, આ કાલે સવારમાં હું જઈશ ત્યાં આગળ, તારે વાંધો છે હવે ?' મેં કહ્યું, 'ના, તો તો વાંધો નહીં.' એ ત્યાં ગયા, પણ અમે વઢીએય ખરા.

એમને ત્યાં લગ્ન હોય ને, તો અમારા પિતરાઈ ભાઈઓ શું કરે ? જમતી વખતે એમનો પાટલો મારી જોડે રાખવાનો. રાવજીભાઈ શેઠે બધાને કહી દીધેલું, 'મારા ભાઈનો પાટલો મારી જોડે રહે.' ઠેઠ સુધી મર્યાદા બહુ સાચવેલી. નાનો ખરો ને, હું નાનો ભાઈ થઉ, બધાનો. મારા સાત-આઠ (પિતરાઈ) ભાઈઓ હતા. તે ભાભીઓય બહુ જોયેલી, તેય નાનો દિયરિયો લાડકો-લાડકો કરીને ઉછરેલો મને. એમ ઉછરેલો એટલે મિજાજ ભરાઈ ગયેલો, એનો પાવર મહીં, પાવર ! તે હેડેક થાય એવી ભાષા ! કેવી ? પણ જો અત્યારે ભાષા સુધરી ગઈ છે ને ?

આ ભગવાન (જ્ઞાન) હાજર થયા પછી ભાષા સુધરી ગયેલી. બીજી રીતે બહુ ડાહ્યા હતા. પહેલાં ભગવાન નહોતા (જ્ઞાન નહોતું) તોય ડાહ્યા હતા પણ ભાષા બધી હેડેક થાય એવી, આધાશીશી ચઢે એવી ભાષા હોય.

## વેલ્ડિંગ કરનારો માર જ ખાય હંમેશાં

**પ્રશ્નકર્તા :** દાદા, આ તો તમે સારું જ કર્યું ને ! એ લોકોના વિખવાદ વધી ન જાય એ માટે તમે વેલ્ડિંગ કરી આપ્યું.

**દાદાશ્રી :** હા, પણ તે 'વેલ્ડિંગ' કરે એટલે માર પડે, અને 'વેલ્ડિંગ' ના કરે તો 'આવો કાકા, આવો કાકા' કરે. પણ એ મારથી બધાએ વૈરાગ આપ્યો ને ! પછી આપણને સરવાળે શું આવે ? વૈરાગ આવે, નહીં તો વૈરાગ તે આવે જ નહીં ને ! આ જગત જોડે શી રીતે વૈરાગ આવે? તમને આવે વૈરાગ થોડો ઘણો ? અને આ દુનિયામાં 'વેલ્ડિંગ' કરવામાં તો હંમેશાં માર જ ખાવો પડશે. અને તે પછી વૈરાગ આવે કે આ બેઉના સુખને માટે 'વેલ્ડિંગ' કર્યું, તોય આપણને જ માર પડ્યો ! તે અમે પાર વગરનો માર ખાધો છે !

## ભત્રીજો સંજોગવશાત્ આવું બોલ્યો હશે

**પ્રશ્નકર્તા :** કુટુંબમાં સામા માટે સારું કરવા ગયા તોય માર પડ્યો, તે વખતે શું સમજણ રાખતા હતા ?

**દાદાશ્રી :** અમારા ભત્રીજા ચીમનભાઈને દેવું થઈ ગયેલું. તે તેમનું ઘર હરાજ થતું હતું, તે લોક એ રાખવા ભેગા થયેલા. ત્યારે મને થયેલું કે આ તેના છોકરાં શું કરશે ? ઘર વગરના થઈ જશે. તે મેં ઘર હરાજીમાં રાખ્યું. બીજે જ દિવસે એક જણ મૂઓ અમદાવાદ ચીમનભાઈને ત્યાં ગયો. મૂળ તો ભાદરણમાં ચીમનભાઈની આબરૂ ખલાસ થઈ ગયેલી. તે મૂઓ પાછો અમદાવાદ ખલાસ કરવા ગયો. તે પાંચ-સાત જણ બેઠેલા ને પેલો ચીમનભાઈને કહે, 'અલ્યા ! ચીમનભાઈ, ભાદરણનું તારું ઘર હરાજ થઈ ગયું ને તે તારા કાકા અંબાલાલે રાખ્યું.' તે ચીમનભાઈ તરત જ બોલ્યા કે 'એમાં એમણે શું નવાઈ કરી? હું અંબાલાલકાકા પાસે આઠ-દસ હજાર માગું છું.' તે મૂઓ પેલો પાછો અમારે ઘેર આવ્યો ને બા બેઠા હતા ને તેણે વાત કાઢી. તે હું ચેતી ગયો ને સમજી ગયો કે એ મૂઓ પાછો મારા ઘરમાંય ઝઘડો ઘાલશે.

તે મેં ઘણીય બીજી વાતો કાઢી. મેં એની વાતને ટાળવા પ્રયત્ન કર્યો. તોય તે મૂઓ કહે છે કે 'ભઈ, હું અમદાવાદ ગયો હતો ને અચાનક ચીમનભાઈ મળ્યા. તે તો એમ કહેતા હતા કે હું જ અંબાલાલ પાસે આઠ-દસ હજાર માગું છું.' હું તરત જ સમજી ગયો કે 'ચીમનભાઈ કંઈક સંજોગવશાત્ આવું બોલ્યા હશે, નહીં તો ચીમનભાઈ આવું બોલે

જ નહીં.' એટલે મેં પેલાને કહ્યું કે 'હશે, હિસાબમાં જે હોય તે ખરું. એ તો ચોપડામાં તેમનું જે કંઈ નીકળતું હશે તે હશે જ ને !' મૂઆ, આવા ભાંજગડિયા લોક હોય છે !

## જરૂર પૂરતા જ લીધા પૈસા, માટે ન હોય એ ચોર

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલાં પણ આવી સમજણ, આ તો જબરજસ્ત નોબિલિટી કહેવાય ! આવા કુટુંબના બીજા પ્રસંગો હોય તો કહો ને, દાદા.

**દાદાશ્રી :** અમારે એક મામાનો દીકરો હતો. તે વાપરવાના પૈસા ના હોય તો મારા ગજવામાંથી કાઢી લે. એટલે હું જોઉં કે પચાસ રૂપિયામાંથી આ ત્રીસ રહ્યા, વીસ કંઈ ગયા હશે ? પણ લઈ જનાર ચોર હોય તો બધા લઈ જાય. માટે છે મારા ભાઈનું કામ. એટલે હું માંહ્યોમાંહ્ય આને જાણું પહેલેથી કે આને પૈસા ખૂટ્યા હશે અને એણે લીધા હશે. એવું ઘણાં વખત કરે તોયે મોઢે કહું નહીં કોઈ દહાડોય. મામાનો છોકરો એની આબરૂ ખોદાતી હશે ?

અમારા ગજવામાં એને હાથ ઘાલવાનો અધિકાર. બીજું કોણ ઘાલે ? તે એ શું કરે ? બહુ દહાડાથી પૈસા લઈ જાય. હીરાબાનેય કહેવાનું નહીં, હીરાબાય ગુસ્સે થઈ જાય. એટલે દસની નોટ મહીં બીજે દહાડે જોઉં તો ના હોય તો હું સમજું કે એ ભાઈ લઈ ગયા.

## ખાનદાન માણસને મૂંઝવવું એ ખોટું ગણાય

ત્યારે આ નીરુબેન મને કહે છે, 'પછી તમે એમને કહો નહીં કશું ?' મેં કહ્યું, 'શું કહેવાનું ?' ત્યારે કહે, 'ચોરી કરે એ સારું કહેવાય ?' મેં કહ્યું, 'ચોરી નહોતો કરતો એ. ખાનદાન માણસનો છોકરો ચોરી કરે નહીં.'

એ ચોરી નહોતો કરતો. એ તો આપણા લોક એને 'ચોર' કહે, હું 'ચોર' ના કહું. ખાનદાન માણસનો છોકરો, ચોરી કેમ કરીને કરી શકે ? ત્યારે મને કહે, 'ત્યારે તે શું કરતો હતો ?' મેં કહ્યું, 'એ માગવાની ખાનદાની કરતા લેવાની ખાનદાની સારી.' એનાથી માગી નહીં શકાય, આમ હાથ નહીં ધરી શકાય, ખાનદાન પુરુષ એટલે...

**પ્રશ્નકર્તા :** હા, હાથ નહીં ધરી શકીએ. માગવાની ખાનદાની ના પોસાય !

**દાદાશ્રી :** એટલે હુંય પસંદ કરતો હતો, 'તું લઉ છું એ બરોબર છે' કહ્યું. માગવાની તારી ખાનદાની ના હોય એવી. સ્વાભાવિક હું સમજું છું કે માગવું અને મરવું બરોબર લાગે. 'ભાઈ મને દસેક રૂપિયા આપજો' એવું ખંજવાળવાનું (માગવાનું) તારે ના હોય. આ કાઢી લીધું. અને ભાઈનું લીધું એ ગુનો નથી, મામાના દીકરા થાય ને !

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** ચોર કોનું નામ કહેવાય ? દસ ના લે, સાંઈઠેય લઈ લે.

**પ્રશ્નકર્તા :** હા, ચોર એનું નામ કે આ બધાય લઈ લે.

**દાદાશ્રી :** ત્રણસો પડેલા હોય તોય પણ એણે પાંચ જ લીધા.

**પ્રશ્નકર્તા :** હા, એ જરૂર એટલા જ લીધા.

**દાદાશ્રી :** હું સમજુંય ખરો કે આ લઈ ગયો. એ પાછો મારા સામું જુએ કે હમણે કહેશે, મને વઢશે કે 'અલ્યા, તેં હાથ ઘાલ્યો હતો ને !' મેં કહ્યું, 'ના બા, હું કહુંએય નહીં.' પાછું એ ખાનદાન માણસને મૂંઝવું એ ખોટું દેખાય. ખાનદાન પાસે એક્સેપ્ટ કરાવવું એ તો ગુનો કહેવાય.

## એમાં એની આબરૂ રહી ને મારીય આબરૂ રહી

એટલે મારે તો એવું કહેવાય નહીં કે 'તું આવું ના કાઢી લઈશ.' એમાં એની આબરૂ રહી, મારી આબરૂ રહી. એ મારી પાસે માગે એવા નહોય માગણિયાત આ તો. આ હાથ ના ધરે એવા બધા આ તો.

મેં કોઈને વાત કરી સાધારણ, તો મને કહે, 'એને કહી દેવું જોઈએ. ટૈડકાવો જોઈએ એને. પાછો ચોરી કરતા શીખે છે.' મારા મામાનો છોકરો ચોર કહેવાય ? કઈ જાતના માણસો છો ? 'એ તો છાનામાના કાઢી લે છે ને !' તો મેં કહ્યું, 'શું ભીખ માગે મારી પાસે કે ભાઈ, મને વીસેક આપો.' આ તો ક્ષત્રિયપુત્ર છે. કેવો છે ? એ હાથ

ના ધરે, એટલે મેંય ચાલવા દીધું. બીજી જગ્યાએ નહીં લે. તે મારે ત્યાં હક નહીં એમને ?

**પ્રશ્નકર્તા :** પણ એ ભાઈ કહે છે ને, 'લઈ લઈએ નહીં તો બીજું શું કરીએ ?'

**દાદાશ્રી :** બીજું આપે કોણ ? ભાઈ આપે નહીં, કોઈ આપે નહીં !

**પ્રશ્નકર્તા :** બીજા પાસે માંગેય નહીં.

**દાદાશ્રી :** ના માગે, હાથ ધરે નહીં. શા હારુ મારે એમ કહેવું કે તું કેમ કાઢી લઉ છું ? તે ચોર ઠરાવું એને ? આવો ખાનદાન મા-બાપનો છોકરો જેના ઉંબરા ઉપર લોકો કન્યા આપે છે ! ઉંબરાને કન્યા આપે છે, માણસને નથી આપતા, એને મારે ચોર ઠરાવવો હવે ? તમને કેમ લાગે છે ? જોઈતા હોય તો કાઢી લે. બસ, બીજું કશું વધારે નહીં ને ! આ એક ઈતિહાસ છે એમનો તો લખાય એવો.

## નહોય ચોર એ, માગતા આવડતું નથી

આ કોઈ કહે, 'તમારા મામાનો દીકરો ચોરી કેમ કરે છે ?' મેં કહ્યું, 'ખાનદાન છે એટલે. નાલાયક હોય તો ચોરી ના કરે, માગતા આવડતું હોય તો.'

**પ્રશ્નકર્તા :** માગતા આવડતું હોય તો ચોરી ના કરે.

**દાદાશ્રી :** હં, ચોરી ના કરે. માગતા નથી આવડતું માટે આવી રીતે લે છે. માગતા ન આવડે એવા માણસ ખરા કે નહીં, નાકવાળા ? મેં કહ્યું, 'અમારા મોસાળિયા ખાનદાન ઘરના છે.'

**પ્રશ્નકર્તા :** એ કહે છે કે મને લેવાનો અધિકાર હતો એટલે લેતો હતો.

**દાદાશ્રી :** હા, બરોબર છે. પણ અધિકાર તો શેનો ? કારણ માગતા નથી આવડતું. માગવું ને મરવું બે સરખું લાગે છે. અધિકાર તો ખરો ને. અધિકાર પણ આવી રીતે ના હોય. પૂછયા વગર લેવાનો અધિકાર

ના હોય, પણ એય ચાલ્યા કરતું હતું. પણ જેમ જેમ છેતરાઈએ ને, તેમ મજા આવતી ગઈ.

ક્ષત્રિય પ્રજા સગા ભાઈ પાસે માગી ના શકે, હાથ ધરી શકે નહીં. એટલે એ દૃષ્ટિએ હું એમને લેટ-ગો કર્યા કરતો હતો. મને પાછા કહે, 'મહિને-બે મહિને તમારા ગજવામાંથી જરૂર હોય ત્યારે થોડા પૈસા લઈ લઉ છું.' મેં કહ્યું, 'હું જાણું છું.' એનો વાંધો નહીં, કારણ એનો હક છે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** આજના ક્ષત્રિયોને તો માગતા હઉ આવડે છે ! મેં તમારે ત્યાં થાપણ મૂકેલી હોય ને, પછી મને તો આખી જિંદગી માગતા ના આવડે.તે મને મહીં શું આવે ? અત્યારે એની પાસે ના હોય ને વખતે આપણે માગીએ તો એને દુઃખ થાય. આવું હઉ ફરી વળે બધું. એટલે આ આવું ઊભું થાય એટલે કોઈની પાસે માગતો નથી, સામાને દુઃખ ના થાય એટલા માટે. કહેશે, 'આપણા છે ને.' મેં કહ્યું, 'ભઈ, આપણા છે પણ એને દુઃખ થાય ને ! અત્યારે એની પાસે ના હોય તો ?'

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** તે આ જ્ઞાન પછી થોડુંક શીખ્યો, તેય ખાસ નથી આવડતું. અને હવે આવું શીખીને ક્યાં જવું છે ? મોક્ષે જવું છે આપણે તો. હવે તો એ આડાઈયે નથી રાખવી અને અડિયલપણુંય નથી રાખવું.

**પ્રશ્નકર્તા :** બરાબર.

## ખાનદાન માણસને ચોર કેમ કહેવાય ?

**દાદાશ્રી :** જો એને કહે તો મામાના છોકરા જોડે સંબંધ તૂટી જાય અને કેટલા રૂપિયા માટે ? બસ્સો-પાંચસો રૂપિયા માટે. અને એની છોડી આવે ત્યારે તમે દસ હજાર ઘસાવ. હવે તો એમ જ ચાલવા દો ને ગાડું, જે રીતે ચાલે છે તે. તૂટી જાય કે ના તૂટી જાય ? 'ચોર છો, હરામખોર, મારા ગજવામાંથી ચોરી ગયો' ના કહેવાય એવું. કોઈ બહારનો લઈ ગયો તોય ના કહેવાય. અને કેટલાક માણસોને હું કહું છું, 'આ ચોરી કરી જાય

છે તેને શું કહો છો ?' ત્યારે કહે, 'ખપવાળો હશે તે લઈ ગયો હશે.' એટલા બધા સુંવાળા લોક બહાર હોય છે. આ જ્ઞાન ના લીધેલું હોય, તે એને ખપ હશે ત્યારે લઈ ગયો હશે. હોય કે ના હોય ?

**પ્રશ્નકર્તા :** હોય.

**દાદાશ્રી :** બાકી ખાનદાન માણસના છોકરાં ચોર હોય એવું હું માનતો નથી. હું સ્વીકાર ના કરું. ખાનદાન જો ચોર થાય તો એ ખાનદાની શેની કહેવાય ?

એટલે કાલે અમારા મામાના દીકરા આવ્યા હતા. તે આ નીરુબેનને કંઈક કહેતા હતા કે 'દાદાજીના ગજવામાંથી હું શું કરતો હતો ?'

**પ્રશ્નકર્તા :** એ કહે, 'મારે સિનેમા જોવું હોય તો છાનોમાનો પૈસા કાઢી લઉ એમના ગજવામાંથી.'

**દાદાશ્રી :** એવું બીજે-ત્રીજે દહાડે. ત્યારે દસની નોટ ઓછી થયેલી હોય. એટલે હું જાણું કે બીજું કોઈ લેતું નથી, આ ભાઈ એકલો લઈ જાય છે. તે મહીં એંસી પડ્યા હોય ને, તેમાંથી દસ કે વીસ જે જોઈતા હોય એટલા લઈને બીજા સાંઈઠેય રહેવા દેવાના. એટલે મને સમજણ પડે કે આ સાંઈઠ રહે છે માટે આપણા શંકરભાઈ હોવા જોઈએ, બીજો કોઈ હોય નહીં. મને તો ત્યારે યાદગીરી બહુ રહે. મારા ગજવામાં શું છે એ મને ખ્યાલમાં જ હોય. એટલે ફોડ ના પાડું.

## આ દાદા 'ભગવાન' જેવા છે

પછી છે તે એક દહાડો બધા ભેગા થયા ત્યારે કહે છે, 'હું તો પૈસા હઉ કો'ક દહાડો કાઢી લઉ, મારે જરૂર હોય ત્યારે.' આવું પાછું ઉઘાડુંય કરે પાછો.

**પ્રશ્નકર્તા :** પાછા એ કહે કે, 'હું તો એમ જ સમજું કે દાદાને ખબર નથી પડતી.'

**દાદાશ્રી :** હા, 'દાદાને બધી ખબર પડે.'

**પ્રશ્નકર્તા :** પણ પછી જ્યારે ખબર પડી કે દાદાને તો ખબર પડે છે ને બોલતા નથી, ત્યારે એમને લાગ્યું કે આ દાદા, 'ભગવાન' જેવા છે.

**દાદાશ્રી :** તે મને કહે છે, 'ભઈ, હું તમારા ગજવામાંથી પૈસા કાઢી લઉં છું, તે તમે જાણો છો ?' ત્યારે મેં કહ્યું, 'ભઈ, બધુંય જાણું. તારે જોઈતા હોય એટલા કાઢી લેજે.'

તે પૈસા કાઢી લેતો'તો પણ તેને અમે ચિડાયા નથી, એને કશું કહ્યુંય નથી, મોઢે ટકોરેય નથી મારી. જાણે એને લાઈસન્સ કાઢી આપ્યું હોય ને, એવું રાખ્યું. શું કર્યું ?

**પ્રશ્નકર્તા :** ખબર જ નથી પડવા દીધી કે તમે જાણો છો. આ તો દાદા એનું હૃદય પરિવર્તન થઈ જાય.

**દાદાશ્રી :** પરિવર્તનથી એ બોલતો'તો ને કાલે કે મેં દાદાના ગજવામાંથી તો બહુ દહાડા કાઢી લીધું છે પણ એમણે મને કહ્યું નથી કોઈ દહાડો. એટલે હા, પરિવર્તન થઈ જાય.

## આટલું આવડી જાય તો કામ નીકળી જાય

પછી હીરાબાએ બધી ચાવીઓ લઈ લીધી મારી પાસેથી, તમને બધાય છેતરી જાય છે તે. અમારા ભાગીદારેય ચાવીઓ લઈ લીધી. બધાએ ચાવીઓ લઈ લીધી.

**પ્રશ્નકર્તા :** દાદા, એ બધી વાત ખરી, પણ બધાએ આપની પાસેથી આ ચાવીઓ લઈ લીધી પણ એ બધાની ચાવી આપે લીધી. અમારા તાળા ખોલી આપ્યા આપે.

**દાદાશ્રી :** એ જાગૃત હોય ને ! વ્યવહાર જાળવવાનો ભય છે ને એ લોકોને. ભય છે, તેથી વ્યવહાર જાળવી શકતા નથી.

**પ્રશ્નકર્તા :** હા, ભય છે, ખરેખર વાસ્તવિકમાં એવું નહીં.

**દાદાશ્રી :** હં, જો વ્યવહાર જાળવવાની શક્તિ હોય તો, વ્યવહાર

જાળવતા આવડતો હોય તો બીજી જગ્યાએ છેતરાય નહીં. એ હઉ છેતરાય છે. માટે ખાલી ભય જ છે એક વ્યવહાર જાળવવાનો. શું કરશો હવે ?

એવું છે ને, દુનિયા ચાલે છે એ ભ્રાંતિથી ચાલે છે. બધા ઊંધા રસ્તા છે. જો તમારે સદ્માર્ગે જવું હોય અને સનાતન સુખ જોઈતું હોય તો આ માર્ગ છે. લોકો ચાલે છે એ રસ્તે નથી, એનાથી કંઈ ઊંધા ચાલો. એ તો મને નાનપણમાં જ સમજણ પડી ગઈ હતી. પણ એટલું આવડી જાય તો કામ નીકળી જાય, નહીં તોય લઈ જ જવાના છે ને પેલા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** નથી લઈ જવાના ? અને એના કરતા રૂપિયા વધારે છે આપણી પાસે ? બહુ ત્યારે બેંકમાં ભેગું ના થયું મારે એટલી જ મુશ્કેલી ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તોય હીરાબાનું તો છે સારી રીતે. મારી પાસે ના રહ્યું ફક્ત. ત્યારે મારે જોઈએ છે શું ? શેના હારુ જોઈએ મારે ? મારે નાણું શેના માટે ? બધું બોજારૂપ.

**પ્રશ્નકર્તા :** તમને આ બધા જોઈએ.

**દાદાશ્રી :** હા, બસ, બસ, બહુ થઈ ગયું. મારે તો તમને બધાને જોઉ, એ મને ખૂબ આનંદ ! શંકરભાઈને જોઉ તોય અત્યારે આનંદ. એમના માટે કોઈ દહાડો ચીઢ ચઢી નથી. નાનપણમાં ચીઢ ચઢી હશે વખતે, પછી નહીં. સુધારવા પ્રયત્ન કર્યો પણ પછી જાણ્યું કે 'એમાં કંઈ ભલીવાર આવે એવો નથી.' ત્યારે અમારા બીજા મામા કહે છે, જે એના કાકા થાય, કે 'આ પથરો છે, એને શું કરવા તમે લોકો સુધારવા ફરો છો ? તમારા ટાંકણા બધાય નકામા જશે.' મેં કહ્યું, 'મામા, મારા ટાંકણા નકામા જશે. તમારું કશું જવાનું છે આમાં ? મામાના દીકરા તરીકે મારી ફરજ નહીં ?'

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** હવે ફરજ ઊડી ગઈ બધી. હવે બધો સમાન ભાવ થયો છે, પણ તે દહાડે તો ફરજ હતી કે નહીં ? તમે કેમ કહો ? વ્યવહાર ખરો ને આમ ? પણ આ દાખલો બહુ મુશ્કેલીવાળો છે, નહીં ?

**પ્રશ્નકર્તા :** દાદા, આટલી જાગૃતિ ને આ વિચાર આવવો એ બહુ મોટી વાત છે.

## માગતા પહેલાં પૈસા આપી સામાની આબરૂ બચાવી

**દાદાશ્રી :** એટલે કોઈનેય માગવા દીધેલું નહીં. મારી પાસે જેને જરૂર હોય ને, તેને કોઈનેય માગવા દેવા પડે એવો વારો આવેલો નહીં. હું પહેલેથી એને કહું કે 'મારી પાસે પૈસા આટલા વધારે છે. તે જરૂર હોય તો લઈ જાવ.' તરત પેલો તૈયાર જ બેસી રહ્યો હોય. તે માગવા સુધી તમે આ લોકોની આબરૂ લો છો? જો આપવા જ છે તો માગવા દેશો નહીં. નહીં તો 'આપવા નથી' એમ કહી દો. ખરું કે ખોટું ? પણ આપણા લોક શું કહે, 'એ માગશે તો આપણે આપવાના છીએ, નહીં તો આપણે કંઈ આપીએ નહીં.' અલ્યા મૂઆ, માગવાથી તો એની સાત પેઢીની આબરૂ જાય, નાક જાય ! આ તો ક્ષત્રિયો એટલે ભલેને ભિખારા જેવા હોય તોય...

**પ્રશ્નકર્તા :** માગે જ નહીં કોઈ.

**દાદાશ્રી :** અને હિન્દના આર્યલોકો છે, આર્ય આચાર-વિચારવાળા છે. ભિખારી જેવા હોય તોય ના ધરે હાથ.

## એનો સગોભાઈ આક્ષેપ આપે, પણ અમે પ્રેમ આપીએ

તે પછી મામાના દીકરા એક દહાડો કહે છે, ''મારા એક ઓળખાણવાળા આવવાના હતા. એમને મળવા જવાનું હતું તો મારા મોટાભાઈનું ધોતિયું કાલે પહેરી લાવ્યો'તો ને નવું, તે મારા મોટાભાઈ 'ચોરી ગયો, ચોરી ગયો' કર્યા કરે છે. આ આવું કરે છે.'' તે પછી એના મોટાભાઈને કહ્યું, 'અલ્યા, ધોતિયું લઈ ગયો પહેરવા તેને ચોરી કહો છો ? મૂઆ, કઈ જાતના લોક છો?' એટલે મેં એને કહેલું, 'મારા ધોતિયા લઈ

જવા તારે, તારી પાસે હોય નહીં તો. આપણે અહીંથી લઈ જજે, મારા કબાટમાંથી. સગા ભઈનું મન આવું હોય એને શું કરવાનું?'

**પ્રશ્નકર્તા** (શંકરભાઈ) **:** અરે, એક દહાડો મને કહેતા'તા ને કે 'તારે એમ કહેવું કે હું રાવજીભાઈનો ભાઈ નહીં.'

**દાદાશ્રી :** એવું હઉ કહેવું એમની આબરૂ જાય એટલા હારુ. આ શામળા દેખાય ને જરા, પેલા એમના ભાઈ ધોળા ગાય જેવા દેખાય. તે હું વઢું પછી. મેં કહ્યું, 'કઈ જાતના માણસ છો તે ? મોટા-મોટા ઑફિસર મારે ત્યાં આવે, તોય હું કહી દઉ કે આ મારા મામાના દીકરા અને તમને શરમ આવે છે ? સગા ભાઈ થાવ તોય શરમાવ છો ? કહી દેવું જોઈએ કે આ મારો સગો ભાઈ થાય એવું. શામળો હોય તે કાંઈ ગુનો કર્યો?' એ ચા લઈ આવે તોય હું કહું, સગાઈ તો ઓળખાવું કે 'આ મારા મામાના દીકરા છે. તારે જે મારી કિંમત કરવી હોય તે કરજે.' હું તો સાચું કહી દઈશ, કહ્યું.

**પ્રશ્નકર્તા** (શંકરભાઈ) **:** દાદા, પેલા પૈસા નહીંને એટલે. એ પૈસાવાળા શ્રીમંત માણસ અને અમે આ ગરીબ તેથી.

**દાદાશ્રી :** પણ દાદા તો ખરા ને તમારી પાસે ?

**પ્રશ્નકર્તા** (શંકરભાઈ) **:** એ તો છે જ !

**દાદાશ્રી :** તમારે કહેવું કે મારી પાસે દાદા છે. મારે આખી જિંદગી ઉપકાર ના ભૂલાય.

**પ્રશ્નકર્તા** (શંકરભાઈ) **:** પણ અમારે દિલની શ્રીમંતાઈ હતી ને એમને દિલની ગરીબાઈ.

**દાદાશ્રી :** એ કહે, 'આ કામના નથી.' મેં કહ્યું, 'આ તમે રૂપાળા એટલે તમે કામના, આ નહીં કામના.' અને એવું કહે, 'આ તો પથ્થરો પાક્યો.' મેં કહ્યું, 'નહોય પથ્થરો.' તે અત્યારે આવક કેટલી હશે બાર મહિને ?

**પ્રશ્નકર્તા :** લગભગ ચાલીસ હજાર તો ખેતીની આવક હોય.

## અમારી જોવાની દૃષ્ટિ જ જુદી ને

**દાદાશ્રી :** (શંકરભાઈ તરસાળીવાળા) અહીં રહે ને હુક્કો ભરી આપે નિરાંતે. તે પેલા બધા એને વઢે ત્યારે હું ઉપરાણું લઉ. મેં કહ્યું, 'એનું નામ ના દેશો, હઉ થશે.' આ એમણે હુક્કા ભરેલા કંઈ નકામા જવાના છે ? હા, પણ આવડે નહીં, એને શું કરવાના? એમને ફાવે નહીં આવું તેવું, સર્વિસ ફાવે નહીં. અને તે શી રીતે પૈણ્યા તે કહું ? તે આટલી પાંસઠ વર્ષની ઉંમર થઈ એટલે હવે કહીએ તો ખોટું દેખાય. ખોટું દેખાય ને શંકરભાઈ ?

**પ્રશ્નકર્તા** (શંકરભાઈ) **:** ના દેખાય, કશું ખોટું નહીં, દાદા.

**દાદાશ્રી :** ના દેખાય ખોટું ? એ પૈણવાના હતા ને, ત્યારે ઘરવાળા બધા કાકાઓ શું કહે છે ? 'આને તમે લઈ જઈને શું કરશો ?' ત્યારે પેલા લોકો કહે છે, 'અમે એમને નથી આપતા, આ ઉંબરાને આપીએ છીએ.' અત્યારે ચારેય છોકરાંઓ નિરાંતે કમાય છે, બધાય કમાયા. એટલે એમને કમાવાની જરૂર જ ના રહી ને ! છોડીઓ છ છે નિરાંતે. લોક કહે, 'છોડીઓ શી રીતે પૈણાવશો આવડી મોટી ?' મેં કહ્યું, 'અલ્યા મૂઆ, એની પાછળ ના પડશો. એની પાછળ પડીને શું કાઢવાનું ?'

**પ્રશ્નકર્તા :** એ કહેતા હતા કે 'કશું કમાયો નહીં, મેં તો કશું કરેલું નહીં જિંદગીમાં અને મારે છ છોડીઓ. બધા ચિંતા કરે પણ દાદા કહે કે તને ખબરેય નહીં પડે ને તારી દીકરીઓ પરણી જશે.' એ કહે કે 'પછી મારે એવું જ થાય છે.'

**દાદાશ્રી :** એવું થાય ને ! નહીં તો પાટીદાર નાતમાં છ છોકરીઓ હોય તો ઝેર ઓગાળવા પડે.

**પ્રશ્નકર્તા :** હં, ઝેર ઓગાળવા પડે.

પણ આ તો દાદા, આ માપવાનું ત્રાજવું જ જુદું ને ?

**દાદાશ્રી :** એમનો માલ બહુ ઊંચો પણ પેલું કશું આવડ્યું નહીં અને હાડકાં નમ્યા નહીં. થોડી મહેનત કરવાની થાય ને, એ ગમે નહીં.

ચા પાવાની તમે કહો, તો તમે કહો એટલી પાય એ લોકોને. અહીંથી તરસાળી બધા જાત્રામાં જાય ને, તે એમને બોલાવી લાવે. 'હેંડો, આ દાદાનું મોસાળ અહીં અમારે ત્યાં.' તે બોલાવીને ત્યાં ચા-પાણી પાય એ લોકોને. બધું દૂધ જ એમાં વાપરે. એટલું તો આવડે છે ને ! આ જેને આવડે છે, એને પેલું નહીં આવડે તો ચાલશે.

## દાદાને સોંપ્યું તો બધું રાગે પડી ગયું

એ બહારનું કામ કરે નહીં પાછું અને લહેર-પાણી કરવું બસ એ જ ધંધો. ના ખેતરમાં જાય કે ના બહારનું કામ કરે. નોકરીઓ હું અપાયા કરું અને પેલા મારા નામથી પગાર આપ્યા કરે. એ તો ફરતો રહે, પછી કશું કામ કરે નહીં. એટલે પછી મેં બંધ કરી દીધું. મેં કહ્યું, 'પેલા બિચારા મારા નામથી ક્યાં સુધી પગાર આપે ?'

તે આખી જિંદગી એણે નોકરી કરી નથી, એ અમારા મામાના દીકરાએ. એને કશું આવડે નહીં ને ! પછી આ લહેર-પાણી ને ભજિયાં કરવા. એક ભાઈ મોટો કોન્ટ્રાક્ટર પણ એ એને સોંપે ત્યારે ને ? રામ તારી માયા. આપવા-કરવાનું નહીં. શીખેલા જ નહીં ને ! મેં કહ્યું, 'આ ભાઈનું જો તો ખરો ! પાછો આ છ છોડીઓનો બાપ છે. પાછી પૈઠણો આપવાની. પૈસોય કમાતો નથી, એમ ને એમ...' તે પછી એના ભાઈને કહ્યું, 'એને કાંઈક રૂપિયા આપજે.' પાછા એના ભાઈ મને શું કહે ? 'તમે કહો તો આપું, નહીં તો મારાથી અપાય નહીં. મારાથી હાથ છૂટે એવો નથી.' કહે છે. મેં કહ્યું, 'પણ તારા ભાઈની આગળ હું કહું ને તું આપું એ કઈ જાતનો કાયદો ? હું તમને સલાહ આપું, એટલે મારી આજ્ઞા છે એમ કરીને. જો હું આજ્ઞા આપું તો તું પચાસ હજાર આપી દે, પણ હું સલાહ ના આપું ત્યારે એ ભાઈ તારો કે મારો મૂઆ ?'

તે એક ફેરો એ મને કહે છે કે 'ભાઈ, મારે ત્યાં છોડી પૈણે છે, દસેક હજાર રૂપિયા આપશો ?' મેં કહ્યું, 'લઈ જજે.' એની છોડી હીરાબાને ખાવાનું કરી આપતી'તી એમ કરીને દસ-પંદર હજાર રૂપિયા અને બીજા પાંચેક હજાર અમારે ત્યાં એના છોકરાના નામ ઉપર ધંધો

કરેલો ઈન્કમટેક્ષ બચાવવા, એમ કરીને વીસેક હજાર રૂપિયાની રકમ આપી હતી. એણે સિત્તેર હજારનો ખર્ચ કર્યો તેમાં પતી ગયું ! હવે શું કહે છે ? 'ભાઈ, મારે બાર મહિને લાખ રૂપિયા આવતા હોય તો મારે તમારા પૈસા આપવાના.' 'રહેવા દે ને, હમણે મેલ પૂળો' કહ્યું. હવે એ એક આનોય કમાતો નહોતો. એના એક છોકરાને મારે ત્યાં તેડી ગયો. મેટ્રિક થયેલો અને એ થયો મોટો કોન્ટ્રાક્ટર, બહુ જબરજસ્ત બુદ્ધિનો. અમારું મકાન એણે બાંધ્યું પહેલું અને અત્યારે બાર મહિને લાખ રૂપિયા કમાય છે. આવું થાય છે ! એ ભાઈને છ-છ છોડીઓ શી રીતે પૈણાવે ? પણ લોકોને કોઈ મળી આવે છે ને ! પાછો લોકોને શું કહે ? મારા ભાઈ 'ભગવાન' છે. પહેલેથી, આજથી નહીં, મને જ્ઞાન નહોતું થયું તોય. તે કહે, 'ભાઈ, મેં તમને સોપ્યું તો મારે બધું રાગે પડી જશે. ભાઈ તમે જે કરશો એ ખરું. મને તો આવડતું નથી કાંઈ.' તે બધું સોંપી દીધેલું. એટલે બધું રાગે પડી ગયેલું. લોકોય કહે, 'તમને સોંપ્યું તો કામ થઈ ગઈ ગયું અને નહોતું સોંપ્યું એ ભાઈઓ રહી ગયા.' એવું છે આ તો !

## પકડાય તે નહીં, નથી પકડાયા એ ચોર

એટલે જો તમારો ભત્રીજો એવો હોય, કોઈ દહાડોય બિચારો કોઈના ગજવામાંથી કશો પૈસોય ના લે. હવે એ માણસે એક દહાડો ગજવામાંથી બસ્સો રૂપિયા કાઢ્યા ને લઈ ગયો અને આપણા ઘરમાંથી કોઈ માણસે જોયો. પછી એને પૂછયું, ઘરના હિસાબે કે 'તે બસ્સો લીધા છે ?' ત્યારે કહે, 'ના, મેં નથી લીધા.' તો આપણે સમજીએ કે આ કોઈ દહાડો લે એવો નથી છોકરો. માટે સંજોગવશાત્ છે. કોઈ સંજોગમાં ગૂંચાયેલો લાગે છે. એટલે આપણે એને 'ચોર' ના કહેવો જોઈએ. અને આ હિન્દુસ્તાનના બધા લોકો એને 'ચોર' કહે છે. સંજોગવશાત્ પકડાયા એને 'ચોર' કહે છે. મેર ગાંડિયા, નંગોડ, આ કઈ જાતના માણસો છે ? જે નથી પકડાયા એ જ મૂઆ ચોરો છે. ખરા ચોર તો પકડાય જ નહીં. આ સંજોગવશાત્ પકડાઈ જાય બિચારા અને ખરો ચોર તો આંખમાં ધૂળ નાખીને જતો રહે. એટલે સંજોગવશાત્ ચોરને અમે ચોર કહેતા નથી. સંજોગવશાત્ કોઈ માણસે ચોરી કરી તો એના ચારિત્રમાં ફેર થઈ શકે નહીં. કારણ કે

સંજોગવશાત્ અને પરમેનન્ટ, એ બેમાં કઈ બાબત પર છે આ માણસ, એટલું જ અમે જોઈએ.

આપણા લોકો તો સંજોગવશાત્ એક દહાડો પકડાયો તો એને કાયમનો ચોર કહે આ તો. હવે એને આરોપ આપવાથી એના કેટલા બધા ગુના લાગે ? શી શી કલમો લાગે ? આ ઈન્ડિયનો સંજોગવશાત્‌ને ચોર જ ઠરાવી દે છે, જાણે એના મેકર (બનાવનાર) હોય એમ.

## સંજોગવશાત્ ચોર તે ચોર નહીં, દાદાની આગવી દૃષ્ટિ

તમે ચાર વખત ચોરી કરો તોય હું તમને ચોર ના કહું, કારણ સંજોગવશાત્ ચોરી કરો છો. તમે ચોર નથી અને એ ચોર તો જુદા છે. સંજોગવશાત્ નહીં, એ તો એનો વેપાર જ છે. અને આપણામાં તો સંજોગવશાત્ પકડાયો કે લોકો કહે, જવા દો એનું નામ. એવું ના બોલાય મૂઆ. તું માર્યો જઈશ. સંજોગવશાત્ રાજા ભીખ માગે કે ના માગે ? અરે, સંજોગવશાત્ હું હઉ ભીખ માગું. ત્રણ દહાડા ખાવાનું ના મળ્યું હોય તો મહીં લ્હાય ઊઠે ને, તે 'લાવ' કહીએ. માગે કે ના માગે ? તે સંજોગોના ગુલામ છે મનુષ્યો. તીર્થંકરોય સંજોગોના ગુલામ હતા, આ કહી દઉં. છતાં પોતે સ્વતંત્ર હતા એક બાજુ. પણ જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી ગુલામી તો ખરી ને ! એટલે આ ગુલામી છે એક જાતની. મહીં ભરહાડ (ચુલા કે સગડીનો ઊનો રાખવાનો ભાગ) લાગ્યો હોય, તે શું થાય ?

**પ્રશ્નકર્તા :** આવું ચોખ્ખું કોણ કહે, દાદા ?

**દાદાશ્રી :** સંજોગવશાત્ ચોર તો રાજા પણ થઈ શકે છે.

**પ્રશ્નકર્તા :** હા, દાદાજી.

## પ્રિજ્યુડિસ રહેવું એ મોટો ગુનો

**દાદાશ્રી :** જ્યારે ત્રણ દહાડા ખાવાનું ના મળે તો ભિખારીના ઘરના રોટલા ત્યાં આગળ પડ્યા હોય તો છાનોમાનો લઈ લે કે ના લઈ લે ? છાનુંમાનું લેતા આવડે રાજાને ? બધું આવડે ભૂખ લાગી હોય ત્યારે. મારી દૃષ્ટિએ સંજોગવશાત્ ચોર આખી દુનિયા જ છે. પણ સંજોગવશાત્‌ના

ચોરને ચોર ના કહો, નહીં તો ભયંકર દોષો બેસશે. તમને સમજણ પડે, સંજોગવશાત્ બને એવું કે ના બને ? સંજોગવશાત્ બને એની પર પ્રિજ્યુડિસ (પૂર્વગ્રહ) રાખવું એ મોટો ગુનો છે. હું તો પ્રિજ્યુડિસ જ રાખતો નહોતો. પ્રિજ્યુડિસ શાને માટે રાખવાનું ? આ પ્રિજ્યુડિસથી તો આ જગત ઊભું રહ્યું છે.

આપણા બાપા હોય, કોઈ સંજોગોમાં એને કો'ક કહે, 'કાકા, મને બસ્સો રૂપિયા આપો ને, મારે બહુ અડચણ છે.' હવે કાકા અહંકારી હોય એટલે ના કહેવાય નહીં પેલાને અને અહીં ઘેર છોકરા આગળ ચલણ ના હોય. ત્યારે શું કરે ? છોકરાના ગજવામાંથી કાઢી લે. હવે એ ચોર છે ? શું છે ? સંજોગોના આધીન છે.

સંજોગોના આધીન કોઈ માણસે કર્યું હોય એને અમે ગુનો ગણતા નથી. કાયમનો ચોર હોય એનો અમે ગુનો ગણીએ. એના માટે તો અમારું સર્ટિફિકેટ હોય જ, પણ તે ચોર તરીકેનું નહીં. એટલે એના તરફ આ અભાવ ના હોય અમને. તમને કેમ લાગે છે, આ કાયદા કશું કામમાં લાગે ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે.

## અમે એક અભિપ્રાયવાળા, ન બદલીએ સર્ટિફિકેટ

**દાદાશ્રી :** અમારા કાયદા જુદા છે, તમારા કાયદા કરતા. અમે એક અભિપ્રાયવાળા. એક જ જાતનો અભિપ્રાય, અભિપ્રાય બદલવાનો નહીં. એટલે અમારે શું કરવું પડે ? તે ઘરમાં કોટ કાઢ્યો છે અને એમાં બસ્સો રૂપિયા પડ્યા છે. અને એક માણસ એ નહીં લે એવો મને અભિપ્રાય બેઠેલો કે આ માણસ ક્યારેય પૈસા લે નહીં, ચોરી કરે નહીં. હવે એ માણસ છે તે આવ્યો'તો અને ગજવામાં હાથ ઘાલેલો એવું ઘરનું કોઈ માણસ જોઈ ગયું હોય, મેં ના જોયું હોય. પછી મારે તો પાછા બહાર જવાનું થયું. બહાર કંઈ પૈસાની જરૂર પડી ત્યારે મહીંથી પૈસા ના નીકળ્યા. બહાર જઈને હું આવ્યો, મેં ઘેર કહ્યું, 'આમાં પૈસા કોઈએ લીધા'તા ?' ત્યારે કહે, 'ના, અમે લીધા નથી. ત્યારે શું છે ?' મેં કહ્યું, 'ના, કશું નથી, કશું નથી. મારી ઓટીમાં ઘાલ્યા'તા તે મને જડ્યા.' પછી કહે, 'પેલા ભાઈ

તમારા ગજવામાં હાથ ઘાલતા'તા, તે થોડું-ઘણું કાંઈ ઓછું થયું છે ?' મેં કહ્યું, 'ના, મારી ઓટીમાં હતા તે મને જડી ગયા.' પણ મને પેલું મળી ગયું, કોણે હાથ ઘાલ્યો તે ! હવે એ ભાઈને તો હું માનું કે આ ચોરી કરે નહીં એવો અમારો અભિપ્રાય એની માટે. આ એક ફેરો અભિપ્રાય બાંધ્યો એટલે બસ, એ બીજું તેમાં ફેરવવાનું નહીં.

અરે ! ચોર ખુદ અમારા જોવામાં આવ્યો હોય, શંકા તૂટી ગઈ હોય, અમે છેટેથી જોઈ ગયા હોય, તોય અમે એને ચોર કહેતા નથી. કારણ કે એમને જો ચોર કહું તો મેં જ કહ્યું છે ને કે આ ચોર હોય નહીં. પછી મારે સર્ટિફિકેટ બદલવાનો વખત આવ્યો ? તો શું હું છે તે આ એક કૉલેજના સર્ટિફિકેટ કરતાય ગયો ? લે, તો આનો પુરાવો શો ? ત્યારે કહે, 'અમારો કાયદો એ.'

## હું મોરલ વેચાતું લેતો હતો

પછી બીજે દહાડે એ આવે તો એ જાણે નહીં એવી રીતે કોટ આઘો મૂકી દેવાનો એટલું જ અગર કોટમાં વધારે રાખવાનું નહીં. કોટમાં કાઢવા જેવું મૂકી દેવાનું. એ જાણે નહીં એ રીતે પાછું. એને અપમાન ના લાગે એ રીતે ! પણ એના પર અમે એવું મન ના રાખીએ કે પ્રિજ્યુડિસ ના હોય કે આ લઈ ગયો તો ના રખાય.

**પ્રશ્નકર્તા :** એને બીજીવાર પૈસા લેવાનો ચાન્સ ન આપો ?

**દાદાશ્રી :** આપીએ નહીં અને છતાંયે અપાઈ જાય તો એ લઈ ગયો તો અમે પ્રિજ્યુડિસ ના રાખીએ.

હું મોરલ વેચાતું લેતો'તો. ચોરી કરે તોય એને ફરી બોલાવતો'તો ને ચેતતો રહેતો'તો. ત્યાં કોટ ના કાઢું. પણ એને એમ ના કહું કે તું ચોર છે. મને પુરાવો મળે, બધું મળે તોય ના કહું. કારણ કે હું માણસને ચોર કહેતો નથી, હું ચોરને ચોર કહું છું.

**પ્રશ્નકર્તા :** ચોરને, મનુષ્યને નહીં !

**દાદાશ્રી :** ના, એ તમે કહો છો એ નહીં. હું એવી દૃષ્ટિથી કહું

છું કે બધા માણસોને હું ચોર કહેતો નથી. જેનો ચોરનો સ્વભાવ જ છે નિરંતર તેને હું ચોર કહું છું અને જે સંજોગવશાત્ ચોરી કરે છે એને ચોર હું કહેતો નથી. મારી વાત સમજાય તો બહુ કિંમતી છે અને જગતના લોકો કોને પકડે છે ? જગતના લોકો કોને ચોર કહે છે ? છીંડે પકડાયો તેને. મૂઆ, આખી જિંદગી એણે નથી કરેલું, આજે પકડાયો તો કાયમ માટે એની આબરૂ બગાડી નાખો છો ? એ મારી પાસે નહીં. તે આ સંજોગવશાત્ તો રાજાય ભીખ માગે. માટે એ રાજા રાજાપણું છોડતો નથી એટલે આ અમારું વાક્ય બહુ ઊંચું છે. સમજવા જેવું છે વાક્ય ! અને જગત આખું આમાં જ સપડાયું છે. પકડાયો કે આજે મેં જાતે જોયો. અલ્યા મૂઆ, એનું આગલું-પાછલું ચારિત્ર જો. હજારો રૂપિયા આપે તો ના લે એવા માણસોને ચોરી કરવાનો પ્રસંગ આવે છે, તો એના ચારિત્રને ધૂળધાણી કરી નાખો છો ? એક તો તમારી જાત બગાડો છો ! અને કાયમને માટે એની જાત બગાડો છો. એની ઉપર આરોપ આપો, તે એને બહુ આઘાત લાગી જાય.

આ અમારું વાક્ય જો સમજવામાં આવે તો બહુ કિંમતી છે. સંજોગવશાત્ ચોર કહીએ છીએ અમે. રાવણે બીજું કશું કર્યું નથી, સંજોગવશાત્ ખાલી કુદૃષ્ટિ કરી. એણે એક વિચાર એવો કર્યો કે મારે પકડી લાવવી છે એને. તે એને માટે આટલું બધું જગતે કર્યું ! જે મોટામાં મોટો સાયન્ટિસ્ટ, વિજ્ઞાની, એને ભગવાને પણ 'ભગવાન' કહેલો છે. એ પ્રતિનારાયણ કહેવાય. તે એને આ દેશના લોકો વગોવે છે. એ દેશનું શું ભલીવાર થાય તે ? એના પૂતળા બાળે છે ! ધન્ય છે આ જગતને (!)

## જાન છોડાવવા લોકોએ ભત્રીજાને ચઢાવ્યો

**પ્રશ્નકર્તા :** કુટુંબની બહુ વિચિત્ર હોય એવી પ્રકૃતિ સાથે આપે કેવી રીતે વ્યવહાર કર્યો ?

**દાદાશ્રી :** અમારા એક ભત્રીજા હતા, તે શું કરે ? રીસ ચઢે ને, તો પાડોશીની ભેંસનું ગાળિયું કાપી નાખે, તે ભેંસ જતી રહે. એટલે બધા પાડોશીઓ બિચારા ચિઢાયા કરે મનમાં, અને એ લોકો બોલે તે પહેલાં

તો આ આવડું આવડું બોલે. એટલે પછી બોલેય નહીં એ લોકો. પછી લોકોએ કીમિયો ખોળી કાઢ્યો, કે તમારા કાકા કોન્ટ્રાક્ટનો ધંધો કરે છે આવડો મોટો અને તમે ઘેર બેસી રહ્યા છો ? તમે તો ભત્રીજા થાવ, તમારે તો ચોખ્ખું કહેવાનું કે 'નોકરી-બોકરી નહીં કરું, ભાગ આપવો પડશે.' ત્યારે કહે, 'મને આવડતું નથી ને, હું શું કરું ત્યાં આગળ ? કોન્ટ્રાક્ટનું આવડે નહીં ને !' પેલાએ સમજણ પાડી'તી, તારે એટલું કહેવાનું કે 'મને ભાગીદાર તરીકે રાખો.' તે આવું કો'કે શિખવાડ્યું ને, તે એને ફિટ થઈ ગઈ વાત. એટલે અહીં આવીને બાની હાજરીમાં જ બેઠો. તે 'આવ્યો છું' એવું ના બોલે, 'અમે આવ્યા છીએ. અહીં જમવાના છીએ, બે વર્ષ-પાંચ વર્ષ રહીએ ત્યાં સુધી. પછી આપી દઈશું અમે.' કહે છે. શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** પછી આપી દઈશું.

**દાદાશ્રી :** એમ જાણે વીશી (ભોજનાલય)ના પૈસા ના આપી દેવાના હોય ? આવું હઉ બોલે, બધું બોલે ! તે પાછા બા મને કહે, 'બળ્યું, આ છોકરો આવું બોલે છે !' મેં કહ્યું, 'છોને બોલે, બોલે એ તો.' આપણે ચાળવાનું, ચારણી આપણી પાસે રાખવાની ! ઘઉં ઘઉં રહી જશે, કાંકરા નીચે પડી જશે. તે પછી મને કહે છે, 'હું આવ્યો બહારથી, કાકા, હું આવ્યો છું.' મેં કહ્યું, 'બહુ સારું થયું. ભત્રીજો મારે ત્યાં આવ્યો તે મને બહુ આનંદ થયો.' હું જાણું ને બધું. પછી મને કહે છે, 'કોન્ટ્રાક્ટમાં મારો ભાગ રાખવો પડશે.' એટલે તરત જ, શું બન્યું ને કેવી રીતે આ માણસ બોલે છે આવી રીતે, તે બધું મને આખોય ઈતિહાસ દેખાયો. આ માણસ આવું બોલે કે કોન્ટ્રાક્ટમાં ભાગ રાખવો પડશે ! મેં કહ્યું, 'હા ભાઈ.' હું સમજી ગયો કે આ આવું ના બોલે. આવું પોતાને સ્વાર્થ-બ્વાર્થની સમજણ જ નહીં. પોતે આવું સ્વાર્થ કરાવવાની ઈચ્છા ધરાવે નહીં. કારણ કે આ આવું કરે નહીં. લોકોએ, કો'કે પટ્ટી ચડાવી છે આ. હું જાણું કે કો'કે બત્તી (આંટી) એવી ઘાલી દીધી છે, આ બત્તી કાઢવી મુશ્કેલ થઈ પડશે.

## પ્રકૃતિ ઓળખી બોધકળાથી લીધું કામ

**પ્રશ્નકર્તા :** એ તો મનેય કહ્યું'તું, 'આ તમારું એકલાનું નહોય, મારો ભાગ છે.'

**દાદાશ્રી :** હા, તમને તો વળી એમ જ કહેતા'તા, 'મારી જ માલિકી છે, આનો માલિક જ હું છું.'

આ વાત સાંભળવા જેવી છે. ત્યારે બાને તો બહુ ધ્રાસ્કો પડ્યો, કે 'હાય હાય, આ ભાગીદારીની વાત કરે છે' અને આ ભઈ તો એમ કહે છે, 'તને ભાગ આપીશું.' મેં કહ્યું, 'તું તો ભત્રીજો થઉ, તને પહેલો ભાગ આપવો પડે. ત્યારે બીજા કોને ભાગ આપવાનો છે ?' એટલે કહે છે, 'ત્યારે કાકા, આપણે જોડે જમવા બેસીએ.' ત્યારે મેં કહ્યું, 'બેસ, હેંડ.'

પછી એણે ત્રણ રોટલી ખાધી ત્યારે મેં કહ્યું, 'એક-બે રોટલી વધારે ખઈ જા. પછી આપણે ધંધા ઉપર જવાનું ને પછી ત્યાં જઈને શું કરવાનું ? તને માણસો આપશે, એ માણસો પર તારે દેખરેખ રાખવાની, એમને પૈસા આપવાના. જે ખર્ચો થાય તે તારે એનો હિસાબ રાખવાનો. તે બે કામ રાખ્યા છે, એક વાઘોડિયા આગળ છે, તે ચાર માઈલ છેટું છે સ્ટેશનથી, અને બીજું એક સાડા પાંચ માઈલ દૂર છે. તને કયું ફાવશે ? ચાર માઈલવાળું ફાવશે કે સાડા પાંચ માઈલવાળું ?' 'મને ચાલીને જવાનું નહીં ફાવે' એ કહે છે. ત્યારે મેં કહ્યું, 'ભઈ, એ તો કોન્ટ્રાક્ટના ધંધામાં ચાલીને જવું પડે.' ત્યારે કહે, 'ના, એ મને નહીં ફાવે. મારે તમારો ધંધો નથી કરવો. મારે ભાગેય જોઈતો નથી.' એની મેળે જ ના કહેવડાવ્યું.

મેં આવું ગોઠવી દીધેલું. હું સમજી ગયો'તો કે આવું કહીશ ને, એટલે ના કહી દેશે મૂઓ. એની મેળે જ ના કહી દેશે. હું એની પ્રકૃતિ ઓળખું કે આ કાંટાવાળી પ્રકૃતિ છે કે કાંટા વગરની છે ? એટલે એની મેળે જ ના કહેવા માંડ્યો અને પેલું મેં એમ ને એમ કહ્યું હોત ને કે 'ભાગીદાર-બાગીદાર ના રાખીએ' તો આખો દહાડો કકળાટ ચાલે. અમને તો આવડે ને આવું બધું. કઈ બાજુથી આ આંટા ઉકેલવાના છે એ જાણીએ ને ! તે આવું થયું'તું. મેં તો જાણ્યું, 'આની જોડે ક્યાં ભાંજગડ કરીએ આપણે ?'

## ભત્રીજો એટલે મનમાં ભાવ કે કંઈક ઠેકાણે પાડું

મારા મનમાં નક્કી ખરું કે એને કંઈક રસ્તે પાડવો. એટલે પછી

મનમાં એમ કે હજાર-બે હજાર રૂપિયા ખર્ચી અને કંઈક નાની દુકાન કરી આપીએ. મનમાં ભાવ ખરો એવો. કારણ કે આ ભત્રીજા જોડે ગમે તેમ થયું તોય એ તો પેટ પાક્યા જેવું જ કહેવાય. ક્યાં પાટા બાંધીએ, ભત્રીજા એવું બોલે તો ? તે પછી મેં કહ્યું, 'અહીં દુકાન કરી આપીએ.' ત્યારે કહે, 'શાની દુકાન ?' મેં કહ્યું, 'આ અનાજ-કરિયાણું બધું.' ત્યારે કહે, 'ત્રાજૂડીયા (નાનું ત્રાજવું) લઈને બેસવાનું ?' મેં કહ્યું, 'ત્યારે બીજું શું લઈને બેસવાનું ?' ત્યારે એ કહે, 'ના, એ ત્રાજૂડીયા-બાજૂડીયા મને ના ફાવે.' લ્યો હવે, આ બીજી વાત ના પાડી, કેટલી તુમાખી તે ?

ત્યારે પછી મેં કહ્યું, 'નોકરી કરીશ ?' 'હા, નોકરી કરીશ' કહે છે. પછી મેં છે તે સૂરસાગર પર એક પેટ્રોલપંપવાળો હતો, તે ઓળખાણવાળો હતો આપણો. મેં પેટ્રોલપંપવાળાને કહ્યું, 'ભઈ, આને રાખ. એ પેટ્રોલ ભરી આપશે લોકોને અને એ લખશે આમ.' પછી એને મેં કહ્યું, 'પેટ્રોલપંપ ઉપર તારી જગ્યા (નોકરી)નું નક્કી કર્યું છે.' ત્યારે એ કહે, ''ના, એ તો શિવાકાકાના છોકરાંઓ ત્યાં પેટ્રોલ લેવા આવે, તે એ કહેશે, 'એય પેટ્રોલ આપ.' શિવાકાકાના છોકરાંની જ વાત, બીજાની નહીં. તે હું પેટ્રોલ આપું ?'' ત્યારે મેં કહ્યું, 'એ વાતેય આપણે કાઢી નાખો, બંધ રાખો.' કંઈથી શિવાકાકા સાંભરે છે આને ! જોને, આ આપણું ને આપણું સાંભરે, બીજું બહારનું કોઈ સાંભરે નહીં. આ કેટલી બધી મગજની તુમાખી !

એટલે પછી મેં કહ્યું, 'ભાઈ, ત્યારે તું શું કરીશ હવે ? એકુંય કશું માનતો નથી. અલ્યા, એક શબ્દ તો મારો માન.' ત્યારે કહે, 'ના, એવી નોકરી-બોકરી ના જોઈએ. અમારે તો નોકરી એવી કરો કે કોઈ એમ ના કહે કે તું આમ કર.' ત્યારે મેં કહ્યું, 'ભઈ, એવું ના થાય ત્યારે શું કરીશ ?' ત્યારે કહે, 'અમે અમારે ઘેર જતા રહીશું પાછા.' પણ એ કહે છે, 'બે મહિના રહીને તપાસ કરીશું, પછી અમે જઈશું.' ત્યારે મેં કહ્યું, 'બેને બદલે છ મહિના રહે ને !' તે મહિનો-દોઢ મહિનો રહ્યો.

## અવળું બોલે તોય જોતા પૉઝિટિવ

રોજ બા જોડે બેસે ને કહે 'બા, ચિંતા ના કરશો, હં... કમાઈશ ને, એટલે બધું આપી દઈશ.' પછી મેં એક દહાડો ગજવામાં જોયેલું તો

બિચારાને ગજવામાં બાર-ચૌદ આના પૈસા. મને તાવ આવેલો અને એ જેઠાભાઈને ત્યાં ગયો હશે, ત્યારે જેઠાભાઈની વહુએ પૂછ્યું, 'કાકાની તબિયત કેમ છે ?' ત્યારે કહે છે, 'એમને તાવ આવ્યો, તેમાં મારે શું લેવાદેવા ? એ તો આવે તાવ તો !' એટલે પછી જેઠાભાઈની વહુને રીસ ચઢી, તે પાછા અહીં આવીને બાને કહ્યું, ત્યારે બા કહે છે કે 'આવું બોલે છે આ.' ત્યારે મેં બાને કહ્યું, 'છોને બોલે. ત્યારે બીજું શું કરશો તમે ? ઉપાય છે કંઈ બીજો ? માટે એનો એવો ઉપાય કરો કે જેથી ભાંજગડ ના થાય આપણને.'

અમે કેવા અહિંસક ઉપાય કર્યા ! કશી ભાંજગડ નહીં. તે બે-ત્રણ દહાડા પછી એ કહે છે, 'મારે જવું છે ઘેર.' તે એણે લૂગડાં-બૂગડાં લઈને હેંડવા માંડ્યું, મને તો ખબરેય ના પડી. એટલે પછી શંકરભાઈ આવ્યો, ત્યારે એ કહે છે, 'વિઠ્ઠલભાઈ તો ગયા.' મેં કહ્યું, 'અલ્યા, એની પાસે બાર-ચૌદ આના હતા, શેમાં જશે એ ભાદરણ ?' તે આ કંઈ પાંચની કે દસની નોટ હશે, તે મેં કહ્યું, 'લે આ નોટ, એને આપી આવ.'

તે પછી ત્યાં વહેલો વહેલો શંકરભાઈને દોડાવ્યો. અને પછી ત્યાં આગળ એને પૈસા આપ્યા ને, તે કહે, 'કાકા ગરીબ માણસ છે, ગરીબ માણસના પૈસા મને શું કરવા આપો છો ?' તે ના લીધા. એટલે પછી આપણા રણછોડભાઈ એક દહાડો કહે છે, 'આ વિઠ્ઠલને જુઓને...' મેં કહ્યું, 'શું કરવા આમ કરો છો ? સારો છે ભત્રીજો. આપીએ છીએ તોય નથી લેતો જે ભત્રીજો, તે આ દુનિયામાં ખોળી લાવો જોઈએ.' આપણે આપીએ ને તો એ કહે છે, 'તમે ગરીબ છો, તમારું ના જોઈએ મારે.' એટલે આવા ભત્રીજા કંઈથી લાવીએ અમે ? આપણે આપીએ તો લોક લઈ લે કે ના લઈ લે ?

**પ્રશ્નકર્તા :** લઈ લે.

**દાદાશ્રી :** ગજવામાં ના હોય અને આપીએ તોય ના લે. એટલે રણછોડભાઈ બહુ ખુશ થયા. મને કહે છે, 'મને આ કળા ગમી. તમે ખરી કળા ખોળી કાઢી.' ત્યારે મેં કહ્યું, 'શું થાય, આમ જોડે રહેવાનું ? કંઈ કળા ના ખોળી કાઢીએ તો શું થાય તે ?'

## અહંકાર ભગ્ન પણ એમાં ગુણ જોયા

હવે એ ભત્રીજો અમારો એટલો બધો અહંકાર ભગ્ન કે આખી જિંદગી મેડ (ગાંડા) જેવા જ રહ્યા છે ! હવે કયા અવતારમાં એ અહંકાર ભગ્ન થયો હશે અને કયા અવતારમાં વેદશે એ ભગવાન જાણે. આવા બધા બહુ જાતના અહંકાર ભગ્ન મેં જોયેલા. અહંકાર ભગ્ન, પ્રેમ ભગ્ન એ બહુ જાતના ભગ્ન ! અહંકાર ભગ્નનું છે તે, એની પાસે પચાસ જ રૂપિયા હોય અને તમે કહો કે 'તમારી વાત થાય, મારે જરા હમણે પૈસાની અડચણ છે.' તે કો'કની પાસેથી ઉછીના લઈ લે પાંચ-પચ્ચીસ રૂપિયા, અને આપે, 'લ્યો મોટાભાઈ' આમ કરીને.

**પ્રશ્નકર્તા :** આપી દે.

**દાદાશ્રી :** એની મીઠાશ લાગી ને ! પેલી મીઠાશ શરીરમાં લાગી, તે એની વેલ્યુએશન આપી દે સામી. અહંકાર ભગ્ન એવા હોય.

**પ્રશ્નકર્તા :** આવા તો અહંકાર ભગ્ન હોય છે બધા. આવા જ બધે, જાતજાતના હોય છે.

**દાદાશ્રી :** એને કહે તો કેટલું દુઃખ થાય ! કહેશો નહીં એને. પણ માણસ પોતે કેવા હતા... એક ફેરો અમે ગયેલા, તે ઘેર શાક લઈને આવેલા. માઈલ છેટે પોતે ચાલીને જાય ને પાછા શાક લઈને આવે. તે પછી ઘેર આવીને પૈસા ગણ્યા ત્યારે કહે છે કે 'આ શાકવાળીનો એક આનો વધારે આવી ગયો છે. તે કાકા તમે બેસો, હું આપી આવું એને.' તે પાછો તેને આપવા ગયો અને અમને બેસાડ્યા. મેં કહ્યું, 'બેસ ને, હવે પછી અપાશે, કાલે આપજે.' ત્યારે એ કહે, 'ના, એને અત્યારે ગણતા દુઃખ થશે બિચારીને.' હવે આ આમને ગાંડાય શી રીતે કહેવાય ?

પણ જો શાકવાળીને એક આનો પાછો કેમ આપી આવે એ હિસાબેય ગણવા જેવો ને પાછો ! મહીં પાછો જઈને એને દઈને પાછો આવ્યો બિચારો. તું આપી આવું ? ના આપી આવું. હુંય ના આપી આવું ને, બળ્યું. આ માથાકૂટ શી બળી ? કાલે આપી આવીશું વળી. બહુ ત્યારે આપવા હોય તો કાલે અપાશે, પરમ દહાડે અપાશે, ભેગી થશે ત્યારે. આ

તો કહે, હમણે જ જઈને. તે મને બેસાડી રાખીને ગયો. હવે એનાય કંઈક સિદ્ધાંત હોય છે ને, ધ્યેય તો હોય કે ના હોય ? ધ્યેય વગરના જીવન શી રીતે હોય, તો તો અહીં ભેગા શી રીતે થાય મને ?

## દાદાએ ધ્યાન રાખી પૈણાવડાવી ભત્રીજાની છોકરી

પછી છે તે એની છોડી પૈણાવવાની થઈ, ત્યારે પેલો મનુ કમાયેલો, તે મનુને મેં કહ્યું, 'તું વધારે આપ.' ચીમનભાઈ પાસે લાંબું નહીં, છોકરાંઓ મોકલે નહીં બહુ. તે ચીમનભાઈને કહ્યું, 'તુંયે આપજે.' અને છોડી પૈણાવાની થયેલી, તે ઓછી ભણેલી હતી. ત્યારે મેં કહ્યું, 'આને માટે કંઈક કરો.' ત્યારે મનુ કહે છે, 'હું સાત હજાર આપીશ.' ચીમન કહે છે, 'હું ત્રણ હજાર આપીશ.' ત્યારે મેં કહ્યું, 'આપણે એટલામાં પતી જાય, એવું કરી લાવીએ.'

એટલે હું અને મનુ છે તે ત્યાંથી ઊપડ્યા, મુંબઈથી, તે સુરત ગયા. ત્યાં ધર્મજનો એક છોકરો હતો. સાધનમાં લાંબું નહીં પણ આમ હતું સારું. તે ભાદરણનો ભાણો હતો. પછી એના મોસાળિયા તો કહે છે, 'અમારે કરવું જ છે.' ત્યારે મેં એના મોસાળિયાને ચોખ્ખું કહ્યું કે 'એનો બાપ મગજનો ક્રેક છે અને છોડી આટલી ઓછી ભણેલી છે. અને લગ્ન કરવાનું છે પદ્ધતસરનું, એનો વાંધો રાખવાનો નથી. બીજી કશી શર્ત-બર્ત નહીં ચાલે.' પેલો ભાદરણવાળો કહે છે, 'ફરી આવું નહીં મળે.' એટલે તરત પેલા ધર્મજવાળાએ 'હા' પાડી દીધી. મનુભાઈ તે દહાડે એવા રૂપાળા, દેખાવડા દેખાય. આમ ફર્સ્ટ ક્લાસ કપડાં પહેરેલા, રાજેશ્રી જેવો દેખાય. તે મને ને મનુભાઈને, બેઉને દેખીને જ પેલો છોકરો જ ખુશ થઈ ગયેલો. 'મારે તો પૈણવું છે તો અહીં જ પૈણવું છે. ગમે એવી છોકરી, ગાંડી આપશે તોય પણ આમને ત્યાં જ પૈણવું છે' કહે છે.

તે એમ ને એમ નક્કી કરી લાવ્યા. તે જાન ઊતરી ને પૈણ્યો. હવે છોકરીને લૂગડાં કોણ આપે આ બેમાંથી ? કોઈ આપે નહીં. એટલે લૂગડાં આપવાનું મેં કહેલું કે 'તારા બાર મહિનાના લૂગડાં અમારા.' એટલે પંદરસો રૂપિયા જુદા મૂક્યા. તે કંઈ સો-સવાસો રૂપિયા વ્યાજ આવે, તે પછી એ છોડીને પાંચ વર્ષ સુધી આપ્યું વ્યાજ. પછી એ છોડી કહે છે,

'મારે મકાન બાંધવું છે ત્યાં આગળ સોસાયટીમાં, તમે રોકડા આપી દો.' તે પછી આપી દીધા એને.

હવે એમની છોડી પૈણતી વખતે, એમના બે ભઈઓ મને કહે છે, 'આ ભઈને સાચવી લેજો.' શું કહે છે ? કારણ, એની પોતાની છોડી છે, એમના બે ભઈઓ પોતાના ખર્ચે એને પૈણાવે છે ત્યારે આ શું કહે છે, 'એમને પૈણાવવી હોય તો પૈણાવે, પણ હું લગ્નમાં આવવાનો નથી.' એટલે પછી મેં આ લોકોને શિખવાડ્યું કે એક સરસ વીંટી બનાવડાવો આપણે. પછી એને કહ્યું, 'તમે વીંટી પહેરીને કન્યાદાન દેવા બેસજો.' એટલે સરસ વીંટી પહેરાવી, તે પછી આવ્યા પણ.

**પ્રશ્નકર્તા :** વીંટી ખેંચી લાવી એમને.

**દાદાશ્રી :** સરસ વીંટીને, તે આમ જોતા જાય ! પણ ભોળા, બીજું કશુંય નહીં બિચારાને ! તે એવા ભાઈઓય મળી આવે છે ને ! જુઓ ને, એમને સાચવનાર કેવા મળી આવ્યા પણ ! પુણ્યશાળી હોય ને ! એ લોકોએ પૈણાવી દીધી, બેઉ થઈને. અને ઉપરથી આ ભાઈ ગાળો ભાંડતો હતો, 'તમને કોણ કહે છે પૈણાવી દેવાનું ? મોટા પૈણાવવાવાળા આવ્યા ! જુઓ તો ખરા ! એમના મોઢા તો જુઓ !' આવું બોલે. લોકોને કંઈ કહેવાય આ ફજેતો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હં, તે આવું લોકોને કહેવાય નહીં, આપણે જોયા જ કરવું પડે. હિસાબ હશે ત્યારે ભેગા થાય ને, નહીં તો એવા ભત્રીજા કેવી રીતે ભેગા થાય ?

**પ્રશ્નકર્તા :** હા.

## કાઢી મેલતા તો સહુને આવડે, એના કરતા નિકાલ કરો

**દાદાશ્રી :** તે અમારા ચંદ્રકાન્તના ફાધર બહુ અકળાયા. કારણ કે એમને કાકાનો છોકરો થાય આ, મારો ભત્રીજો થાય. 'અરે, આને કાઢી મેલવો તમારે.' શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** કાઢી મૂકો.

**દાદાશ્રી :** કાઢી મેલતા તો સૌ કોઈને આવડે, આપણને નવું શું આવડ્યું એ ખોળી કાઢો ને, કહ્યું. કાઢી મેલતા કોને ના આવડે ?

**પ્રશ્નકર્તા :** બધાયને આવડે.

**દાદાશ્રી :** અને અમે કોઈને કાઢી ના મેલીએ.

**પ્રશ્નકર્તા :** તમારી ખરી શોધ છે, હં.

**દાદાશ્રી :** એટલે દુનિયામાં બધી જાતના ખેલો હોય. જાતજાતના માણસો મને મળેલા !

**પ્રશ્નકર્તા :** અને એમાં આ રીતે નિકાલ લાવવો એ બહુ મોટી વાત છે.

**દાદાશ્રી :** ત્યાં આફ્રિકા જઈને જે એમની દુકાને આવે ને, તેને કહે, 'આ બધા મારા નોકર છે, હું જ શેઠ છું. આ રણછોડભાઈ નોકર, રાવજીભાઈ નોકર, બધા નોકર છે મારા.' આવું બોલે. તે પૈસોય કમાયો નહીં, આખી જિંદગી આવો ને આવો રહ્યો.

પછી રણછોડભાઈ મને એક દહાડો કહે છે, 'આ આની જોડે પ્રસંગ (સંબંધ) રાખવા જેવો નથી. ક્યાંય ઊભો રહેવા દેવા જેવો નથી.' મેં કહ્યું, 'આવું કંટાળે પાલવતું હશે ? એને જન્મ કોણે આપ્યો આપણી જોડે ? કાઢી મેલશું ને તો ફરી આવશે એ બીજા જન્મમાં, એના કરતા નિકાલ કરી નાખો ને એની જોડે.' તો મને કહે, 'એની જોડે શી રીતે રહેવાય ?' મેં કહ્યું, 'સારામાં સારો માણસ એ. મને તો ગાળ ભાંડી જાય, કે મારો કાકો અક્કલ વગરનો છે, આમ છે, તેમ છે, લોભિયો છે. પણ આપણે એ તરફનો ભો નહીં કે ભઈ, એ હજાર રૂપિયા માગવા આવશે, પાંચ રૂપિયા માગવા ના આવે આખી જિંદગી. એ કાંઈ ઓછો ફાયદો છે ? આ મોટામાં મોટો ફાયદો !' 'હા, એ વાત ખરી, ના માગે' કહે છે. 'અને બીજાને તમે પાર્ટનર કરો ત્યારે એ બહુ સરસ હોય, બહુ જ આમ લાયકાત હોય, બહુ વિનયવાળો હોય પણ પાંચ હજાર લેવા આવે ને તો એને નાપાસ કરજો ને આને પાસ કરજો,' કહ્યું.

તમે આમને રૂપિયા આપી જુઓ હોય તો ? જો આ કહે છે કે નહીં, કે તમે ગરીબ માણસ ? જે રૂપિયા ના લે તેનો અનુભવ પહેલો કરવો, એ ગમે એટલી ગાળો ભાંડે તોય. અને પેલા બધા મીઠા બોલવાવાળા તો પાંચ હજાર લેવા જ આવ્યા હોય. આમને સ્વાર્થ ના આવડે. કશું સ્વાર્થ-બ્વાર્થની ભાંજગડ જ નહીં ને ! એ આવે તે 'પધારો' એવું કહીએ ને, તે રાજી થઈ જાય. બાકી મરી જાય તોય આમ નહીં. પાણી ના હોય તોય માગવાનું નહીં, ત્યારે ઓછું છે કંઈ ? આપણને નિર્ભય બનાવી દીધા. રણછોડભાઈને સમજણ પાડી. તે પછી રણછોડભાઈ કહે છે, 'મનેય ગમી આ વાત. એનેય ગુણ હોય ને મહીં !'

## હું પૈસા આપું, જેને છેતર્યા તેને પાછા આપી આવ

**પ્રશ્નકર્તા :** 'અથડામણ ટાળો' એ સૂત્ર તમે પહેલું તમારા ભત્રીજાને આપેલું એ પ્રસંગ જણાવશો.

**દાદાશ્રી :** થયું'તું એવું કે ૧૯૫૧માં કોસબાડ એગ્રિકલ્ચર કૉલેજ બંધાતી હતી, તેનો કોન્ટ્રાક્ટ લીધેલો. કોસબાડ કરીને એક છે એગ્રિકલ્ચર ફાર્મ, ત્યાં ખેતીવાડી કૉલેજ બાંધતા'તા.

**નીરુમા :** આ પેલું સુરત આગળ કોસમાડા ?

**દાદાશ્રી :** ના, એ કોસમાડા નહીં, કોસબાડ. અને (તે વખતે) એકાવનમાં છે તે કાન્તિભાઈને, 'અથડામણ ટાળજે' એના માટેની આજ્ઞા આપેલી. તે હજુયે પાળ્યા કરે છે.

**નીરુમા :** ત્યારે તો તમનેય જ્ઞાન નહીં થયેલું.

**દાદાશ્રી :** એવું વ્યવહારિક જ્ઞાન ખરું બધું. વ્યવહારિક તો બહુ સારું જ્ઞાન હતું. વ્યવસ્થિત તો બધું સમજાઈ જ ગયેલું મને તે દહાડેય. આ આત્માના જ્ઞાન સિવાય બીજું બધું અનંત અવતારનું અનુભવજ્ઞાન આવેલું છે.

પણ 'કોઈની જોડે અથડામણમાં ના આવશો.' આ વાક્ય શી રીતે નીકળેલું તેની આખી વાત કરું. અમારો એક ભત્રીજો હતો. ભત્રીજો

એટલે અમારા કાકાના દીકરાનો દીકરો. તે બેરંગી થઈ ગયેલો. જરા તોફાની ને અવળે રસ્તે ચઢી ગયેલો. તે એના ફાધર મારે ત્યાં બહારથી આવ્યા, તે એમના છોકરાને લઈને આવતા'તા. તે મેં એમને કહ્યું, 'તમારા છોકરાને બહાર ઊભો રાખો અને તમે મહીં આવો.' ત્યારે પેલા છોકરાને બહાર ઊભો રાખી મહીં આવ્યા. મને કહે છે, 'છોકરાને મહીં બેસાડું, તાપમાં ઊભો છે ને ?' મેં કહ્યું, 'ના ભઈ, અહીં મારે ત્યાં ના બેસાડશો મહેરબાની કરીને. આ છોકરાને મારે ત્યાં બેસવા ના દેવાય.' એ ચોરી નથી કરતો પણ લબાડી તો કરે જ છે. 'હું અંબાલાલકાકાનો ભત્રીજો છું. તે હું તમને ઘાસતેલ લઈ આવી દઈશ, ફલાણું લઈ આવીશ.' તે આ કંટ્રોલના વખતમાં લોકોને ઘાસતેલ મળે એની બહુ મજા આવે ને ? તે રૂપિયા લઈને ભાગ્યો, એ ફરી રૂપિયા આપે-કરે નહીં. એની બૂમ પડેલી એટલે પેસવા નહોતો દેતો. 'મારા ઘરમાં નહીં, અહીં નહીં પેસવા દઉ.'

પછી મેં કહ્યું, 'આખા ફેમિલીમાં આ તમારો છોકરો આવો પાક્યો ! અંદરખાને દાનત ચોર હશે તમારી, તમારી મા-બાપની દાનત ચોર હોય તો છોકરો આવો પાકે. કેમ આવો પાક્યો ?' આવું બોલનાર હું તો કડક. તે વેળા જ્ઞાન નહીં એટલે વ્યવહારમાં મેં શું કહ્યું ? 'આ ઘરને અપવિત્ર કરશો નહીં.' ત્યારે પછી એ છોકરો બહારથી કહેવા માંડ્યો કે 'દાદાજી, મને માફ કરજો.' ત્યારે મેં કહ્યું, 'માફ ક્યારે કરું કે તું આ માથું મૂંડાવી દઉ અને પછી ગામમાં કહી દઉ બધાને કે જેના જેના પૈસા છેતરીને લીધા છે, તે બધાના પૈસા હું તને આપું અને તું આપી આવ બધાને.'

એટલે ચોરીને લાવેલો નહીં પણ આવું બધું ખોટું જ કહેવાય ને ? લોકો વિશ્વાસથી આપે બિચારા અને અંબાલાલનો ભત્રીજો છે, એ નામથી આપે બધું. તે માથાના વાળ કાઢી નાખવાની શરત કરી અને ઘેર બેઠા પગાર, બીજું કશું કરવાનું નહીં. હું જે પૈસા આપું, તે બધા પૈસા ભાદરણમાં જઈને માગતાવાળાને આપી આવે, જેને છેતર્યા હોય તેને. પણ છ મહિના કરીને પછી ના કર્યું. મેં શું ખોટો રસ્તો બતાડ્યો'તો ?

**પ્રશ્નકર્તા :** સરસ, દાદા.

**દાદાશ્રી :** બીજા પૈસા આપું, તે ઘેર બેઠા બધાને આપી આવે અને

બધાની સહી લઈને મને આપે. એટલે પછી હું એને ફરી આગળની સર્વિસ આપું, ધંધાનું કામ હું એને સોંપી દઉં. છોકરો હોશિયાર હતો પણ ના કર્યું. તે પાછો અહીંથી નાસી ગયો.

## મારા પૈસાથી સુધરતો હોય તો બહુ થઈ ગયું

તે બધેથી કુટાઈ કરી અને પાછો આવ્યો. હું ને અમારા ભાગીદાર કાન્તિભાઈ સૂઈ ગયેલા. તે પેલો અહીં આવીને બહાર ઊભો રહીને, 'દાદાજી, હું આવ્યો છું' કહે છે. મેં ધીરજ પકડી. મેં કહ્યું, 'શું છે આ ?' પછી એ બોલવા માંડ્યો કે 'મને કોઈ જગ્યાએ કોઈ સંઘરતું નથી, માટે તમે સંઘરો અને હવે કંઈ ભૂલ થાય તો મને દરિયામાં નાખી દેજો.' એટલે પછી મારી આંખ ટાઢી પડી. આવું જો એફિડેવિટ કરે છે, તો પછી એથી વધારે તો આપણને ના હોય. એટલે પછી મેં નોકરીમાં મારે ત્યાં રાખ્યો, સમો થવા સારું. અમારા ભાગીદારને કહ્યું કે દસ હજારનું નુકસાન થાય કે આડુંઅવળું કરે તોય લેટ-ગો (જતું) કરવાનું છે. એક માણસ મારા પૈસાથી સુધરતો હોય તો મારે બહુ થઈ ગયું.

તે પછી એ માણસને જે જે કુટેવ ખરી ને, તે મેં એને એક શરત કરી. મેં ભાગીદારને કહ્યું, 'એને આ કામની સિલક એના હાથમાં આપો. સિલક એને સોંપી કહેવાનું કે તારે કાચું લખવાનું અને આપવા-કરવાનું બધાને. અને મને પૂછીને આપે બધાને. એમાં તારો ખર્ચો તારે લખવાનો આમાં.'

પછી મેં કહ્યું, 'જા, તું અમારું ફલાણું કામ ચાલે છે વસઈમાં, તે તું જા ત્યાં આગળ.' એટલે હિસાબની ચોપડી આપી કે હિસાબ લખજે. એટલે પછી બધું કરતો'તો કામકાજ. પણ એ જમાનામાં રોજ આઠ-દસ રૂપિયાનું પાણી કરે એ, ૧૯૪૨માં. એટલે પછી મેં એને શું કહ્યું કે 'ભઈ, આ રીતે અમારે ત્યાં પોસાશે નહીં. તું જે કરતો હોય એ મહીં લખ તો પોસાશે મને, પણ તું આમતેમ પૈસામાં ગરબડ-ગોટાળા કરી નાખે અને આમ કશુંય તારામાં ખોટું તો લખાતું નથી અને લોચા વાળું છું. તે લખ. તું સિગરેટ પીતો હોય તો લખજે, દારૂ પીતો હોય તો લખજે. મેં એને છૂટ આપી. હું તને વઢીશ નહીં અને તને સુધારીશ.' તોય એ કંઈ લખે કે ? તે પછી

ધીમે ધીમે મેં શોધખોળ કરી. મેં કહ્યું, 'આને શું છે ?' અમારા ભાગીદારને મેં કહ્યું, 'ગમે તેટલા પૈસા ખર્ચાય પણ આ છોકરાને સુધારો. આ અનંત અવતાર એના ખરાબ કરી નાખશે. અને શક્તિ છે, આમ વાળીએ તો પાંસરો હેંડશે.' તે પછી અમારા ભાગીદારે નક્કી કર્યું કે 'મૂઆ, આ બાર મહિને પાંચ હજાર બગડે તો ભલે બગડે પણ આને સુધારવો આપણે.'

## ખોળી કાઢ્યું કે આ તો મારા પૈસાનો સદુપયોગ કરે છે

એટલે પછી તપાસ કરી ત્યારે એનો હિસાબ શું જડ્યો ? દરેક માણસ મને કહે, 'આ તમારો ભત્રીજો બહુ સારો માણસ. બહુ નોબલ માઈન્ડનો છે.' મેં પૂછ્યું, 'એમ ? અમારો ભત્રીજો નોબલ છે ? શી રીતે તમને લાગ્યું ?' તો કહે, ''અમને દેખતા પહેલાં એ 'આવો, આવો, આવો, ચા પીવો' કહે, તે સ્ટેશનની હૉટેલમાં તો વીસ જણને ચા પાઈ દે એવો છે.'' મેં કહ્યું, 'એ તો ડાહ્યો છે.' મને પકડાયું કે હું ખોળતો'તો કે આ શામાં જાય છે ? કેવી રીતે વાપરે છે ? એટલે મને એ સારું લાગ્યું. સારું, ચા પાય છે લોકોને. મારા પૈસાનો આવો સદુપયોગ કરે છે. પછી શોધખોળ કરતા એવું લાગ્યું કે એ પોતાની જાતને માટે વાપરતો નહોતો અત્યાર સુધી. 'ઓહોહો ! તમે તો મને ઘણી વખત નાસ્તા કરાવડાવ્યા છે.' તે લોકો 'અહો અહો' કરે. એ લોકોના હારુ આ બધું કરતો'તો, એ ખોળ્યું તો જડી આવ્યું. બીજો કોઈ (ખોટો) રસ્તો નહોતો કે બ્રાન્ડી કે એવી બધી કોઈ જાતની કુટેવ નહોતી. એટલે પછી મેં લેટ-ગો કર્યું. મેં કહ્યું, 'ભલે હવે આડુંઅવળું લખશે તોય વાંધો નથી.' કારણ કે હું પેલું કહું કે 'આ તું સારું કરું છું,' તો એને વધારે એન્કરેજમેન્ટ (પ્રોત્સાહન) મળે તો આખા ગામને ચા-પાણી પાય. તો પછી આપણો કામધંધો અટકી પડે. એટલે મારે તો જે જોઈતું'તું એ ખોળી કાઢ્યું.

પાછો એવો માણસ એક ફેરો મારા મધરને જવું'તું ભાદરણ, તે વડોદરાના સ્ટેશન પર આવ્યો. મને કહે છે, 'બાને ક્યાં બેસાડીશું ?' મેં કહ્યું, 'ભઈ, બાને ગાડીમાં બેસાડવાના.' ત્યારે કહે, 'ના, મેં સ્ટેશન માસ્તરને કહી રાખ્યું છે. અમારા દાદાના બા આવે છે.' 'અલ્યા, સ્ટેશન માસ્તરની જોડે આપણે શું લેવાદેવા ?' અને મને તો બોજો, બોધરેશન

લાગે. આવું શા હારુ આપણે ઓળખાણ જોઈએ ? આપણે નહીં છોકરો પૈણાવવો ને નહીં છોકરી પૈણાવવી ને આપણે સ્ટેશન માસ્તરનું શું કામ છે તે ? આપણે ટિકિટ લઈને અહીંયા બેસવાનું. આ એને એમ ભપકો જોઈએ કે 'મારા દાદા !' એટલે માસ્તરને જઈને કહે છે, 'કોણ આવે છે ? જ્ઞાની છે ને આમ છે ને તેમ છે.' તે માસ્તર ધ્રુજી ગયો બિચારો. એટલે બિચારાએ ત્યાં પેલો રૂમ ખોલી આપ્યો, આ બેસાડે છે તે !

**પ્રશ્નકર્તા :** હં, વેઈટિંગ રૂમ.

**દાદાશ્રી :** વેઈટિંગ રૂમ. તે બાને બેસાડ્યા ત્યાં આગળ. પછી મેં કહ્યું, 'ભઈ, બાથી ચલાતું નથી અને ગાડી ઊપડશે તો પાછી ઉપાધિ થાય. તું બાને ત્યાં આગળ લઈ જઈને ત્યાં ખુરશીમાં બેસાડ.' 'દાદાજી, બાને નિરાંતે બેસવા દો' કહે છે અને ગાડી ઊપડી. મેં કહ્યું, 'અલ્યા મૂઆ, આ શું કર્યું ? હવે બા શી રીતે દોડશે ?' 'કશો વાંધો નહીં દાદા, તમે બાને બેસવા દો.' અને ગાડી ગયેલી પાછી બોલાવી અને બાને બેસાડ્યા પછી ગાડી ઊપડી. એટલે એ જે પૈસા વાપરતો'તો ને, એની પાછળ એનું આ બળ હતું.

## આમ પૈસાના પાણી કરે ને રેલ્વેના પૈસા ના ભરે

પછી (પાછો એ) છે તે શું કરે ? કોન્ટ્રાક્ટનો ધંધો અમારો. કોન્ટ્રાક્ટના ધંધા પર માલ તો લઈ જવો પડે ને ? તે દરેક વખતે સ્ટેશન પરથી માલ લાવે આપણો. બોમ્બેથી માલ લઈ આવે ને રેલવેમાં, તે એનું પેલું એ કરાવવું જોઈએ ને ? વજન કરાવીને. મોટો વજનદાર માલ હોય બધો. બે-ચાર મણ, પાંચ મણ વજન હોય. તે એનું વજન કરી અને એવી રીતે લાવવું જોઈએ.તે અમે કહેલું કે 'તારે જેટલો ખર્ચ થાય એટલો, એનું લગેજ (ભાડું) ભરજે.' પણ લગેજ ભર્યા વગર મારી-ઠોકીને ત્યાં લાવે. પેલા ટિકિટ કલેક્ટરની સામો થઈ જાય ને ત્યાં ઝઘડા કરે ને માર-તોફાન ! માસ્તરો જોડે ઝઘડા ને જ્યાં ને ત્યાં જુઓ ઝઘડા, ઝઘડા ને ઝઘડા ! રેલવેમાંય ઠોકાઠોક (મારામારી) કરે, આમ પૈસાના પાણી કરે ને રેલવેને જે કાયદેસર પૈસા ભરવાના છે, તે ના ભરે અને ઉપરથી

ઝઘડા કરે. એટલે પછી મારી પાસે ફરિયાદો આવે કે તમારા ભત્રીજાને કાઢી મેલો, આ તમારી આબરૂ બગાડે છે.

## 'અથડામણ ટાળો' સૂત્ર પ્રકાશ્યું આમ

એટલે મેં કહ્યું કે 'ભઈ, મેં તારું શું બગાડ્યું છે કે મારી આબરૂ બગાડું છું ? કાં તો તું જતો રહે, જો આબરૂ બગાડવાની હોય તો.' એટલે પછી મને કહે છે, 'કાકા, મને કંઈક ધર્મ આપો, મને સૂઝ પડતી નથી આ બધી. આ તમે રોજ પુસ્તક વાંચો છો, મારા આત્માનું કંઈ કલ્યાણ થાય એવું મને દેખાડો ને !' તે મેં એને કહ્યું કે 'તને શિખવાડીને શું કરવાનું, તું તો બધા જોડે અથડાઉ છું તે ?' સરકારમાં દસ રૂપિયા ભરવા જેવો સામાન હોય તોય પૈસા ભર્યા વગર લાવે અને આમ લોકોને વીસ રૂપિયાના ચા-પાણી પાઈ દે ! તે પેલા ખુશ-ખુશ થઈ જાય. એટલે દસ બચે નહીં, ઊલટા દસ વધારે વપરાય એવો નોબલ (!) માણસ.

મેં કહ્યું, 'અલ્યા, તારે શું કરવું છે ? તારું કલ્યાણ થઈ ગયેલું છે (!) ને આ કેટલાય લોકોને મારીને આવું છું એ ઓછું છે ?' ત્યારે એ કહે, 'મારા આત્માનું કંઈ થવું જોઈએ ને ? મારી પર કંઈ કૃપા કરો.' ત્યારે મેં કહ્યું, 'જો હું એક જ પડીકી આપું છું, પાળીશ ?' ત્યારે કહે, 'મરી જઈશ પણ છોડીશ નહીં એ પડીકી.' મેં કહ્યું, 'બસ, કોઈની જોડે અથડામણમાં આવીશ નહીં, આટલી પડીકી.' પછી પડીકી તેણે વાંચી, પછી એ ગયો. પછી બીજે દહાડે મને કહે છે, 'પણ એ અથડામણમાં આવીશ નહીં એનો શું અર્થ ?' ત્યારે મેં કહ્યું, 'હા, બેસ હવે.' પછી મેં કહ્યું, 'આપણે અહીંથી તું બહાર નીકળું અને સામો સાપ આવે તેને અથડાઉ છું ?' 'ના, તો ફરીને જઉ.' મેં કહ્યું, 'કેમ ?' 'કૈડી ખાય' કહે છે. મેં કહ્યું, 'સારું. સામો વાઘ આવે તો ?' 'ના, જતો રહું.' મેં કહ્યું, 'પાડો ?' ત્યારે કહે, 'ના, ફરીને જઉ.' મેં કહ્યું, 'પત્થર ઊભો હોય તો ? તું કહું કે પત્થર કેમ ઊભો છે, તું ખસ અહીંથી તો ?' ત્યારે કહે, 'ના, કૂદીને જઉ, એને કંઈ ખસેડાય ?' આમ કરતા કરતા એને સ્થૂળ અથડામણ ટાળવાની સમજણ પાડી પહેલી. સ્થૂળ, આમ આંખે દેખાય, મનનું કામ નહીં. મનની આમાં જરૂર જ ના હોય. આમ આંખે દેખાય એ અથડામણ પહેલી ટાળવાની શિખવાડી.

## નિયમથી પાળ્યું સૂત્ર, થઈ ગયો ક્ષમતાવાળો

પછી સૂક્ષ્મ અથડામણ ટાળવાની શિખવાડી. કોઈની જોડે મતભેદ પડી ગયો, તો આપણે જાણીએ કે આ કાયમ તૂટી જશે એ પહેલાં આપણે કહીએ, 'ના, ના, આ તો મારી ભૂલ થઈ.' આમ કરીને સાંધી લેવાનું. મને કહે છે, 'એ આવડી ગયું મને.' એ તો એને આવડે આવું, આ તો એની મૂળ લાઈન. એટલે એમ કરતા કરતા અથડામણ ટાળવી એ નિયમથી ટક્યો છે, અત્યાર સુધી એ ટકેલો છે. એક જ લાઈન, બસ.

હવે એ જેમ અમારો ભત્રીજો થાય એવા બીજા અમારા ભત્રીજા ભરૂચ ટેક્સટાઈલ મિલના માલિકો, આ ચંદ્રકાન્તભાઈના કાકા હતા તે. પેલા છોકરાને (ભત્રીજાને) એમણેય નોકરીમાં રાખ્યો પાછો. મને પૂછ્યું કે 'આ તમારે ત્યાં હતો તે કેમ નીકળ્યો ?' મેં કહ્યું, 'ડાહ્યો થયેલો છે. તમે રાખજો.' તે સારા પગારથી રાખ્યો. એ છોકરાએ તો એમનું ખૂબ જ સરસ કામ કરી બતાવ્યું. કારણ કે બહુ કેપેબલ (ક્ષમતાવાળો) થઈ ગયેલો, આ બધું તંત્ર ચલાવી લે એવો.

તે હું જઉં ત્યારે માલિકોએ કહી રાખેલું કે કાકા આવે તો એમને બધું એ રાખજો. એટલે હું જઉં ત્યારે ઝાંપામાં પેસતા જ પેલા પહેરેગીરો ને બધા આમ આમ કર્યા કરે. આમ લાંબો કોટ પહેરીને જઉં ને પાછો કહેવાઉં કાકો એમનો ! એ શેઠના કાકા આવ્યા ! ત્યાં રોફ પડે અમારો.

તે મારે એક ફેરો આ ભરૂચ બજારમાં જવું'તું. તે રસ્તામાં ઘોડાગાડીવાળાને કહે છે, 'એય... ચલ.' તે આખા ભરૂચમાં ઘોડાગાડીવાળો મુસલમાન હોય કે ગમે તે હોય પણ એને આ કહે કે ઈધર આવો, એટલે પેલો આવે. છૂટકો જ નહીં એને ! એની બઈ બેસાડી હોય તો ઉતારી દેવી પડે. આટલો બધો રોફવાળો માણસ ! મને ઘોડાગાડીમાં લઈને મીઠાઈવાળાને ત્યાં આગળ લઈ ગયા. તે દરેક મીઠાઈવાળો બહાર નીકળીને જે' જે' કરે. 'અરે ! શેઠના કાકા આવ્યા, શેઠના કાકા આવ્યા !' બધે કહી વળેલો મૂઓ ! હવે મીઠાઈવાળાને શું લાભ મળતો હશે ? મિલને જ્યારે જ્યારે જરૂર હોય ને, ત્યારે ઓર્ડર આપે. એટલે

મીઠાઈવાળો ખુશ થઈ જાય કે 'મારું કામ થઈ ગયું.' કમિશન-બમિશન ખાવાનું નહીં. ફક્ત આ 'બાપજી-બાપજી' કરે કે બહુ થઈ ગયું. મારા કાકાને 'બાપજી' કહ્યા ને ! અને એનેય બોલાવે. તે આ જ માન ખઉ, માન ખઉ.

તે પછી એ રાવજીભાઈ શેઠે મને કહ્યું, 'આને શું તૈયાર કર્યો છે તમે ? તમે કહેતા'તા ને, તમે મતભેદ પાડી નહીં શકો ! ત્યારે મતભેદ પાડવા મેં પ્રયત્ન કર્યો. હું મિલમાલિક થઈ એને મતભેદ પાડવા પ્રયત્ન કરું પણ એ આમથી મતભેદ પાડું તો આમ ફરી જાય છે અને આમથી મતભેદ પાડું તો આમ ફરી જાય છે. મતભેદમાં જ નથી આવતો.' મેં કહ્યું, 'નહીં આવે.' અત્યારે એ મતભેદમાં નહીં આવે. કંઈ વધારે ભાંજગડ થઈ કે ખસી જાય, અને તે કેવું ખસી જાય ? એમ ને એમ નહીં, તમારા મન તોડીને નહીં. તમને હાથ-બાથ ફેરવીને કહે, 'કાલે સવારમાં જો ચા-પાણી-નાસ્તો છે, તમારે આવવાનું.' અજાયબી જ છે ને !

મેં એને કહ્યું, 'તું અથડામણમાં નહીં આવું તો મોક્ષે જઈશ.' તે ૧૯૫૧માં કહ્યું'તું, તે આજ દિન સુધી અથડામણમાં નથી આવ્યો. આ એક જ વાક્ય મારું પાળે ને, કોઈની અથડામણમાં નહીં આવે, એ મોક્ષે જશે. શું કહ્યું ?

## 'અથડામણ ટાળજે', જલદી મોક્ષે જવાનું સાધન

**પ્રશ્નકર્તા :** કોઈની અથડામણમાં ન આવવું.

**દાદાશ્રી :** 'અથડામણ ટાળજે' આટલા જ શબ્દ, એટલું જ કહેલું.

**પ્રશ્નકર્તા :** બે જ શબ્દ, અથડામણ ટાળજે.

**દાદાશ્રી :** ઠેઠ મોક્ષે જતા સુધી આ ગેરેન્ટી મારી. પહેલો સ્થૂળ અર્થ સમજાશે, પછી સૂક્ષ્મ સમજાશે, પછી સૂક્ષ્મતર સમજાશે, પછી સૂક્ષ્મતમ. સૂક્ષ્મતમ કયું ? ત્યારે કહે, 'ચંદુ જોડે તન્મયતા કરવી એ અથડામણ ના થવા દેવી.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર ના થવા દેવું.

**દાદાશ્રી :** આમ પોતે છે આત્મા અને ચંદુ જોડે તમારે અથડામણ જ

થઈને ? આ એનો સૂક્ષ્મતમ અર્થ. એટલે આ એક-એક વાક્યમાં આખા શાસ્ત્ર સમાઈ ગયેલા હોય. આ જલદી મોક્ષે જવાના સાધનો આપ્યા છે.

**પ્રશ્નકર્તા :** બરાબર, સરખી રીતે પકડી જ લઈએ તો...

**દાદાશ્રી :** તો કામ નીકળી જાય.

## ભત્રીજાનો રોગ કાઢવા જતા જડ્યું સોનેરી સૂત્ર

એ ભત્રીજાનો રોગ કાઢવા જતા જડ્યું ને મને. બીજો કશોય રોગ નહીં, બળ્યો આ જ રોગ. ત્યારે મેં કહ્યું, 'આ રોગ તો હું પસંદ કરું. આવો રોગી હોય ને, તેને ના થતું હોય તોય ગોદા મારીને કરું કે લોકોને ચા પાઈને પણ ખુશ કરજે.' આમ તો મને ગમતો રોગ આવ્યો એનો. મેં કહ્યું, 'છો વાપરે.' એને પેલું (માન) પોસાયા કરે. બસ આમ કહ્યું કે તારે ચા-પાણી પાઈ દેવાના, નાસ્તો-બાસ્તોય કરાવે. અત્યારે તો જરા આવકમાં ટાઢો પડી ગયો છે. તોય પણ મર્દ માણસ ! ગમે તેવું કામ હોય, વડાપ્રધાન પાસે જવું હોય તો જઈ આવે એવો હતો પણ આજે પાંચ વર્ષથી નથી એવી શક્તિ. બાકી વડાપ્રધાનની સહી હઉ લઈ આવે. બધું આવડે, કરેક્ટ. અંદર ચોખ્ખો. બીજી કશી દાનત નહીં, આ જ.

પાછો કહે, 'દાદા, તમારો ભત્રીજો છું ને ! બીજા બહુ ખરાબ ગુણો નથી. તમારો ગુણ છે, તમે કેટલા મોટા મનના છો !' પછી ચોખ્ખો થઈ ગયો છોકરો, પછી પ્યૉર થઈ ગયો. પછી તો હાઈ લેવલ ગયેલો. મિલના શેઠ પાસે તો બહુ કિંમત વધી ગઈ એની, પણ આમ સુધરી ગયો.

એટલે આ જાતનું એક વાક્ય સમજશે ને, તો બહુ થઈ ગયું.

## નેગેટિવ ગુણને કેવી રીતે પૉઝિટિવમાં ફેરવવો ?

હવે એક છોકરો ચોર હોય, તેમાં તો કેટલુંય એના મા-બાપ ને ઘરને હાય હાય બાપ, હાય હાય બાપ થયા કરે. બળ્યું આ હાય હાય બાપ, હાય હાય બાપ શાનો કરે છે તે ? છોકરો ચોર તે ! 'અરે મૂઆ, એ તો હોય. આનો શો ઉપાય તે ખોળી કાઢ્યો છે? એને નાખી દેવો છે ?' ત્યારે કહે, 'ના, નાખી તો કેમ દેવાય ?' 'મૂઆ, તું ઉપાય કહે

મને.' ત્યારે કહે, 'ના, આમાં કશો ઉપાય નથી.' ત્યારે આપણે કહીએ કે સારામાં સારો છે આ છોકરો. ચોરી કરતાય આવડે છે ને ! કંઈકેય આવડ્યું ને તે ?

**પ્રશ્નકર્તા :** ચોરી કરતાય આવડ્યું ને !

**દાદાશ્રી :** હં... માટે શાંતિ રાખ ને, મૂઆ. એ ડાહ્યો થઈ જશે, ફર્સ્ટ ક્લાસ ડાહ્યો થઈ જશે. એનું ગજવું કપાય નહીં. બીજાનું ગજવું કપાય ત્યારે એનું ગજવું કપાયેલું ના હોય. એ પેલાને ગજવું કાપવા દે કે ? અને તારું તો પેલો ગજવું કાપી જાય.

અમારા આ ભઈ છે તે બી.એસ.સી., બી.ફાર્મ. થયેલા. એક ફેરો કંઈ ટિકિટ પડી ગઈ હોય કે ગમે તે, સાંતાક્રુઝના સ્ટેશન ઉપર છે તે એમને ઊભા રાખ્યા પેલા ટિકિટવાળાએ, ત્યાર હોરુ એમના આ નાનાભાઈ આવ્યા. આવીને કહે છે, 'તમે જાવ. જાવ તમે.' 'એય શું છે ?' આમ રસ્તો કાઢી દે એ તો. ભણેલા બધું, પણ આવી બધી નિશાળમાં ભણેલા !

## નહીં ભણે તો ગણશે માટે ડોન્ટ ડિસમિસ એનીબડી

આમ નિશાળમાં ભણેલા એ બે જણ; આ બી.ઈ. એન્જિનિયર થયા અને પેલા બી.એસ.સી., બી.ફાર્મ થયેલ, પણ આવી નિશાળ-બિશાળમાં કશું ભણેલા નહીં. આ ભાઈ તો આવી બધી નિશાળો ભણેલા હોય ! અમે એ ભઈને છે તે છૂટા કર્યા'તા ને, એ ભઈએ પંદર વર્ષમાં અમારી જોડે ધંધામાં લાખથી સવા લાખ રૂપિયા પોતાની જાતને માટે ખર્ચી નાખ્યા ! કેવું ? ઘરના ખર્ચ નહીં, ધંધામાં પોતાનો પોકેટ એક્સ્પેન્સ !

**પ્રશ્નકર્તા :** પોકેટ એક્સ્પેન્સ !

**દાદાશ્રી :** હા, તે એમના ફાધર કહે છે, 'આ છોકરો શી રીતે પોસાય ?' ત્યારે મેં કહ્યું, 'તો દરિયામાં નાખી દો અને જો પોસાતો હોય તો રહેવા દો.' ત્યારે કહે, 'દરિયામાં કંઈ નાખી દેવાય ?' ત્યારે મેં કહ્યું, 'શું કરીશું ત્યારે ? આનો ઉપાય મને કહો.' ત્યારે કહે, 'એ તો ઉપાય નથી પણ આનું કંઈ સુધરે નહીં ?' મેં કહ્યું, 'એ વખત આવશે ત્યારે સુધરશે, એમ ને એમ ના સુધરે. અને એ બધી નિશાળો ભણી લેશે. પાછો એ

ડફોળ નહીં બને.' એ બધી નિશાળો ભણી આવે ને, સવા લાખ રૂપિયા ખર્ચ્યા એ કંઈ નકામા જતા હશે, બળ્યા ?

અત્યારે એક્સપર્ટ થઈ ગયેલો છે આમ, ફર્સ્ટ ક્લાસ ! ગમે એને છોડાવી દે ને ! અત્યારે દાદાને જો કોઈએ પકડ્યા હોય તો છોડાવી દેવડાવે. કોઈનેય આખો ને આખો છોડાવી દેવડાવે, ગમે ત્યાં હોય તોય. એને એવું આવડે આ. એટલે આ કંઈ પૈસો ખર્ચેલો નકામો જતો નથી ! એટલે કંઈ ગમે તે કૉલેજમાં ભણેલો છે આ માણસ ? રૂપિયો ભલે ઘણો ખર્ચાયો પણ કંઈક ભણેલો છે આ માણસ ! એમ ને એમ કંઈ ખર્ચ થતો હશે ? માટે બીવા જેવું નથી. નથી એવો છોકરો ! તેને પાછી આવી કૉલેજમાં ભણવા મોકલવાનો નથી. એ ભલે રહે, આપણે સુખી થવાનું કે આ નવી નિશાળમાં ભણે છે ! એ કો'ક દહાડો કામ લાગશે આપણને. નહીં ? એમના ભઈઓ બધા નિશાળોમાં ભણ્યા'તા. એ બધા ભઈઓ આનાથી કંટાળતા'તા. મેં કહ્યું, 'ના, એ બહુ સારા માણસ છે. એ છે તો કામ ચાલશે.' ત્યારે કહે, 'પણ આ બધું ?' 'ના, એ બધું બંધ થઈ જશે અને પેલો એનો કામ લાગે એ ગુણ રહેશે.' અત્યારે એ બધું બંધ થઈ ગયું ને, અને કામ લાગે એવા. અત્યારે કહે, 'એમના જેવા કોઈ નહીં !' હવે તે દહાડે ડિસમિસ કરી દીધા હોત, તો શું રહેત ? માટે 'ડોન્ટ ડિસમિસ એનીબડી.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ડોન્ટ ડિસમિસ એનીબડી.

**દાદાશ્રી :** હા. મોટું, બહુ વિશાળ મન રાખવા જેવું છે.

## દાદાના ભત્રીજાનો અનુભવ એમના સ્વમુખેથી

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** તમે જે મને મંત્ર આપ્યો...

**દાદાશ્રી :** હા, એ તો મને ખ્યાલ છે.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** એ મંત્રને પકડી રાખ્યો છે અત્યારેય. પણ ઘણી વખત છે ને, મને આમ થઈ પણ જાય. પછી તરત તમારો શબ્દ યાદ આવે કે દાદાએ મને શું કહ્યું હતું ? એટલે હાથ પાછો પડી જાય. બાકી હાથ આમ ઊભો જ થઈ જાય !

જે શબ્દ કહ્યો ને, અથડામણમાં નહીં આવવાનો, એ અથડામણ નહીં, બસ.

**દાદાશ્રી :** પણ મનમાં કોઈની માટે ખરાબ વિચાર નહીં ને ?

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** ના, ના. ખરાબ હોય તો કહી દઉં ખરો, હોં. મને ખરાબ વિચાર આવી ગયો તો એને મોઢે કહી દઉં, કે 'તું આવો છું.'

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ)-મહાત્મા સાથે **:** (શરૂઆતમાં) દાદાને ત્યાં આવું તે દાદા મામાની પોળમાં રહે. ત્યારે મારી સત્તર વર્ષની ઉંમર હતી, આજે (૧૯૮૬માં) મારી બાંસઠ વર્ષની ઉંમર છે.

**દાદાશ્રી :** તમે બધા એકડામાં હતા કે મીંડામાં હતા ?

**પ્રશ્નકર્તા** (૨) **:** સંપૂર્ણ મીંડું જ.

**દાદાશ્રી :** એમ ? હવે એકડો થઈ ગયો તમારો ?

**પ્રશ્નકર્તા** (૨) **:** થયો.

**દાદાશ્રી :** બહુ કામ થઈ ગયું એ તો.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** હું તો મહા તોફાની, કાકા.

**દાદાશ્રી :** હા, પણ મારી આગળ બહુ સીધો રહે છે.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** એ તો બરાબર છે, પણ ત્યારે આમ ધ્રુજે. કેમ, મારા ફાધર કહેતા હતા ને કે તમે લઈ જાવ એને. હજી મને ખબર છે ને કે કાશીબા કહે, 'તમે એને લઈ જાવ, મારે એનું મોઢું નથી જોવું.' ત્યાં સુધી કહેલું તમને.

**દાદાશ્રી :** હા, એવું કહ્યું'તું ને.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** ત્યારે તમે કહ્યું કે 'ભઈને હું લઈ જઉં છું.'

પછી તમે મને સીધો વસઈ કોર્ટનું કામ ચાલતું'તું ત્યાં મૂક્યો. પછી મને કોસબાડના કામ પર મૂક્યો. બરાબર છે ?

**દાદાશ્રી :** હં...

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** તમે ના રાખ્યો હોત તો ખલાસ થઈ ગયો હોત.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** તમે ન રાખ્યો હોત તો મારી જિંદગી સફળ ક્યાં થાત ત્યારે ?

હા, પણ તમે રાખ્યા પછી બધાને લાઈન પર ચઢાવી દીધા.

**દાદાશ્રી :** સારું, અમારો તો કામધંધો જ એ છે ને !

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** તમે બધાને જીવતદાન આપ્યું. બરાબર છે ને ?

**દાદાશ્રી :** નિમિત્ત કહેવાઉ.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** સીધાને તો બધાય રાખે, પણ વાંકાને રાખે એ મરદ.

**દાદાશ્રી :** આ બધા વાંકા જ છે !

**પ્રશ્નકર્તા** (૨) **:** પૂરેપૂરા વાંકા હતા, દાદા.

**દાદાશ્રી :** તમેય વાંકા...

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** હું તો બહુ જ હતો.

**પ્રશ્નકર્તા** (૨) **:** અમે અંદરથી બહુ વાંકા.

**દાદાશ્રી :** તમે વધારે વાંકા...

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** હું તો વધારે, અતિશય.

**દાદાશ્રી :** તમે તો સો ટકા.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** સો ટકા.

**દાદાશ્રી :** અત્યારે તો એ પાંચ પોલીસવાળાને અહીં પકડી લાવે. ફોજદારોને હઉ પકડી લાવે.

**પ્રશ્નકર્તા** (૨) **:** એ હમણાં કહેતા'તા કે હું અહીંથી આવું ને, તે અમદાવાદી પોળના છોકરાંઓને મારતો મારતો આવું.

**દાદાશ્રી :** હા, એટલે આ જ જોવાનું છે ! આ જોવા એ આપે છે.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** તમે આ જો મારું ન કર્યું હોત તો આટલી હદે હું હોત ? ન હોત. મીંડામાંથી એકડો મને એ તમે જ કરાવ્યોછે.

**દાદાશ્રી :** હા, પણ એવું કોઈ બોલે નહીં ને, કહી ના બતાવે. આ તો પોતે ઉપકાર ભૂલતા જ નથી ને. તે એનું નામ જ માણસાઈ કહેવાય, દેવપણું કહેવાય. માણસ ના કહેવાય, દેવ કહેવાય.

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ)-મહાત્મા સાથે **:** આ દાદા ભગવાને મને માણસ બનાવ્યો એ દાદા ભગવાનનો એક જ આશીર્વાદ બહુ છે. એક જ આશીર્વાદ તમને આપે, પણ એ આશીર્વાદ પકડી રાખો તો, અમલમાં મૂકો તો તમારી જિંદગી સફળ થઈ જાય.

બાકી મારે તો બહુ ચાલે, વાતવાતમાં. તમે કોઈ કંઈ વાત કરો અને મારી આમ સ્પ્રિંગ છટકે તરત. કો'કને જો થોડો ક્રોધ હોય તો કંટ્રોલ આવે, પણ જેને સો ટકા આવતો હોય એનો કંટ્રોલ રાખવો તે બહુ મુશ્કેલી છે. એ સો ટકામાંથી કંટ્રોલ આવેલો મારે, એ ઝીરો પર લાવી દીધો મને. આજે એમના થકી હું સુખી છું બસ. બાકી સમજોને કે પછી મને જાનવરમાંથી માણસ બનાવ્યો, એવું કહીએ તોય ચાલે. અતિશય ગુસ્સો, આમ ચાલતો હોઉ ને મને ગુસ્સો આવે. અહીં અમદાવાદી પોળમાં ફરવા આવ્યો ને પેલા લોકો જો હોકી પકડી લે તો મને ગુસ્સો આવે, સમજી ગયા ? બધા જ ત્રાસી ગયેલા, આ તો દાદાએ રાખ્યો...

**દાદાશ્રી :** એવું છે ને, હું જાણું કે આ સાચો હીરો છે. પણ ખોડ આવી ગઈ છે, તો તેની પર પહેલ પાડી દે તો રાગે પડે એવું છે. તે લોક તો કાઢી નાખે, મેં આ પહેલ પાડ્યા. પછી એકદમ ઑલ રાઈટ. તે આ

સાચા હીરાને. છે સાચો માલ એટલે. કારણ કે મને કહેલું પહેલે દહાડે કે 'દાદા, તમે રાખો, નહીં તો પછી મને દરિયામાં નાખી દેજો.'

**પ્રશ્નકર્તા** (કાન્તિભાઈ) **:** અને મારા મધર-ફાધરે તો કહેલું કે 'અમારે ઘેર તો લાવશો જ નહીં.'

**દાદાશ્રી :** મેં કીધું, 'દરિયામાં ના નખાય.' પણ સારું આ રાગે પડી ગયું.

## સારા-ખરાબ સર્ટિફિકેટોમાંય સમભાવે નિકાલ

**પ્રશ્નકર્તા :** દાદા, જ્ઞાન થયા પછી કુટુંબની વ્યક્તિઓ સાથેનો વ્યવહાર કેવો હતો ?

**દાદાશ્રી :** પછી અમારો એક ભત્રીજો છે તે આ ભરૂચ ટેક્સટાઈલ મિલનો શેઠ હતો. તે કહે, 'કાકા, તમે પહેલાં જે હતા, તે તો બગડી ગયા તમે. કાકા કેવા સારા માણસ હતા અને આ ધર્મમાં પડવાથી બગડી ગયા.' ત્યારે મેં એને શું કહ્યું ? 'તું મોટો માણસ એટલે તને સમજણ પડતી નથી આમાં. હું પહેલેથી જ આવો હતો પણ તને ખબર નથી પડી. હું તો જાણું ને કે હું કેવો હતો તે ! આ તો બહુ વસમો માણસ છે તારો કાકો તો !' એ કહે, 'પણ પહેલાં નહોતા ને ?' મેં કહ્યું, 'ના, પહેલેથી જ એવો હતો. તમને ખબર જ નહોતી. હું જોડે ને જોડે રહું ને !' ત્યારે કહે, 'એવું કેવું બોલો છો ?' મેં કહ્યું, 'એ પહેલેથી જાણું. ઓળખું તારા કાકાને !' એટલે પછી મને ડિપ્રેસ (હતાશ) કરી શકે નહીં ને ! ત્યારે શું કંઈ આપણે નથી ઓળખતા ? બધુંય ઓળખીએ.

એટલે આવું કહીને નિવેડો લાવી આપીએ પણ 'અમે આવા નથી' એવું ન બોલીએ. પહેલેથી આવું બોલીએ એટલે શું જાણે કે આ પહેલાં ન હતા, તે આવું બોલે છે ! અને એનો કશો અર્થ જ નથી. ઊડાડી મેલે વાત. અને મારું કાંઈ ખોટું છે એવું માને છે આ. 'ત્યારે મૂઆ, તારું શું સાચું છે ? એમ ને એમ ગપ્પાં, સમજ્યા વગર બોલ બોલ કરે છે !' 'તમે તો જરા એ થઈ ગયા, તમે આમ થઈ ગયા. તમે કુટુંબ પ્રત્યે હવે ભાવ

નથી રાખતા, લગ્નમાં નથી આવતા.' તે પાછો લગ્નમાં જઈ આવું. 'હા, કાકા આવ્યા'તા. કાકા બહુ સારા માણસ !' તે મૂઆ તેનો તે જ તું, તારા કરતા આ મારા સ્કૂલના સર્ટિફિકેટ સારા ! આખી જિંદગી પાસ બતાડે. મેટ્રિક પાસ લખે કે ના લખે ? અને તમે તો ઘડીકમાં સારા, ઘડીકમાં ખોટા ! એટલે એવું આ જગત તો ચાલ્યા કરે. પણ અમે સમભાવે નિકાલ કરી નાખીએ, બહુ સરસ.

## પિતરાઈનો ગુણ, તે આડું બોલે

એ તો અમે એક જગ્યાએ અમારા ગામમાં છે તે અમને સત્સંગ માટે બોલાવેલા, તે ત્યાં સત્સંગ કરતા'તા ત્યારે અમારા એક પિતરાઈ ભાઈ તે આડું-તેડું બોલે. તે ભાઈ બેઠો બેઠો બોલ્યો કે હવે નીચે દબાવીને બેઠા છો મોટી રકમ, ખૂબ દબાવીને બેઠા છો એટલે હવે સત્સંગ થાય જ ને નિરાંતે. શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** ખૂબ દબાવીને બેઠા છો.

**દાદાશ્રી :** હું સમજ્યો કે આ પિતરાઈના ગુણથી બોલ્યો છે આ માણસ. એને સહન ના થાય ને. મેં કહ્યું, 'ભાઈ, હું શું દબાવીને બેઠો છું તમને શું ખબર પડે? મારું બેંકમાં શું છે એ તમને શું ખબર પડે ?' ત્યારે એ કહે, 'અરે ! દબાવ્યા વગર તો આવું બોલાય જ નહીં ને, સત્સંગ થાય શી રીતે ?' મેં કહ્યું, 'બેંકમાં જઈને તપાસ કરી આવો.' લાખ આવતા પહેલાં કંઈનું કંઈ બૉમ્બ (ખર્ચ) આવે છે ને વપરાય જાય છે. એટલે ભરાવો તો થતો જ નથી કોઈ દહાડોય અને ભીડ પણ પડી નથી. બાકી કશું દબાયું-કર્યું નથી. કારણ કે અમારી પાસે ખોટું નાણું આવે તો દબાવાય ને ? એવું નાણું જ આવે નહીં એટલે દબાવે શી રીતે ? અને એવું આપણે જોઈતુંય નથી. આપણે તો ભીડ ના પડે, ભરાવો ના થાય.

## જોઈ શુદ્ધાત્મા, ભમરડા માટે ના રાખ્યો અભિપ્રાય

**પ્રશ્નકર્તા :** આવું સાંભળીએ ત્યારે લાગે દાદાએ કેવા બધા એડજસ્ટમેન્ટ લીધા હશે !

**દાદાશ્રી :** હા, એટલે લમણે લખેલું, તે છૂટકો થાય નહીં ને ! અમારા ગામના હતા, પિતરાઈ હતા એટલે અમારે હઉ પાંસરા રહેવું પડે એમની પાસે. કો'ક ફેરો ખોટું લાગી જાય ને, તે પાછું સમું કરવું પડે, પાછો હાથ-બાથ ફેરવવો પડે.

પણ ડ્રામેટિક આ બધું. કેવું ? ડ્રામામાં અભિનય ના કરે ને, તો પેલા દંડ કરે. એ સગાં હોય ને, એ મને તો એમ કહે, 'તમે તો હવે સત્સંગ કરો છો. તમને તો હવે દુનિયાની કશી પડેલી નથી.' મેં કહ્યું, 'ના, અરે ! તમારા વગર તો મને ગમતું જ નથી.' એવું કહીએ. ત્યારે પાછા ખુશ થાય ! લ્યો, પાછા ભૂલી જાય ! એય ભૂલી જાય ને આપણે તો ભૂલેલા જ છીએ ને ! આપણે નાટક કરીને પાછા. 'તમારી વાત તો જુદીને, તમે તો બ્લડ રિલેશનવાળા,' એવું તેવું નાટક કરીને પાછા. આપણી મેળે જો ભાદરણ જઈ આવ્યા ને આપણે ? પિતરાઈઓ ભેગી ઓડ બાંધી નહીં. ગામમાંથી એક-બે જણ ના આવ્યા, આવા વિરોધી હશે તે. ઊલટું, એ બે જણે શું કર્યું ? ઊલટા એ જ્યાં લોકો હોય ત્યાં કહી આવ્યા કે દાદા ભગવાન આવ્યા છે, હં કે. તે એક જણે કહ્યું હઉ કે ઊલટા તમને એ પ્રૉપગૅન્ડા (પ્રચાર) કરી આપશે. હા, આ તો ઠેર ઠેર કહી આવ્યા ! 'ત્યાં જશો નહીં, દર્શન કરવા માટે.' આ તો આવું જગત ! એ ભેગો થાય તો અમને એના માટે અભિપ્રાય ના હોય. તે ભેગો થાય એટલે એને ખબર ના પડે કે મારી એમને ખબર છે ! કારણ કે એનો અભિપ્રાય શું રાખવાનો ? એ જ ભમરડો છે જ્યાં. શુદ્ધાત્મા ને ભમરડો બે જ, બીજું છે જ શું ?

એના બાપા દર્શન કરી ગયા'તા બિચારા. અને એણે છે તે ત્યાં આડું જ ગા ગા કર્યું આખા ગામમાં. અને (સત્સંગ કાર્યક્રમમાં) આપણા ભૂંગળા વાગ્યા ને, તે એને ના ગમે. એને પહેલાં સંભળાય, કારણ કે રાહ જોઈને બેસી રહ્યો હોય ને !

**પ્રશ્નકર્તા :** નટુભાઈએ સાદ પડાવ્યો એય એમણે જ સાંભળ્યો, દાદા.

**દાદાશ્રી :** સાદ પડાવ્યો તેય ખોળી કાઢ્યું'તું, નટુએ પડાવ્યો આ. એને જ પડેલી હોય આ બધી.

**પ્રશ્નકર્તા :** શરીર ને કાન ત્યાં જ સરવા હોય છે.

**દાદાશ્રી :** એવું જગત છે આ તો !

છતાં એ ભેગો થાય તો એને એમ ના લાગે કે આપણાથી જુદો છે. કારણ કે અમારે જુદાઈ છે નહીં, એ બિચારો ભમરડો છે, ભમરડા માટે શું અભિપ્રાય ? એના હાથમાં સત્તા નથી, સંડાસ જવાની સત્તા નથી. એ જે કરી રહ્યો છે તે બધો મારો જ હિસાબ દેખાડી રહ્યો છે. હાસ્તો, એમાં એની બિચારાની સત્તા છે જ નહીં ને ! એ શુદ્ધાત્મા જ છે, એના શુદ્ધાત્માને આપણા નમસ્કાર છે.

## નાટકીય સગાઈ રાખી બધા જોડે

આપણા કુટુંબી છે ને આપણા પિતરાઈ થયા, એમાં આપણો શું દહાડો વળે ? કંઈ વળે ? હું કોઈનો પિતરાઈ, તમેય કોઈના પિતરાઈ, તેય આ તો બધું આ દેહે કરીને કુટુંબી, પિતરાઈઓ, આત્માને તો કશું લેવાદેવા નહીં ને ! કર્મની ભાંજગડો, અથડામણો, કર્મ બધા કર્યા હોય તે ઋણાનુબંધ બધા, હિસાબ ચૂકવવાના.

તેથી ધીરે ધીરે અમે તો વ્યવહારમાંથી બહાર નીકળી ગયેલા. મને આ ગમેય નહીં. મામાના દીકરાઓને, બધાને કહી દીધેલું કે તમે જેટલી સગાઈ રાખશો એવી સગાઈ હું નહીં રાખું.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** હું રાખીશ વ્યવહારથી, તે પણ નાટકીય રાખીશ અને તમે સાચા દિલથી રાખશો, એવું કહી દીધેલું બધાય સગાંવહાલાંને. કારણ કે અમારી નાટકીય સગાઈને તમે એમ માનો કે આ દાદાને મારી પર બહુ ભાવ છે.

**પ્રશ્નકર્તા :** નાટકીયમાંય ભાવ તો દેખાડાય ને ?

**દાદાશ્રી :** ભાવ વધારે દેખાય ઊલટા.

**પ્રશ્નકર્તા :** હા, ઊલટું વધારે દેખાડે.

**દાદાશ્રી :** એટલે ઝઘડો થાય નહીં કોઈ દહાડોય અને પેલી આસક્તિ એટલે ઝઘડો થયા વગર રહે નહીં. આમાં આસક્તિ નહીં ને બિલકુલેય.

## લ્યો તમારા પુસ્તકો ને જ્ઞાન પાછા, તોય અમે વીતરાગ

**પ્રશ્નકર્તા :** આપના કુટુંબમાંથી કોઈએ જ્ઞાન લીધું હોય, એમનો અનુભવ કેવો રહ્યો ?

**દાદાશ્રી :** પેલો ભઈ કહેતો'તો ને કે 'દાદા, હવે તમે કાઢી મેલો તોય અમે ક્યાં જઈએ ? હવે અમારે તો અહીં ને અહીં જ આવવું પડે. કારણ કે તમે અમને એ રસ્તા ઉપર લઈ ગયા છો, તે હવે અમે એકલા શી રીતે પાછા ફરીએ ?'

**પ્રશ્નકર્તા :** એ પાછા જવાનો રસ્તો લઈ લીધેલો છે કે ?

**દાદાશ્રી :** અને આનંદ સાથે છે એટલે પછી ઈચ્છા જ ના થાય ને ! તોય એક જણ છે તે આપણા પુસ્તકો આપેલા, તે પાછા આપી ગયો.

**પ્રશ્નકર્તા :** પુસ્તકો પાછા આપી ગયા ?

**દાદાશ્રી :** અમારો એક ભત્રીજો હતો ને, તે મેં એને આ જ્ઞાન આપ્યું. બહુ કઠણ હતો ને ક્રોધી હતો. મેં જ્ઞાન આપ્યું, તે દહાડે એ શું કહે છે ? ''આજ રાતે મોટો નાગ આવ્યો મારી સામે. એકદમ આવીને ફેણ માંડી. એટલે મેં કહ્યું, 'હું શુદ્ધ છું, શુદ્ધ છું,' તે જતો રહ્યો.'' ત્યારે મેં કહ્યું, 'એ હતું તે બહાર નીકળી ગયું બધું હવે.' તે પછી એને પુસ્તકો આપ્યા, બધું આપ્યું. પછી વર્ષ-બે વર્ષ સુધી એણે આ કર્યા કર્યું, દર્શન કર્યા, બધું કર્યું. પછી કો'કે કહ્યું કે આ તો બધો જૈન ધર્મ છે. તે કો'ક ગુરુ મળી ગયો એને. તે મનમાં એમ થયું કે આ પાછો જૈન ધર્મ આપણા ઘરમાં ? વહુને પૂછયું કે આ જૈન ધર્મ છે ? ત્યારે એ કહે, આપણો વૈષ્ણવધર્મ અને તેય પાછો બાળકૃષ્ણનો ધર્મ છે.

પછી એ મને કહે છે, 'લ્યો, આ તમારા પુસ્તકો પાછા અને આ તમારો ધર્મ પાછો ને તમારું જ્ઞાનેય તમને પાછું.' ત્યાર પછી મારા મનમાં એમ આવ્યું કે 'ભઈ, એનો ઉપકાર માનો.' મેં કહ્યું, 'સારું થજો, ભલા

આદમી એણે રસ્તામાં, ગટરમાં નાખી દીધા હોત, તેને બદલે અહીંયા આવીને પુસ્તકો પાછા આપી દીધા. નહીં તો એમ ફેંકી દે તો કોણ ના કહે છે ?' તે 'આ જ્ઞાનેય તમને આ પાછું આપ્યું' કહે છે. શું કહે છે ? એવું છે આ જગત તો !

**પ્રશ્નકર્તા :** હવે એવું ના કહે, દાદા. હવે કોઈ નહીં કહેતા હોય એવી રીતે.

**દાદાશ્રી :** હવે તો એવું ના કહે, પણ પહેલાં આવું કહી ગયો. એટલે બધા ભત્રીજા-બત્રીજા પેસી જાય પણ અમે કહીએ નહીં કોઈને. એ તો હિસાબવાળા, તે ચીકણું કોની જોડે હોય ? જેની જોડે વધારે રહેવાનું હોય ત્યાં જ ચીકણું હોય ને કે છેટેવાળા જોડે ? છેટે તો બધે 'જય શ્રીકૃષ્ણ, જય શ્રીકૃષ્ણ', જાળીએથી 'જય શ્રીકૃષ્ણ' કરીએ તોય ચાલે. અને અહીં તો આપણે 'જય શ્રીકૃષ્ણ' કહીએ ને, તો કહે, 'હં, રાતે તો આવું કરતા'તા ને અત્યારે પાછું આવું કરો છો ?' એ પાછું રાતની ફાઈલ ઉઘાડી કરે. તે મૂઆ ઢાંકને હવે. જેમતેમ કરી ઢાંકી ઢાંકીને કાઢ ને અહીંથી, પણ ના છોડે.

## દાદાની ખરી ઓળખાણ ના પડી

**પ્રશ્નકર્તા :** એના છોકરાંઓ તો અમેરિકામાં દાદાના એકદમ પરમ ભક્ત થઈ ગયા'તા ને ?

**દાદાશ્રી :** હા, જુઓને કે આ બધા છોકરાંઓ કેવા દાદામય થઈ ગયા !

જુઓને, નહીં તો બ્લડ રિલેશન આ પ્રાપ્ત જ ન થાય. એ બ્લડ રિલેશન પણ બહારગામ રહેવાથી કેટલો બધો વ્યવહાર સુધરી ગયો !

**પ્રશ્નકર્તા :** અત્યારે કહે છે કે હું દાદાને માનું, પણ પંદર વરસ પહેલાં પૂછ્યું હોય તો ના માનું.

પેલા મુંબઈના મહાત્મા એમને અમેરિકામાં મળ્યા હશે ને, એમની બાજુમાં બેઠેલા ને, ત્યારે એ લોકો કહે કે 'આ દાદા ભગવાન તો મારા કાકા સસરા થાય.' પછી એમણે સમજ પાડી કે આ તમારા કાકા સસરા

છે એટલે તમને દાદાની બહુ ઓળખાણ ના પડી. લોકો એમનો બહુ લાભ લે છે.

**દાદાશ્રી :** એમ !

**પ્રશ્નકર્તા :** દાદા, અમે હઉ આવી પડ્યા, અમારે તમને છોડવા નથી હવે.

**દાદાશ્રી :** ના, હવે તમે શાના છોડો ? મહા પુણ્યશાળી છો.

**પ્રશ્નકર્તા :** આ પગ અમે છોડીએ નહીં, દાદા.

**દાદાશ્રી :** આ છોકરાંઓ બહુ પુણ્યશાળી કે આ દાદાનો એમને લાભ મળે છે. દાદા ઘેર બેઠા કંઈથી આવવાના હોય આપણે ત્યાં ? ઘેર બેઠા, કોઈને બોલાવવાય ના જવું પડે. એ પુણ્યૈ છે ને, એક જાતનું. પુણ્ય ખરું ને ?

**પ્રશ્નકર્તા :** ખરું.

**દાદાશ્રી :** હક, હક આપણો.

આ અવતારમાં ખરા ફાવી ગયા, નહીં ? તમને લાગે છે એવું ? અનંત અવતારનું સરવૈયું વળી ગયું !

## સામો પડઘો ન પડતા ડાહ્યા થયા ભત્રીજા

એટલે અમને જે સામા થયા ને, ભત્રીજાઓ ને બધા, એ બધા ડાહ્યા થયા હવે. કારણ કે અમારો સામો પડઘો ના પડે ને !

**પ્રશ્નકર્તા :** દાદા, વધારે સમજાવો ને !

**દાદાશ્રી :** એને શુદ્ધ જ જોઈએ અમે. એનો દોષ જ નથી એવું જોઈએ, અમારો જ દોષ છે એવું દેખાય. આ દૃષ્ટિ અમારી રહે એટલે પછી એનો સામો પડઘો પડે નહીં. એટલે એને સુધરી જ ગયે છૂટકો. જ્ઞાન નહોતું ત્યારે અમને ભેગા થયા તેમાં અડધા સુધરી ગયા અને કોઈ બગડી ગયા. લોકો કહેતા'તા કે આ તમે બહારવટિયા બનાવો છો લોકોને.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલાં ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન પહેલાં. કારણ કે ત્યારે મહીં એક ગુણ ખરો. સહન કરી લેવાનો કે દયાળુ ગુણ ખરો મહીં. કોઈ પણ દુઃખ દે, કોઈ ત્રાસ આપે તો સહન કરી લેવાનું માંહ્યોમાંહ્ય તે. સગોવહાલો, કોઈ મિત્ર હોય તો આટલો ગુણ ખરો એ. એટલે કોઈ પાંચ-દસ હજાર રૂપિયા ઘાલી ગયો હોય, પણ દ્વેષ નહીં એના માટે. એટલે પછી લોકો મને શું કહે કે તમે એને સીધો ના કર્યો અને શિક્ષા ના કરી, તે આ હવે બહારવટિયો થઈ બેઠો છે. શિક્ષા કરી હોત તો પાછો પડે. ત્યારે મેં એને સમજ પાડી કે 'તમારી ભૂલ થાય છે. મારાથી શિક્ષા થઈ શકે એમ નથી.' તો કહે, 'કેમ ના થાય ?' મેં કહ્યું, 'આ કોઈ ભલો દયાળુ માણસ હોય, એ કોઈને ધોલ મારે તે કેવી મારે ?'

**પ્રશ્નકર્તા :** પોલી.

**દાદાશ્રી :** પોલી મારે. ત્યારે પેલા કહે, 'તેથી આ બહારવટિયા થયા. તમે આમાં એમને કશું કહ્યું નહીં !' મેં કહ્યું, 'એ જો બહારવટિયા થઈ જાય તો એમને પોતાને નુકસાન છે. મારા મળવાથી એમને પોતાને વધુ વેગ પકડશે, ત્યારે પછી કોઈ માથાનો મળી આવશે. તે એના સાંધા જ તોડી નાખશે. પછી અટકવાનો તો ખરો જ ને ? અટક્યા વગર રહે નહીં ને !'

❖ ❖ ❖ ❖ ❖

# [૧૦]
# પ્રગટ્યા ગુણો નાનપણથી

## [૧૦.૧]
## અસામાન્ય વ્યક્તિત્વ પહેલેથી

### અસામાન્ય થવાનો વિચાર

**પ્રશ્નકર્તા :** આપને આવું જ્ઞાન ઉદયમાં આવ્યું તે પહેલાં પૂર્વાશ્રમમાં આપનું વ્યક્તિત્વ, આપના વિચારો-સમજણ કેવા હતા તે જાણવું છે.

**દાદાશ્રી :** મને તેરમા વર્ષે અસામાન્ય થવાનો વિચાર આવેલો. આ સામાન્ય એટલે શાકભાજી. અસામાન્ય એટલે સામાન્ય માણસને જે તકલીફ પડે છે, તે અસામાન્ય માણસને કોઈ તકલીફ ના પડે. સામાન્ય માણસ કોઈને હેલ્પ ના કરી શકે અને અસામાન્ય માણસ હેલ્પને માટે જ હોય. તેથી તેને જગત એક્સેપ્ટ (સ્વીકાર) કરે.

**પ્રશ્નકર્તા :** અસામાન્ય માણસની ડેફિનેશન (વ્યાખ્યા) શું છે ?

**દાદાશ્રી :** અસામાન્ય એટલે જગતના બધા લોકોને હેલ્પફુલ થઈ પડે, દરેક જીવને હેલ્પફુલ થઈ પડે. અમથો બીજો જીવ અડે તો એનેય હેલ્પ થઈ પડે.

**પ્રશ્નકર્તા :** આમ તો દરેક વ્યક્તિ કોઈને કંઈ ને કંઈ રીતે હેલ્પ કરતો જ હોય છે ને ?

**દાદાશ્રી :** પોતે કરતો જ નથી, પ્રકૃતિ કરાવે છે. પોતે સ્વતંત્ર થાય ત્યારે અસામાન્ય થાય.

સામાન્ય માણસ લાચારી હઉ અનુભવે. ત્રણ દહાડા ભૂખ્યો રાખે તો લાચારી હઉ અનુભવે. માટે અસામાન્ય થવું. પછી પોતાના સુખનો પાર જ ના રહે. આ તો પોતે અટકી ગયો છે. અત્યારે તો મોટો માણસ જુએ એટલે લઘુતાગ્રંથિ ઉત્પન્ન થાય ને અંજાઈ જાય. અલ્યા, એ જ સામાન્ય માણસ છે, તો તેનાથી શું અંજાવાનું ?

## ન માફક આવ્યું કપટ, સરળતા પહેલેથી

**પ્રશ્નકર્તા :** તમારો સ્વભાવ કેવો હતો પહેલેથી ?

**દાદાશ્રી :** મને નાનપણથી જ જૂઠ-કપટ, લુચ્ચાઈ, ચોરી, લોભ વિગેરેનું દિલ જ નહોતું. મારે તો નાનપણથી જ આ મન-વચન-કાયાની એકતા. મનમાં હોય તે વાણીમાં ને વર્તનમાં આવી જ જાય.

છતાં એક-બે વખત કપટ થયેલું, પણ તેનાથી મહીં બગડ્યું ને ! યાદ કર્યું કે શું ખાધેલું તે આવું થયેલું ! તે પછી સમજાયું કે આ કપટ અમારી પ્રકૃતિને માફક નથી આવતું ને છોડી દીધેલું. પણ મને (માઈન્ડ) ઝાવાં મારેલા, તે તપાસ કરી કે આ કોણ ? ત્યારે કહે, મનને બુદ્ધિ સપોર્ટ આપે છે અને બુદ્ધિને અહંકાર સપોર્ટ આપે છે.

તે મારામાં નાનપણમાં સરળતા, નિર્લેપતા, નિષ્કપટપણું અને ચારિત્ર સારું હતું ને બીજું અમુક ખરાબ હતું. અહંકાર બહુ ભારે હતો. 'અંબાલાલભાઈ' આ છ અક્ષરને બદલે 'અંબાલાલ' કોઈ બોલે તો ભારે અહંકાર ઊભો થતો. દુશ્મનોનો આખો દેશ સળગાવી મૂકું એવો પાવર હતો. એ પાવર કેવો હતો કે જ્ઞાન ના થયું હોય તો નર્કે લઈ જાય. ભગવાનનુંય સહન ના થાય, પણ અમારામાં સરળતા બહુ સુંદર હતી. માજીના (આપેલા) સંસ્કાર સુંદર હતા. અમારામાં બધી જાતના રોગ ભરેલા. (જ્ઞાન) પછી અમે નીરોગી થયા.

## કોઈને ડખલરૂપ ન થવું

**પ્રશ્નકર્તા :** તે દાદા, આપ પહેલેથી સરળ એટલે કોઈને ડખલરૂપ ન થાવ ?

**દાદાશ્રી :** કો'કને ડખલરૂપ થાય, તે આપણને પહેલી ડખલ પડે. માટે એવા સરળ થઈ જાવ, કે કોઈને સહેજેય ડખલ ના થાય, તો તમને ડખલ નહીં થાય. એવી રીતની પ્રેક્ટિસ મેં પહેલેથી મૂકેલી અને મેં તો નાનપણથી એ રીત મૂકેલી. કારણ કે વળી ડખલ કરીને પાછા આપણે ડખલરૂપ થઈ જવું.

## કપટ-મમતા હતા જ નહીં

**પ્રશ્નકર્તા :** દાદા, નાનપણથી આપનામાં કપટ નહીં, તો કપટ ને કુટિલતા એક જ કે અલગ-અલગ ?

**દાદાશ્રી :** એમાં છે તે કપટ અને કઠોરતા બે ભેગું થયેલું હોય, એ કુટિલતા થાય. હવે આ બધા બીજા પક્ષવાળા, જે માનતા હોય ને એને તમારી વાત કરો એ વાત માનશે જ નહીં, કારણ કે એ સરળ જ નથી ને ! સરળ હોય તો જ્યાં ગયો હોય ને ત્યાં સરળ. આપણે અહીં આવ્યો હોય તો સરળ હોય તો વાત એક્સેપ્ટ કરશે, બીજાની વાત હોય તોય. બીજાની વાત સાચી હોય તો એક્સેપ્ટ કરે, એવો સરળ હોવો જોઈએ. અમારામાં મુખ્ય ગુણ આ હતો નાનપણથી, સરળ. કપટનો રસ્તો જ નહીં બિલકુલ. જૂજ, બહુ જૂજ. અને મમતાની અટકણ નહીં, જૂજ. સંસારમાં મોટા થવાની ઈચ્છા ખરી ! પહેલાં હતી પણ એ તો બધું ધૂળધાણી નીકળ્યું. એટલે આમાં (ધર્મમાં) ઈચ્છા હતી નહીં, પૂજાવાની કામના નહીં.

**પ્રશ્નકર્તા :** પૂજાવાની કામના આમાં નહીં ?

**દાદાશ્રી :** ના, જરાય નહીં. ભીખ જ નહીં ને એ જાતની.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૦.૨]

## મમતા નહીં

### ત્યાં ખઉં ખરો પણ ઘેર ન લઇ જઉં

મને નાનપણમાંથી એક ટેવ એવી કે કોઈ ચીજ પોટલું બાંધીને લાવવી નહીં. હું નાનપણમાં ભાઈબંધો સાથે ખેતરોમાં જતો. ભાત-ભાતના ચારિત્ર (રમતો રમતો) કરતો. અમે બધા પાંચ-છ ભઈબંધો વાણિયા-પાટીદાર બધાય, આખું અમારું સર્કલ જઈએ વાડીમાં-ખેતરમાં ફરવા માટે. ત્યાં આગળ છે તે મોગરી રોપી હોય, કોઈનામાં મૂળા રોપ્યા હોય, કોઈના ખેતરમાં બટાકા રોપ્યા હોય, વરિયાળી કરી હોય. પછી અમે બધા મોગરી હોય તો મોગરી ખઈએ ને એય જાતજાતના મૂળા ને શક્કરિયા એ બધું ખા ખા કરેલું. અને પછી બધા બાંધી લાવે આટલું આટલું, શાકની ચોરી કરી લાવે. પણ મને નાનપણથી એક ટેવ બહુ સુંદર હતી, ગમે ત્યાં લઈ જાય એમના ખેતરમાં. તે જઉં ખરો બધા જોડે, પણ હું કોઈ દહાડોય ઘરે બાંધી ના લાવું. કોઈ દહાડો ઘેર કશું લાવ્યો નથી.

ત્યાં આગળ મોગરી ખાધી એટલી ખરી, મકાઈ હોય એમના ખેતરમાં તો એકાદ ખઉં ખરો. ત્યાં જ ખાતો, બાકી હું હાથમાં ઝાલું નહીં કશું. અમારા ભઈબંધો કહે કે 'પડીકું તો લઈ લો.' હું કહું કે 'ના, કોઈ દહાડો એક રીંગણુંય ના લઉં. હું અડું નહીં કોઈ દહાડોય.' પછી પેલો મૂળ ધણી હોય ને, તે થોડુંક બાંધીને ઘેર આપી જાય.

## મમતા નહીં તેથી જગત દિસે એંઠવાડા સમ

અમારા અમુક ધ્યેય બહુ સુંદર હતા. પોંક ખાવા ગયેલા બાજરીનો. આપણે ત્યાં બીજો શાનો પોંક હોય ?

**પ્રશ્નકર્તા :** જુવારનો.

**દાદાશ્રી :** એ જુવારના પોંકને દળીને ઘી નાખીને એનું પેલું એ બનાવે છે. પોંકિયું કે એવું કશું કહે છે એને ?

**પ્રશ્નકર્તા :** પોંકિયો.

**દાદાશ્રી :** તે આટલું બંધાવે, તે બધા ભાઈબંધો લઈને આવે. બધા લાલચુ લોકો ! હું તો ત્યાં ખઉ એટલું જ. લોકોય છે તે પછી ઘેર પણ આપતા. આટલું આટલું એ ખેતરમાં પેલું શાક બંધાવડાવે કે 'લ્યો, બાંધી જાવ.' મને કહે કે 'અમારા ખેતરમાં કાજુના બધા ઝાડ છે, તે કાજુ લેવા ચાલો.' તે બધાય મારા મિત્રો પાશેર-પાશેર બાંધી આવે, થેલીઓ બધી. હું આટલુંય બાંધી ના લાવું, હું ત્યાં ખાવ એટલું. આ જગતનો એંઠવાડો હું ક્યાં અડું ? એ કાજુ હોય કે સોનું હોય, એવું બાંધીને એંઠવાડો નહીં લાવવાનો. અમારામાં મમતા નામેય નહીં.

## અપરિગ્રહી પહેલેથી, લાલચ-લોભ નહીં

હું નાનપણથી લાલચુ નહીં. લાલચ આટલીય નહીં, કોઈ દહાડોય નહીં. તમે આપો, અહીંથી બંધાવો તોય અમારે કામનું નહીં. હું કોણ, મારાથી લેવાતું હશે આવું ? પોંક ખાવા બોલાવે છે તો પોંક ખાઈને જતા રહેવાનું પણ પરિગ્રહ નહીં. મહીંથી ગમે જ નહીં. કોઈ વસ્તુ ઘેર નહીં લાવવાની. બિલકુલેય લોભ નહીં, જન્મથી જ લોભ નહીં. ભલે અહંકાર હતો. એટલે અમે પોટલી ક્યારેય ના બાંધીએ. તે પુણ્યૈ એવી તે આજ સુધી પોટલી બાંધી નથી. એ કંઈક પહેલાંના સંસ્કાર બધા. પહેલેથી મમતાનો સ્વભાવ જ નહીં. કોઈ વસ્તુ તમે આપો તો અહીં ને અહીં બીજાને આપી દઈને હું ચાલ્યો જઉં. ઘેર ન લઈ જાઉં કોઈ દહાડોય.

બાએય એક વાર મને કહેલું કે 'ભઈ, થોડીક ચાખવા જેટલીય

મોગરી ના લાવ્યો?' મેં કહ્યું, 'ના, એ પાછી ક્યાં ભાંજગડ કરીએ ? આપણે ત્યાં ખાવા જઈએ છીએ, લેવા જતા નથી.' શું કહ્યું ?

**પ્રશ્નકર્તા :** ખાવા જઈએ છીએ, લેવા નહીં.

**દાદાશ્રી :** એટલે સંગ્રહ કરવાની ટેવ જ નહીં ને ! એ ભાંજગડ જ નહીં ને ! લોભ નામનો ગુણ પહેલેથી જ નહીં, બિલકુલ ! પ્રકૃતિ ગુણો બહુ ઊંચા જોવા મળે. મમતા તો દેખાય જ નહીં. તમે ગમે એવું બંધાવડાવો તો કહે, 'ના બા, હું બાંધીને હાથમાં નહીં લઈ જાઉ, અહીં ખઈશ ખરો થોડુંક.'

**પ્રશ્નકર્તા :** દાદા, આપનું એટલું બધું ચોખ્ખું એના કારણે આ બધી પરસત્તાઓ રિલેટિવમાંય છૂટી ગઈ. આ જે રિલેટિવમાં આટલી બધી સ્પષ્ટતા રહેતી હતી તમને, તે આ ગુણોને કારણે ?

**દાદાશ્રી :** મહીં ગુણો તો ખરા ને, તેના આધારે.

**પ્રશ્નકર્તા :** લાલચ નહીં એટલે ચોખ્ખું દેખાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૦.૩]
# ઑબ્લાઈજિંગ નેચર

## છેતરાઈને પણ પારકાંના કામ કરું

આ તો મારો નાનપણનો ગુણ હતો તે હું કહું છું, ઑબ્લાઈજિંગ નેચર. હા, મને ઑબ્લાઈજ કરવાનું ગમે બધું. હું નવ વર્ષનો હતો ત્યારે ઘરમાંથી મને શાક લેવા મોકલે, કે 'જા, શાક લઈ આવ.' શાક લેવા જાઉં તે માર્કેટ ચાર ફર્લાંગ દૂર. તે ઘેરથી શાક લેવા નીકળું ને અમારું મકાન એ ફળિયામાં છેક છેલ્લે જેવું હતું. રસ્તે જતા જતા પાડોશીઓને પૂછતો પૂછતો જઉં કે 'હું શાક લેવા જઉં છું, તમારે શાક લાવવું છે કંઈ ? તમારે લાવવું હોય તો હું લઈ આવું.' એમ બધાને પૂછું.

તે મને એમ થાય કે અમારા એકલાનું લઈ આવું તો તો વખત નકામો જાય અને તેથી બાજુવાળા બધાને પૂછી તેમના શાકભાજી પણ લઈ આવતો. પૈસા-બૈસા તો આપણે હોય તો આપીએ, નહીં તો એ આપે. અને બધાના પૈસાનો હિસાબ રાખતો. કશો પૈસોય કાઢી લેતો નહોતો. ઊલટો પૈસા ઉમેરું, મારે માથે આરોપ ના આવે એટલા હારુ. એમના મનમાં શંકા ના પડે એટલે હું છેતરાઉં. હું પાછો ભલો માણસ ને, તે છેતરાઉં. છેતરાઉં એટલે પાછા ઘરના પૈસા ઉમેરીને કામ કરી આપું.

મેં આખી જિંદગી પારકાંને માટે જ કાઢેલી. મારા પોતાના માટે કોઈ દહાડો કાઢી નથી. મારે ઘેરથી એક કામ કરવાનું કહ્યું હોય કે આ

પોસ્ટકાર્ડ નાખી આવજે, તો બધા આજુબાજુવાળાને પૂછતો આવું કે 'ભઈ, હું પોસ્ટ ઑફિસ જઉં છું, તમારે કંઈ કાગળ નાખવાના છે ?'

## કો'કને કેમ કરીને રાજી કરું એમાં આનંદ

જે કંઈ કામ હોય તે, બીજું કંઈ લાવવું હોય તો લાવી આપું. કારણ કે એક ધક્કામાં જેટલા કામ થાય એટલો કો'કનો ધક્કો બચે ને ! મારે ધક્કા ભેગો ધક્કો થાય. એક ધક્કામાં ચાર ધક્કાના કામ થાય. એય પૂછતા પૂછતા જઈએ, શું વાંધો પણ ? કોઈ કહે, 'મને તારી પર વિશ્વાસ નથી આવતો.' ત્યારે કહીએ, 'ભઈ, પગે લાગીએ છીએ.' પણ બીજાને વિશ્વાસ આવે છે તેનું તો લઈ જઈએ. એટલે પહેલેથી ઑબ્લાઈજિંગ નેચર !

પણ મહીં મને આનંદ આવે એમાં. મને એ ગમે, કો'કને કેમ કરીને રાજી કરું, ઑબ્લાઈજ કરું એ. ઑબ્લાઈજિંગ નેચર બિગિન્સ એટ હોમ (પરોપકારની શરૂઆત ઘરથી કરવી જોઈએ). (ખાલી) બહાર ઑબ્લાઈજિંગ કરીએ એનો અર્થ નહીં, આપણે ઘેરથી જ શરૂઆત કરવી જોઈએ. પાડોશમાં કોઈને ઑબ્લાઈજ કર્યા ના હોય ને બહાર ઑબ્લાઈજ કરે. અને મારું શું જતું રહ્યું એમાં ? પેલા બધા રાજી થાય કે આ છોકરો કેવો ડાહ્યો છે !

## લેતા છેતરાયા ને ઉમેર્યા પોતાના પૈસા

**પ્રશ્નકર્તા :** એટલે બીજાને આનંદ થાય તે જ તમારો આનંદ ?

**દાદાશ્રી :** હું તેરથી અઢાર વર્ષનો હતો ત્યારે ભાદરણ ગામથી વડોદરે આવું ચોપડી-બોપડી લેવા, ત્યારે અમારા મોટાભાઈ અહીં આગળ રહે.

હું નાની ઉંમરનો હતો તોય હું વડોદરા આવું ત્યારે આજુબાજુવાળા કોઈ કહે, 'અમારું છે તે ગંજી પહેરણ લાવજો, અમારું આ લાવજો, અમારી બે ચડ્ડીઓ લેતા આવજો.' તે પેલા કહે, 'બંડી લાવજો મારી, આટલું અમારું લાવજો.' કોઈ કહે, 'મારી આ ટોપી લઈ આવજો, આટલા નંબરની.' મિત્રાચારી એટલે કહે ને બધા ? તે હું લઈ જઉં ખરો, લાવું ખરો પાછો.

તે એક ફેરો અમારા ભાદરણ ગામવાળાએ બંડી મંગાવેલી. તે વડોદરાથી બંડી લીધી. હું તો પંદર આનામાં લાવ્યો'તો. તે હું બંડીમાં એક આનો છેતરાયો. તે પછી એક જણે મને કહ્યું, 'અહીં પેલી દુકાને ચૌદ આનામાં મળે છે.' હવે મોઢે મગાય નહીં એની પાસે. એટલે પછી 'ચૌદ આના લઈશ' કહ્યું. નહીં તો પછી એના મનમાં એમ થાય કે એક આનો આમણે કાઢી લીધો. આપણે ભોળા માણસ, તે છેતરાઈએ ને પેલો જાણે કે હવે આમણે આપી દીધો વધારે આનો. એટલે તે દહાડેથી હું આનો ઉમેરતો'તો.

## દુકાનવાળાને દુઃખ ના થાય એટલે ભાવતાલ ના કરીએ

પાછો મારો સ્વભાવ કેવો કે જેની લારી આગળ ઊભો રહ્યો અને પૂછ્યું એટલે એને ત્યાંથી જ લાવવાનું. એક ફેરો પૂછ્યું એટલે પેલો ભાવ કહે એટલે લઈ લઉ. એ ખટપટિયો હોય તો વાંધો નહીં, આપણને ખટપટ આવડે નહીં. તું આમ કર, બે આના ઓછા કર એવું મને આવડે નહીં. આવડે એટલું જ કરીએ ને ! એ બધી કચકચ કરવાની ના ગમે મને. પહેલેથી, મૂળથી જ આવું. ગમે નહીં આ બધું. પછી વધતું-ઓછું હોય તો નભાવી લેવાનું. મારો સ્વભાવ કેવો કે એને દુઃખ ના થાય એટલા માટે એને ત્યાંથી જ લેવાનું. એટલે હું મારો સ્વભાવ સમજું.

અને જે લોકોએ બીજા જોડે મંગાવેલા, તે સાત જગ્યાએ પૂછી પૂછીને, બધાને અપમાન કરી કરીને પણ લઈ આવે એ. એટલે હું જાણું કે આ લોકો મારા કરતા બે આને ફેર લાવે એવા છે અને મારી પાસે મંગાવ્યું તે મારા બે આના વધારે જવાના છે. જે લઈ જાઉ તેમાં બાર આનાનું ગંજીફરાક લાવ્યો હોઉ, તે એમાં બે આના ઓછા લઉ. મેં કહ્યું, 'આપણે છેતરાયા હોય અને આપણે માથે આરોપ આવે. બીજી જગ્યાએ દસ આને મળતું હોય, બે આને છેતરાયા હોય અને પેલાને વહેમ પડશે કે બે આના ખાઈ ગયા હશે, એના કરતા આપણે બે આના ઓછા લઈ લો.' મહીં એને શંકા પડે એવું રાખું નહીં. એટલે પહેલેથી જ બે આના ઓછા લેતો.

**પ્રશ્નકર્તા :** આપ્યા હોય એના કરતા ?

**દાદાશ્રી :** હા, બાર આના આપ્યા હોય તો 'દસ આના મેં આપ્યા છે' એવું એને કહું. એટલે હું દરેકમાં બે-ત્રણ આના ઓછા જ લેતો. પેલાને સસ્તું દેખાડું, એટલે પેલો કહે, 'સસ્તું લાવ્યા !' એટલે કોઈ વખત તો હું બે આના એ અને એક આનો વધારાનો ઘરનો ઉમેરીને પછી ત્યાં આગળ આપું. એમ કરીને ત્રણ આના બાદ કરીને હું પેલાને રકમ કહું.

## કમિશનનો આરોપ ના આવે તે માટે ઉમેરતા

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પહેલાં પણ આવું હોવું એ એક અલૌકિક વસ્તુ છે ને !

**દાદાશ્રી :** એવું નાનપણથી કરેલું. એટલે એ એમ ના કહે કે મારામાં કમિશન કાઢી ગયા ! હું તો દસ આને લાવતો હતો ને બાર આના આપ્યા, બે આના કાઢી લીધા. એ કમિશનનો લોક મારી પર આરોપ કરે એટલા માટે આ ત્રણ આના કાઢી નાખ્યા. ત્રણ આના કાઢી નાખું, બે આના નહીં. હા, કારણ કે એ જાણે બે આના કમિશન કાઢી લીધું. લે, અલ્યા, કમિશન હું શીખ્યો જ નથી મારી જાતથી...

પાછા મારી જોડેવાળા લોકો કહે કે 'કેવા માણસ છો, આવું તે હોય ? આપણે આપ્યા છે બાર આના, તો બાર આના લેવામાં શું વાંધો હતો ?' મેં કહ્યું, 'ના બા, કારણ કે બીજી જગ્યાએ આપણે છેતરાયા હોય તો ?' આપણે ભલા માણસ ! મનમાં એમ જાણું કે હું તો ભોળો છું, વખતે પેલાએ એક-બે આના વધારે લીધા હોય તો. એક તો મને લેતા આવડે નહીં, એનો શું અર્થ ?

## ગમે વખાણ અને 'એને દુઃખ ન થાય' એ હેતુ

આમને ક્યાં પહોંચી વળાય, આ જગતને ? અને વખતે બે આના ઉમેર્યા તે શું ખોટ ગઈ ? એ વખાણે તો ખરા ને ! તે બહુ ઓછા ભાવથી લાવ્યા, બહુ સારું લાવ્યા.

**પ્રશ્નકર્તા :** એના વખાણથી આપણને શું મળ્યું એમાં ?

**દાદાશ્રી :** આમ તે વખાણ કરે ત્યારે ખબર પડે. વખાણ કરતી

ઘડીએ એ જે ચા (માન) મળે છે ને, એ ચાની કિંમત આ ચા કરતા સારી હોય છે. એટલે મને એ વખાણ બહુ ગમતા'તા. એટલે હું ઉમેરું પૈસા.

મને તો એને દુઃખ ના થાય એ હેતુ હોય. પણ ગમે તે આ રીતે ઉમેરીને આપતો'તો. આવી નાની ટેવો બધી. આ વાતોની જરૂર જ નહીં ને ! પણ આયે હેલ્પિંગ હોય છે. આ બધા પગલા મને હેલ્પિંગ થઈ પડેલા.

એટલે ઉમેરીને આપીએ એટલે ક્લેઈમ નહીં ને ! નો ક્લેઈમ !

## આઠ આના માટે શંકા કરે ને પ્રેમ તોડે એવા લોકો

પહેલેથી આવો ચેતીને ચાલું, કારણ કે પેલો આરોપ આપે તે ગમે નહીં. એના મનમાં શંકા પડે તેય ગમે નહીં. હું તો બે આનાની ચા પીવાનું બંધ રાખું અને પછી બે આના આમાં ઘાલી દઉં. એના મનમાં શંકા ના પડે, એવું રાખું. વગરકામની શંકા આ બિચારાને !

શંકા પડે એટલે પ્રેમ તૂટી ગયો ને ! પ્રેમ શું રહ્યો ? શંકા આવે તો, મૂળ તો શંકા પાર વગરની છે અને પાછો એક શંકાનો હું ઉમેરો કરી આપું. કેટલી શંકા હોય માણસને ?

**પ્રશ્નકર્તા :** ઘણી.

**દાદાશ્રી :** નરી શંકામાં જ છે. શંકામાંથી આગળ આવતા જ નથી લોકો. ઘણી વખત તો મારાથી વધારે ના અપાયું હોય અને એક રૂપિયાની ચીજ મળતી હોય, એ પોતેય જાણતા હોય લેનારા સામા, તો મારી પાસે ભાદરણથી મંગાવ્યું કે વડોદરા જાવ છો તો આટલું લઈ આવજો. એનો હું એક આનો મારા ઘરનો ઉમેરું અને પંદર આનામાં એ ચીજ લાવ્યો કહું. એ એમના મનમાં શંકા ના પડે એટલા હારુ. વખતે મારા પૈસા બગાડ્યા નથી ને કહે, 'મહીં ચા-પાણી નથી પીધા ને ?' એમને શંકા ના પડે કે મારા પૈસામાં ચા-પાણી પી ગયા. આ એક જ આનો, વધારે નહીં. આપણે કંઈ ઓછા પચાસ આના ઉમેરવાના છે ? એવું એક આનો ઉમેરીને લઈ જતો હતો.

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કેમ આટલું બધું એડજસ્ટમેન્ટ લેતા હતા ?

**દાદાશ્રી :** આ જીવો ઠેકાણા વગરના છે ! આઠ આના માટે શંકા ઊભી કરે, બાર વર્ષની ઓળખાણ હોય તોય ! કેવા છે ?

**પ્રશ્નકર્તા :** બાર વર્ષની ઓળખાણ હોય તોય આઠ આના માટે શંકા કરે.

**દાદાશ્રી :** આઠ આના માટે શંકા ઊભી કરે, એના કરતા આપણે પહેલેથી ચોખ્ખા રહીએ.

**પ્રશ્નકર્તા :** પણ આપણે બીલ આપી દઈએ ને એને.

**દાદાશ્રી :** ના, ના, તે દહાડે કોણ બીલ રાખતા'તા ? એ લારીઓમાંથી માલ લેવાનો, બીલ કોણ રાખે તે દહાડે ? અને આના-આનાનો હિસાબ ગણે. એક આનાનો ફાયદો થાય એટલા હારુ વડોદરાથી મંગાવે. હવે મારા જેવા સ્વભાવનો, હું તો છેતરાઉ બળ્યું ! એટલે ચાર-છ આના, આઠ આના ઓછા લઈને વસ્તુ આપતો'તો. ત્યારે કહે, 'આ તો બહુ સસ્તી મળી.' મેં કહ્યું, 'હા, ઘણી સસ્તી મળી.'

## બે રૂપિયા માટે ન થાય અમારું મન ભિખારી

મારે તો આ જોટો લેવા જઉ તોય દરેક દુકાનદાર બબ્બે રૂપિયા વધારે લેતા. 'અંબાલાલભાઈ આવ્યા, અંબાલાલભાઈ આવ્યા' કહે અને હું વધારે આપુંય ખરો. મેં કહ્યું, 'આ આને દાનત જ જ્યારે બે રૂપિયા વધારે લેવાની, ઉપરથી મૂઓ લઈ લે તેથી જો રાજી થતો હોય તો શું વાંધો છે ? એનું મન ભિખારી છે, મારું મન તો ભિખારી નથી થયું ને બે રૂપિયા માટે.' એવો સ્વભાવ આ તો, જાય નહીં. આ તો સ્વભાવ પડેલા. મને તો ન ફાવે આવું બધું.

## વેસ્ટનો કર્યો બેસ્ટ ઉપયોગ લોકો માટે

**પ્રશ્નકર્તા :** દાદા, બીજી કઈ રીતે તમે લોકોને મદદ કરતા ?

**દાદાશ્રી :** અમારે ભાદરણમાં મકાનની સામે અમારો વાડો હતો. જેમ તમારે કમ્પાઉન્ડ છે ને, એવું અમારે એનાથી લગભગ અડધું એવું

કમ્પાઉન્ડ હતું. એ કશું વાપરવામાં લેતા નહોતા એટલે પછી હું એમાં શાકભાજી કરતો'તો, નાનો છોકરો હતો તોય.

એ લોકો એની જગ્યાએ શું કરતા'તા ? જગ્યા વપરાશમાં ના હોય ને, એટલે ગામડામાં તો ભેંસોનું છાણ ને ખાતર ને બધું નાખે ત્યાં આગળ. તે પછી મેં કહ્યું, 'મારે જગ્યા વાપરવી છે.' એટલે એ લોકોએ બધું ઉઠાવી લીધું અને પછી મેં દૂધિયા-બૂધિયા વાવવા માંડ્યા. એવું બધું મને ગમે. ફક્ત નિશાળમાં ના આવડે.

તે એક બીના કેટલાય વેલા ફૂટી નીકળે ! તે મારો હાથ એવો કે બહુ મોટા મોટા દૂધિયા થાય. તે એવા સરસ આવડા આવડા દૂધિયા થવા માંડ્યા. પાને પાને દૂધિયા બેસે. અને મકાઈનો ડોડો તો આવડો આવડો થાય. પહેલાં ખાતર-પાણી પુષ્કળ ને બધા સંજોગ ભેગા થયા તે સરસ થાય. તે પછી હું તોડીને બધા લોકોને આપી આવું પાછો જઈને. તે એમને કામમાં લાગે તેમ આપું. લોકોને તો મફતની ચીજ ગમે ને !

❖❖❖❖❖

# [૧૦.૪]
# માર ખાય ત્યાં તરત છોડી દે

## રિસાયા નાનપણમાં એક વાર

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે અહંકાર બહુ ભારે હતો, તે કોઈ દિવસ તમારું ધાર્યું ન થાય તો રિસાવ ખરા ?

**દાદાશ્રી :** અમને મૂળથી આડાઈ ઓછી. રિસાવાની તો ટેવ જ નહીં, નાનપણથી ઓછી. મારા ઘરના સંસ્કાર જ એવા એટલે સરળતા. પણ એક-બે ફેરો નાનપણમાં રિસાઈ જોયેલું, પાંચ-સાત વર્ષે.

તે અમારા સગાંવહાલાંના છોકરાં આવેલા. તે બાએ કશું આપ્યું, તે મને ઓછું પડ્યું. કંઈ ખાવાની સારી ચીજ હશે, તે મને ઓછી મળી મારા પ્રમાણમાં. એટલે પછી મેં કહ્યું, 'મારે નથી ખાવું' ત્યારે રિસાયો. એટલે કંઈ વસ્તુ મને આપવાની કહે, મને ઓછી પડે એટલે હું રિસાઉં. તે પેલી જે વસ્તુ હતી તે ત્યાં ને ત્યાં રહી ગઈ, પેલા છોકરાં ખઈને જતા રહ્યા. મારી વસ્તુ ત્યાં ને ત્યાં રહી ગઈ. પછી એ હતી તેય કો'ક ખાઈ ગયું. રાતે હું ખોળું ત્યારે જડે નહીં. મેં કહ્યું, 'પેલું કંઈ છે ?' ત્યારે કહે, 'એ ખલાસ થઈ ગયું ભઈ.' ત્યારે મેં કહ્યું, 'હાય ! આ તો રિસાયાની ખોટ ખાધી આપણે.' બે રોટલી ખાવી ને છમકલા બહુ, થોડું ખાવું ને છમકલા બહુ. એવો ખોટનો ધંધો ન ચાલે, આપણને ન પોસાય. એટલે પછી જે આપે તે લઈ લઉં.

**પ્રશ્નકર્તા :** પછી દાદા, જે મળે એ લઈ લો ? જે આપે એ લઈ લો તમે ?

**દાદાશ્રી :** અનુકૂળ આવે તો લઈએ ને ના અનુકૂળ આવે તો રહેવા દઈએ. રિસાવા-કરવાનું નહીં. એટલે મેં હિસાબ કાઢી નાખેલો કે આમાં ખોટ છે બધી, આ ખોટના જ ધંધા. માટે મારે ફરી રિસાવું નથી.

## ભાભીને દૂધ કેમ વધારે, તે પાછા રિસાયા

હું તોય પાછો એક ફેરો રિસાયો હતો, દસેક વર્ષની ઉંમરે.

**પ્રશ્નકર્તા :** એ પેલું દિવાળીબા જોડે દૂધ માટે થયું'તું ને. બા જોડે દૂધની ભાંજગડ થઈ'તી ને કે મને પાશેર, એમને પાશેર, સરખું નહીં.

**દાદાશ્રી :** હા, તે ભાભી અગિયાર વરસના અને હું દસ વરસનો. પછી છે તે એ આવ્યા એટલે મારે મુશ્કેલી ઊભી થઈ. મારા દૂધમાંથી મને ઓછું મળવા માંડ્યું, ભાગ પડવા માંડ્યો ને ? તે દહાડે તો એક પૈસામાં અચ્છેર (અર્ધશેર) દૂધ આવતું હતું, બે પૈસામાં રતલ. તે એક પૈસાનું હું પીતો હતો ને એક પૈસાનું એ. ભાભીનું ને મારું બેનું દૂધ સરખું હતું, અચ્છેર.

એક ફેરો અમે રાતના વાળું કરવા બેઠા ત્યારે મારી બાએ ભાભીને વધારે દૂધ આપ્યું ને મને ઓછું આપ્યું. તે પછી મને મહીં દ્વેષ આવ્યો બા ઉપર કે 'બા, તમે આવું કરો ?' એટલે મેં તો ઝઘડો કર્યો. બાને મેં કહ્યું, 'મને આવું શું કરવા ઓછું આપો છો ? મારે તો આવું ના ચાલે. હું તો મારું દૂધ જુદું લાવીશ.' એટલે બીજી જગ્યાએ ભેંસવાળાને ત્યાંથી દૂધ લઈ આવવાનું, તે વેચાતું લાવતો'તો. એમનું બીજું કોઈ આપી જતું ને હું જાતે લઈ આવતો. તે હું મારું એક અચ્છેરની લોટી દીઠ લઈ આવું. તોય આ મારા બા છે તે અમારા ભાભીને વધારે આપે મારા કરતા. એમના વાડકામાં જોઉ તો વધારે હોય, એમાં મને મહીં બળતરા થાય.

પછી મેં કહ્યું, 'હવે દૂધ વધારે લાવવાનો છું મારા માટે,' તો બા કહે છે, 'એવું કેમ કરે છે ? સરખું દૂધ પીવાય.' ત્યારે મેં કહ્યું, 'બા,

આવું કેમ ? હું તમારો છોકરો થઉ અને આ વહુ, આ તો કાલે બીજી વહુ લાવીએ. છોકરો બીજો ક્યાંથી આવવાનો છે ? આવું કેમ કરો છો ? વહુ તો મરી જાય તો બીજી લાવીશું.' એવી અમારી માન્યતા, અમારા ક્ષત્રિય લોકોની. ત્યારે 'હું કંઈ ફરી આવવાનો છું ?' એવું કહું. આ તો વહુ થઈને આવેલા. તે તમે બેઉને સરખું આપો છો, પણ મને થોડું વધારે મળવું જોઈએ.

## એની મા અહીં નથી, તે એને રાજી રાખવી પડે

બાને હું શું કહેતો હતો ? 'મને ને ભાભીને સરખા ગણો છો તમે બા ? ભાભીને અચ્છેર દૂધ, તે મનેય અચ્છેર દૂધ આપો છો ? એને ઓછું આપો.' મારે અચ્છેર રહેવા દેવું હતું, મારે વધારવું નહોતું પણ ભાભીને ઓછું કરો, દોઢ પાશેર કરો.

ત્યારે મને કહે, 'તારી મા તો હું અહીં છું અને એની મા અહીં નથી એટલે એને મા વગર સૂનું લાગે છે. મા વગર તે અહીં રહે છે ને, એટલે એને રાજી રાખવી પડે. પારકાં ઘરની છોડી આપણે અહીં આવી તે વધારે સાચવવી પડે. એને ખોટું લાગે બિચારીને, એને દુઃખ થાય. એટલે સરખું આપવું પડે.'

તે મારી ઘરે જ સાસુ થયેલા જોયેલા મેં. સાસુનો વ્યવહાર કેવો હોય તે મેં મારી ઘરે જ જોયેલો. મેં જોયા કે સાસુ આવા હોવા જોઈએ, છોકરા કરતા વહુને વધારે ગણે !

## રિસાયેલો ખોળે રિસ્પૉન્સ

એ વાત સમજવા જેવી હોય પણ જુઓ ને, નાની ઉંમરનો એટલે સમજણ ના પડી. બા મને સમજાવ સમજાવ કરે, થિંગડા માર માર કરે તોય પણ મારે મેળ પડે નહીં. તે ત્યારે આડો થયો, રિસાયો, મેં દૂધ ના પીધું. મેં કહ્યું, 'નથી પીવું મારે.'

પછી તે એનો કોઈએ રિસ્પૉન્સ આપ્યો નહીં બરોબર, જેવો જોઈએ એવો રિસ્પૉન્સ કશો મળ્યો નહીં. એ રિસાયેલો રિસ્પૉન્સ ખોળે પણ એને

કોઈ વખત પૂછનાર નાયે મળે. તે પછી કોઈ પૂછનાર ના મળ્યું અને સાંજ થઈ ગઈ.

હા, રિસાયેલો તે પછી મને ના બોલાવ્યો. ત્યારે મેં કહ્યું, 'આ તો કોઈ હવે મનાવતું નથી. પછી મારી મેળે જઈને બેસી ગયો.' મેં કહ્યું, 'મારે તો દૂધ ને રોટલો ખાવો છે, ભૂખ લાગી છે.' તે એમણે આપ્યું. એ તો તૈયાર જ હોય ને ! રિસાય તેનું જાય. એ બધું તૈયાર જ હોય છે, ઊલટાનું રિસાયો એટલો વખત જતું રહે. પછી પાછું આવે. તે એક ફેરો રિસ્પૉન્સ ના આપ્યો એટલે મેં લઈ લીધું.

## હિસાબે જડી માત્ર ખોટ

તે પછી મેં તે દિવસે શું શું ગયું એનો હિસાબ કાઢ્યો. તે દિવસે સવારનું દૂધ તો ગયું, આપણે રહી ગયા. આ તો ઊલટું બપોરનુંય ગયું. બપોરનો લાભ હતો તે ખોયો ઊલટો અને સાંજે હતા તેના તે પાછા. મનાયા ત્યારે ઊલટું નુકસાન ગયું. તે મેં ખોળી કાઢ્યું. તે પછી જ્યારે રિસાઉને ત્યારે એ વસ્તુ ખાવાની તો ઊડી જાય પણ પછી એની અસરેય ઊડી જાય. તે પછી હું તપાસ કરું, 'મને શું મળ્યું ?' તે કશું ના મળ્યું.

**પ્રશ્નકર્તા :** ખોટ ગઈ.

**દાદાશ્રી :** ખોટ ગઈ ઊલટી.

**પ્રશ્નકર્તા :** શું ખોટ ગયેલી તમને ?

**દાદાશ્રી :** ખોટ તો આપણને જ ગઈ ને ! 'દૂધને તરછોડીને મૂઓ જતો રહ્યો' કહે છે. શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** તરછોડીને જતો રહ્યો.

**દાદાશ્રી :** પછી મારી ભાભીને કહે છે, 'લે, હવે શું કરીશું ? તું પી જા.' એટલે ઊલટું એને વધારે પાયું. ભાભી ને મારે સરખું નથી જોઈતું, વધારે જોઈતું'તું પોતાને, તે પેલીને વધારે પાયું. એવું ગાંડપણ ન થવું જોઈએ. તે દહાડે તો મારું દૂધ ગયું. મેં કહ્યું, 'બીજે દિવસે સવારમાં

ડબલ મળશે, તે એનું એ જ મળ્યું. આ શું થયું ?' ત્યારે ખોટ ગઈ. માટે ફરી ખોટ જાય એવો ધંધો જ ના કરવો. રિસાવાનું જ નહીં ને ! દૂધ પીધા પછી રિસાવું. એટલે નાનપણથી સમજી ગયો કે આ રિસાવું એટલે ખોટ જવાનો ધંધો. એટલે ખોટનો ધંધો બંધ કરી દીધો, આડું થવું નહીં.

## ખોટ લાગતા રિસાવાનું થયું બંધ

**પ્રશ્નકર્તા :** રીસ એ આડાઈ કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે એ આડાઈ જ કહેવાય ને ! આપણે હઠે ચઢીએ કે 'મારું દૂધ આટલું ઓછું કેમ ?' અરે મેલને પૂળો, પી લે ને. ફરીવાર આપશે. એટલે એક ફેરો આડો થયો, તે પછી ખોટ ગઈ. એટલે મેં કહ્યું, 'હવે ફરી આડું થવું નથી.' નહીં તો ત્યારે બધા કહે, 'રહેવા દો ત્યારે એને !' તે પછી એવું જ થાય ને ! એટલે ત્યારથી પછી રિસાવાનું બંધ કર્યું. હવે કોઈ બાબતમાં રિસાવું નહીં. પછી રિસાયા જ નથી અમે કોઈની જોડે. ના ફાવતું હોય તોય પણ રિસાવું નહીં. ફરી બોલાવે કે હેંડો જમવા, તો હું તરત જઉં.

## ફરી પસ્તાવો કરવો ન પડે એવી સિસ્ટમ

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે દૂધ અમારું ગયું રિસાયા તેથી, તે કઈ ઉંમરે ?

**દાદાશ્રી :** તે નવ-દસ વર્ષની ઉંમરે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, નવ-દસ વર્ષની ઉંમરે અમેય એવી રીતે દૂધ ગુમાવ્યા હતા. તે અમનેય ખોટ પડે પેલી પેટની, એટલે એમ તો થાય કે આ ખોટ ગઈ, પણ તોય અમે રિસાવાનું ચાલુ રાખ્યું ને તમે બંધ કેવી રીતે કરી દીધું ?

**દાદાશ્રી :** મેં એક ફેરો પસ્તાવો કરવો પડે, ફરી પસ્તાવો ન કરવો પડે એવી સિસ્ટમ રાખેલી. જેનો પસ્તાવો કરવામાં આવ્યો, તે ફરી પસ્તાવો થાય એવું ન કરવું.

**પ્રશ્નકર્તા :** દાદા, અહીંયા તો વ્યવહારમાં રિપીટેડલી (વારંવાર) કર્યા જ કરે.

**દાદાશ્રી :** પણ શું થાય તે હવે ? મને આ નહોતું ગમતું આવું કે સમજ્યા વગર પગલા મૂકીએ ને પછી પસ્તાઈએ. વારે ઘડીએ પસ્તાવો કરવો, એ કંઈ રીત છે ? રિસાયો તોય મારું પોતાનું માપ નીકળી ગયું કે ખોટ કોને ગઈ ? એ જડ્યું ને મને. માટે એ દબડાવવાની સિસ્ટમ જ છોડી દો, ત્રાગું કરવાની. રિસાવું એટલે ત્રાગું કરવું.

## રિસાયેલા માટે ના ઊભું રહે જગત

**પ્રશ્નકર્તા :** આ ખોટને તરત ઓળખી, એ તો વાણિયા બુદ્ધિ થઈને ?

**દાદાશ્રી :** એ તો એવું કંઈ નહીં. વાણિયા બુદ્ધિ એટલે વિચારશીલ બુદ્ધિ કહેવાય, ડહાપણવાળી બુદ્ધિ કહેવાય. ખોટને ઓળખે, પછી ફરી ખોટ ના ખાય ને ! તે ખરો બુદ્ધિશાળી કોઈથીય રિસાઈ નહીં.

રિસાય એટલે ખોટ જાય. તમે એક દહાડો રિસાઈને રાત્રે ધમપછાડા કરીને ના ખાવ તો પછી બધા શું કરે ? બધા જાગતા રહે ? વખત થાય એટલે બધાય ઊંઘી જાય. એટલે ખોટ તમને જાય. આ રિસાવું તો તને આ જે આનંદ આવતો હોય તેય જતો રહે.

શું રિસામણા ને મનામણા પાછા ? અને મનાવેય કોણ બળ્યું ? આ તો જમવાનું થાય એટલે કહે, 'કાકા, ચાલો જમવા, જમવા હેંડોને ! ત્યાં આગળ જમવાનું તૈયાર થઈ ગયું છે, બધા બેસી રહ્યા છે.' ત્યારે પેલા કહે, 'ના, અત્યારે જમવા નથી આવવાનો, જાવ.' તે પેલા લોકો એક-બે વખત વિનંતી કરે, પછી ? પછી ટેબલ પર જમવાનું તો ચાલુ થઈ જ જાય ને !

જગત તો ચાલ્યા જ કરવાનું. જગત કંઈ ઊભું રહે થોડીવાર ? તમે રિસાવ તો ગાડી કંઈ રિસાયેલાને મનાવવા આવે ? વાત સમજવાની જરૂર છે. સાહેબ, જાનવાળા ઊભા રહે ?

**પ્રશ્નકર્તા :** ના, કોઈ ના ઊભા રહે.

**દાદાશ્રી :** જાનવાળા છોકરો પૈણાવવા જતા હોય, તમે રિસાયા હોય, તે તમારા હારુ બેસી રહે બે દહાડા ? ના રહે. એવું આ જગત !

## સરવૈયે વેપાર છે ખોટનો

એટલે એક-બે ફેરા નાનપણમાં રિસાઈ જોયેલું, પણ એમાં ખોટ ગયેલી. એટલે ત્યારથી મેં રિસાવાનું છોડી દીધેલું.

મેં સરવૈયું કાઢી જોયું કે રિસાવામાં તદ્દન ખોટ છે, એ વેપાર જ તદ્દન ખોટનો છે. એટલે પછી ક્યારેય પણ રિસાવું નહીં, એવું નક્કી જ કરેલું. કોઈ આપણને ગમે તે કરે તોય રિસાવું નહીં. કારણ કે એ બહુ ખોટવાળી વસ્તુ છે. બહુ મોટું નુકસાન છે આ તો.

હવે છે તે તમે ગાળો દો તોય હું તમને વિનયથી બોલાવું. તમે ગાળો દો અને હું વિનયથી બોલાવું, આપણા બેનો ધર્મ આવો હોય. કારણ હું જાણું કે તમારામાં નબળાઈ હોય જ અને જો મારામાં નબળાઈ હોય તો પછી જ્ઞાની શેનો ? ગાળો સામે હું ગાળો દઉ અગર રિસાઉ તો જ્ઞાની શેનો ? રિસાવાય નહીં, એક્સેપ્ટ કરવું જોઈએ.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૦.૫]
# જાણ્યું જગત પોલંપોલ

### જોઈ પોકની બનાવટ

**પ્રશ્નકર્તા :** આપ જગતને ઑબ્ઝર્વ (નિરીક્ષણ) બહુ કરતા, તે શું ઑબ્ઝર્વ કરતા ?

**દાદાશ્રી :** હું નાનો હતો દસ-બાર વર્ષનો, ત્યારે અમારા કુટુંબમાં એક ભઈ મરી ગયેલા. તે મારા કાકાના દીકરા ને એ બધા આગળ ઓઢીને બેઠેલા અને પોક મેલી એ લોકોએ તો. બધા એમના ભઈઓએ પોક મેલી. તે પોક મેલી કેવી રીતે ? માથે આટલે સુધી ઓઢાડેલું. ખેંચે અહીં (મોઢા) સુધી એટલે મોઢું દેખાય નહીં, આંખ દેખાય નહીં. મહીં શું કરી રહ્યા છે, એ પોક મેલી રહ્યા છે કે રેડિયો વગાડી રહ્યા છે, આપણને ખબર પડે નહીં. એટલે આમ એક ભાઈએ પોક મેલી અને 'ઓ મારા ભાઈ રે' કરીને એવી બૂમ પાડી, તે કોણ જાણે શું ઈલેક્ટ્રિસિટી, તે મારી આંખમાંથી પાણી નીકળવા માંડ્યું. એમ ને એમ આગળ લૂગડું ખેંચ્યા સિવાય. એવો અવાજ આવ્યો, તે એવો વિષાદરસ ઉત્પન્ન થાય એવું બોલ્યો. તે મારી આંખમાંથી પાણી આવી ગયા. એટલે પછી મને થયું કે અત્યારે હું આટલું રડ્યો તો આ કેટલું રડ્યા હશે ?

પછી પેલા જે ભાઈએ પોક મેલી હતી ને, તે એણે મોઢું ઉઘાડ્યું તો કશુંય ના મળે, બળ્યું ! મેં કહ્યું, 'આ કેટલો દગો દે છે !' દગો પકડ્યો !

મેં એક ઘૈડા કાકા હતા તેને પૂછ્યું, 'તમને રડવું ના આવ્યું ?' ત્યારે કહે, 'એ તો પોક મેલવી પડે ! લોકોને શી રીતે ખબર પડે કે આમને ત્યાં મરી ગયા એવું ? એટલે પોક મેલવાની !' તે આમ પોકેય મેલે એવા છે ! બધી જાતના લોકો ! એમના અવાજ ઉપરથી આપણને લાગે કે બહુ જ રડે છે આ ! અને આગળ પેલું લૂગડું ખેંચેલું ને, એટલે બહુ પાકા લોકો ! તે અવાજ સરસ કાઢે એમ, બનાવટ કરે એવી.

## ભોળા દિલના તે પહેલાં માન્યું સાચું

પહેલાં તો બહુ કાણ-મોકાણ ને માર-તોફાન કર્યા કરતા'તા. તે દહાડે કૂટવાના બહુ રિવાજો હતા. જો કોઈ મરી ગયું હોય ને, તે પચ્ચીસ-પચ્ચીસ બૈરાં આવીને છાતીઓ કૂટ કૂટ કરે. તે ઊંચા થઈ થઈને બૈરાંઓ કૂદે. તે એ ધબાક, ધબાક, ધબાક, ધબાક, ધબાક. એમના અવાજ ઉપરથી આપણને લાગે કે આ સ્ત્રીઓ પોતાની છાતી તોડી નાખશે. આપણે તો ભોળા દિલના માણસ, મને એમ લાગ્યું કે આ બઈઓ મરી જશે બિચારી આમ કરીને. એટલે મને તો બહુ દુઃખ થવા માંડ્યું. મેં કહ્યું, 'આટલું બધું દુઃખ ! આ લોકોને કેટલું બધું દુઃખ પડતું હશે !' આમ છાતી ઢાંકીને પછી તે કૂટે, આમ આમ આમ અવાજ કરે. મને થયું કે આ તો પછી છાતી તૂટી જાય ! અને તે અવાજ મોટો મોટો અવાજ સંભળાય ને ! આ કઈ જાતના આપણા વિચારો ને આ કઈ જાતનું ? એટલે પછી હું તો તપાસ કરવા ગયો. મેં તો પછી મહીં કોઈ એક-બે જણ સારા હોય ને, તેને કહ્યું, 'આ શું કરવા આમ કરો છો ? આ લોકો આમાં કોઈ પાછા આવવાના છે ?' નાનો હતો તોય મનમાં એવું થાય. તે એ બધાને થાય ને ? એના ધણી મરી ગયા હોય તો ના થાય ?

## લૌકિક વ્યવહારમાં શોધી કાઢી નાટકીય બનાવટ

હું નાનો ને, તે મને મહીં બહુ લાગણી થાય. હું તો જેવું દેખું એવું સાચું માનું. કારણ કે મને બુદ્ધિની કંઈ લાંબી પડી નહોતી. મને હાર્ટની બહુ પડેલી, એટલે હાર્ટિલી સ્વભાવ. તે આવું દેખું તો મહીં કંઈનું

કંઈ થઈ જાય ! એટલે બધા કૂટી આવ્યા પછી મેં તો જઈને ધીમે રહીને એક ગોરાણીને પૂછ્યું, 'તમે આ છાતી શું કરવા તોડી નાખો છો ? આ તમારી છાતી, તે આમાં રોગ થાય બધા આ તો ! દુઃખ થાય આ તો !' ત્યારે ગોરાણી કહે, 'તને સમજણ ના પડે.' મેં કહ્યું, 'શું છે ? છાતીમાં નથી ઠોકતા ?' ત્યારે કહે, 'જેના મરી ગયા હોય ને, તે એકલી કૂટે. બીજા બધા તો આમ હાથ અથાડે આમ. અંદર ના અડે એને, છાતીમાં ના અડે. એટલે અવાજ મોટો કરે.' પછી મેં કહ્યું, 'આ તમને બધાને શી રીતે રડવું આવે છે ? તે કોનો છોકરો ? કોણ મરી ગયું ને તમને રડવું શેનું આવે છે ?' ત્યારે કહે, 'એ તો સહુ સહુના ઘરનું સંભારીને રડે.' એને ઘેર બાબો મરી ગયો તે સંભારીને રડે, પેલાને ધણી મરી ગયો હોય તે સંભારીને રડે, આમને કોઈ રડતા નથી, ત્યારે મને ફોડ પડ્યો. મેં કહ્યું, 'ઓહોહો ! ત્યારે તો આ લોકો પાકા છે ! હજુ હું કાચો છું.' આ બધું નાટક જ જુદી જાતનું છે હવે. એટલે આમાંથી હું ખસી ગયો પછી. આ બધું પોલ છે. એટલે સાચા દિલથી રડે બિચારા. કારણ કે સામાને રડતો દેખીએ તો આપણને રડવું આવે જ સ્વાભાવિક રીતે. આ તો બધું પોલું જગત છે ! આ તો બધી કળા છે ! પછી મેં કહ્યું, 'આ સાચું નહીં ?' ત્યારે કહે, 'ના, આને લૌકિક કહેવાય, લૌકિક.' મેં જાણ્યું, તો હવે તમારી વેપારી પેઢી કહેવાય. કઈ જાતની કંપની આ ?

## ઈન્ડિયન પઝલ, ન પહોંચી વળે ફોરેનવાળા

નાનો હતો પણ જિજ્ઞાસા બહુ જાણવાની, તે એવા દગા ખોળી-ખોળીને શોધખોળ કરી ત્યાર પછી. ત્યાં આગળ જઈને જોઈ આવ્યો'તો આમ કરતા'તા એ ! તે હું જાણું કે આ પોલું સાંબેલું વાગ્યું ! આ સાંબેલું નક્કર નહીં, પોલું સાંબેલું. કાંઈ ખાંડવામાં કામ લાગે પોલું સાંબેલું ? એવી વાત થઈ છે આ ! હું તો બધે જોઈ આવેલો છું. પોલું વાગ્યુંને... મૂળ હાથનો જ અવાજ અને પોલું લાગે એટલે કહી દીધું પછી. ત્યારે પોલું તો પોસાતું હશે મૂઆ ? ત્યારે મને કહે છે, 'તમે જાણતા નહોતા પોલું હોય છે એવું ?' બહુ પાકા લોકો, તે આટલે સુધી લૂગડું ખેંચેલું ને અવાજ સરસ કાઢે એમ, એવી બનાવટ કરે ! પણ તે ધીમે ધીમે જોઈને

શીખી ગયો. ત્યારથી સમજી ગયેલો કે આ જગતમાં વિચારીને ઊતરવા જેવું છે. આ પગથિયા ઊતરવા જેવા નથી, આ જોખમકારક છે. આ જોખમવાળું જગત છે ને ?

કાચી માયા નથી, ઈન્ડિયન છે આ તો ! ફોરેનવાળા તો આ પઝલમાં જ મૂકાઈ જાય કે આ ઈન્ડિયન પઝલ કઈ જાતનું ? કૂટે છાતી, પણ છાતીને વાગે નહીં. અમારા દેશનું પઝલ તો જુઓ ! આ ઈન્ડિયન પઝલને બીજા કોઈ સૉલ્વ ના કરી શકે ! ત્યાંના પઝલ આપણે સૉલ્વ કરી શકીએ, આપણું પઝલ એ સૉલ્વ ના કરી શકે.

## લૌકિક રીતે સાચું પણ થઈ ગયો દુરુપયોગ

**પ્રશ્નકર્તા :** દાદા, શા માટે આવી બનાવટ આપણે કરતા હોઈશું ?

**દાદાશ્રી :** હવે માણસ મરી જાય ત્યારે શા હારુ રડે છે ? ત્યારે કહે, 'એના તરફનો મોહ હતો તે ઓગળી ગયો.' હવે તો એવું કહે છે, 'અલ્યા, રડવા દ્યો, રડવા દ્યો... મૂઆ ! રડવા દે એમ. ડચૂરો ભરાશે એમને.' એટલે આપણા લોક પછી ભેગા થઈને રડાવડાવે. હવે એનો થઈ ગયો દુરુપયોગ ! પછી હવે રડાય રડાય જ કરે છે ! એને થોડોક જ વખત રડાવી દેવાનું. તેને પછી આ લોકો કાણ ને મોકાણ બધું ચાલ્યું પછી ! હવે શું થાય તે ? છાતીઓ કૂટવાની. પણ આ શાના હારુ છાતીઓ કૂટો છો મૂઆ ?

આ લૌકિક છે. એનું નામેય આપણે કોઈને પૂછીએ કે 'શું કરવા જવાનું છે ?' ત્યારે કહે, 'લૌકિક કરવા જવાનું છે.' લૌકિક એટલે બનાવટ. પેલો સાચું રડતો હોય ને આપણે તો જૂઠું પણ રડવું પડે ને ? રડવું ના પડે ? અહીં લોકો આવે ત્યારે મહીં સાચું રડે, મહીં જૂઠુંય રડે, પણ બધા બેસતા હતા ને ત્યારે લૌકિક કહેવાય. છતાં લૌકિક રીતે એ સાચુંય છે, કરેક્ટ બાય રિલેટિવ વ્યૂ પોઈન્ટ અને અલૌકિક એટલે રિયલ સાચું.

## પોલ બહાર નથી પડતી, તેથી લૌકિક ચાલ્યા કરે

અલૌકિક તો વાત જ જુદી હોય ને ! અને લૌકિકમાં તો આગળ

લૂગડું ખેંચી અને પછી પાનનું દાબડ્યું (ડૂચો દાબી રાખેલો) મહીં ઘાલેલું હોય તે ચાવ્યા કરે. પોલ બહાર પડી જાય તો લોક સમજી જાય બધા. લોકોને તો આ પોલ માલમ નથી પડતી ને, એટલે આ જગત ચાલ્યા જ કરવાનું.

**પ્રશ્નકર્તા :** સમજે તો બધાય છે કે આવું નાટક કરું છું.

**દાદાશ્રી :** ના, બધા સમજે નહીં એ તો.

**પ્રશ્નકર્તા :** કરનારો સમજે નહીં કે પોતે ગુનો કરે છે તે ?

**દાદાશ્રી :** ના, સમજે તો તો પોતાને ઘેર આવે ને તોય 'આમ આમ' કરે, પણ પોતાને ઘેર છાતી તોડી નાખે છે મૂઓ. માટે સમજતા નથી. લૌકિક એટલે લૌકિક. ફક્ત લૌકિક ક્યારે નથી કરતા ? જ્યારે પોતાનો દેહ છૂટે ત્યારે લૌકિક નથી કરતા. પોતાનો દેહ છોડે ત્યારે રડવાનું નહીં, કરવાનું નહીં, કશુંયે નહીં. તે ઘડીએ કરતા હશે ? પારકો છૂટે ત્યારે કરે છે અને પોતાને દેહ હોય તો કશુંય નહીં. પોતાના દેહ વખતે કોઈ રડે છે ?

**પ્રશ્નકર્તા :** રડવાનું રહ્યું નહીં એને.

**દાદાશ્રી :** અરે, રડનારો જ જતો રહ્યો ને, કોણ રડનાર રહ્યું હવે ?

## આખી દુનિયા લૌકિક, માટે અલૌકિક તરફ જાવ

**પ્રશ્નકર્તા :** દાદા, પણ મેં એવું જોયું છે કે જેને સગું નિકટનું હોય, એ છાતીને અડાડે છે અને એનું તો લોહી બધું કાળું કાળું થઈ જાય છે.

**દાદાશ્રી :** એ છે તે તદ્દન નિકટતા, પણ બીજા બધાય તો પાછા રડે છે, સાચું રડે છે, પણ તે એમના સગાંને સંભારીને રડે છે. એ પાછું સંભારીને રડે છે, તે અજાયબી છે ને ! ભૂતકાળને આ લોકો વર્તમાનકાળમાં લાવે છે ! ઈન્ડિયનો ધન્ય છે તમને ! ભૂતકાળને વર્તમાનકાળમાં લાવે છે ને, એ પ્રયોગ દેખાડે છે આપણને !

અરે, બધું આપણે જાણીએ નહીં અને પછી જ્યારે આપણે સમજતા

થઈએ છીએ, ત્યારે આપણને શબ્દ રૂપે માલમ પડે છે કે આ તો લૌકિક છે. લૌકિક એટલે શું ? ઉપરચોટિયું. કેવું ? સુપરફ્લુઅસ. આ તો સમાજની અંદર જ સડી ગયું છે. શું થયું છે ? સમાજનું બંધારણ રહ્યું નથી અને સમાજમાં સડો, બે બાજુનું કેમ પોસાય ? કાં તો બંધારણ હોવું જોઈએ, નહીં તો જો સડો હોય તો ફેંકી દો ને એ સમાજને, આ સમાજ ના જોઈએ. જે મકાન જીર્ણ થઈ ગયા, એને પાડી નાખો ને અહીંથી.

આ દુનિયા જ આખી લૌકિક છે, આપણે અલૌકિક તરફ હેંડો. આમાં ફસાઈશું, તો માર્યા ગયા જાણો. અને અનંત અવતારની આ ભાંજગડો ! તે નાનપણથી જ મને આ અવળું લાગતું.

## મરી ગયો તેનું નહીં પણ પોતાના સ્વાર્થનું રડે

અરે ! કેટલીક વાર તો, જેનો ધણી મરી ગયો તે બૈરી શું કરવા રડે છે ? ત્યારે કહે, એ એના મનમાં એમ રડે છે કે આ મૂઓ મને પૈણ્યો અને પછી કંઈ મૂકી ગયો નહીં ને હવે મારે એકલીને રખડી મરવાનું થયું. એ એના દુઃખને રડે છે, પેલો મરી ગયો તેને રડતી નથી. પોતપોતાના દુઃખોથી રડે છે, મરી જાય એને રડતા નથી.

બધે સ્વાર્થની સગાઈ છે આ બધી. આ માણસ મરી ગયા પછી સ્વાર્થનું રડે છે. અને કોઈ કહે, 'હું પ્રેમથી રડું છું,' તો એનો પ્રેમનો સ્વાર્થ છે. પ્રેમ એનું નામ કહેવાય કે જીવે-મરે તોય પ્રેમ રહી શકે છે. એટલે આ બધું સ્વાર્થનું રડે છે. તે એ ગયા પછી રડે. નહીં તો જો ખરું રડવું આવતું હોય ને, તો પહેલેથી રડવું આવે કે હવે શું થશે મારું ?

## છેતરાઈને જગતની પોલ પકડતો ગયો

હું છેતરાયેલો પહેલાં, ભોળો-ભલો માણસ ! છેતરાયેલો પછી માર ખઈ સમજી ગયેલો. તે છેતરાઈ-છેતરાઈને જગતની પોલ પકડતો ગયો. અને પોલ તેને 'પોલ' કહ્યું, નથી પોલ તેને 'પોલ નથી' કહ્યું. આ બધું નાટક જ છે ખાલી. મહીં પોલંપોલ નથી ?

આ જગતની બધી પોલ હું જોઈ આવેલો, કારણ કે હું સાચો

પુરુષ હતો. મને આવું લૌકિક ના ફાવે. આવું લૌકિક તે ફાવતું હશે ? રડવું એટલે રડવાનું જ આવે. પણ પછી મેં જોયું કે આ પોલું જગત છે. આ કંઈ સાચો વેપાર છે ? તમને કેવો લાગે છે ? ત્યારે આ ખોટોય નથી. આ તો લૌકિક છે. આપણે એવું લૌકિક કરવાનું. લૌકિક એટલે જેવો વ્યવહાર આપણી જોડે લોકો કરે, એવો આપણેય કરવાનો. તમને એ લૌકિક ગમે ?

એને લૌકિક કહે છે ને ? એમાં કોઈ કાચા હોય તો માર્યો જ જાય, પણ લૌકિકમાં તો એને બીજે દહાડે કોઈક ગુરુ શિખવાડનાર મળી આવે કે 'આવી રીતે થતું હશે ? જો આવી રીતે કરાય.' એટલે પેલો ફરી એવી ભૂલ ના કરે. એટલે આમ છાતીએ મારે ખરા, આપણને એવું દેખાય, પણ વાગે નહીં એને ! લૌકિક એટલે વ્યવહાર. સબ રોતા હૈ તો આપણે પણ રોવાનું, પણ રડ્યા વગર રોવાનું, રડવાનું નહીં. આ લૌકિકમાં બધી સમજ પડે છે, પણ આમાં સમજ પડતી નથી. આમાં સાચેસાચું રડે છે !

**પ્રશ્નકર્તા :** દાદા, એ દસમાં વર્ષની વાત પછી તમે એંસી વર્ષ સુધીમાં કેટલી વખત રડ્યા ?

**દાદાશ્રી :** રડાય તો ખરું, અમુક સ્ટેજે પાછું રડાય અને પછી બંધ થતું ગયું. એ તો બા મરી ગયા ત્યારે રડ્યો તો આવી રીતે, કારણ કે એ જો ન રડું ને, તો મહીં ડૂમો ભરાય ને દુઃખી થવાય. એટલે જાણીને રડેલો. મહીં જે મારાપણાના પરમાણુ ભરાઈ રહ્યા છે, તે મારાપણું આજે લેફ્ટ થઈ (છૂટી) જાય છે. એટલે એનું પાણી થઈ જાય છે ને એ પાણી મહીંથી બહાર નીકળી જાય છે. નહીં તો છાતીએ ડચૂરો ભરાય, કે 'મારું મારું. મારી બા, મારી બા.'

## જાય જમાઈની કાણમાં પણ ન છોડે સ્વાદ

**પ્રશ્નકર્તા :** આવી જગતની પોલ જોયેલી હોય તેવા બીજા અનુભવ કહો ને, દાદા.

**દાદાશ્રી :** હું બાવીસ-ત્રેવીસ વર્ષનો હતો ત્યારે અહીં વડોદરા

પાસે છે તે વિશ્વામિત્રીનું સ્ટેશન, નાનું ફલેગ સ્ટેશન આ નાની ગાડીનું ત્યાં ગયેલો હતો, ઓળખાણવાળા આવવાના હતા એટલે. હું સ્ટેશન પર એમને મળવા ગયો'તો. તે પછી સ્ટેશન પર બેઠા બેઠા વખત થયો ને સાડા અગિયાર-બાર થયા હતા, તે જેના જમાઈ ઓફ થઈ ગયા'તા ને, તે ભાઈ ભાદરણ જવાના હતા. મારા મનમાં એમ કે એમના જમાઈ મરી ગયા છે એટલે બહુ દુઃખ થતું હશે, તે આપણે એમને મળવું નથી. એમને મળીએ તો એમને દુઃખ થાય, એટલે આપણે નથી મળવું. હું મારા મનમાં આવું ગભરાતો હતો અને પછી તો એ જ ભેગા થયા. તે આમ ફાળિયું બાંધીને બેઠેલા, પેલું જમાઈ ઓફ થઈ ગયેલા એટલે. નહીં તો પાઘડી ઘાલે, તે હું મળ્યો ત્યારે એ એક હાથમાં ઢેબરું અને એક હાથમાં અથાણું જરા ને પેલું મરચું ખાતા'તા. 'મૂઓ, આ ડોસો જમાઈ મરી ગયા છે ને મરચું તો છોડતો નથી. એ નિરાંતે ચાવે છે ઢેબરું !' 'પૂજાલાલની કાણમાં જાઉ છું' કહે છે. પૂજાલાલ એમના જમાઈ થાય અને આ સસરા શું બોલે છે ? એક હાથમાં ઢેબરું અને એની માથે આમ અથાણું ખાતા જાય છે ને મને કહે છે કે 'પૂજાલાલની કાણમાં જાઉ છું.' એટલે મને અજાયબી લાગી. મેં ફોટો જોયો. મને કહે છે, 'પૂજાલાલ મરી ગયા.' મેં કહ્યું, 'આવી મશ્કરી કરી ! ઢેબરું ને અથાણું હાથમાં !'

**પ્રશ્નકર્તા :** દાદા, તમે જે કહો છો ને, ત્યારે આમ પિક્ચર જોતા હોય એવું લાગે !

**દાદાશ્રી :** પિક્ચર ઊભું થાય તેની બહુ મજા આવે, બધાને ના થાય. પણ એ આમ આમ અથાણું ખેંચે અને ઢેબરું ખાતા જાય ને ચાવતા જાય પાછા. એટલે હું નાનો હતો તોય મને એમ થયું કે બળ્યું, આ એમના સસરા થઈને આ શું બોલી રહ્યા છે ! ઉપરથી પાછા અથાણું આમ આમ કરીને ચાવે છે ! 'મૂઆ, છોડને અથાણું, આજનો દહાડો પાંસરો મર ને !' પણ ના મરે આ લોકો તો ! કાણમાં જાવ છો તો અથાણું શા હારુ ખાવ છો હવે ? બે ઢેબરા ખાઈને પાણી પી લો ને ! તો કહે, 'ના, અથાણું ખાવું પડે. બે ઢેબરા ખાઈને પાણી પીવે તો ના

ચાલે.' મેં કહ્યું, 'બળી, તમારી કાણ આવી ને આવી !' ખરી મશ્કરી કરી છે, નહીં ?

**પ્રશ્નકર્તા :** મીઠી મશ્કરી છે કે ક્રુઅલ (નિર્દય) મશ્કરી છે ?

**દાદાશ્રી :** એટલે મેં 'પઝલ' કહ્યું, પઝલ ! મશ્કરી સમજાય તો તો લોકોને કંટાળો જ આવે ને, મારી મશ્કરી કરી ? વ્યવહારમાં બધું ખાય-પીવે અને ઉપરથી ડોળ દેખાડે. અને ડોળને લઈને પછી આ ભ્રાંતિ જતી નથી. ડોળ ના જોઈએ, ચોખ્ખું જોઈએ.

પછી મેં અમારા બાને વાત કરી. તેય કહે છે કે 'ખાય તો ખરા ને, બિચારા ક્યાં જાય તે ?' મારા મનમાં કે દિલના સાચા હશે લોક. હવે એવું હોય ત્યારે ઢેબરા કે જે આવ્યું રોટલા-બોટલા, તે ખાઈને ચાલે ને એમને ? હું તો સમજી ગયો કે આ બધું જગત પોલું છે. મેલો ને છાલ આ તો ! આ તો આપણી જ ભૂલ થાય છે. માટે આવાથી ચેતીને ચાલો.

## એના બનેવીની ચિંતામાં હું જાગું ને એ નસકોરા બોલાવે

બીજા એક જણ મારા ઓળખાણવાળા હતા, તેમને ત્યાં બહારગામ ઊતર્યો હતો. તે મને કહે કે ''મારા બનેવીની તબિયત હમણાં બહુ બગડી ગયેલી છે, સીરિઅસ છે. એટલે મને તો આખો દહાડો ચેન પડતું નથી. પરમ દહાડે જ ત્યાંથી ખબર જોઈને પાછો આવ્યો. નાની ઉંમરના, 'બહુ સીક (માંદા) છે' એમને ત્યાંથી એવો તાર આવ્યો છે.'' ત્યારે મને એમ સમજાયું કે આની બહેનની ઉંમર પાંત્રીસ-છત્રીસ વર્ષની, ધણી આડત્રીસ વર્ષનો તો આને કેટલું દુઃખ થતું હશે ? તે આમ ચિંતા કર્યા કરતો હતો. તેમની આ વાત સાંભળીને મનેય ચિંતા થવા માંડી, અને તે વખતે મને 'જ્ઞાન' થયેલું નહીં. એટલે મેંય સૂરમાં સૂર પૂરાવ્યો કે 'ભાઈ, હા, ઘણું ખોટું થાય છે આ બધું. હવે તમારે જોવા જવું પડે ત્યાં આગળ.'

તાર આવેલો તે એવી વાતચીત ચાલે છે, ત્યારે અગિયાર વાગે આમ આડા થઈને વાતો કરીએ અમે પલંગમાં, એય પલંગમાં ને હુંય

પલંગમાં. પછી મને તો અંદર ઈમોશનલ થવા માંડ્યું એટલે ઊંઘ જ ના આવે પછી. આવી વાત કરે એટલે પછી આપણા મનમાં થાય ને, બળ્યું, તે હુંયે જાગ્યો. તે હુંયે જરા વિચારમાં, સાડા અગિયાર થઈ ગયા ને એ તો નસકોરા બોલાવા મંડ્યો ! આમ બનેવીની ચિંતા કરતો ને અત્યારે ઘસઘસાટ ઊંઘે છે ! એવું આ જગત છે ! ત્યારે મને થયું કે 'આ માણસ કઈ જાતનો છે !' હે ભગવાન ! આ દુનિયા આવી હોય ? એના બનેવીની ચિંતાથી મને આખી રાત ઊંઘ ના આવી ! દેખ દુનિયા ! એના બનેવી હારુ હું જાગું છું, હું ઉપાધિ કરું છું અને એ નસકોરા બોલાવે છે ! આનું નામ જગત. નાક (નસકોરા) ના બોલાવનારોય મૂર્ખો કહેવાય, નાક બોલાવનારોય મૂર્ખો કહેવાય.

**પ્રશ્નકર્તા :** હં, બેય છે.

## દુનિયાનું નિરીક્ષણ કરી છેવટે તારણ કાઢ્યું અમે

**દાદાશ્રી :** ઊંઘવું તો પડે જ ને ? બનેવી માંદા હોય કે ગમે તે હોય, તે ઊંઘવું જ પડે ને ? પેલી જાગૃતિ મને સતાવે, જેને જાગૃતિ ઓછી હોય તે ઊંઘી જાય. પછી મેં મારી જાતને કહ્યું, 'હું ક્યાં આ ડફોળ બન્યો !' જેનો બનેવી માંદો હતો તે ઊંઘી ગયો ને મેં એની વાત સાંભળી તો મને અસર થઈ ગઈ ! આ તો આપણે જ ડફોળ છીએ ! ત્યારથી હું આ રીતે દુનિયા ઓળખતો આવેલો. બીજું કશું નહીં, એનો દોષ નહીં કાઢું. નોંધ લેતો કે દુનિયા શું છે !

**પ્રશ્નકર્તા :** દાદા, પેલા સાયન્ટિસ્ટના ઑબ્ઝર્વેશન હોય ને, તે તમારા ઑબ્ઝર્વેશન બધા વિચાર કરેલા છે. બધા ઑબ્ઝર્વેશન કરે ને બધાને નોંધે, તે સાયન્સનો નિયમ છે. તે તમે વધારેમાં વધારે નોંધો કરીને વધારેમાં વધારે તારણ કાઢ્યું એ પ્રત્યક્ષ દેખાય છે !

**દાદાશ્રી :** તે આ બધી નોંધ કરી. પાછો હિસાબેય અમે કાઢેલો હોય, કે ન્યાય કરાવવા જઈએ તો શું થાય ? ત્યારે કહે, 'અલ્યા, પણ તે ઊંઘી ના જાય ત્યારે શું કરે ? એ તમે ભૂલ કરી.' એ સાળો એનો ઊંઘી જ જાય ને વખત થાય ત્યારે આપણે સૂઈ જઈએ. ઊલટું મારી ભૂલ કાઢે,

લોકેય. આ દુનિયા ! જોઈ લો ને ! બધી રીતે આ દુનિયાને અમે જોયેલી છે ! અને બહુ ઊંચા ઊંચા પુરુષેય જોયેલા. બેઉ જોયેલું મેં, નથી જોયું એવું નહીં. પછી સમજી ગયો કે આ જગત પોલંપોલ છે.

## તકલાદી ઉપર ચીડ પહેલેથી

મને તો નાનપણથી દરેક ચીજ ઉપર ચીડ. શેની ઉપર ? ત્યારે કહે, તકલાદી ઉપર.

**પ્રશ્નકર્તા :** તકલાદી વસ્તુ ઉપર ચીડ.

**દાદાશ્રી :** તકલાદી ઉપર ચીડ. હવે તકલાદી કઈ ચીજ નથી ? તકલાદી જ છે ને આ બધું. આ ડિગ્રીઓ છે તે માથામાં નથી લાગેલી, તે તકલાદી જ છે ને ?

## જગતને જાણ્યું પાપનું સંગ્રહસ્થાન

**પ્રશ્નકર્તા :** દાદા, એવું જગત માટે બીજું શું તારણ કાઢ્યું હતું ?

**દાદાશ્રી :** મને બાર-તેર વરસની ઉંમરે થયેલું કે આ જગત તો પાપનું જ સંગ્રહસ્થાન છે. જ્યાં પગ મૂકો ત્યાં પાપનું સંગ્રહસ્થાન છે. તે મેં નાનપણમાં નક્કી કરેલું કે આ પાપના સંગ્રહસ્થાનમાં ફરવું એના કરતા બપોરે બે કલાક સૂઈ જવું, તે ધર્મનું પુસ્તક વાંચી-કરીને પાછો સૂઈ જાઉ.

## ક્ષણે ક્ષણે દેખાય વિકરાળ, તેથી ન થાય મોહ

**પ્રશ્નકર્તા :** દાદા, આપના દાખલા બહુ સચોટ હોય છે, તો એ દાખલા ક્યાંથી આવે છે ?

**દાદાશ્રી :** અમને નાનપણથી જ મોહ નહીં પણ જાણવાની બહુ ઈચ્છા, એટલે અમને દાખલા (રૂપક) મળી આવતા.

**પ્રશ્નકર્તા :** તમને નાનપણથી મોહ કેમ થતો નહોતો ?

**દાદાશ્રી :** અમને આ સ્વરૂપ નાની ઉંમરમાં દેખાતું'તું, વિકરાળ.

ક્ષણે ક્ષણે ભયવાળું, ક્ષણે ક્ષણે દુઃખવાળું, ક્ષણે ક્ષણે ઉપાધિવાળું દેખાતું'તું. એટલે મૂર્છા જ ના થાય ને કોઈ જગ્યાએ. કોઈ જગ્યાએ ટેસ્ટ જ ના આવે.

અને બીજું મને સમજાઈ ગયેલું કે આ કુદરતી ચીજો બધી જ લોન ઉપર છે, તે જ્યારે-ત્યારે રીપે (ચૂકતે) કરવી પડશે જ. અને જગતની ચીજો તે મફતમાં નથી મળતી, તે તો પેઈડ કરેલી છે તે જ મળે છે. માટે એક પાઈ પણ બગાડવી ના જોઈએ, નહીં તો રીપે કરવી પડશે. મને બાવીસમા વરસે મહીં અંદરથી જવાબ મળેલો કે 'તારે જે લેવું હોય તે લેજે, એ રીપે કરવું પડશે.'

❖ ❖ ❖ ❖ ❖

## [૧૦.૬]
# વિધ વિધ ભય સામે...

### મરણનો ભય, તો થતું કે આ ન ખપે આપણને

**પ્રશ્નકર્તા :** દાદાજી, નાનપણમાં તમને બીક લાગતી'તી ?

**દાદાશ્રી :** નાનપણમાં બધા બીવે, હુંય બીતો'તો.

હું તો નાનો હતો ત્યારે મને મરણનો ભય લાગતો હતો. જન્મે તે મરવાના જ છે. મને કમકમાટી થતી હતી અને નાનપણથી જ થતું હતું કે આ બધું આપણને ન ખપે.

**પ્રશ્નકર્તા :** કોઈનું મરણ જોયેલું ?

**દાદાશ્રી :** મેં નાની ઉંમરમાં મરણ જોયેલું. એક વખત લગ્નમાં છે તે પેલા બંદૂકના ભડાકા કરનારો માણસ, તેની બંદૂકમાં કંઈક ભૂલ થઈ ગઈ અને મરી ગયો. તે ત્યાં આગળ લોહી પાર વગરનું ! તે અમે તો નાની ઉંમરના દસ-બાર વર્ષના, તે ભડકી ગયા. તે અત્યાર સુધી ભડકાટ હતો, જ્ઞાન થયા પહેલાં. કારણ જોયેલું જ નહીં ને આવું બધું !

### નાનપણમાં લાગતો હતો સાપ-વીંછીનો ડર

**પ્રશ્નકર્તા :** બીજી શેની બીક લાગે, દાદા ?

**દાદાશ્રી :** સાપની બીક લાગે ને ભૂતની બીક લાગે. લોકોને વહેમ બધા જાતજાતનાને !

જમીન ઉપર તે દહાડે સાપ બહુ, વીંછીય પુષ્કળ, બાર મહિનામાં છસ્સો સાપ તો દેખાય માણસને. ચોર-બહારવટિયાની પણ બીક લાગતી.

**પ્રશ્નકર્તા :** ઓહો !

**દાદાશ્રી :** અને અત્યારે આને બાર મહિનામાં કેટલા સાપ દેખાતા હશે ?

**પ્રશ્નકર્તા :** મેં તો હમણાં જોયો જ નથી, પહેલાં જોયા હશે પણ બહુ નહીં. પણ દાદા, એનું કારણ એ કે તમારે જંગલોમાં ઘણું રહેવાનું થતું'તું. પેલા રત્નાગિરી બાજુ જંગલમાં લાકડાં લેવા જવાનું એટલે પછી ત્યાં સાપ દેખાય જ ને, એનો વાસો જ ત્યાંને !

**દાદાશ્રી :** અમારે ઘેરેય બહુ જોયેલા. અમે જંગલમાં જોયા તેના કરતા ઘેર વધારે જોયેલા. તે દહાડે ઘર આંગણે બહુ સાપ રહેતા'તા ગામોમાં. કારણ કે લોકોના આમેય બે-ચાર ઘર પડી ગયા હોય, કોઈ વાડા હોય, મહીં ભરાઈ રહે. તે બધા લાકડાં મૂકી રાખે, કરાંઠો મૂકી રાખે. એય મોટા-મોટા નાગ ! પાછા ખેતરમાંય ફરવા જઈએ ને મહીં, કેરીઓ ખાવા જઈએ, ફલાણે જઈએ, તે સાપ દેખાય બહાર.

**પ્રશ્નકર્તા :** ચોમાસામાં બહુ નીકળે. કારણ કે જમીન બધી બોદાઈ ગઈ હોય એટલે બહાર નીકળી જાય.

**દાદાશ્રી :** હા, એટલે નીકળે. અને શહેરોમાં વીંછી તો રોજ બે-ત્રણ દેખાય. ઉપરથી પડે હઉ, આપણે સૂઈ ગયા હોય તો આંખ પર પડે.

**પ્રશ્નકર્તા :** હવે એવું નથી, હવે તો માણસોની વસ્તી વધી ગઈ.

**દાદાશ્રી :** હંઅ, એવું નહીં. તે દહાડે આ ગટરો નહોતી. તે દહાડે તો સંડાસ પેલા ખુલ્લા હતા ને ગટર બધી ખુલ્લી અને અત્યારે તો મહીં પેલું પાણી એ ભરાઈ રહેને ગલીટેપમાં. તે મહીં આવવા-જવાનો રસ્તો બંધ, એટલે ગટરમાંથી નીકળીને બહાર ના અવાય. ત્યારે પેલું સીધું જ આવતા'તા.

## કલ્પનાને લીધે ભાભીના ભૂતની ભ્રમણા

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે ભૂતનો ભય લાગતો, તે ભૂત જોયેલું ?

**દાદાશ્રી :** હું તેર વર્ષનો હતો ત્યારે તાવ આવેલો અને બંધ ઓરડામાં બેઠેલો, બારણા વાસીને. સામે મોટું કબાટ હતું, તે એને બારણા નહીં. ગોખલા ખરા મહીં. ત્રણ-ચાર માળના ગોખલાવાળા કબાટ હોય, પણ બારણું ના હોય એને. એકવાર આંખ ઉઘાડી તો સામે ઝાંખું દેખાયું, ત્યાં મારા (પહેલાં) ભાભી દેખાયા. મને તો મણિભાઈના પહેલાં વહુ દેખાવા માંડ્યા. મણિભાઈ પહેલાં પરણેલા ને, તે સૂરજભાભી દેખાવા માંડ્યા. અને એમનો બાબો મેં જોયેલો, તે બાબો ને ભાભી બેઉ દેખાવા માંડ્યા. મેં કહ્યું, 'આ ક્યાંથી આવ્યા પાછા ?' તે પણ બાબાને લઈને ચઢ-ઊતર કરતા દેખાય. અને પછી એ ગોખલામાં પહેલે માળે ચઢે, પછી પાછું છોકરું દેખાય. બીજે માળે ચઢે, છોકરું દેખાય. મેં કહ્યું, 'આ ભૂત છે કે શું છે આ ?' લોકો કહેતા હતા કે તે મરી ગયા ને ભૂત થયા છે. તે મને તાવના ઘેનમાં એવું દેખાયું. તે મને બીક પેઠી. તે એવી પ્રતિષ્ઠા કરેલી તે દેખાયું. ભૂત થયેલા એ જ્ઞાન હાજર થયું. અને લોકોએ સ્થાપના કરી હતી કે ભૂત છે, તેથી દેખાયું. તે હું તો પછી કંટાળ્યો ને ભય પામી ગયો. પછી તો એકદમ આંખ મીંચીને બારણું ખોલી નાખ્યું. એટલે ભૂત દેખાતું બંધ થયું. આ બધા કલ્પનાના ભૂતા ! આપણે જેવું કલ્પીએ ને, એવું દેખાય. જેનો વિચાર આવે તેવું દેખાય. માટે સમજવું કે જેવી પ્રતિષ્ઠા કરીએ તેવું ફળ આપે.

## લોકોએ કહેલું તે દેખાયું મહુડામાં ભૂત

હું ધંધો કરતો હતો, ત્યારે અમારું કોન્ટ્રાક્ટનું કામ ચાલે ત્યાં આગળ. અહીં જરોદમાં આ વિશ્વામિત્રી બ્રીજ બાંધેલો. તે બાંધવાનો રાખેલો કોન્ટ્રાક્ટ, ૧૯૩૨માં. ત્યારે ચોવીસ વર્ષે બ્રીજમાં (લો લેવલ) કામ ઉપર જતો હતો. ત્યાં કામની સાઈટ ઉપર મકાન રાખ્યું હોય, ત્યાં રહેવાનું રાખ્યું હોય. સાઈટ ઉપર રહીએ, તે ત્યાં જઉં સાઈકલથી. એક દહાડો સાઈકલ લઈને ગામમાં ગયેલો. તે ત્યાં ગામમાં જઈને પછી પાછા આવતા મોડું થયું. રાત્રે સાડા અગિયારે જતો હતો અંધારામાં, સાઈકલ ઉપર. રસ્તો દડવાળો અને અંધારું ઘોર થઈ ગયેલું. મોડું થઈ ગયેલું, તે સ્પીડી સાઈકલ મારી.

તે લોકોએ મને કહેલું કે આ જગ્યાએ છે આવું. લોકોએ કહેલી

તે વાત યાદ આવી. આ જે મહુડો છે ને, તેની પર ભૂત રહે છે. એવી વાત સાંભળેલી કે ત્યાં રસ્તામાંના મહુડામાં ભૂત છે. મહુડો આવવાનો થયો ને, એટલે મને ભૂત દેખાવા માંડ્યું. ત્યારે મનમાં વહેમ પડી ગયો, વખતે ભૂત આવ્યું હશે કે શું હશે તે ?

ત્યાં જોયું તે આમ ભડકા દેખાય મોટા-મોટા ને ઓલવાઈ જાય. ભડકા થાય ને ઓલવાઈ જાય. ભૂતના ભડકા જોવામાં આવ્યા. બસો ફૂટ આઘેથી મને તો ભડકો દેખાયો. પછી તો સાઈકલ જોરથી મારી મૂકી. નજીક આવ્યા અને મને મોટો ને મોટો ભડકો દેખાય. મને લોકોનું કહેલું સાચું લાગ્યું. પછી મને વિચાર આવ્યો કે આવી ફસાયા, ત્યારે આપણે સાહસ જ કરો !

## શૂરાતનવાળો સ્વભાવ, તે ભયની સામે પડ્યા

એટલે પછી હું તો મૂળ શૂરાતન રંગવાળો ખરો ને ! તે ભયની સામે હથિયાર ખોળી કાઢ્યું. મહીં ભડક તે આમ આમ થાય કે સાલું, આ છે શું તે ? એટલે ડર તો એક બાજુ લાગ્યો પણ બીજી બાજુ હુમલો કરવાની ટેવ. આ જ્ઞાન નહોતું થયું, ત્યારે એક કુટેવ હતી કે જ્યાં જ્યાં અડચણ હોય, જ્યાં બીક હોય ત્યાં સામા જવું એવી ટેવ, પાછા નહીં ફરવું. તે એ ટેવે જોર કર્યું. એ ભૂત હોય તો ભૂત, એની સામું પડવું. જે થવાનું હશે થશે, નાસવું નહીં. મેં શું નક્કી કર્યું ?

**પ્રશ્નકર્તા :** ભૂતથી આમ નાસવું નહીં.

**દાદાશ્રી :** નાસવું નહીં, આપણે સામું પડવું. જે થવાનું હશે એ થશે. એ પડી ત્યારે પડવા દે આખીયે. ટપલે પેલું માથું કાણું થાય તો એના કરતા આપીએ નહીં ? જે હોય તે, આપણે એની ઉપર પડો. હવે પાછું નથી ફરવું. પાછા ફરીએ તો વળગશે આપણને. ભાગીએ તો ચોંટી પડે છે. લોક શું કહે, 'ભૂતથી ભાગ્યા એટલે તમને એ ચોંટી પડે.' પણ એ તો મને કટેવ જ નહીં, ભાગવાની ટેવ જ નહીં. નહીં તો બીજો હોય તો ત્યાંથી પછી પાટલી ફેરવી દે. ત્યાંથી કંઈ નાસી જવાનું છે ભૂત ? શું કહે છે સાહેબ ?

**પ્રશ્નકર્તા :** બીજો હોય તેને પરસેવો છૂટી જાય.

## આત્મશ્રદ્ધા કે 'મને કશું થાય નહીં'

**દાદાશ્રી :** આ જ ટેવ મોટી, ભયના સામા જ જવાની ટેવ. કોઈ પણ બહારવટિયા આવ્યા, તે એના સામું જવાની ટેવ પડેલી, ભાગવાની ટેવ નહીં. એવી આત્મશ્રદ્ધા અંદર કે મને કશું થાય નહીં. એ પૂર્વનું હશે કંઈ !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** નહીં તો આવી આત્મશ્રદ્ધા ના હોય.

પચાસ માણસ હોય તોય ભડકું નહીં જરાય. ધારિયા-બંદૂકો લઈને આવે તોય ના ભડકું. ભડક તો મેં જોઈ જ નથી.

એટલે થયું કે લાવો ને હવે, પડતું નાખું એની ઉપર જ. એ ભડકા ઉપર, ભૂતની પર જ આપણે પડતું નાખો. નાખ સાઈકલ એની ઉપર. એટલે મેં સાઈકલની સ્પીડ વધારી, ખૂબ સ્પીડ વધારી, પછી મેં તો જઈને નાખ્યું પડતું. એટલે સાઈકલ જોરથી, ભડકો થાય તેમાં જ અથાડી.

## એ ભડકા નહોતા ભૂતના, હતા સળગતી બીડીના

**પ્રશ્નકર્તા :** પણ ભૂત હતું ખરું ?

**દાદાશ્રી :** ભૂતેય નહોતું કશું, ભૂતનો ભાઈયે નહોતો પણ ટેવ આવી ! ઉપર પડવાથી પેલાને વાટી નાખ્યો ! અને એ ભડકો બીડી સળગાવનાર એક માણસનો જ હતો. તે પેલો બીડી સળગાવતો હતો એની ઉપર પડ્યો. હું અથડાઈને પડ્યો, મને વાગ્યું. અને પેલો માણસ બિચારો ખાસ્સો પછડાઈ ગયો, દબાઈ ગયો ઊલટો.

હું સમજી ગયો કે કોઈ માણસ હશે આ ! પેલો માણસ હતો, બીજું કંઈ હતું નહીં. એ બૂમાબૂમ કરવા માંડ્યો. 'ભઈ સાબ, મને ક્યાં મારી નાખ્યો ? મને કોણે મારી નાખ્યો ?' 'અરે, તને કોણ મારી નાખે ? હું છું' કહ્યું. અને ઉપરથી મેં પેલાને ટૈડકાવ્યો. મેં કહ્યું, 'નાલાયક, રસ્તામાં આવો છો ? અત્યારે ક્યાંથી આવ્યો ?' એમ કરીને જરા ખખડાવ્યો. ત્યારે કહે, 'શેઠ તમે ? શેઠ તમે છો !' મેં કહ્યું, 'હા.' મને કહે, 'તમે અત્યારે કંઈથી આવો છો ?'

'મને તો આ વાગ્યું,' કહે છે. મેં કહ્યું, 'હેંડ, પાટાપીંડી કરીશું હવે. છાનોમાનો આવ ત્યાં આગળ. હેંડ, હેંડ, જરા ત્યાં સુધી હેંડ.' તે મહુડાની પેલે સુધી લઈ ગયો. પછી મેં કહ્યું, 'જા હવે, લે બીડીઓ આપું.' થોડી તેને બીડીઓ આપી. પાંચેક રૂપિયા આપ્યા હશે, એનો શો ગુનો બિચારાનો ?

## સાંભળેલા જ્ઞાનના આધારે વહેમ

એ ત્યાંથી જ ખોળી કાઢ્યું કે આ બધી કલ્પના છે કોઈ જાતની. આપણે જેવું કહીએને એવું દેખાય. એ હસ્યું, એ ઊંચું થયું. હવે ખરેખર કશુંય હતું નહીં. રાતે અગિયાર વાગે પણ પહેલો વહેમ શી રીતે પડ્યો ? ત્યારે ત્યાં આગળ પવન હશે, અંધારું હશે, તે પવનમાં કોઈ દીવાસળી સળગાવતો હશે બિચારો, બીડી સળગાવવા માટે. તે પેલો પવન ખૂબ એટલે બીડી સળગાવવા ફરે, તે દીવાસળી સળગાવે ને ઓલવાઈ જાય. તે બે-ત્રણ દીવાસળી ભેગી કરીને સળગાવે. પવનને લીધે દીવાસળીઓ સળગાવ્યે જતો, તે એના ભડકા દેખાતા હતા.

એ દીવાસળીનો ભડકો આવડો (નાનો) હશે પણ મને તો આવડો (મોટો) દેખાય. કારણ જેવો દેખીએ (કલ્પીએ) એવો દેખાય. આ વાત શું હતી કે પેલા મહુડામાં ભૂત છે, એવું જ્ઞાન આપણને લોકોથી થયેલું. તે ત્યાંથી જ વહેમ પડી ગયેલો. ખરેખર બીજું કશું હોતું નથી.

એટલે મેં બે-ત્રણ જગ્યાએ આવા ભૂતા જોયેલા પણ બધું આવું. કલ્પના ખાલી, ખરેખર કશુંય નહીં. બે-ત્રણ વખત દાખલા જોયા, લોકોએ કહ્યું કે આ જગ્યાએ ભૂત રહે છે, તે (કલ્પનાથી) જોયું. છે ખરા ભૂત, નથી એવું નહીં પણ મને મળ્યા નથી.

## બાવળનું ઠૂંઠું લાગ્યું ભૂત સમ

એક વખત પાલેજ-બારેજા આગળ અમારું નાના નાળાનું કામ ચાલે. તે રાતે એક ફેરો અંધારામાં હું જતો'તો. કોન્ટ્રાક્ટનો બિઝનેસ એટલે મોડું થાય, પછી અંધારામાં જવું પડે. તે અંધારું થઈ ગયેલું. એટલે ભૂત દેખાયું હારું, હાલતું-ચાલતું દેખાયું.

હવે હતું કશું નહીં. બાવળિયાનું ઠૂંઠું આમ ઊભેલું હતું ને ઉપર પાંદડા-બાંદડા કંઈ નહીં ને, એટલે માણસ જેવું દેખાય. તે મને એમ લાગ્યું આ લોકો કહેતા'તા એ વાત સાચી છે કે આ જગાએ રહે છે. તે ત્યાંય એવું કર્યું હતું. મેં કહ્યું, 'ચાલો હવે, એને અડીને જ જવું આપણે.'

આ સામા જવાની ટેવ પહેલેથી, એટલે હું તો એ ભૂતના ભણી જ ચાલ્યો રોફભેર... મૂળ તો ક્ષત્રિય પ્રજાને ! ત્યાં ગયા ત્યારે તેને હું અડ્યો તો ઠૂંઠું નીકળ્યું ! બાવળિયાનું ઠૂંઠું જોયું.

## ક્ષત્રિય સ્વભાવ તે નીડરતાનો ગુણ મૂળથી

એટલે પચ્ચીસ-ત્રીસ વર્ષની ઉંમરમાં ભૂતની શોધખોળ કરવા નીકળેલો. અમારો ધંધો કોન્ટ્રાક્ટનો એટલે રાતે નીકળીએ, તે જ્યાં ભૂતા છે કહે ત્યાં રહીને જઈએ. અને મૂળથી ડર નહીં ને, એટલે વધારે ફાવે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** નીડરતા મૂળથી. મુખ્ય ગુણ નીડરતા હોવી. ડર કોઈનો નહીં, બહારવટિયા હોય તોય.

**પ્રશ્નકર્તા :** દાદા, હવે એ નીડરતાનો ગુણ જે છે તે કયો, પૌદ્ગલિક ગુણ કે આત્માનો ગુણ ?

**દાદાશ્રી :** એ તો આ પુદ્ગલનો જ ગુણ. આત્મામાં તો આવો ગુણ હોય જ નહીં ને ! મૂળ ક્ષત્રિય સ્વભાવ, નમતું નહીં જોખવાની ટેવ.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** પછી તો ટાઈમ આવે ત્યારે નમતું જોખાવડાવે ને ! બે દહાડા ભૂખ્યા રાખે ને, એ બધું નમતું થયું. આ બધા જંગલી જાનવરને શી રીતે વશ કરે છે ? ભૂખે મારીને વશ કરે છે. પરમાણુ એવા ભરેલા હોય ને પણ મૂળ ક્ષત્રિય.

**પ્રશ્નકર્તા :** મૂળ, પરમાણુને લીધે ખેંચાણ એવું રહે.

**દાદાશ્રી :** પરમાણુ ભરેલા હોય એવા. વાત સાંભળે, હાકોટો સાંભળે, તે એની મહીં શૂરવીરતા ઊભી થઈ જાય !

**પ્રશ્નકર્તા :** હા, એની શૂરવીરતા ઊભી થાય ને પેલા ડરપોક હોય તે ઘરમાં પેસી જાય.

**દાદાશ્રી :** હા, એવું.

## એ છે કલ્પનાની ભૂતાવળ

**પ્રશ્નકર્તા :** આપને આવી ભડક નથી, માટે બીજાની ભડક કાઢો છો !

**દાદાશ્રી :** સાચું છે તો જ નીકળે ને, નહીં તો નીકળે કેવી રીતે ? જેણે ભડક જોઈ જ નથી ને ખોટી જ છે આ ભડકો, એવું મારે પુરવાર થઈ ગયેલું પાછું. આ ભૂતોની વાતેય. ભૂત છે ખરા, નથી એવું નહીં પણ ભૂત આવું ના હોય. આ જે કલ્પનાના ભૂતો, એ મારી નાખે છે. ત્યારે બીજું કશું મારતું નથી. પેલા ભૂત તો આપણને હેરાન જ કરી નાખે, તેલ કાઢી નાખે અને તે પ્રત્યક્ષ આમ આંખે દેખાય. આમ એ ભૂતો તો ધોળે દહાડે દેખાય. કોઈ જાનવરનું રૂપ લઈને આવે, કોઈ મનુષ્યનું રૂપ લઈને આવે, મોટા દૈત્યનુંય રૂપ લઈને આવે !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને ભડકાવે. પણ આ ભૂતો તો મેં આવા જોયેલા, તે બધા જ ખોટા. આ તો બધા જાતે જોયેલા ભૂતા. પછી ડિસાઈડ કરેલું કે આ બધી ખોટી વાત છે.

જે પ્રમાણે આપણી કલ્પના થાય એવું દેખાયા કરે. કલ્પના છે ને ?

**પ્રશ્નકર્તા :** કલ્પના છે. હા, એટલે પ્રયોગ પણ એવો ભાષામાં આવ્યો છે ને, કે બધી ભૂતાવળો બહુ ઊભી કરી છે એણે.

**દાદાશ્રી :** હા, બસ એ કલ્પનાની ભૂતાવળ.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૦.૭]

# યમરાજના ભય સામે શોધખોળ

## જમરાની અવળી માન્યતા એકલા હિન્દુસ્તાનની

હું નાનો હતો તે દહાડે ગામડામાં શું ચાલતું'તું કે જમરા છે ઉપર. માણસ મરી જવાનો થાય ત્યારે જમરા લઈ જવા આવે છે, બધા જીવને.

એટલે આ લોકો શું માનતા હતા ? આખું જગત નહીં, હિન્દુસ્તાન એકલું જ. માણસ માંદો થાય ને, એટલે જમરા જીવ લેવા આવે છે. જમરા નામનું જીવડું છે તે ખાઈ જાય છે બધાને.

હવે આખા હિન્દુસ્તાનમાં આ માન્યતાએ એટલો ભયંકર રોગ ઘાલી દીધેલો હતો. ત્યારે દુનિયામાં જમરા વગર ચાલે છે ને, આપણા હિન્દુસ્તાનમાં જ જમરા ! હિન્દુસ્તાન સિવાય બીજા લોકોને જમરા વગર ચાલ્યું અને આમને જમરા વગર નથી ચાલતું. હવે બીજા કોઈ દેશમાં મારતા મારતા જમરા આવતા એ વાત જ નહીં ને ! આ એકલો જ દેશ એવો હતો કે જમરા અહીંયા આવે છે !

## દસ વર્ષેય વિચાર આવતા અવળી માન્યતા સામે

મેં કહ્યું, 'જમરા બહારના લોકો માને છે કે નથી માનતા ?' દસ-બાર વર્ષે મને આ બધા વિચાર આવતા હતા.

હવે આખા હિન્દુસ્તાનમાં બધે જમરાના ભૂત ઘાલી દીધેલા.

બંગાળમાં, મદ્રાસમાં, કેરાળામાં, એક-એક સ્ટેટમાં ઘેર-ઘેર લોકો જાણે. જમરાને સહુ કોઈ ઓળખે, એની ઓળખાણ પાડવીએય ના પડે. એ આપણા હિન્દુસ્તાનમાં કયા ખૂણામાં આ જ્ઞાન ફેલાયેલું નહીં હોય ?

**પ્રશ્નકર્તા :** બધે છે.

**દાદાશ્રી :** દરેક ખૂણો, નેપાળ, ભૂતાન બધે, એવરીવ્હેર. કયું અજ્ઞાન ફેલાયેલું હોય ? જમરા જીવ લેવા આવે છે. જમરાનો ધંધો શો ? તે શું કરવા આવે ?

**પ્રશ્નકર્તા :** તમને ઉપર પહોંચાડવા.

**દાદાશ્રી :** પાછું એટલે સુધી, આપણા લોકો તો શિખવાડે, કે માણસ મરી જાય તે જમરા છે તે અહીંથી જીવ લઈ જાય છે અને આપણે જે બધા પાપ કર્મ, ખોટા કર્મ કર્યા હોય, તે રસ્તામાં તમને મારે. મારતા મારતા ને બહુ દુઃખ દેતા દેતા લઈ જાય ભગવાન પાસે. લોકો આવું જ્ઞાન જમરાનું રજૂ કરતા. એટલે આ તો મરતા પહેલાંય ભય પેસી જાય. અલ્યા મૂઆ, પણ શરીર વગર વાગે કોને તે ?

## કૂતરું રડે એટલે જમરા આવ્યા, તે ભડકે છોકરાં

પછી લોકોએ કહેલું પાછું કે 'જમરા આવે ક્યારે ખબર પડે ? તેનો નિયમ શી રીતે ખબર પડે ?' ત્યારે લોક કહે કે 'આ કૂતરું રડ્યું અને આ તમારા મામા માંદા છે એટલે ત્યાં સુધીમાં તો આવ્યા જમરા, સમજો !' એટલે બોલો, ભડકી જ જવાય ને ! અલ્યા મૂઆ, કૂતરા રડે છે, એમાં જમરા શું કરવા આવે ? હવે છોકરાં તો સાચું જ માને ને બિચારા, મા-બાપ કહે એટલે. પોતાના મા-બાપ વિશ્વાસુ કહેવાય. મા-બાપ-ગુરુ એ જેમ કહે એમ. આમ છોકરાં સાચું માની લે એટલે એમને ભડકાટ લાગે, એટલે રાત્રે બીક લાગે. પછી કૂતરું રડે તો એમના મનમાં એમ જ થાય ને કે જમરા અહીં આવ્યા, તે મને હઉ લઈ જશે !

એટલે નાની ઉંમરના છોકરાંઓ બધા ફફડતા'તા પહેલાં. નાના છોકરાંને જમરાનો ભય લાગે. માણસ માત્રને ભય જમરાનો. તે નાની

ઉંમરના છોકરાં ત્યારથી જ ભડક, ભડક, ભડક, ભડક, ભડક થયા કરે. જમરા કહ્યા અને તેના ફોટાઓ હઉ છપાવ્યા પાછા.

## ચિતર્યા ફોટા જમરાના બીક લાગે એવા

પહેલાંના જમાનામાં જમરાના મોટા મોટા ફોટા બહાર કાઢીને મૂકતા'તા. એને કંઈક આ મોટા મોટા દાંત ને મોઢું દેખાડ્યું, બીક લાગે આમ !

તે હવે લોકોય ફોટા લટકાવ્યા વગર રહે નહીં ને ! કળિયુગ છે, તે ના કરે ? જમરાના ફોટો દેખાડેલા લોકોને. તે ફોટા જોયેલા કે ?

**પ્રશ્નકર્તા :** હા, જોયા છે મેં. ફોટા તો ગમે તેવા હોય પણ અસલ તો નહીં ને !

**દાદાશ્રી :** હવે એના ફોટા અમે નાનપણમાં જોયેલા. આ હિન્દુસ્તાન દેશ અને તેમાં આવું શિખવાડે. તે બિચારા લોકો ભડકી ભડકીને મરી જાય. લોકોને ગભરામણ થઈ જાય બિચારાઓને.

એટલે પછી મેં વિચાર્યું કે, હિન્દુસ્તાનની પ્રજા આવી નમાલી ક્યાંથી થઈ ? તેર વર્ષે મને આટલો ભય લાગ્યો હતો, તો બધા લોકોને કેટલો ભય લાગતો હશે ? કેટલાય છોકરાં ને બધા તરફડી મરતા હશે બિચારા ! ત્યારે હુંય સાચું માનતો હતો. ફફડાટ થાય મનમાં એટલે પછી હું શોધખોળ કરું. ફફડાટ થાય જ નહીં, તે શોધખોળ શી રીતે કરે ?

## બધાને હેલ્પ થાય એટલે રાત્રિની લીધી સેવા

એટલે હું તેર વર્ષનો હતો તે મને શું વીત્યું'તું તે કહું.

**પ્રશ્નકર્તા :** હા, કહો.

**દાદાશ્રી :** તે વખતે અમારી જોડે પાડોશમાં ફળિયામાં એક પાડોશી હતા. તે કાકા ઓળખાણવાળા હતા, તે એમની પાસે બેસતો-ઊઠતો. કાકા વૃદ્ધ હતા અને તે બહુ માંદા હતા. તેય છેલ્લી સ્થિતિમાં હતા ને દેહ છૂટવાની તૈયારીઓ, તે તબિયત લથડી ગયેલી.

એટલે પછી ત્યાં આગળ છે તે રાત્રે બધા સૂઈ જાય વારાફરતી, એમને દવા આપવા સારુ. આજુબાજુવાળા બધા લોકો જાગે, રાતે તેમની પાસે બધા બેસે, અને રાતે સૂઈ જાય ત્યાં. આમ હેલ્પ કરે. તેમની સેવામાં હું બેસી રહું. બીજા મોટી ઉંમરના સેવા કરે પણ હું મારાથી જેટલી બને એટલી કરું. પગ દબાવું, પગે હાથ ફેરવ્યા કરું. ત્યાં બધા લોકો જોવા આવે, હું ત્યાં બેસતો.

એક દહાડો રવિવાર હતો અને તે એક ઘરના માણસને તે દહાડે અવાય એવું ન હતું. એમ ને એમ બધા બેસીને થાકેલા ત્યારે મેં બધાને કહ્યું, 'ભઈ, આજ રવિવાર છે ને મારે રજા છે. હું કાકાની જોડે બેસીશ. આજે તમે બધા અહીં ના સૂઈ જતા, હું સૂઈ જઈશ કાકાની પાસે. તમે બધા ઘેર જઈને સૂઈ જાવ, હું એમને દવા આપીશ રાતે. કાકાની સેવામાં હું રહીશ.' ત્યારે કહે, 'તને આખી રાત ફાવશે ?' મેં કહ્યું, 'ફાવશે. રાત્રે ઊંઘ આવશે તો પછી સૂઈ જઈશ પણ હું થોડીવાર બાર-એક વાગ્યા સુધી બેસીશ. કાકાને ઠીક લાગશે એટલે.' ત્યારે બધા કહે, 'સારું'.

## કૂતરું રડતા થઈ ભ્રમણા, 'જમરા આવ્યા'

એટલે બધા સૂવા ગયા ને હું ત્યાં રહ્યો. તે પછી કાકાને દવા આપી અને હું બેસી રહેલો. કાકા જરા આરામમાં પડ્યા. તે દસ-સાડા દસ વાગ્યા હશે ત્યારે કાકાની તો આંખ મીંચાઈ. કાકા તો ઊંઘી ગયા, નિરાંતે દવા પીને અને હું તો જાગું. હવે જવાન છોકરું એટલે કેટલા કલાક જાગી શકે? એટલે અગિયાર વાગે મને ઊંઘ આવવા માંડી, તોય હું તો રાતે બારેક વાગ્યા ત્યાં સુધી જાગતો બેસી રહ્યો'તો.

પછી મેં સૂવાનો પ્રયત્ન કર્યો. સૂઈ જવાની તૈયારી કરતો'તો ત્યારે કૂતરું એક જગ્યાએ રડ્યું, પેણે છેટે. કૂતરું ખૂબ રડ્યું. તે મારા સાંભળવામાં આવ્યું. તે ના સાંભળ્યું હોત તો વાંધો ના આવત, પણ મારા સાંભળવામાં આવ્યું. તે મારા મનમાં એમ લાગ્યું કે 'આ તો જમરા આવ્યા હશે ! આ તો કૂતરું રડ્યું !'

## સાંભળેલા ને શ્રદ્ધેલા જ્ઞાને કરી ઉપાધિ

ત્યારે મેં જ્ઞાન સાંભળેલું. લોકોએ મને જ્ઞાન કહેલું. મને શું કહે ? કૂતરું રડે ત્યારે જાણવું કે અહીં જમરા આવ્યા. અલ્યા, કૂતરું રડે નહીં બિચારું ? તે આપણા લોક કહે, 'કૂતરું ઓ ઓ કરીને રડે ત્યારે જાણવું કે જમરા અહીંયા આટલામાં ફરે છે. કૂતરાને ખબર પડે, કૂતરાને દેખાય !'

એટલે આ જ્ઞાન મને થયેલું. શું જ્ઞાન થયેલું કે જમરા લેવા આવે છે, એના શું લક્ષણ હોય તો આવ્યા એવી ખબર પડે ? ત્યારે કહે, 'કૂતરા રડે તો જમરા લેવા આવ્યા છે એ ખાતરી.' જ્ઞાન તો આપણા લોક આપે જ છે. અલ્યા, આ જ્ઞાન તમે ના આપ્યું હોત તો શું નુકસાન હતું ? એવું જ્ઞાન ના આપ્યું હોત તો આ લોકોને વાંધો હતો કંઈ ?

**પ્રશ્નકર્તા :** થોડો ડર રાખવાને વાસ્તે.

**દાદાશ્રી :** તે પેલું મેં સાંભળેલું જ્ઞાન, એટલે હવે તે ઘડીએ મનમાં કશું થાય કે ના થાય ? એટલે એ જ્ઞાન હાજર થયું. હવે સાંભળેલું જ્ઞાન તો હેરાન કરે. જો ના જાણ્યું હોત તો કશી ઉપાધિ નહોતી. શું જાણ્યું ?

**પ્રશ્નકર્તા :** કૂતરું રડે તો જમરા આવે.

**દાદાશ્રી :** આ જ્ઞાન ન જાણ્યું હોત તો મને દુઃખેય ના હોત. પણ આ જ્ઞાન હું જાણી આવ્યો હતો પાછો, આવા અક્કલવાળા પાસેથી. આ અક્કલના કોથળા છે ને, એમની પાસેથી મેં જ્ઞાન જાણ્યું. સાંભળેલું જ્ઞાન તો અસર કર્યા વગર રહે નહીં ને.

મેં જ્ઞાન સાંભળેલું તેનો વાંધો નહીં, પણ સાંભળેલા પર શ્રદ્ધા બેઠેલી મને. જો શ્રદ્ધા ના બેસી હોય તો વાંધો ના આવત. શ્રદ્ધા ના બેસે તો કશું અસર ના થાય. એટલે મને યાદ આવ્યું કે આ કૂતરું રડ્યું, આ બધા કહેતા'તા ખરું કે કૂતરું રડે ત્યારે પેલા જમરા આવે. આ જ્ઞાન મળતું આવે છે !

## કાકાને તો લઈ જશે પણ મને શું કરશે એનો ફફડાટ

એટલે મને વહેમ પડ્યો કે આજે જમરા આવ્યા છે ખરા

આટલામાં. હજુ તો આ મરી ગયા નથી, માંદા થયેલા તેને લેવા આવેને કે સાજાને લેવા આવે ? એટલે આ માંદાની સેવામાં બેઠેલો અને એક બાજુ કૂતરું રડ્યું. મેં કહ્યું, 'ઓત્તારી, આવી ગયો આ તો.' કાકા તો સૂઈ ગયા છે બિચારા, પણ આ માણસ કાકાને લઈ જશે આજે સવારમાં જ એવું લાગ્યું મને. શું લાગ્યું ? એટલે મહીં થવા માંડ્યો ડખો કે આ કાકાને સવાર સુધીમાં લઈ જવાના. અહીં સુધી આવ્યા છે માટે આ કાકાને લીધા વગર જાય નહીં. આ જતા રહેશે સવારમાં. અને એ કાકા અમારા સગા હતા, એટલે મને ચિંતા થવા માંડી. બોલો, શું ના થાય મને ?

**પ્રશ્નકર્તા :** બધું થાય ને !

**દાદાશ્રી :** પછી મને મનમાં એમ થયું કે જમરા કાકાને લેવા આવ્યા તો આપણને શું કરશે ? આપણે તે ઘડીએ શું કરીશું ? એટલે મને એ ગભરામણ થઈ ગઈ. ફફડાટ પેઠો કે આપણને ગોદા મારતો જાય. હવે હું તો નાની ઉંમરનો બાળક કહેવાઉ તેર વર્ષનો, તે ભય લાગે ને પાછો જમરાનો ? એય મોટા મોટા દાંત દેખાડે, તે આ બળ્યું આપણને જરાક ટપલી મારે તો આપણી શી દશા થાય ?

## ભયના જ્ઞાન સામે બીજું જ્ઞાન ગોઠવે તો આ જાય

હવે ભય નીકળે શી રીતે ? જ્યાં સુધી આ જ્ઞાન થયું છે, આની સામે બીજું જ્ઞાન ના આવે ત્યાં સુધી આ ભય નીકળે નહીં. જે જ્ઞાનથી ભય થયો એનું વિરોધી જ્ઞાન ન હોય ત્યાં સુધી ભય નીકળે નહીં. હવે કાકાને છોડીને મારે જતુંય ના રહેવાય ! બીજું કોઈ હતું નહીં. તે કાકાને મને સોંપીને બધા સૂઈ ગયા હતા. એટલે ખરી ઉપાધિમાં મૂકાયો ! આ ઉપાધિ પેઠી પાછી !

**પ્રશ્નકર્તા :** તમે મુસીબતમાં આવી ગયા.

**દાદાશ્રી :** એટલે મારી તો દશા જ બેસી જાય ને ? અને પછી મને ઊંઘ આવવાની બંધ થઈ ગઈ. ભય પેઠો એટલે ઊંઘ ક્યાંય ઊડી જાય ! નાનો બાળક એટલે ભડકી ગયો, પછી ઊંઘ આવે કે ? તે ઊંઘેય

ના આવી મને તો રાતે. ત્યારે તો નાની ઉંમર હતી તોય ઊંઘ ના આવી મને, ઊંઘ-બુંઘ બધું ઊડી ગયું.

જમરાની મેં રાહ જોઈ, હમણાં લેવા આવશે, હમણાં લેવા આવશે. હમણે લઈ જશે, હમણે લઈ જશે. હું જરા વધારે જાગૃત હતો ને, તેને લઈને ઉપાધિ ! જાડા, ઢેબરા જેવા માણસ હોય ને, તે તો પાછું બગાસું ખાઈને સૂઈ જાય પાછો. મને તો આખી રાત ઊંઘ ના આવી. સેન્સિટિવ માણસ, શું થાય હવે ? તે સવારના પાંચ વાગ્યા તોય ઊંઘ ના આવી.

## સવારે કાકા હેમખેમ, લાગી પેલી વાત પોલી

એટલે મને આખી રાત ઉપાધિ રહી અને કાકા ઘસઘસાટ ઊંઘ લે. જેના માટે હું ચિંતા કરું છું, તે સૂઈ ગયા ને હું જાગ્યો. પછી થાકીને સવારે થોડીવાર ઊંઘી ગયો અને પછી ઊઠી ગયો એકદમ ઝટકો મારીને, ત્યારે કાકા હતા, ત્યાં ને ત્યાં જ હતા, એમ ને એમ જ રહ્યા. કાકાય હતા ને હુંય હતો. કાકાય એના એ અને હુંય એનો એ.

જમરા સવાર સુધી આવ્યા નહીં ને કોઈ જમરું ના લઈ ગયું કાકાને. કોઈ બાપોય લઈ ગયો નહીં. સવારમાં તો કાકા જાગ્યા ને ઊઠ્યા. એય બેઠા થયા નિરાંતે ! મેં કહ્યું, 'હાય હાય ! આ તો ખોટું છે બધું. પોલું લાગે છે !' એટલે મને એ જમરા પરેય રીસ ચઢી ગઈ.

## માંડી તપાસ, જમરાની વાત સાચી કે ખોટી !

પછી સવાર થઈને બધા આવવા માંડ્યા. છ વાગે બધા આવ્યા ત્યારે મેં કહ્યું, 'જમરા આવેલા જતા રહ્યા. જમરા આવ્યા પણ આ કાકાને લઈ ગયા નથી. માટે આ જમરાની વાત ખોટી લાગે છે મને. જો આટલે સુધી આવ્યા ને પાછા કેમ ગયા ? આપણે કોઈએ કંઈ ના પાડી નથી, તો કોની બીક લાગી એને ?' ત્યારથી મને વહેમ પડ્યો કે આ લોકો ખોટી વાત કરે છે ! જમરા કેવી રીતે હોઈ શકે ? અહીં આવ્યા પણ એ પાછા જતા ના રહે, માટે વાત ખોટી છે આ.

આ કોઈએ તૂત ઘાલી દીધું છે ! આ હારું ગપ્પું જ લાગે છે !

લોકો ઠોકાઠોક કરે છે કે શું છે ? એટલે પછી મેં તો તપાસ કરવા માંડી, તેર વર્ષની ઉંમરથી પાછળ પડ્યો કે જમરા નામનું જીવડું સાચું છે કે ખોટું છે ? એની બૈરી, એને કંઈ છોકરાં-બોકરાં હશે કે મૂઓ પૈણ્યા વગરનો વાંઢો હશે ? લાવ ને, તપાસ તો કરવા દે કે આ વાત સાચી છે કે ખોટી છે ? આ જમરા ખરેખર ફેક્ટ (સાચું) છે કે આ લોકોએ ઠોકી બેસાડેલી વાત છે ?

## જગતને ગાંઠે નહીં એવો ગાંડો અહંકાર

એટલે મેં કહ્યું, 'હવે જમરાને ખોળી કાઢું ત્યારે ખરો. હવે આનું તળિયું-નળિયું બધું કાઢી નાખો. આ કંઈ પકડો, આ પોલને ખોળી કાઢો.' પછી બહુ તપાસ કરી. મૂળથી સ્વભાવ કડક આ બાજુનો. અમે તો મૂળ ક્ષત્રિયને પાછા, જન્મેલા ક્ષત્રિયને ત્યાંને. જે જે ખોટી વાત હોય, તેની પાછળ પડવાની ટેવ પડેલી. એ તો મારો અહંકાર ગાંડો હતો, કેવો હતો ?

**પ્રશ્નકર્તા :** ગાંડો અહંકાર.

**દાદાશ્રી :** હા, જગતને ગાંઠે એવો નહીં. અમે જગતને ગાંઠેલા નહીં. જગતને ગાંઠે એ ડાહ્યો અહંકાર કહેવાય. જગતને ગાંઠે એટલે જગતને હળી-મળીને ચાલે એ ડાહ્યો અહંકાર કહેવાય અને મારે તો ગાંડો અહંકાર.

## સામો પડીશ પણ લોકોને દુઃખ ન રહેવું જોઈએ

એટલે એવા ખોટા ભય નહીં. એટલે પછી સામો પડ્યો. બધા શાસ્ત્રો ઉથામી નાખ્યા. આ જમરો કોણ મૂઓ છે ? જે કરવું હશે એ કરશે પણ હું એના સામો પડવાનો. લોકોને આ દુઃખ ના રહેવું જોઈએ. આટલો ભડકાટ બિચારાઓને !

હું જ્યારે મુશ્કેલીમાં મૂકાવ ને, ત્યારે હું આખા સંસારનું વિભાજન તોડી-ફાડી નાખું. તે તેર વર્ષની ઉંમરે મુશ્કેલીમાં મૂકાયો.

હું પંડિતોને પૂછી આવ્યો. 'આ જમરા નામનું જીવડું કંઈથી આવ્યું, બાપજી ?' ત્યારે કહે, 'તમે ના સમજો, બોલશો નહીં.' મેં કીધું, 'ના, મારે

એનો વિરોધ કરવો છે, જે થવાનું હોય તે થાય. હું તો ભગવાનનેય ટૈડકાવું એવો માણસ છું.' મારો ક્રાંતિકારી સ્વભાવ, લોકની સામો પડનારો ! પણ એનો નિવેડો લાવી નાખું. તે બ્રાહ્મણોને પૂછયું ત્યારે કહે કે 'એવું ના બોલાય, નહીં તો જમરા તને ફરી વળશે.' મેં કહ્યું, 'તમને ફરી વળશે.'

## તે ચાલી જબરજસ્ત વિચારણા

મેં કહ્યું, 'જો જમરાજ હોય તો એને પગાર કોણ આપે છે? પગાર તો આપવો પડે ને. એ કામ કરે તે બદલ ? ના આપવો પડે ? એનું પેમેન્ટ કોણ આપતું હશે ? એને પગાર શું મળતો હશે ?' તો કહે, 'એ હું જાણતો નથી. પગાર તો હોતો હશે ?' તો પગાર વગર કોઈ કામ ના કરે, જમરો કે જમરાનો બાપ હોય તોય. પગાર વગર તો કોઈ મહેનત કરે નહીં. કોણ મહેનત કરે ?

એટલે પછી એટલા બધા વિચારમાં હું પડ્યો કે 'આવડો મોટો જમરાજા આટલા બધા લોકો મરી જાય તેને ઉપાડી જાય તો એનો પગાર કોણ ચૂકવતું હશે ? અને પગાર શેમાં ડૉલરમાં આપતા હશે કે રૂપિયામાં આપતા હશે ? ક્યાંથી એના પગારનું પેમેન્ટ થાય છે ? કઈ બેંકનો ચેક હોય છે ? કઈ બેંકમાં ચેક વટાવે છે ?' આવા બધા મને વિચારો મહીં સૂઝવા માંડ્યા.

તે પછી મને વિચાર કરતો કરી મૂકેલો કે 'આ મૂઓ જીવ લેવાવાળો તો નોકર છે કે શેઠ છે ? જમરા હશે ત્યારે એનો ઉપરી કોણ હશે? એનો હેડ કોણ હશે ? હેડ ઑફિસ કોણ ચલાવે છે આ ? એ ઑફિસ કોની છે ?' તમે એવો વિચાર કરેલો કોઈ દહાડો ?

એટલે વિચારતા વિચારતા મને એમ લાગ્યું કે 'ભગવાનની ઑફિસ હોવી જોઈએ. પણ તે ઑફિસ ક્યાં રાખી છે ભગવાને ? હેડ ઑફિસ ક્યાં છે? જો જમરાજા જેવા એક નોકર આવું કામ કરે છે, તો એની ઑફિસ કેવડી મોટી હશે ? તો ભગવાન કેવડો મોટો હશે ? એને આવક ક્યાંથી આવતી હશે ? રેવન્યુ ક્યાંથી આવતું હશે એનું ? ભગવાનનું રેવન્યુ હોય તો એને પગાર આપે ને ! કોઈ આવક હોય તો પગાર આપે ને !

અને ભગવાન આ રેવન્યુ કેવી રીતે કલેક્ટ કરતો હશે ? અને આ બધું શું હશે આની પાછળ ?'

પછી આમ કરતા કરતા બધી આગળ વાત ચાલી, 'તો ભગવાન શું કરતો હશે ? ભગવાન પૈણેલો હશે કે કુંવારો હશે ? વાંઢો હશે ? આ બધાને બૈરી મળે છે ને ભગવાનને બૈરી નહીં મળી હોય ? અને મળી હોય તો ભગવાનની સાસુ કોણ હશે ? સસરો કોણ હશે ?' આ બધું મને વિગતવાર કહો, એવી બધી તપાસ કરી. તે કોઈ જવાબ આપી શક્યો નહીં. એક સંત પુરુષ હતા, તેય જવાબ ના આપી શક્યા.

એ બધી વાતો પર તો બહુ જ વિચાર આવે મને. એ એક વિચાર ઉપરથી તો નર્યા વિચાર, વિચાર, વિચાર આવે. એટલે પછી ગૂંચાઈ જાવ હું. હું જાણું કે આ બધી ગૂંચામણ છે, બધું ખોટું છે, આ બધું તૂત છે.

પછી એના બહુ વિચાર કરતા કરતા ઠેઠ સુધી વિચાર ગૂંચાયેલા રહ્યા. આમ મોટી ઉંમર થતી ગઈ ને, તેમ વિચાર કરતા એમ લાગ્યું કે આ કોઈ જમરા નામનું જીવડું હતું જ નહીં. બધું મથામણ કરવા માંડી એટલે મહીં શ્રદ્ધા ઊડી ગઈ એ બાજુની, જમરા નામની. એટલે તે દહાડાથી આવા વિચારો જાગેલા.

## કર્યું જાહેર, 'જમરા નામનું જીવડું જ નથી'

તે છેવટે પચ્ચીસમે વર્ષે મેં ખોળી કાઢ્યું કે જમરા નામનું જીવડું જ નથી. તપાસ કરી ત્યારે ગપ્પું નીકળ્યું બધું. તે એને જ્યારે શોધખોળ કરીને ત્યારે એ છોડ્યું. જમરા નામનો દેવેય નથી, આ બધું બોગસ જ છે, વાત જ ખોટી છે સાવ. સો ટકા વાત ખોટી છે, એક ટકોય સાચો નથી.

એ જમરાને માટે મેં એટલી બધી શોધખોળ કરી, તપાસ કરીને હવે બધાને જાહેર કરી દીધું કે જમરા નામનું જીવડું છે નહીં. આ તો લોક બધા સમજ્યા વગર ઠોકાઠોક કરે છે કે જમરા આમ કરે છે ને ફલાણું કરે છે.

કો'કે આ જમરા નામનું ખોટું ભૂત ઘાલ્યું છે. કોઈ જમરો લેવા આવે પણ કોઈ છે જ નહીં જમરો. જમરાની હયાતી જ નથી, કોઈ જન્મ્યોય

નથી. આ તો તોફાન જ છે ખાલી. તમને ઊંધે રસ્તે ચડાવ્યા છે. ખોટું ફેલાવેલું છે મહીં. અને હોય તો હમણે જ મને લઈ લે. એટલે પછી મેં પુસ્તકમાં ખુલ્લું લખ્યું કે 'જમરા નામનું જીવડું નથી એની ગેરેન્ટી આપું.'

## જમરાના ખોટા ભયથી મારી નાખ્યું હિન્દુસ્તાનને

લોકોને ભય પમાડીને મારી નાખ્યા. લોકો કાંઈ ઓછા નથી, આ આગલી પ્રજા આપણી ! આખા હિન્દુસ્તાનમાં ખોટા વહેમ ઘાલી દીધા'તા અને વગર કામનો ભય ! ભયથી ત્રાસ પામી ગયું છે આખું હિન્દુસ્તાન ! મુસ્લિમો ના ભડકે, ક્રિશ્ચિયનો ના ભડકે, એકલા આ લોકોમાં જ પેસી ગયેલું ભૂત.

મેર ચક્કર, શું કરવા લોકોમાં ભયનું સામ્રાજ્ય ફેલાવો છો ! ગપ્પાં માર્યા છે હિન્દુસ્તાનના લોકોએ. લોકોનો વિશ્વાસ ના કરશો આવો તેવો. તે મૂઆ, આ ખોટી ભડક છે, કાઢી નાખજો.

મેં લોકોને કહ્યું કે 'અલ્યા, શાંતિથી ખાવ-પીવો, મજા કરો. જાવ, જોખમદારી મારે માથે લઉ છું. જેમ ઈશ્વરની વાતો મેં શોધખોળ કરી છે, આ બધી જાતે જોઈને કહું છું. ત્રણેય કાળને માટે સત્ય કહું છું હું. પાછળ કોઈ છેકનાર ના મળે એવી વાત હું કહું છું કે જમરા નામનું કોઈ જીવડું હતું નહીં.'

## નિ-યમરાજ તે થઈ ગયું યમરાજ

ત્યાર પછી લોકો પાછા કહે છે, 'પણ એવું સાવ જૂઠું તો કેમ કહેવાય ? એમ ગપ્પું તો નહીં હોય ને ? કંઈક એનું મૂળ તો હશે જ ને ?' જમરાના સ્થાન પર કોણ હશે ?

**પ્રશ્નકર્તા :** કર્મનું ફળ હોઈ શકે.

**દાદાશ્રી :** હા, એ જ કહેવાય કર્મફળ. પણ એનો કંટ્રોલર તો હોય કે ના હોય ? એટલે લોકો શું કહે છે ? 'જમરા ના હોય, તો એને બદલે કોઈ હશે તો ખરું ને ? તો જ લઈ જાય ને ! માણસ મરી જાય છે તે, યમરાજ તો જોઈએ ને ? જમરા વગર તો કેમ ચાલે ? જો જમરા ના

હોય તો ખરેખર છે શું ?' ત્યારે લોકો ખુલાસો તો પૂછે ને પાછો ? પણ ખરેખર શું છે ? એ નિયમરાજ છે. શું છે ?

**પ્રશ્નકર્તા :** નિયમરાજ.

**દાદાશ્રી :** મૂળ વાત તમને કહી દઉં. આ નિયમરાજ હતા, તેનું આ લોકોએ 'નિ' કાઢીને યમરાજ કરી નાખ્યું. ખરેખર નિયમરાજ છે. હવે તેને બદલે 'જમરા' બોલે. તે બોલો, આ લોકો ગૂંચાઈ જાય ને બિચારા !

યમરાજ ને નિયમરાજમાં ફેર હશે કે નહીં હોય ? જમરા અને નિયમરાજમાં ફેર નહીં ?

**પ્રશ્નકર્તા :** બહુ ફેર.

## નિયમ-રાજથી લાગે નહીં ભય

**દાદાશ્રી :** જગતને નિયમ જ ચલાવ્યા કરે છે, બીજું કોઈ ચલાવનાર ન હોય. કોઈ નિયમ છે. આ નિયમના આધીન આ જગત છે. જમરાના આધીન નથી, યમરાજાના આધીન નથી, આ નિયમરાજના આધીન છે. કોના આધીન છે ?

**પ્રશ્નકર્તા :** નિયમરાજ.

**દાદાશ્રી :** નિયમરાજ એટલે એક જાતનું વ્યવસ્થિત, નિયમથી જ બધું ચાલે. એમાં કોઈ આવી બધી બૂમો મારનારું છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હવે તમે કહો નિયમરાજ, એ ભય લાગવા જેવી વસ્તુ છે ? જરાય ભડકવા જેવું છે આમાં કશું ? હવે નિયમરાજથી બીક લાગે ?

**પ્રશ્નકર્તા :** ના લાગે.

**દાદાશ્રી :** માણસ નિયમથી મરે છે. નિયમરાજ લઈ જાય છે, એમાં ભય લાગવા જેવી કોઈ વસ્તુ છે ? નિયમથી જન્મે છે ને નિયમથી મરે છે અને વ્યવસ્થિતને તાબે છે. હવે નિયમરાજને પગાર આપવો પડે ?

નિયમથી સવાર થાય, નિયમથી રાત પડે. નિયમરાજ તમને સમજાયું ? નિયમ જ લઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** હવે આનો હિસાબ કોણ રાખે ?

**દાદાશ્રી :** કુદરતનો નિયમ એવો છે કે આનો હિસાબ નિયમ જ રાખે છે. નિયમરાજ એટલે કુદરતના કાયદાના આધારે આ ચાલે, તેમાં વચ્ચે ભગવાનની કે કોઈની જરૂર નથી. તમે વ્યવસ્થિત જાણો છો ને ? વ્યવસ્થિત જ કરે છે ને બધું ? હવે એમાં કંઈ મારવાનું રહ્યું ? એટલે ત્યાં રસ્તામાં કોઈ કષ્ટ-બષ્ટ કરતું નથી. કોઈ છે જ નહીં, કોઈ બાપોય નથી ત્યાં આગળ. અને જમરા કંઈ ત્યાં મારતા મારતા લઈ જાય છે ?

મેં કહ્યું, 'કોઈ ભય પામશો નહીં. કોઈ લેવા આવનારું નથી, નિયમરાજ છે. તમને ગમશે ?' ત્યારે કહે, 'એ તો બહુ સારું. તો તો ભય ના લાગે, નિયમરાજ છે એટલે.' લોકો સમજે કે આ નિયમરાજ છે, હવે વાંધો નથી.

નિયમરાજને ઓળખ્યા તમે ? જો યમરાજ કહે તો કેટલો ભડકાટ ઊભો થાય ? ને નિયમરાજ કહે એટલે ફોડ પડે. એ બધાનો ભડકાટ ઊડી જાય. એટલે આ આવો બધો કચરો અમે કાઢી આપીએ.

આ નિયમરાજને બદલે યમરાજ મૂકીને આ લોકોએ તેલ કાઢી નાખ્યું ! ત્યારે મૂઆ, આવું શું કામ મારી નાખ્યા ? લોકોને કહી દો ને, છેવટે તે નિયમરાજ છે, યમરાજ શું કરવા ઘાલી દીધા ? હવે પહેલેથી નિયમરાજ કહ્યું હોય તો વાંધો હતો ?

## હેતુ પાપ કરતા અટકાવવાનો

**પ્રશ્નકર્તા :** ના. તો આવો જમરાનો ખોટો ભય શા માટે ઘુસાડ્યો હશે પહેલાંના લોકોએ ?

**દાદાશ્રી :** જમરાનો ભય શાથી દેખાડતા'તા લોકો ? ત્યારે આગળ જે યમરાજ કહેનારા તે કંઈ ગાંડા હતા ? ગાંડા નહોતા. તે લોકોએ શા હારુ આ નિયમરાજને બદલે યમરાજ મૂકેલા ? દુઃખી કરવા માટે નહીં

મૂકેલા. મૂળ હેતુ ખરાબ નહોતો આ. જે લોકો ચોરીઓ, લુચ્ચાઈઓ કરતા ભડકતા ન હતા, એ પાપ કરે ત્યારે લોક શું કહે ? આ બ્રાહ્મણો શું કરે ? જો તું મરીશ ને, ત્યારે જમરા આવશે અને તને મારતા મારતા ત્યાં લઈ જશે. એના મનમાં ભય ઘાલો, કે જેથી ખોટા કર્મ ઓછા બાંધે. એટલે દબાણ સારુ લોકોને આ કહેલ.

**પ્રશ્નકર્તા :** શિસ્તમાં રાખવા માટે.

**દાદાશ્રી :** એ સમજે છે કે આ પબ્લિક છે તે જે ખોટા કામ કરે છે ને, તે આપણે જમરાનું નામ ઘાલો એટલે ખોટા કામ કરતા અટકી જાય. હા, એટલે એ થોડો વખત ચાલ્યું. એટલે થોડોક લાભ રહ્યો પણ એનો પાછો ગેરલાભ ઊભો થઈ જાય. હંમેશાં ખોટાથી લાભ લેવો નહીં. આ બધા રૂપકો અવળા પડ્યા છે. હવે આ રૂપકો ના સમજે તો શું થાય માણસનું ?

## પાપ ઓછા થયા નહીં ને જમરા રહી ગયા

એટલે એમ કરીને તે કંઈ આપણા લોકોના પાપ ઓછા થયા નહીં ને જમરા રહી ગયા. તે ઊંધું ઘાલ્યું તો ખોટા કામેય ચાલુ રહ્યા ને આયે ચાલુ રહ્યું. જો પાપ ઓછા થયા હોત તો હું જાણત કે આ રૂપક આપેલું કામ લાગ્યું. પાપ વધ્યા ને જમરા રહી ગયા. ભયેય ચાલુ રહ્યો અને આયે ચાલુ રહ્યું. જૂઠું જ્ઞાન ક્યાં સુધી હેલ્પ કરે ? ના હેલ્પ કરે. એવું ખોટું દેખાડવાનો અર્થ નથી, એના કરતા જેમ છે એમ કહી દો ને ! અને શિખવાડો કે આ શાનાથી જવાબદારી ઊભી થાય છે !

**પ્રશ્નકર્તા :** પણ એની પાછળ આશય તો શુભ છે ને આમ તો ? ખોટા કામથી બીવે એવો આશય એટલે એ શુભ આશય છે ને એમ ?

**દાદાશ્રી :** શુભ આશય આવો ના હોય. શુભ આશયવાળું પાંચ-દસ ટકા નુકસાન કરે એવું હોય, જ્યારે અહીંયા પંચાણું ટકા નુકસાન કરે છે ! આને તો પકડી મંગાવા જોઈએ. કોણે ઊભું કર્યું છે આ તોફાન ?

**પ્રશ્નકર્તા :** એનું મૂળ મળવું મુશ્કેલ છે.

**દાદાશ્રી :** અરે, આવું તોફાન ઊભું કરનાર નહીં જડે પણ જમરો તો છે ને ? જમરો કાંઈ નાસી ગયો છે ?

## આખી દુનિયાના ભૂતા કાઢવા આવ્યો છું

આ સમજાય છે ને ? વગરકામના ભૂતા એટલા બધા ઘાલી દીધા છે ! તે ખોટું ઘાલી દીધું છે તમને.

**પ્રશ્નકર્તા :** ખોટું જ.

**દાદાશ્રી :** એટલે પછી મેં જમરાને ડિસમિસ કરાવડાવ્યા. આ બધા ખોટા ત્રાસથી બધાને મેં કાઢી નાખ્યા આ વિજ્ઞાનથી. હું ભૂતા કાઢવા માટે આવ્યો છું આખી દુનિયાના. તે મેં કાઢવા માંડ્યા.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** તેમાં પેલા જૂના જે ગાદીઓવાળા છે ને, તેને બહુ વિરોધ થયા કરે કે આ દાદા આપણું બધું ગાદીપણું તોડી નખાવે છે, આવક બધી. કારણ, લોકોના વિચારો ફરી જાય ને, લોકો સ્વતંત્ર થઈ જાય ને ! લોકો ગૂંચાયેલા હોય ને, ત્યાં સુધી એમને પૈસા આવ્યા કરે. અને ગૂંચવણ હોય નહીં તો પછી કોણ જાય ત્યાં ?

## એક-એક શબ્દ અપૂર્વ, તેથી જ છુટકારો થાય

**પ્રશ્નકર્તા :** બરાબર છે, એક નવો વિચાર મળ્યો.

**દાદાશ્રી :** અમારો એકેએક શબ્દ નવો, અપૂર્વ હોય. પૂર્વે ક્યારેય પણ સાંભળેલું ના હોય, વાંચ્યું ના હોય, જાણ્યું ના હોય એવું અને તો જ છુટકારો થાય, નિવેડો આવે. નહીં તો આ ગૂંચવાડામાંથી ક્યારે પાર આવે ? જ્યાં આગળ લોકો એમ જ કહે છે, 'એય કૂતરું રડ્યું, જમરાજ આવ્યા !' આનો મેળ પડે ખરો ? કયા કાયદાથી બોલતા હશે આ કૂતરું રડ્યું એટલે જમરા આવ્યા ? એટલે આ બધાનો હું ફોડ પાડવા આવ્યો છું. હવે આ બધું ડિમૉલિશન (નિકંદન) કરો.

આ નિયમરાજ બરોબર સમજાઈ ગયું તમને ? આ બધું

નિયમરાજથી છે, ભગવાને આને બનાવ્યું નથી. ગૉડ ઈઝ ઈન એવરી ક્રીએચર (ભગવાન દરેક જીવમાં છે). ભગવાનને જેમ છે તેમ જાણો. ગૉડ ઈઝ નૉટ ક્રિએટર ઑફ ધીસ વર્લ્ડ એટ ઑલ (ભગવાન આ દુનિયાનો રચનાર નથી), ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ (માત્ર વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવાઓ) છે ! આ હું જોઈને કહું છું, કોઈ શાસ્ત્રની વાત નથી કરતો. જોયેલી વાત સારી કે શાસ્ત્રની વાત સારી ?

**પ્રશ્નકર્તા :** જોયેલી.

**દાદાશ્રી :** હં... શાસ્ત્ર તો અત્યારે મહીં કેટલાય ફેરફાર થઈ ગયા હોય શું ખબર પડે ?

❖ ❖ ❖ ❖ ❖

## [૧૦.૮]

# ભગવાન વિષે આગવી સમજ

### સાચા દિલનો એટલે ભગવાનનેય ટૈડકાવતો

સંસાર એ તો બંધન જ છે, મને તો નાની ઉંમરમાં આ બંધન લાગી ગયેલું. મને તો તેર વર્ષેય બંધન લાગતું'તું. દુઃખ નહોતું તોય બંધન લાગ્યા કરતું'તું.

**પ્રશ્નકર્તા :** કયા પરિબળના આધારે આપને બંધન લાગતું હતું ?

**દાદાશ્રી :** મારી લાઈફ તમારે જાણવી છે તો હું થોડીક વાત કરું કે નાનો હતો ત્યારથી મને આ દુનિયામાં પરતંત્રતા ગમતી ન હતી કોઈ પણ માણસની. મને ઉપરી ગમતો નહોતો. એ બહુ મોટો ત્રાસ ! કોઈ પણ ઉપરી હું પસંદ કરવા માટે તૈયાર નહોતો. મનુષ્યોથી ઉપર ઉપરી કોઈ હોવો જ ન જોઈએ. માથે ઉપરી હોય તો પરવશપણું કેટલું બધું રહે ?

એ તો મારે ભગવાન જોડે ઝઘડો હતો, તેર વર્ષનો હતો ત્યારથી. હું નાનપણથી ભગવાનને ટૈડકાવતો. એટલે ભગવાનની તરફે હું સાચા દિલનો હતો. બીજું કશું નહીં, કપટ-બપટ નહીં.

### સાધુ-સંતોની સેવા કરવી બહુ ગમતી

**પ્રશ્નકર્તા :** તમે તેરમે વર્ષે કેવી રીતે શોધ્યું કે મારો કોઈ ઉપરી નથી ?

**દાદાશ્રી :** હા, હું તેર વર્ષનો હતો ત્યારે અમારા ગામમાં, ભાદરણમાં ભગવા લૂગડાંવાળા સાધુઓ આવતા'તા એક-બે. હિન્દુસ્તાની હતા, ઉત્તર પ્રદેશ-પંજાબ તરફના. એમાં એક વેદાંતી સંત પુરુષ હતા. એમને 'જ્ઞાનીજી મહારાજ' કહેતા લોક. તે આંધળા હતા અને બહુ વૃદ્ધ હતા. આમ બહુ આનંદી હતા ને સારા હતા, હૃદયના ભોળા માણસ હતા.

એટલે પેલા છોકરાંઓએ કહ્યું કે આંધળા મહારાજ છે અને બહુ સારા છે. એટલે મારી ઈચ્છા થઈ, 'લાવ, હું જઈ આવું.' તે સ્કૂલમાંથી ટાઈમ મળે ને, એટલે પછી ત્યાં આગળ સંત પુરુષના આશ્રમ જેવું હતું ત્યાં દર્શન કરવા જતો.

અમે તો વૈષ્ણવમાં જન્મેલા એટલે ભગવા લૂગડાંધારી સંન્યાસી પાસે દર્શન કરવા જઈએ. જૈન કે એવું તેવું મનમાં નહીં કશું, જે હો તે. મને લાગેલું કે મહારાજ બહુ ચોખ્ખા છે, નિસ્પૃહી છે. તે બધા છોકરાંઓ એમના પગ દબાવે તો હુંયે દબાવવા માંડ્યો, હેતુ સમજ્યા વગર બધાને જોઈને. પછી બાપજી તો બોલી ઊઠ્યા, 'બચ્ચા તેરા નામ ક્યા હૈ ?' મેં કહ્યું, 'અંબાલાલ.' ત્યારે કહે, 'અચ્છા.'

પછી મહારાજની સેવા કરવા, પગચંપી કરવા, પગ દબાવવા માટે રોજ જતો'તો. સ્કૂલમાંથી છૂટીને છાનોમાનો, કલાક-અડધો કલાક. તે મસાજ કરી આપું જરા, મને ગમે એ.

શાથી પગ દબાવવા આવતો'તો ? ત્યારે કહે, ''એ આંખે આંધળા હતા છતાં હું આવું અને કહું કે 'બાપજી, જય રામજી' એવું બોલું ત્યારે, કોણ ? અંબાલાલ !'' એ શબ્દથી ઓળખી જતા. એટલે મને બહુ આશ્ચર્ય લાગે, કે 'આ મહારાજ સારા છે.'

પછી મહારાજને કહું કે 'હું થોડો દૂધપાક બનાવી લાવીશ, ખાજો.' તો કહે, 'ખાશું.' એટલે બાને કહું તો કરી આપે. તે થોડો દૂધપાક ને પૂરીઓ બનાવીને આપી આવું. એવું કંઈ આપી આવું. કંઈ લાડવા કર્યા હોય તો આપી આવું. કો'ક કો'ક દહાડો, રોજ નહીં. એટલે બહુ ખુશ થયા.

## 'ભગવાન મોક્ષે લઈ જશે' સાંભળી થયું મનોમંથન

પછી એક દહાડો મને કહે છે, 'બચ્ચા, ભગવાન તુમકો મોક્ષ મેં લે જાયેગા. તું મારા પગ દબાવું છું, તું સેવા કરું છું, ભગવાન તને મોક્ષે લઈ જશે.' આ વાક્ય મહારાજનું મને ઠીક ના લાગ્યું. એટલે મને બહુ જ ખૂંચ્યું, મારા મગજને. તરત મહીં મગજ ફાટ્યું કે 'ભગવાન મને મોક્ષે લઈ જાય ? એવો કોણ હશે વળી પાછો ?' મેં કહ્યું, 'સાહેબ, તમારી સેવા કરવાના ફળ રૂપે જો મને ભગવાન મોક્ષે લઈ જાય તો આ વાત ન કરો તો સારું લાગશે મને. આ વાત મને અનુકૂળ નથી. મને પસંદ નથી. બાપજી, એવું ફરી બોલશો નહીં હવે, નહીં તો ફરી નહીં આવું.'

'મને સેવા કરવા દો તમારી, તમે મારા ભગવાન છો. મને મોક્ષે લઈ જનાર ભગવાન જોઈતો નથી. મારે એવા ભગવાનની જરૂર નથી વચ્ચે, મારે તમારી જ જરૂર છે. મને જો ભગવાન મોક્ષે લઈ જાય તો એવા મોક્ષમાં મારે જવુંયે નથી. એવો મોક્ષ મને ખપતોય નથી. એ મને પોસાશે નહીં. તમારે લઈ જાવો હોય તો હું તૈયાર છું' કહ્યું. એટલે એમને અજાયબી લાગી.

એમના મનમાં એમ કે 'આ બચ્ચું છે ને, એટલે સમજે નહીં ને !' તે મને કહે, 'ધીમે ધીમે તને સમજાશે.' પછી એવું ગુજરાતીમાં કહ્યું, ત્યારે મેં કહ્યું, 'સારું સાહેબ,' પણ મને તો મોટા-મોટા વિચાર આવ્યા, કે જો ભગવાન મોક્ષે લઈ જાય તો એનો ઉપકાર ભૂલાય નહીં ને ! તમે એક આટલી જ ચા પાઈ હોય તો ઉપકાર ભૂલાતો નથી, તો જે મોક્ષે લઈ જાય એનો ઉપકાર તો ભૂલાય નહીં, તેનો કેટલો ઉપકાર માનવો પડે ?

## ભગવાન ઉપરી એવો મોક્ષ ના જોઈએ

ભગવાન મને મોક્ષે લઈ જાય તો એનો ઉપકાર હું ક્યારે વાળું ? ભગવાન તો મારો ઉપરી રહે ને ! ત્યારે એના ઑબ્લાઈજિંગ (ઉપકાર) નીચે રહ્યા. ભગવાન આપણને લઈ જાય, તો જે લઈ જાય તેનો આપણે પાડ તો માનવો પડે ને ? મેં કહ્યું, 'એવો મોક્ષ મારે જોઈતો નથી. મારે તો મોક્ષ કોઈ ઉપરી ના હોય એવો જોઈએ. પેલું ઑબ્લિગેશન (ઉપકાર) ના જોઈએ મને. એના મોક્ષમાં એ મને લઈ જાય તો એનો ઉપકાર મારે

માથે ચડ્યો, એ તો બોજો રહ્યો.' અને જે ભગવાને આ જગતને ક્રિયેટ કર્યું અને જેણે જગતમાં આપણને બનાવ્યા એનો ઉપકાર ભૂલાતો હશે? એટલે આપણો મોક્ષ થાય નહીં. અને એ પાછું ભગવાન મોક્ષે લઈ જાય મને, પણ તે ઉપરીનો ઉપરી તો રહ્યો ને પાછો. અને ઉપરી ત્યાં આગળ છે તે મોક્ષ કહેવાય જ નહીં ને ! 'ઉપરી મારે જોઈતો જ નથી. ભગવાન ઉપરી છે એવું સ્વીકાર જ કરતો નથી. તમે મારા ઉપરી છો, પ્રત્યક્ષ છો માટે. પ્રત્યક્ષ ઉપકારી છો એટલે' કહ્યું. પછી મહારાજ ચમક્યા કે 'યે ક્યા બોલતા હૈ, યે ક્યા બોલતા હૈ ? ઐસા નહીં બોલો, નહીં બોલો.'

## ભગવાન તમારી કલ્પના જેવા છે જ નહીં

પછી બાપજી ગભરાય ને. કહે છે, 'આ શું કહે છે, આવું ના બોલાય. ભગવાનની નિંદા કેમ કરું છું ? આ તો મેં કહ્યું કે ભગવાન તને મોક્ષે લઈ જશે.' ત્યારે મેં કહ્યું, 'ના, હું તો બોલીશ. નિંદા નથી કરતો. ભગવાન એવા છે જ નહીં, જે તમારી કલ્પનામાં છે. એટલે ભગવાનને તો હું શોધું છું. મહારાજ, મને પણ એ મેળ જ નથી પડતો. એ ભગવાન મોક્ષે લઈ જાય, એવું મારે જવું નથી. હું તો મારી રીતે જઈશ.'

કો'ક મને મોક્ષે લઈ જનારો ? ઈઝ ધેર એનીબડી ? અને તે તમારો ઉપરી હોય. આઈ ડોન્ટ વૉન્ટ બૉસ. તું ઉપરી, મને લઈ જનાર તું કોણ વળી ? તું નવરો કંઈથી પાક્યો ? માથે ભગવાન ઉપરી હોય તો પછી એને મોક્ષ કહેવાય જ શી રીતે તે ? ઉપરીવાળો મોક્ષ મારે જોઈતો નથી. હું અન્ડરહેન્ડ રહેવા માગતો જ નથી આ વર્લ્ડમાં. જે થવાનું હોય તે થાય, પણ અન્ડરહેન્ડ રહેવા માગતો નથી. તમારી સેવા કરીશ, પણ અન્ડરહેન્ડ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ સેવા કરે એ અન્ડરહેન્ડ જ કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** ના, ના, હું નહીં રહું અન્ડરહેન્ડ. તમારી દૃષ્ટિમાં જો હું અન્ડરહેન્ડ લાગીશ તો હું ઊઠી જઈશ. તમારી દૃષ્ટિ ફેર થશે, હું ઊઠી જઈશ. સેવા બધા પ્રકારની કરીશ. એટલે મહારાજ સમજી ગયા કે આ છોકરો જબરો છે !

## બેસાડ્યા પછી ઊઠાડે એ મોક્ષ શું કામનો ?

ભગવાન આપણને મોક્ષે લઈ જાય, તો તરત વિચાર આવે, એ બોલે ને સાથે બધું ચીતરામણ ફિલમની જેમ દેખાય. એ લઈ જાય તો મને કંઈ બેસાડે ત્યાં ? વખતે મને મોક્ષે લઈ ગયા, તે પણ અહીં એક જગ્યાએ બેસાડ્યો કે 'અહીં બેસ.' ઉપરી હોય તે તો કહે, 'અહીં બેસ આ સોફાસેટ પર.' એ સારી જગ્યા હોય, ફર્સ્ટ ક્લાસ જગ્યા હોય અને અહીં બેઠો હોય, પછી એનો ખાસ નવો ઓળખાણવાળો આવ્યો, બીજા સગાંવહાલાં, સાળાનો છોકરો આવ્યો તો ? એટલે આપણને કહે, 'ઊઠ અહીંથી' ને પેલા એના સાળાના છોકરાને બેસાડે. અરે ! બળ્યો તારો મોક્ષ, આપણને ઊઠાડે એ મોક્ષને શું કરવાનો ? જ્યાં તે 'ઊઠ' કહેનારો ત્યાં જવાની શી જરૂર ?

બેઠા પછી ઊઠવાનો વખત આવે એવો તારો મોક્ષ મારે નથી જોઈતો. તારે ઘેર રાખ મહીં. તું એકલો સૂઈ જા મહીં. કોઈ 'ઊઠ' કહેનાર ના હોવો જોઈએ. મોક્ષ એટલે કોઈ ઊઠાડે નહીં, કોઈ ઉપરી નહીં. એના માટે જન્મ્યો નથી. એના કરતા તો મારા ફાધર-મધર જે પ્રત્યક્ષ ઉપકારી છે, તે મારા સાચા. તું ક્યારે પ્રત્યક્ષ ઉપકારી ?

એના કરતા આ સંસાર સારો. મોક્ષે લઈ જનારો કોણ હોય ? મોક્ષનો માર્ગ છે ત્યાં સુધી ગુરુની જરૂર, જ્ઞાનીઓની જરૂર પણ મોક્ષે લઈ જનાર કોઈ ભગવાન જેવી વસ્તુ નથી. ભગવાન (ઉપરી) હોય તો આ દુનિયા જીવવાનો અર્થ શો છે ? મારા ફાધર-મધર એ ભગવાન મારા. કારણ હું જોઈ શકું છું, મને જીવન આપ્યું છે. એવો ભગવાન તમે આપો, ફાંફાં મરાવડાવે એવો ભગવાન મારે જોઈતો નથી.

## રિલેટિવમાં ઉપકારી ચાલે પણ રિયલમાં નહીં જ

ઘરના માણસ, ફાધર-મધર ઉપરી. એ રિલેટિવ ઉપરી છે, પણ રિયલ ઉપરી તો કોઈ જોઈએ જ નહીં. ભગવાન માથે હશે એ નહીં ચાલે. અહીં આ માથે હોય તે ભાંજગડ ! બાપા છે તે જ ઉપાધિ છે, એ તો જન્મ લીધો એટલે ઉપાધિ છોડાય નહીં. પણ બીજા તો વગર જન્મ આપે

મૂઆ વગરકામના ચડી બેસે. વર્લ્ડમાં મા-બાપ ઉપરી હોય તે એનો વાંધો નહીં, બાકી બીજાનું ઉપરીપણું સ્વીકારવા તૈયાર નહોતો હું.

આ મા-બાપ ઉપકારી છે, માટે એ ભલે આપણને ટૈડકાવશે તો ચલાવી લઈશું. હા, ટૈડકાવા પડે તો ઘરવાળા ટૈડકાવે એનો વાંધો નથી. કારણ કે એ લોકો તો આપણા માટે મહેનત કરે છે. એટલે ઉપકારી છે. નાના હતા ને મોટા કર્યા એ બધું જાણીએ ને આપણે. પણ મોટા ના કર્યા હોય ને મૂઆ આપણને ટૈડકાવે એ કોણ વળી ? ભગવાને મોટા કર્યા નથી એવું ખુલ્લું દેખાય છે. એ આપણને ટૈડકાવે, એને શું લેવાદેવા ? મા-બાપે મોટા કર્યા એ તો મેં જાતે જોયેલું. આ ખુલ્લું દેખાય છે એટલે એમનો ઉપકાર ના ભૂલાય. એ તો પ્રત્યક્ષ ઉપકારી જોઈએ છીએ, જાણીએ છીએ આપણે. એમનું ઉપકારીપણું છે, ઉપકારીનું ઉપરીપણું છે. પેલું તો કાયમનું ઉપરીપણું સૂચવે છે ભગવાનનું. કાયમી ઉપરી ના જોઈએ.

## ખોળી કાઢ્યું કે મારો-તમારો કોઈ ઉપરી છે નહીં

આ કોઈ ઉપરી હોય એ રીતે મારી જિંદગીમાં જીવ્યો નથી હું. એ ઉપરી મારે તો પોસાય નહીં, નો બડી (કોઈ નહીં). ઉપરી કરવા માટે જગતમાં આવ્યો નથી. ઉપરી પોસાય જ શી રીતે ? ઊંઘ ના આવે અમને તો રાત્રે. મેળ જ પડે નહીં ને ! એટલે ઉપરી ના જોઈએ. ઉપરી સ્વીકારવા તૈયાર નહીં. તો કહે, ઉપરી નહીં સ્વીકારું ત્યાં સુધી પૈણવા નહીં મળે. મેં કહ્યું, 'નહીં પૈણું. ઉપરીપણું સ્વીકારવા હારુ પૈણું એમ ?' ઉપરીપણું સ્વીકાર્યું નહીં અને ખોળી કાઢ્યું કે મારો તો ઉપરી નથી પણ તમારોય કોઈ ઉપરી નથી. હું ઉપરી વગરનો થયો અને તમને ઉપરી વગરના કરું છું.

મારે માથે કોઈ જોઈએ જ નહીં. માથે ફાધર-મધર, અહીં કોઈ ગુરુ હોય તે માથે, બાકી ઉપર કોઈ નહીં. વગરકામના માથે જોઈએ જ નહીં. માથે કોઈ હોય એને પછી આ જીવન જ કેમનું કહેવાય ? તો શું લાચારીમય જીવન જીવવાનું છે ? ભગવાન રૂઠ્યો છે ને ભગવાન આમ... એટલે ઉપરી ના જોઈએ પહેલેથી નક્કી કરેલું. ઉપરી જો હોય તો એનું

મોઢું જોઈએ તોય આપણને રીસ ચઢે બળી. ભગવાન ઉપરી કેમ પોસાય તે, એ પરવશતા ? એ પાછું એને ક્યાં આપણે પોલિશ કર કર કર્યા કરીએ, મસ્કા માર માર કર્યા કરીએ ?

## ન પોસાય ભગવાન ટૈડકાવે તે

ભગવાન શું આપી દેવાનો હતો, તે વગરકામનો મને ટૈડકાવે ? અને ટૈડકાવે તો ભગવાનેય મારે કામ ના આવે. મારી જોડે પાંસરો રહેજે, એવું ભગવાનને કહી દઉં. કારણ હું ચોખ્ખો છું, તદ્દન પ્યૉર છું. છૂપા કાવતરા નથી કર્યા.

એ તો કાલ ટૈડકાવે આપણને, એના કરતા આપણું ઘર શું ખોટું હતું ? આપણા ઘરના માણસો ઉપરી સારા. મારા બૈરાં-છોકરાં સારા બધા. આ વહુ થોડીવાર વઢે એટલું જ ને ? ગાળો દેશે તોય ચાલશે, થોડું લપકા કરી જશે, પણ ભજિયાં તો ખવડાવે કે ના ખવડાવે ?

## ભગવાન ઉપરી અને મોક્ષ, એ બે વિરોધાભાસ

**પ્રશ્નકર્તા :** ખુશમાં હોય તો ખવડાવે.

**દાદાશ્રી :** એ ગમે તેમ, પણ ખવડાવે ખરી ને ! બે ગાળો ભાંડતી હોય પણ ભજિયાં ખવડાવે ને, એ મોક્ષ સારો. પણ આવો મોક્ષ ના જોઈએ. ઉઠાડે એ તો જોઈએ નહીં, એના કરતા વાઈફ જોડે ભજિયાં ખાઈને પડી રહીશું. સારી સારી રસોઈ તો બનાવી આપે. તે ખઈએ-પીઈએ ને ચા પીને મસ્ત સૂઈ ગયા. તૈયાર રોકડું કરી આપે તો ખરી ! અને રિલેટિવ પાછું, રિયલ નહીં ને ! રિલેટિવનો નિકાલ થઈ જવાનો. આ બૈરી જોડે મોક્ષ સારો. સ્ત્રી ઉપરી સારી. અને આ તો વગરકામનો ઉપરી થઈ બેઠો છે, નહીં લેવાદેવા ! કશું કામમાં ન આવે એ ઉપરી મારે શા કામનો ?

આ મારી ઘરની મુક્તિ સારી છે તારી મુક્તિ કરતા અને આપણા વાઈફ ને એ બધા ઉપરી કેટલા ? અહીં જીવતા હોય, એટલા પૂરતું. આ તો કાયમનો ચઢી બેસે. ઉપરી ના હોવો જોઈએ, આટલી ભાંજગડ પડેલી. આ જિંદગીનું ગમે તે થાય, પણ ઉપરી તો ન જ હોવો જોઈએ.

એ ના પોસાય, માથે ભગવાનેય ના જોઈએ. એટલે ત્યારથી જ ભગવાન માથે ઉપરી છે એવું માનતો નહીં. ભગવાન શેના માટે ઉપરી ? એના કરતા તો આપણે આ લોકોના અન્ડરહેન્ડ રહેવું સારું, પણ ભગવાનના અન્ડરહેન્ડ તો રહેવાય નહીં. કારણ કે ભગવાન ઉપરી અને મોક્ષ, એ બે વસ્તુ હિન્દુસ્તાનના લોકો ભલે કલ્પતા હોય, પણ એ વિરોધાભાસ છે. હવે જગતમાં તો આ લક્ષમાં જ ના હોય ને કે આ વિરોધાભાસ છે એવું.

## મોક્ષ એટલે નો અન્ડરહેન્ડ, નો બૉસ

મોક્ષ અને ભગવાન (ઉપરી) બે વિરોધાભાસ છે. જો મોક્ષ હોય તો ભગવાન ઉપરી ના હોવો જોઈએ અને ઉપરી છે તો મોક્ષ કોઈનો થાય નહીં. એવો મોક્ષ હું ખોળું નહીં. મોક્ષ એટલે મુક્તભાવ.

મોક્ષ એટલે શું ? નો અન્ડરહેન્ડ, નો બૉસ. અન્ડરહેન્ડનો શોખ હોય તો અહીં હોવો જોઈએ, બાકી ત્યાં તો અન્ડરહેન્ડનો શોખ રખાય નહીં. મોક્ષમાં તો કોઈ અન્ડરહેન્ડ ના હોય, અપરહેન્ડ ના હોય, કોઈ ઉપરી જ નહીં. બિલકુલ ઈન્ડિપેન્ડન્ટ, ડખલ નહીં કોઈ જાતની, આપણે આપણા મોક્ષમાં જ. અન્ડરહેન્ડનો શોખ હોય તો ઉપરી મળે અને જેને અન્ડરહેન્ડનો શોખ નથી એને મુક્તિ મળે છે. કોને મળે છે ?

**પ્રશ્નકર્તા :** અન્ડરહેન્ડનો શોખ નથી તેને.

**દાદાશ્રી :** મને અન્ડરહેન્ડનો શોખ નથી. કોઈ નથી મારી અન્ડર (નીચે). મારે તમને અન્ડરહેન્ડ રાખવા નથી અને ઉપરી તરીકે સ્વીકાર કરવો નથી. ઉપરીને હું સ્વીકારતો જ નથી. ઉપરી કેમ હોવો જોઈએ ? એટલે ઉપરીપણું સ્વીકાર્યું નહોતું. મારા માથે ઉપરી ના જોઈએ, આ પહેલેથી ટેવ. એટલે ભગવાનનેય બૉસ તરીકે સ્વીકાર કર્યો નથી મેં કોઈ દહાડો.

## મારે મારી અંદરવાળા ભગવાન જોડે અભેદ થવું છે

જ્યાં ઉપરી નહીં, અન્ડરહેન્ડ નહીં એવો આ વીતરાગોનો મોક્ષ મને ખપે છે. તે દહાડે ખબર નહીં પડી કે વીતરાગોનો આવો મોક્ષ છે. પણ મને ત્યાંથી જ સમજણ પડે કે ઉપરી ના જોઈએ. 'ઊઠ અહીંથી'

કહે, એવો મારે નથી જોઈતો તારો મોક્ષ. એ મોક્ષે લઈ જતો હોય તોયે હું ના કહું કે 'તારે ઘેર જા અહીંથી. તારી લક્ષ્મીજી જોડે બેસી રહે તારે ઘેર. મારે તો મારામાંય એ ભગવાન છે ને એ ભગવાનની જોડે જવું છે. મારે તારું શું કામ છે ? તું ભગવાન છું, હુંયે ભગવાન છું. ભલેને તું મને થોડો વખત તારા કાબૂમાં લેવા ફરતો હોય પણ આઈ ડોન્ટ વૉન્ટ ટૂ.' પણ શેને માટે ભીખ ? આ પાંચ ઈન્દ્રિયોની લાલચો માટે ? શી લાલચો છે આમાં ? જાનવરનેય લાલચ છે, આનેય લાલચ છે. તેમાં ને આપણામાં ફેર શું રહ્યો ?

## બળવાખોર ને નિસ્પૃહી સ્વભાવને લીધે ચોખ્ખું બોલું

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે, લાલચને લીધે સાચા ભગવાનની ઓળખાણ નથી પડતી.

**દાદાશ્રી :** હું નાનો હતો ત્યારે એક બાપજી એવું બોલતા'તા, 'મેં આમનો મોટો રોગ લઈ લીધો અને આમનું શારીરિક દુઃખ હતું તે બધું લઈ લીધું.' મારા મગજને આ વાત પોસાય નહીં. બળવાખોર મગજ મારું. મેં કહ્યું, 'બાપજી, ત્યારે તો આ દવાખાના બંધ કરાવી દેવડાવીએ.' મૂઆ, સંડાસ જવાની તો શક્તિ નથી. શરમ નથી આવતી ? એવડો મોટો બાપજી હતો તોય કહ્યું, 'સંડાસ જવાની શક્તિ હોય તો મને દેખાડ, ચાલ, હેંડ. પુરાવો આપ. દુઃખ લેવા આવ્યા ! લોકોને ભમાવે છે ?'

'બાપજી એના કરતા અહીંથી ઘેર જઈને પૈણો ને, આ તોફાન કર્યા કરતા.' તે દહાડે એમને ચોખ્ખું સંભળાવી દીધું'તું. તે એમને ખરાબ લાગ્યું. બળવાખોર સ્વભાવ મારો એટલે જરા બોલું તે ખરાબ તો લાગે ને ?

આ તો બધા પેલો વાઘરો બેઠો હોય ને, તેનુંય ભગવું કપડું જોઈ, 'બાપજી, મારું ભલું કરજો કંઈક.' આ બિચારા સુંવાળા લોક ભમી જાય છે ! 'મારું દુઃખ લઈ લીધું' કહે છે. મને આ પોસાય નહીં. હું ચોખ્ખું બોલવાવાળો માણસ ! એટલો અવગુણ મારામાં હતો. બળવાખોર નિસ્પૃહી માણસ હોય, જેને કશું લેવા-દેવા નથી એવું કરીને ચાલે. એ કહી દે એને ઠીક લાગે તે.

## અંતે ખોળી કાઢ્યા સાચા ભગવાનને

એટલે તેર વર્ષની ઉંમરે આ સ્વતંત્રતા જાગેલી. ત્યાંથી જ મેં તપાસ કરી કે આ ભગવાનને ખોળી કાઢવા. એવો કોણ ભગવાન છે કે આપણને મોક્ષે લઈ જાય ! એ ખોળી કાઢ્યા પણ. 'માથે ભગવાન નથી' એવું ખોળી કાઢ્યું.

આમથી તેમ, આમ હલાવ્યું, તેમ કર્યું પણ ખોળી કાઢ્યું કે 'નથી જ.' અને 'નથી' બોલ્યો, ત્યાર પછી મેં રાહ જોઈ. મેં કહ્યું, 'જો તું હોઉ, તો મને ઉઠાવી લે હમણે.' 'અવકાશ દેખા, લેકીન કુછ નહીં. કુછ ભી પત્તા હી નહીં ઉસકા.' એમ ને એમ ત્યાં આગળ લોસ્ટ પ્રોપર્ટી ઑફિસમાં ગઈ બધી અરજીઓ લોકોની. પછી વાંચવામાં આવ્યું કે ભગવાન તો માંહ્યલાને કહેવાય છે, ત્યારે એ વાત મને ગમી. ઘણાં લોકો તો ભગવાનને 'માંહ્યલો' જ કહે છે ને !

અંતે ભગવાનને ખોળી કાઢ્યા તે ખોળી કાઢ્યા, પણ ભગવાનની એટલી સરસ ભક્તિ કરી કે ભગવાન મને વશ થઈ ગયા છે આખાય ! એમ ને એમ અજવાળું થઈ ગયું. ધારેલું નહીં આવું. તે મારું ડેવલપમેન્ટ (ઉપાદાન) હું લાવેલો અને અનંત અવતારની ઈચ્છાઓ, તે આ અવતારે ફળી.

પહેલાં તો મારે ટૈડકાવે એ જોઈએ નહીં. ભગવાનેય જો ટૈડકાવતો હોય તો એ દુનિયાય મારે ના જોઈએ. અને ખરું પૂછો તો અત્યાર સુધી આખી જિંદગીમાં મને કોઈએ ટૈડકાવ્યો નથી. 'હવે ટૈડકાવનારને છૂટ. હવે જેને ટૈડકાવવો હોય તેને. હવે તમારો વારો.'

મેં આખી લાઈફ રિસર્ચ (શોધખોળ)માં જ કાઢી છે, રિસર્ચ જ કરેલું બધું. એટલે ભગવાન જડ્યો અને ધ વર્લ્ડ ઈઝ ધ પઝલ ઈટસેલ્ફ, ઈટસેલ્ફ પઝલ થયેલું છે. ગૉડ હેઝ નૉટ ક્રિએટેડ, ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. સંજોગો બધા સાયન્ટિફિક સંજોગો છે, એનાથી બધા કાર્યો થયા કરે છે.

## ભગવાન પોતાનું જ સ્વરૂપ, ન આપે કશું ભૌતિક

ભગવાનને કહ્યું, 'મારું સ્વરૂપ છે તું, ઉપરી શેનો ?' 'મારું પોતાનું

સ્વરૂપ જ છે' એ ભાન નથી એટલે લોકો એને ઉપરી ઠરાવે. પોતે લાલચુ છે એટલે. એની પાસે કંઈક લેવું છે, પણ ના મળે એની પાસે. છે નહીં, તે શું આપશે અમથો વગરકામનો ? હા, તારે જે જોઈતા હોય ભૌતિક સુખો, તારી પાસે હોય તે આ લોકોને તું આપ. એટલે તને ભૌતિક સુખ તો પાર વગરનું મળશે અને દુઃખ આપું તો દુઃખ મળશે. બાકી આ બધાનું સરવૈયું તને મળશે, ભગવાનની વચ્ચે જરૂર નથી. એને દલાલ શું કરવા કરું છું તે ? અને ભગવાન તો શું કહે ? તારે સનાતન સુખ જોઈએ તો જ મારી પાસે આવ, આ સુખો માટે હું નથી. તમારે કયું સુખ જોઈએ છે ?

**પ્રશ્નકર્તા :** સનાતન સુખ.

**દાદાશ્રી :** હા, સનાતન સુખ જોઈતું હોય તો તું અહીંયા આવ. એ ભૌતિક સુખોને માટે શું કરવાનું ?

એટલે પરવશતા તો મને બહુ ખૂંચતી'તી અને તે ભગવાનના પરવશ રહેવાનું તો મને બહુ ખૂંચતું'તું. આ પારકો માણસ, નહીં લેવાદેવા. વખતે મોટોભાઈ હોય તો આપણે જાણીએ કે કમાઈને લાવે છે બિચારો ને આપણને ખવડાવે છે એટલે ઉપરી. એના વળી પરવશ રહીએ. ભાભીને પરવશ રહીએ કે ખાવાનું બનાવીને ખવડાવે છે બધું. પણ આને નહીં લેવાદેવા ને વગરકામના એને પરવશ રહેવાનું ? એટલે મને ખૂંચ્યા કરતું'તું અને ખોળી કાઢ્યું ત્યારે છોડ્યું મેં.

## ઉપરી એ જ ઉપાધિ

નાનપણમાં મારા કરતા વધી જાય તેની જોડે બેસવાનું મને ફાવે નહીં, હીનતા લાગે. ત્યાં ના ફાવે. એ વાતો કરે એટલે મારી જાતને હીનતા લાગે એટલે હું ત્યાંથી ખસી જઉં. મેં કહ્યું, 'આ દુકાને આપણે બેસવું નહીં. આપણો નંબર લાગે ત્યાં બેસવું. ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન.'

**પ્રશ્નકર્તા :** નાનપણમાં એવું હતું ?

**દાદાશ્રી :** ત્યારે શું કરવાનું ? આ ફાવે નહીં. આ મારી કરતા વધી ગયો એ ફાવે નહીં.

આની આ જ ભાંજગડ આગળની આગળ આવે. ઉપરી ના જોઈએ. આમ ના ફાવે. કેટલીય ઉપાધિ ! તારે ફાવે ?

**પ્રશ્નકર્તા :** મને તો ફાવે, દાદા.

**દાદાશ્રી :** એમ ?

## ભગવાનને ભજીને એમના જેવો થઈશ

એટલે ભગવાનનેય ઉપરી તરીકે સ્વીકારું નહીં. ભગવાન મારા પૂજ્ય છે બધી રીતે, પણ ઉપરી તરીકે સ્વીકાર નહીં. તમને ભજીને તમારા જેવો થઈશ, શું કહેતો'તો હું ?

**પ્રશ્નકર્તા :** તમને ભજીને તમારા જેવો થઈશ.

**દાદાશ્રી :** હા, તમારા જેવો જ. તમારામાં ને મારામાં ફેર નથી. ફક્ત ફેર એટલો જ છે કે તમે એ ભણીને આગળ ગયેલા છો ને હું ભણીને પાછળ રહેલો છું. બીજો કોઈ ફેર નથી, નો ડિફરન્સ. પોતાનું સ્વરૂપ જ પરમાત્મા છે. ભગવાન કશું જ કરતો નથી ને ! કશું કરી આપતો નથી. તે ઉપરી કેમ કરીને રખાય ? ભગવાન કશું જ કરતો હોય એનો પુરાવો કોઈ માણસ મને દેખાડે કે આ ભગવાને મને કરી આપ્યું. કશું જ કરતો નથી ત્યાં આગળ લોકો, 'ભગવાને કર્યું' કહે છે. ભગવાનને તો ઓળખો, ભગવાન આવું કોઈનું કરે એવા છે નહીં.

## નામ સંભારતા દુઃખ દૂર થાય પણ ન મળે ચાર આના

હું તો પંદર વર્ષનો હતો ત્યારથી જ આવું ના માનું. મને માન્યામાં જ ના આવે ! આવું એકને ત્યાં મામેરું પૂરે ને એકનું આમ રખડી મરે, એના જેવું હોતું હશે ? એ ભગવાન કેવો ? હવે ભગવાન પાસે ચાર આનાય હોય નહીં. કોઈને મદદ કરી શકે નહીં ભગવાન. એનું નામ સાંભરતાની સાથે બીજા દુઃખ દૂર થાય, બીજા દુઃખ અલોપ થઈ જાય એટલું જ, પણ બીજું કશું આપી ન શકે.

ભગવાને તો આમાં હાથ જ નહીં ઘાલ્યો. એ ભૌતિક દૃષ્ટિમાં હાથ

જ નથી ઘાલે એવા અને ભૌતિક કરે એવાય નથી. તમારે ભૌતિક કરાવવું છે, પણ એ તો જ્ઞાતા-દ્રષ્ટા, વીતરાગ. વીતરાગની પાસે કશો સામાન હોય ખરો ? એ શું આપવાનો હતો ? એ વીતરાગ છે. એની પાસે કશું છે નહીં, ભૌતિકવાળાને માટે. એ તો શું કહે છે કે તમારે કાયમનું સુખ જોઈતું હોય તો મારી પાસે આવો. ત્યારે હું સનાતન સુખનો ભોગી. એટલે મેં એની પાસે કહ્યું, 'ભઈ, આ સનાતન સુખનો ભોગી, હું ઉપરીપણું સ્વીકારીશ નહીં.' એટલે કહે, 'તમે વીતરાગ થાવ એટલે હું ને તમે એક જ છીએ. રાગ-દ્વેષ છૂટી જાય તો હું ને તમે એક જ છીએ !'

## અંદરવાળા ભગવાનને જ કહેતો, 'મને તારજો'

એટલે ઉપર કોઈ બાપોય નથી, એવું કોઈ બૉસ નથી એવી મને સંપૂર્ણ ખાતરી થઈ ગઈ હતી. દરેક મનુષ્યમાં ભગવાન મહીં રહેલા જ છે, ફક્ત પ્રગટ કરવાના છે. તે પ્રગટ કેવી રીતે થાય ? કે જ્યાં પ્રગટ થયેલા હોય તેની પાસે જઈએ તો પ્રગટ થાય, બીજો કોઈ રસ્તો નથી.

એટલે માર્ગ આ જ અપનાવ્યો હતો, કે ભઈ, હવે આપણે જાતે ઉપર ભગવાન છે નહીં એવી રીતે કામ લો. ભગવાન અંદર છે ને અંદરવાળા ભગવાન જોડે જ પહેલેથી વાતો કરવા માંડી હતી, કે તમે મને તારજો કે બચાવજો. જે કહેતો'તો તે એમને કહેતો. ઉપરવાળાને કહીએ તો કોઈ બાપોય પૂછતો નથી, ત્યાં તો. એમ ને એમ ગયું, અદ્ધરતાલ.

## જેને અન્ડરહેન્ડ ના ગમે, તેને ઉપરી ન મળે

મારી અંદરની શોધખોળ કે ભગવાન ઉપરી નથી. એ અન્ડરહેન્ડેય નથી અને ઉપરીયે નથી. તે મને એમની દશામાં બનાવ્યો કે ઉપરી પણ નહીં, અન્ડરહેન્ડેય નહીં. એટલે મને અન્ડરહેન્ડનો શોખેય નહોતો અને ઉપરીયે ના જોઈએ મારે. અન્ડરહેન્ડનો જેને શોખ હોય, એને ઉપરી મળ્યા વગર રહે નહીં અને એ બેની વચ્ચે બફર થાય, ઉપરી અને અન્ડરહેન્ડ. અને એથી બફર કૂટાયા જ કરે. લોકો કહે છે, 'ઉપરી અમને ગમતા નથી.' મેં કહ્યું, 'ના, એ નહીં ચાલે. જ્યારે તમને અન્ડરહેન્ડ નહીં ગમે, ત્યારે ઉપરી એની મેળે જ નહીં આવે.' એ એનું પરિણામ છે. અન્ડરહેન્ડ

તમને ગમશે નહીં, ત્યારે ઉપરી તમને પ્રાપ્ત જ નહીં થાય. તમને ઉપરી નહીં પ્રાપ્ત થાય એવી ઈચ્છા નહીં કરો. મને અન્ડરહેન્ડ ગમતા નથી, હું કોઈને અન્ડરહેન્ડ રાખવા માગતો નથી, તે મને ઉપરી કેવી રીતે આવે ?

## ખોટું કરતા અટકે એટલે ભગવાનની ભડક ઘાલી

અત્યારે મારો ઉપરી કોઈ છે નહીં વર્લ્ડમાં. ઉપરી કેમ પોસાય બળ્યું ? અને તમનેય ઉપરી રહિત બનાવી આપું ! હમણે લોકોને બહાર પૂછો ને, તો 'ગૉડ ઈઝ ક્રિએટર ઈઝ કરેક્ટ' એવું કહે. અને અહીં કોઈ બાપોય ઉપરી નથી. તારે જો મુક્ત થવું હોય તો, ઈન્ડિપેન્ડન્ટ થવું હોય તો કોઈ ઉપરી છે નહીં અને તને ડિપેન્ડન્ટ ગમે છે માટે ઉપરી છે. ઉપરી હોય તેનો અર્થ જ શું ? મીનિંગલેસ વાત ! એટલે લૌકિક વાત જુદી છે, અલૌકિક વાત જુદી છે. આ તો શા માટે ? લોકોને ભડક માટે ભગવાનને ઉપરી ઠરાવ્યો છે, નહીં તો પછી લોકોના મનમાં શું થાય કે લાવો, સ્ટોરવાળો કોઈ છે નહીં, આજે કાઢી લો ને ! એટલે આવો કાંઈ ભગવાનનો ભય વર્તે છે એટલે એ ટેવ છૂટી જાય લોકોને અને વિચારક માણસને ભયની જરૂર નથી. તમારી માટે કોઈ પોલીસની જરૂર નથી ને લશ્કરની જરૂર નથી. પોલીસ-લશ્કર આ ગુંડા લોકોને માટે છે અને એમનો ટેક્સ તમારા ઉપર લાગે છે.

મેં શોધખોળ કરી કે કોઈ ઉપરી નથી. આ વૈજ્ઞાનિક રીતે શોધખોળ છે. મને જ્ઞાન થયું સુરતના સ્ટેશન ઉપર, પછી જગતમાં કોઈ એવી ચીજ જાણવાની બાકી નથી મારી પાસે. અને આજેય પણ અત્યારે જ્યાં જોઉ ત્યાં હું ભગવાનને જોઈ શકું છું. તમારા ભગવાનનેય જોઈ શકું છું ને પરમાત્માનેય જોઈ શકું છું. તમારામાં ભગવાન પરમાત્મા રૂપે નથી રહ્યા, ભગવાન રૂપે રહ્યા છે ને બીજે પરમાત્મા રૂપે છે, તેનેય જોઈ શકું છું. એટલે વર્લ્ડ સમજવા જેવું છે આમ, ગપ્પું નથી. આ વિજ્ઞાનથી ઊભું થયેલું છે. એટલે તમારે ઈન્ડિપેન્ડન્ટપણું ખોળવું જોઈએ.

## ભગવાન નહીં પણ મારી ભૂલો એ જ મારી ઉપરી

**પ્રશ્નકર્તા :** દાદા, તમે તેરમે વર્ષે પડકાર કર્યો કે મારો કોઈ ઉપરી નથી, એટલે ત્યારથી તમે આગલી ભૂલો ભાંગી નાખી ?

**દાદાશ્રી :** ભૂલો ભાંગી મેં આખી જિંદગી. તેરમા વર્ષ પછી મેં કહ્યું, 'આ કોણ છે ?' ત્યારે આ ઉપરી નથી ને આ ડખો કેમ છે, લોકોનો ? ઉપરી નથી એ મને શ્રદ્ધા છે, તો આ ડખો કેમ છે ? લોકો આમ હેરાન કરે છે, પોલીસવાળાય કરે. ત્યારે કહે, 'આપણી ભૂલો છે તે જ. ભૂલો ભાંગી જશે, એટલે ઉપરી કોઈ નથી.'

આ તમે હમણે છે તે ગુનો કરો ને પાછા પોલીસવાળાને ટૈડકાવીને આવો એટલે એ તમારો ઉપરી ઠર્યો. પછી ઘેર આવે કે ના આવે ડંડો લઈને ? અને આપણે ગુનો કર્યા પછી એની પાસે માફી માગી લઈને છુટકારો કરીને આવીએ તો આવે ? તે આ તમારા ગુનાઓ જ તમારા ઉપરી છે, બીજું કોઈ ઉપરી નથી.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** ત્યારે ભૂલ તો ભાંગવી જ પડે ને આપણી ! હવે તમને શિખવાડું છું. ભૂલો ભાંગી નાખો, તો તમારો ઉપરી કોઈ નથી.

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** જ્યાં સુધી ભૂલો પૂરી ભાંગી ના જાય ત્યાં સુધી તમારે દાદા ઉપરી છે.

એટલે હું તેર વર્ષની ઉંમરથી ભગવાનને સ્વીકારતો નથી મારા ઉપરી તરીકે. મારી ભૂલો અને બ્લંડર્સ એટલા જ ઉપરી છે, બીજું કોઈ ઉપરી છે નહીં અને તમારે પણ એ જ ઉપરી છે, બીજું કોઈ છે નહીં ઉપરી.

## આત્મયોગ સિવાયના યોગો વિસામા જેમ

**પ્રશ્નકર્તા :** ત્યારે આવી બધી જે ધર્મોમાં રૂઢીઓ ચાલતી, પણ તેમાં તમે ના ફસાયા હોય એવો કોઈ પ્રસંગ બનેલો ?

**દાદાશ્રી :** એક મહારાજ મને યોગ શિખવાડવા માંડ્યા. 'અહીં (કપાળમાં બે ભ્રમર વચ્ચે) જો જો કરો' કહે છે. મેં જોયું પછી બીજે દહાડે દુખ્યું. મેં કહ્યું, 'આ રસ્તો કંઈથી લાવ્યા છો તમે ? કોણે શિખવાડ્યું

છે તમને ? મને જોતા જ દુઃખે છે. તે આગળ શું થશે હવે ?' ત્યારે કહે, 'એ તો થોડા દહાડા પછી રાગે પડી જાશે.' મેં કહ્યું, 'પહેલું દુઃખ આવે ને એ જ દુઃખ.' ક્રિયાનો સ્વભાવ એવો છે કે તમે વારેઘડીએ કરો એટલે સહજ થઈ જાય. શું થાય ? કોઈ પણ ક્રિયા કરવાની ના હોય. આત્મામાં ક્રિયા નામનો ગુણ જ નથી, એ સ્વભાવ જ નથી. એ પોતે જ અક્રિય સ્વભાવનો છે ને કરવાનું શું ? તો આ જે મેટર (જડ) છે એનો કરવાનો ગુણ છે. એટલે તમે મેટરરૂપ થઈને કરી શકશો. જે કંઈ ક્રિયા કરો એ મેટરરૂપની કરી શકશો. એટલે આ બધું ઊંધો રસ્તો હતો. તે આમ કરો ને તેમ કરો.

આ જે ચક્રો છે એ બધું શેને માટે છે ? કે રસ્તે જતા થાક લાગ્યો હોય તો વિસામો છે. તે થોડીવાર તમે વિસામો ખાઈ લો. મોક્ષમાર્ગે જતા જતા થાક લાગ્યો હોય તો વિસામો ના જોઈએ ? તે આ વિસામા છે, તેને બદલે કાયમનો આને જ માર્ગ બનાવી દીધો. આવો યોગ હતો જ નહીં. હિન્દુસ્તાનમાં કયો યોગ હતો ? એકલો આત્મયોગ હતો. અને આ બીજા બધા યોગ, ચક્રના યોગ તો વિસામા છે.

હું નાનપણમાં અગાસ જતો હતો ત્યારે ત્યાં કહે કે 'માળા ફેરવો,' ત્યારે હું કહું કે 'હું માળા ફેરવવા નથી આવ્યો. હું તો શ્રીમદ્જીનો અભ્યાસ કરવા આવ્યો છું.'

## ચિંતા ઘટાડે નહીં તે લાઈટ શું કામનું ?

એક ફેરો નાનપણમાં હું સત્તર-અઢાર વર્ષનો હતો ત્યારે આંખ દબાવીને મેં એક પ્રયોગ કરેલો. એક ફેરો આમ હાથ જરા દાબીને આંખ ચોળી'તી. આંખને બહુ ચોળ ચોળ કરે ને, પછી આંખ ખોલે તો શું દેખાય ?

**પ્રશ્નકર્તા :** આમ કાંઈક સ્પૉટ (ટપકાં) જેવું દેખાય.

**દાદાશ્રી :** કેવું દેખાય ? લાઈટ !

**પ્રશ્નકર્તા :** હં... લાઈટના ટપકા.

**દાદાશ્રી :** અરે ! મને તો આખો લાઈટનો ગોળો જ દેખાતો હતો. તે મોટો ઝબકારો થયો ને અજવાળું-અજવાળું દેખાયું ! તે બહાર જે અજવાળું થયું, તે દસ-દસ મિનિટ સુધી અંધારું ના થાય.

**પ્રશ્નકર્તા :** દસ મિનિટ સુધી અંધારું ન થાય ? તે દસ મિનિટ સુધી જાય નહીં !

**દાદાશ્રી :** પછી હું વિચારમાં પડ્યો કે આ શું થયું ? પછી મને સમજાયું કે આ તો આંખનું લાઈટ (જોવાની શક્તિને નુકશાન થાય) જતું રહ્યું. તે ફરીથી કોઈ દહાડો હાથ અડાડવાનું જ બંધ કરી દીધું. આ તો લાઈટ જતું રહે આંખનું. આખો ગોળો જ લાઈટનો દેખાતો'તો. આ આમ હાથ અડાડીએ, એનું શું ? મીનિંગલેસ, યૂઝલેસ બધી વાતો. આવો પ્રયોગ વેચવા જાય તો ચાર આનાય બજારમાં ના આપે આને. ચિંતા તો ઘટતી નથી ! આવું બધું કરે એટલે શક્તિ હીન થઈ જાય બધી.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૦.૯]
# સાચા ગુરુની ઓળખ પહેલેથી જ

## કોઈ ધર્મ નહીં પણ વીતરાગ માર્ગ ફાવે

**પ્રશ્નકર્તા :** દાદા, તમને જૈનના સંસ્કાર કેટલા વર્ષથી મળેલા ? નાનપણથી જ જૈનના સંસ્કાર બધા ?

**દાદાશ્રી :** ના, નાનપણમાં તો મને આ વૈષ્ણવના સંસ્કાર મળેલા. અમારો જન્મ વૈષ્ણવ મા-બાપને ત્યાં ઋણાનુબંધથી થયેલો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એવું સાંભળ્યું છે કે તમે નાનપણમાં ચોવિહાર કરતા'તા, પ્રતિક્રમણ કરતા'તા.

**દાદાશ્રી :** ના, ના. એ તો બધું મોટી ઉંમરમાં, પણ પહેલાં કંઠી બંધાવેલી. જૈન ધર્મ તો ફાવે જ નહીં, મેળ જ ન ખાય. વીતરાગ માર્ગ ઉપર ગયેલો.

**પ્રશ્નકર્તા :** હા, એટલે વીતરાગ માર્ગ ઉપર, બરોબર.

**દાદાશ્રી :** આ કૃષ્ણ ભગવાને 'વીતરાગ' કહ્યું, તે ફાવે. વીતરાગો (તીર્થંકરો)એ 'વીતરાગતા' કહ્યું તે ફાવે. જૈન ધર્મ, વૈષ્ણવ ધર્મ એ બધું અમને ના ફાવે.

## મને કંઈક શિખવાડે, ત્યાં બંધાવું ફરી કંઠી

**પ્રશ્નકર્તા :** આપનો જન્મ વૈષ્ણવ કુળમાં થયેલો તો તમે કંઠી કોની બંધાવેલી ?

**દાદાશ્રી :** હા, નાનો હતો ત્યારે બા કંઠી બંધાવવા લઈ ગયેલા. તે કાંકરોલીવાળા બાવાની કંઠી બંધાવેલી હતી. તે લગભગ બાર-તેર વર્ષની ઉંમરે એની મેળે તૂટી ગઈ. બધા કહે, 'ફરી કંઠી બંધાવો.' એટલે પછી બા કહે કે 'ફરી કંઠી બંધાવ્યા વગર ના ચાલે.'

મને મારા મધર છે તે વૈષ્ણવમાં ઘાલવા ફરે. એટલે મધરે કહ્યું કે 'બાવાજી આવ્યા છે કાંકરોલીથી, તે આપણે ફરી કંઠી બંધાવી લઈએ.' તે દહાડે ફરી કંઠી બાંધવા સારુ ટાઢું પાણી ઘડો ભરીને રેડી દે આપણી ઉપર અને કાનમાં ફૂંક મારે. શું ફૂંક મારે ? 'શ્રીકૃષ્ણ શરણમ્ મમ્.'

**પ્રશ્નકર્તા :** મંત્ર આપે.

**દાદાશ્રી :** તે આપણને એમ સમજાય કે 'હે શ્રીકૃષ્ણ, અમારે શરણે આવ' એવું સંભળાય આપણને ! શું સંભળાય ?

**પ્રશ્નકર્તા :** કૃષ્ણ ભગવાન, તમે અમારે શરણે આવો.

**દાદાશ્રી :** એટલે મેં કહ્યું, 'ના, મારે એવું ખપે નહીં. મારે આવી કંઠી નથી પહેરવી બા. મને તો કંઈક સાચું શિખવાડે ત્યાં મારે કંઠી બાંધવાની છે.'

## બહુ દહાડા છેતરાયો, હવે ના પડું કૂવામાં

મેં કહ્યું, 'જો આ કૂવો ! હું મારા બાપ-દાદાના કૂવામાં પડવા માગતો નથી. આપણા બાપ-દાદાઓ આ કૂવામાં પડ્યા હશે, તે દહાડે પાણી હશે. પાણી પહેલાં હતું, વલ્લભાચાર્યના વખતમાં પંદર ફૂટ પાણી હતું. ત્યાં સુધી પડત. કારણ કે તરતા આવડે એટલે જીવતો રહેત. પણ અત્યારે એ પાણી સૂકાઈ ગયેલું છે. હું કૂવો જોઈ આવ્યો વૈષ્ણવનો. મને તો આ કૂવામાં જોતા મોટા-મોટા પથ્થર પડેલા છે ને મોટા-મોટા સાપ દેખાય છે, પાણી દેખાતું નથી. મહીં હું નહીં પડું, તમે બધા પડજો. તમારા બાપ-દાદાના કૂવામાં તમે બધા પડજો. બાપ-દાદા પડે એ કૂવામાં આપણે પડવું ? કંઈ લખી આપ્યું છે આપણને ? પાણી જુઓ મહીં, છે

કે નહીં ? તો પડો, નહીં તો પાણી ના હોય તો આપણે પડીને માથા ફોડવાનું શું કામ છે તે ?'

**પ્રશ્નકર્તા :** અને તે વખતે તમે ના પાડી.

**દાદાશ્રી :** હા, મેં ના પાડી બાને.

આ શું વેશ ? બહુ દહાડા છેતરાયો છું. હવે આ અવતારમાં છેતરાવું નથી. આ કંઠીબંધા* નહોય, આ તો તને હઉ બાંધું એવો છું.

## મમતા-સ્વાર્થ નહીં, તેથી ના ગાંઠ્યા

હું તો મૂળ પહેલેથી ક્રાંતિકારી ! હું કંઈ ગાંઠું એવો માણસ નહીં ને ! મમતા હોય તે ગાંઠે. જેને મમતા નથી એને ગાંઠવાનું શું હોય ? સ્વાર્થવાળા ગાંઠે, એને ફાયદો થતો હોય તો ! મારે બિલકુલેય મમતા નહીં, સ્વાર્થે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ કયું એટમોસ્ફિયર (વાતાવરણ) હતું કે એ જમાનામાં તમે બાર વર્ષની ઉંમરે આટલી હિંમતપૂર્વક ના કહી દો ?

**દાદાશ્રી :** બહુ જ હિંમત. તેથી મધરે કહ્યું કે તને 'નુગરો' (ગુરુ વિનાનો) કહેશે. ત્યારે મેં કહ્યું, 'એ વળી કયું જનાવર આવ્યું પાછું, નુગરો ?' મને સમજણ પડેલી નહીં આ નુગરો અને બા પણ નહીં સમજતા હોય. પણ એમને લોક કહે કે 'નુગરો કહેવાય.'

**પ્રશ્નકર્તા :** હા, ન-ગુરુ.

**દાદાશ્રી :** ત્યારે 'નુગરો' શબ્દ એટલે હું સમજું કે આ શબ્દ એ લોકોનું કંઈ એડજસ્ટમેન્ટ હશે, એને 'નુગરો' કહીને ફજેત કરતા હશે. નુગરો એ કોઈ શબ્દ હશે ગાળ દેવાનો. એટલે મેં કહ્યું, ''આ મને 'નુગરો' કહેશે, મને ફજેત કરશે, બહુ ત્યારે શું કહેશે તે ? ભલે નુગરો કહે મને, જે કહેવું હોય એ કહે.''

નુગરો શબ્દ અમુક ઉંમર પછી સમજી ગયેલો, કે નુગરો એટલે શું કહેવા માગે છે ! ન ગુરુ એમ ખબર નહીં, કે ગુરુ વગરનો.

*કંઠીબંધા - અમુક જાતની જેમણે કંઠી બાંધેલી હોય તેવા.

## નાની ઉંમરે ગુરુ માટેની યથાર્થ સમજણ

તે ઘડીએ ગુરુ એટલે પ્રકાશ ધરનાર એવો અર્થ હું સમજતો હતો. જે લોકો મને પ્રત્યક્ષ જ્ઞાન ન આપે, મને જો પ્રકાશ ન ધરે તો મારે એવું કંઈ ટાઢાં પાણી છંટાવીને કે ઉપર પાણીના ઘડા રેડાવીને એવી કંઠી બંધાવવી નથી. જેને પોતાને અજવાળું નથી, જેની પાસે બીજાને અજવાળું આપવાની શક્તિ નથી, એની પાસે કંઠી કેમ પહેરાય ? કંઈ ઉપદેશ આપતા નથી અને ગુરુ થઈ બેઠા છે ! એ મારે જોઈએ નહીં. તમે જે કર્યા હોય એવા ગુરુ મારે નથી કરવા. બળ્યો, તારો મોક્ષ અમારે નથી જોઈતો. એ અમારે પોસાય નહીં, એના કરતા ઐસે હી ચલને દો.

મને એમ લાગશે કે આ ગુરુ કરવા જેવો છે, તો હું ટાઢું પાણી તો શું, હાથ કાપી લેશે તોય હું હાથ કપાવા દઈશ. અનંત અવતારમાં હાથ હતા જ ને, ક્યાં નહોતા તે ? અને કોઈક બહારવટિયો ધારિયાથી હાથ કાપી નાખે ત્યારે કપાવા જ દો છો ને ? તે અહીં આગળ ગુરુ હાથ કાપે તો ના કાપવા દેવું ? પણ ગુરુ કાપે જ નહીં બિચારા! પણ વખતે એ કાપવાનું કહે તો આપણે એમ ન કરવાનું કંઈ કારણ છે ?

મને તો જે ઉપદેશ આપે, કંઈ પણ જાગૃત કરે, હેલ્પ કરે, પ્રકાશ આપે એ મારા ગુરુ. મને અજવાળું દેખાડે, મારે એમની પાસેથી બીજું કશું નથી જોઈતું. મને રસ્તો દેખાડે, મને જે દેખાતું નથી એ દેખાડે, એ મારા ગુરુ. મહીં મારા મનને જરા શાંતિ કરે, એ મારા ગુરુ.

## મારે તો સાચો બ્રહ્મસંબંધ જોઈએ, ભ્રાંતિનો નહીં

હું તો ગુરુને કહેતો હતો કે તમે આવો બ્રહ્મસંબંધ કરાવો, તે મને પસંદ નથી. બ્રહ્મસંબંધ તો આત્માની લગની લાગ્યા પછી, એ લગની છૂટે નહીં એનું નામ બ્રહ્મસંબંધ કહેવાય. તે સંબંધની લગની લાગી જાય, પછી ફરી બ્રહ્મસંબંધ છૂટે નહીં. આ તો (નામનો જ) ભ્રાંતિનો બ્રહ્મસંબંધ ! મારે તો સાચો બ્રહ્મસંબંધ, ફરી બીજા કોઈ જોડે સંબંધ જ ના કરવો પડે એવો સંબંધ કરવો. આ શબ્દોનો આવો બ્રહ્મસંબંધ મારે જોઈએ નહીં.

વલ્લભાચાર્ય, શંકરાચાર્ય, સહજાનંદ સ્વામી એ બધા આદિ પુરુષો

બહુ ઊંચા હતા પણ પછી કાળ ક્રમે બધું ફેરફાર થવા માંડ્યું છે આ. છતાંય આવા શબ્દ અમારાથી બોલાય નહીં. અમે જ્ઞાની પુરુષ થયા, અમે જવાબદાર કહેવાઈએ. પણ જ્યારે ઓપન જાણવું હોય ત્યારે એકલા જાણવા માટે કહીએ, તે વીતરાગતાથી કહીએ. અમને કોઈ જગ્યાએ સહેજે રાગ-દ્વેષ હોય નહીં. અમે સારું બોલીએ તો અમને રાગ ના ઉત્પન્ન થાય અને ખરાબ બોલીએ તો દ્વેષ ઉત્પન્ન થાય નહીં. અમે આવા શબ્દો બોલીએ છતાંય (રાગ-દ્વેષ) ના થાય.

## પરિણામ પકડનારું 'વિજ્ઞાની બ્રેઈન', નાનપણથી

**પ્રશ્નકર્તા :** સાચા ગુરુ વિશેની આપની આવી ઊંચી સમજણનું કારણ શું ?

**દાદાશ્રી :** વિજ્ઞાની બ્રેઈન (મગજ) મૂળથી, નાનપણથી વિજ્ઞાની બ્રેઈન ! પરિણામને પકડનારું ! કેવું બ્રેઈન ?

**પ્રશ્નકર્તા :** પરિણામને પકડનારું.

**દાદાશ્રી :** દરેક વસ્તુ પ્રાપ્ત થાય તે પહેલાં પરિણામને પકડી પાડે, કાયમ. એટલે પરિણામ પકડનારું બ્રેઈન, તે કામ લાગ્યું આમાં.

હું છવ્વીસ-સત્યાવીસ વર્ષનો હતો ત્યારે કૃપાળુદેવનું વાંચતો. પછી એ જે મહારાજ આવે ને ત્યાં આગળ, સ્થાનકવાસી આવે તો ત્યાંય જઉ અને દેરાવાસી આવે ત્યાંયે જઉ. તે એક સ્થાનકવાસી મહારાજ આવ્યા હતા. તે એમણે મારી પાસે થોડીક વાતો સાંભળી. ત્યારે મને કહે છે, 'તમે વિજ્ઞાની માણસ છો, આ તમારું વિજ્ઞાની મગજ છે. આ ભગવાન મહાવીરની વાત તમને બહુ સરસ સમજાશે જ્યારે-ત્યારે.' એ કહે તે પહેલાં તો હું કંઈક નવી જ વાત બોલું. વિજ્ઞાની મગજ ! એ એક જ મહારાજ ઓળખી ગયા હતા.

એ મહારાજ આમ બોલતા હોય ને હું આમ બોલું. કહે છે, 'આવું ના આવડે કોઈને.' ત્યારે મેં કહ્યું, 'આ મહારાજ ખરું કહે છે.' એમને સમજાઈ ગયું કે આ ઊંચી વાતો કરે છે બધી.

મારો વૈજ્ઞાનિક સ્વભાવ, મૂળથીયે. જેટલું (શાસ્ત્ર) વાંચ્યું એના ઉપર વિજ્ઞાન મારાથી બોલાય. વિજ્ઞાન એટલે આ મારા પાતાળનું પાણી, આમાંથી (શાસ્ત્રમાંથી) લીધું પણ નીકળે પાછું પાતાળનું પાણી !

વિજ્ઞાની એટલે પોતાનું બધું ઊભું કરી દેવું. સામો વાત કરે તે પહેલાં આગળનું બધું જોઈ નાખે, સામાને રસ્તે ચઢાવી નાખે.

મને નાનપણથી જ ટેવ હતી કે મને કોઈ જ્ઞાનની વાત કરે ત્યારે હું વિજ્ઞાનમાં લઈ જઉ. મારો વિજ્ઞાની સ્વભાવ તો નાનપણથી જ હતો. વિજ્ઞાની એટલે મૂળ શબ્દ જડ્યો તે પછી હું ક્યાંય સુધી પહોંચી જાઉ ! વાત જ્ઞાનની ચાલતી હોય, તે હું એમાં તો કંઈની કંઈ શોધખોળ કરી નાખું ! લોક વિજ્ઞાનની વાત સાંભળે તે તેને જ્ઞાનમાં લઈ જાય ને હું જ્ઞાનની વાત વિજ્ઞાનમાં લઈ જઉ. વિજ્ઞાન એટલે કે એવી એવી વાત કે શાસ્ત્રોમાં જડે નહીં ને બધા જ ફોડ પડે.

## પરિણામ દેખાયા જ કરે, તેથી કશે ચોંટ્યા નહીં

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કહ્યું ને પરિણામને પકડનારું તમારું બ્રેઈન હતું તેના વિશે વધારે કહેશો ?

**દાદાશ્રી :** મારું વલોણું પરિણામવાદી હતું. 'આજ વલોણું વલોવ્યું, એમાં આવ્યું શું ?' એવું જોવાની ટેવ હતી. વલોવું ખરો, પણ જોયા પછી કંઈ માખણ ના આવે તો હું છોડી દઉ. હું વલોવું ખરો, પણ મારું પરિણામવાદી હતું. પરિણામે મને શું પ્રાપ્ત થયું એ જોઈ લઉ. એટલે હુંયે વલોવતો'તો બળ્યું, પણ વલોવ્યું ત્યારે તો આ જડ્યું ને બધું મને. વલોવતા વલોવતા જડ્યું ને ! પણ તે પરિણામવાદી હતું. કેવું ? એ પરિણામમાં શું આવ્યું, વલોવ્યું તેના ? આખી રાત વલોણું વલોવ્યું અને આવ્યું શું ? ત્યારે કહે, કશું જ નહીં. ફેણના (ફીણના) ગોટા દેખાતા હતા એટલા જ. ફેણ (ફીણ) બેસી ગયું. એટલે માખણ ના આવે તો હું છોડી દઉ.

મારો નાનપણથી એક સ્વભાવ હતો કે હરેક કાર્ય કરું એનું મને પરિણામ દેખાયા વગર રહે જ નહીં. છોકરાં બધા ચોરી કરતા હોય તો

મારું મન લલચાય ખરું કોઈ વખત કે આ કરવા જેવી ચીજ છે, પણ મને તરત પરિણામ રૂપે ભય દેખાયા જ કરે. એટલે મૂળથી જ પરિણામ દેખાય. એટલે કશે ચોંટવા દીધો નથી. આનું પરિણામ શું આવશે એ મારી સાથે હોય છે, દરેક વાતમાં.

## લોકોએ માનેલા સુખમાં ન દીઠું સુખ

**પ્રશ્નકર્તા :** ભગવાન વિશે, ગુરુ વિશેની આપની વિચારણા આશ્ચર્ય પમાડે એવી છે અને અમે તો ગાડરીયા પ્રવાહની જેમ જૂનું ચાલતું આવે છે, તેમાં ચાલ્યા જ કરીએ છીએ, એનું શું કારણ ?

**દાદાશ્રી :** એ તો તમે લોકોનું શીખીને કરો, હું લોકોનું શીખ્યો નથી. હું પહેલેથી લોક(સંજ્ઞા) વિરુદ્ધ ચાલનારો માણસ. લોક જે ચાલે ને, એ રસ્તો આમ ગોળ ફંટાયેલો હોય, તે લોક રોડે રોડે ફરીને જાય. ત્યારે હું હિસાબ કાઢું કે ગોળ ફરીએ તો ત્રણ માઈલ થાય, આમ સીધું એક માઈલ હોય તો હું સીધો પડું આમ. તે રસ્તો ખોળી કાઢીને સીધો પડી જઉ. આમ હું આ લોક વિરુદ્ધ ચાલેલો. આ આમના કહેવા પ્રમાણે ચલાય ? લોકસંજ્ઞા નામેય નહીં. લોકોએ જેમાં સુખ માનેલું, મને એમાં સુખ દેખાયેલું નહીં.

હું શોર્ટકટ ઓળખી કાઢું. આ લોકો તો આગળ ચાર ઘેટાં ચાલ્યા, તેની પાછળ બધું ટોળું ચાલ્યા જ કરે ! કેટલો વાંકો રસ્તો થાય છે એ જુએ-કરે નહીં. આ તો સરકારે કાયદા કાઢ્યા, તેથી સીધા રસ્તા બનાવડાવ્યા. ભણેલા માણસોએ સીધા રસ્તા બાંધ્યા, નહીં તો પહેલાં તો એક માઈલ જવા માટે ત્રણ માઈલના ઊંધા રસ્તે જવું પડે, એવા બધા રસ્તા હતા.

## કોઈની નકલ ના કરે એનું નામ અક્કલ

અક્કલ તો કોનું નામ કહેવાય કે જેણે કોઈ દહાડો નકલ ના કરી હોય. આ નકલ કરી કરીને અક્કલવાળા થયેલા, એમાં શું ભલીવાર આવે ? નકલ કોઈની ના કરી હોય એનું નામ અક્કલ કહેવાય. આ તો બધું નકલ કરી કરીને શીખ્યા !

**પ્રશ્નકર્તા :** એ તો જ્ઞાની જ કહેવાય ને, નકલ કોઈની ના કરી હોય તો ?

**દાદાશ્રી :** ના, તો એ સ્થિતિ કંઈ સારી કહેવાય. મેં નકલ નથી કરી કોઈ દહાડોય, નાનપણથી નહીં. તમે જે કરતા હોય ને એમાં મને અવળું લાગે એટલે હું એ ના કરું, મારું જુદું કરું.

**પ્રશ્નકર્તા :** એ તો એવી સ્વતંત્રતા હોય તો જ આ સ્થિતિ થાય ને ?

**દાદાશ્રી :** હા. એ ગમે તે, મહીં કંઈ એવું જુદું કરે, ભેદ પાડ્યા વગર રહે નહીં. વાંકો ગુણ હતો મહીં કે અહીંથી આ રસ્તો આમ લઈ આવે ને તે આમ ફરીને જાય. હવે મારી ટેવ આમ, એટલે લોકોના ખેતરામાં રહીને હું સીધો જઉ પણ તે વાંક (વળાંક) નહીં ફરવાની ટેવ.

## માંહ્યલા ભગવાનને વઢતો કે 'રસ્તો બતાવ'

આપણા સિદ્ધાંતથી બેક (પાછા) જાઓ. જગત જે રસ્તે જાય તે રસ્તે જવાનું નહીં, મારો આ જ રસ્તો. હું ભાદરણથી બોરસદ નાનપણમાં ચાલતો જઉ ત્યારે લોક ગૂંચોવાળો રસ્તો પકડે, હું એકલો જ સીધો-પહોળો રસ્તો પકડું.

અને રસ્તો ના જડતો હોય તો આ મહીં માંહ્યલાને કહેવાય કે 'હું તો આંધળો છું એટલે તને ઓળખતો નથી પણ તુંય આંધળો છું ? મને કંઈક સાચો રસ્તો બતાડ' એમ ભગવાનને વઢવું પડે. અલ્યા મૂઆ, તને કશી જ સમજ ના પડે તો 'માંહ્યલો છે' તેમ કર કર કરીશ તોય તે તારી અંદરના આવરણ તૂટશે, આગળનો રસ્તો દેખાશે પણ બહાર ભગવાન ખોળીશ તો તેમાં તારું કશું જ વળશે નહીં.

**પ્રશ્નકર્તા :** જ્યાં લગી જ્ઞાન ના થયું હોય ત્યાં લગી ખબર ના પડે.

**દાદાશ્રી :** હા, પણ માંહ્યલાનું જ્ઞાન ના થયું હોય તોય, આ મહાદેવજીનામાં કંઈ જ્ઞાન થયું છે આપણને ? પણ આપણા લોકોને કટેવ પડેલી કે સહુ લોક કરે એ આપણે કરવું. પણ અલ્યા મૂઆ, કંઈ જુદો રસ્તો જ નહીં ?

## વાંકાચૂકા રસ્તાને બદલે ગમે સીધોસટ રસ્તો

મેં નાનપણમાંથી, નવ વર્ષનો હતો ત્યારથી કાયદો કરેલો કે લોક જે રસ્તે ચાલે તે રસ્તે, સીધો રસ્તો હોય ત્યારે ચાલવું અને રસ્તો બહુ વાંકો હોય તો વચ્ચે ચીલો નવો પાડવો. બધા ફરવા જાય તે વાંક (વળાંક) આવે ત્યારે હું ખેતરમાંથી જઉં, બધા જાય ત્યાંથી ના જાઉં. બધા કહે, 'તમે આડા છો.' ત્યારે હું કહું, 'હું તો પહેલેથી જ આડો છું.' શું કરવાનો એ રસ્તો ? આ લોક તો વાંકો ચિતરો તો વાંકા જાય, માઈલ જવાનું હોયને ત્યાં ત્રણ માઈલ ફરીને જાય. તે હું સમજી જઉં કે આ રસ્તો વાંકો-અવળો ચિતર્યો છે. લોકો એ રસ્તે જ ચાલ્યા કરે, આપણે આ નવો સીધો રસ્તો પાડી દેવો.

એવી રીતે આ લોકોની વાત બધી ઊંધી હોય, તેને છતી તો ઓળખવી પડે ને ?

નાનપણથી મને માર્ગ જુદો મળી ગયેલો, પહેલેથી. નાનપણથી માર્ગ બદલું, માણસોના આધારે હું ચાલતો નહોતો. આ ટોળું જાય ને, એ ટોળું ચાલે તે ટોળામાં હું ના ચાલું. હું જોઈને તપાસ કરું કે આ ટોળું કઈ બાજુ લઈ જાય છે ? આ રસ્તો વળી આમ ફરી અને પાછો પેણે જાય છે. તે આખું કુંડાળું ગણીએ તો એકના ત્રણ ગણા થાય, તો આ અડધું કુંડાળું દોઢ ગણા થાય. તે દોઢા રસ્તે માર ખાય કે સીધા ? તે હું સીધું ચાલતો'તો, લોકોને રસ્તે ચાલેલો નહીં પહેલેથી. લોક રસ્તે ધંધો નહીં. લોકો કરતા જુદો ધંધો, રીતેય જુદી, રસમેય જુદી, બધું જ જુદું. એટલે મારી ટેવ આવી પહેલેથી. તે મને લોક શું શબ્દ કહેતા'તા, તે કહું ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** 'હોંહરો (સોંસરો) પડું છું ?' કહે છે. હું કહું, 'હા.' ત્યારે કહે, 'શી રીતે ઓચિંતો આવ્યો તું અમારી પહેલાં ? હોંહરો (સોંસરો) પડીને આવ્યો ?' મેં કહ્યું, 'હા, હોંહરો (સોંસરો) પડીને આવ્યો છું. તે તમારી ટોળાની પેઠ છબલિકા વગાડીને તમારી જોડે ફરું ?' હું મારી મેળે બીજો રસ્તો ખોળું. મને ફાવે નહીં એ બધું.

## પોતાના ધારેલ રસ્તે ચાલી છેવટે ખોળી કાઢ્યું

કુદરતનો નિયમ શો છે ? પાડોશમાં કોઈ ના હોય ને એકલો હોય ને, તો એને સૂઝ પાડનાર મહીં છે. પણ બીજા ચાર હોય તો કોણ સૂઝ પાડે ? એકલો હોય તો સૂઝ પડે. એટલે આ જગત એકલું હોતું નથી, તેની જ ભાંજગડ છે ને ! અને હું એકલો ફરેલો છું. કારણ કે મારો સ્વભાવ નાનપણથી એવો હતો કે લોકોના રસ્તે નહીં ચાલવું, પોતાના ધારેલ રસ્તે ચાલવું. તેનો મારેય પડેલો કેટલી વખત, કાંટાએ ખાધેલા પણ છેવટે આ રસ્તે જવું એ નક્કી. તે આમાં આ રસ્તે ફાવ્યું અમારે. ઘણાં અવતાર માર પડ્યા હશે, પણ છેવટે ખોળી કાઢ્યું એ વાત નક્કી.

છેવટે અક્રમ વિજ્ઞાન જડ્યું બહુ સરસ ! અમને નાનપણથી ખૂંપી ગયેલું આ વિજ્ઞાન. તે નિરાંતમાં ને નિરાંતમાં રહેલા. બીજી બાહ્ય વાતો ના આવે.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૦.૧૦]

# જ્ઞાનીના લક્ષણ, નાનપણથી

### ઉતાવળિયો અને ટીખળી સ્વભાવ

આ 'નિમિત્તને બચકાં' શબ્દ શાથી મને આવડે છે ? એનું કારણ શું ? હું નાની ઉંમરનો હતો આઠ-નવ વર્ષનો, ત્યારે નિમિત્તને બચકાં ભરવા એટલે શું, એ સમજ્યો હતો. હું નાનપણમાં જરા ટીખળી સ્વભાવનો હતો. ઉતાવળિયો, મિજાજ પાવરફુલ, તે સળી કરવાની ટેવ.

ત્યારે અમારા ફળિયામાં એક વાણિયા શેઠ રહેતા હતા. તે મારા ફાધરે ચિઠ્ઠી લખી આપેલી. એ કહે, 'આ લલ્લુ શેઠને આપી આવ. આટલું કામ કરવાનું છે તારે. આ કાગળ આપી આવજે અને પછી શું જવાબ આપે છે તે કાગળમાં લખાવી લાવ. અગર તો મોઢે શું કહે છે તે જવાબ લેતો આવ.'

મારે તો રમવા જવાનું હોય અને ફાધરે આ મને વળગાડ્યું એટલે ના કહેવાય નહીં ને ! ફાધર તો બધાને હોય ને કે મને એકલાને હતા ? નવે નવા હોય તો જાણે ઠીક છે, પૂજા કરીએ પણ બધાને ફાધરનું કહેલું કરવું તો પડે ને ! એટલે પછી એ ચિઠ્ઠી લઈને ગયો.

### કૂતરાને રમાડવામાં ચિત્ત, મારી વાત ક્યાંથી સાંભળે ?

એ શેઠે છે તે અમારા ફળિયામાં એક ગલૂડિયું પાળેલું. એને જરા દૂધ પાય, ખવડાવે અને રમાડ્યા કરે આખો દહાડો. એમને છોકરો-બોકરો

હતો નહીં. તે આમ ખુરશીમાં બેઠા બેઠા એનું મોઢું આમ આમ આમ રમાડ રમાડ કર્યા કરે. મેં ચિઠ્ઠી આપીને તે હાથમાં ઝાલી રાખેલી. વાંચે-કરે નહીં અને મને તો ઉતાવળથી પાછું આવવાનું કહેલું. 'ચીઠ્ઠી આપી એ શું કહે છે' કહેજે. હું તો એમને કહેવા ગયો. નાની ઉંમર એટલે બહાર રમવામાં ચિત્ત હોય. તે શેઠ તો બેસાડી રાખે ત્યાં, હું કંઈ સુધી બેસી રહું ? અને એ કૂતરાને રમાડ્યા કરે પણ મારી વાત બરોબર પૂરેપૂરી સાંભળે નહીં ને 'હા, થાય છે' કહે, જવાબ જ ના આપે.

એટલે મને રીસ ચડી, ત્યારે મારે ઉતાવળ હતી રમવા જવાની. મેં કહ્યું, 'આ મારી વાત સાંભળો, કૂતરાને શું રમાડ રમાડ કરો છો આવડા મોટા થયા ને ?' આ કૂતરાના શોખમાં પડેલો માણસ, માણસનો શોખ નથી ને કૂતરાનો શોખ છે, એ માણસમાં ક્યારે મારો પાર આવશે ?

મને તો મહીં આમ હતપત હતપત થયા કરે ને પેલા કશું ના બોલે કે ચાલે ! મેં કહ્યું, 'આમનું ચિત્ત આ કૂતરામાં છે. આમના ચિત્તનું ઠેકાણું નથી. મારે કામ છે ને આ કરતા નથી અને આમ પેલા કૂતરાને મિત્રાચારી કરે છે.'

## ક્ષત્રિયપુત્ર ને મગજ તોફાની, તે શેઠનેય ન ગાંઠું

મને થયું કે આ કઈ જાતનો માણસ છે ! મેં કહ્યું, 'જવાબ તો આપી દો, મારે જવાનું છે.' એટલે પછી મેં કીધું, 'શેઠ, શું કહો છો ?' ત્યારે કહે, 'હું કહું છું તને, બેસ ને.' પછી મારા કાગળની તો વાત ક્યાં ગઈ અને કૂતરું રમાડ્યા કરે. મારું મગજ ચડી ગયું. 'ના' કહી દે કે 'હા' કહી દે. 'ના' કહે તો ઊઠીને ચાલતો થઈ જાઉં. પણ એ નથી 'ના' કહેતા કે નથી 'હા' બોલતા. અને તે દહાડે જ્ઞાન નહોતું એટલે મનમાં તો એવું જ થાય ને, ઢેખાળો મારવાનું. થાય કે ના થાય ? હું તો ઉતાવળિયો ને મગજ તોફાની. મેં કહ્યું, 'આ મને કંઈ સુધી બેસાડી રાખશે ?' એટલે મેં કહ્યું, 'શેઠ, આ પેલો કાગળ વાંચીને...' ત્યારે કહે, 'બેસ ને, થાય છે હમણે. ઉતાવળ શું છે ?' મેં કહ્યું તેનાથી કંઈ ઈમોશનલ થયા નહીં. એટલે હું સમજી ગયો કે આ વાણિયો જવાબ આપવાનો નથી. હું તો નાનો હતો

તોય મોટા વાણિયાનેય ગાંઠું નહીં. મેં જાણ્યું કે આ વાણિયો ઊઠવાનો નથી આમ સીધી રીતે. આ કૂતરા ઉપર બહુ વહાલ કરે છે ને, તે વહાલ જરા એમને દેખાડવા દો. એટલે મેં જાણ્યું કે પાંચ-દસ મિનિટ થઈ, હજુ સુધી મહીં પેટમાં પાણી હાલતું નથી મૂઆને. હું કહું છું તેની કંઈ એને અસર થતી નથી. મને આ ના પોસાય. હું પટેલને, અમે ક્ષત્રિયપુત્ર કહેવાઈએ. તલવાર મારીએ એવા લોકો અમે, અને મને અમથો આ બેસાડી રાખે છે ? એટલે મને તો સહન ના થાય ને ! લોહી ઊકળે અમારું. એટલે પછી મને એક મોટી કટેવ એવી કે આ મારી બુદ્ધિ અંતરાયેલી ને, તે ટીખળ કરવાની બહુ ટેવ.

## ગુનેગાર જાણ્યા વગર નિમિત્તને બચકાં ભરે

તે પેલા કૂતરાને રમાડતા'તા. એટલે મેં શું કર્યું ? 'કેમ શેઠ, જમીને બેઠા ?' ત્યારે કહે, 'હા, જમીને બેઠો.' મેં કહ્યું, 'સારું.' હું એલર્ટ વધારે એટલે પછી મેં રસ્તો ખોળી કાઢ્યો. એ આમ કૂતરું રમાડ રમાડ કરતા હતા તે અહીં આગળ મોઢું અને અહીં માથે આમ હાથ ફેરવ ફેરવ કરે અને પૂંછડી આ બાજુ હતી. તે હું બેઠો હતો ને, એ બાજુ. મેં સારું કરીને પૂંછડી દબાવી અને એવી આમ મચેડી, એવી મચેડી ખરેખરી, તે કૂતરાએ ચીસ પાડી. ચીસ તો પાડી પણ કૂતરાનો સ્વભાવ કેવો કે જ્યાં એનું મોઢું હોય ત્યાં બચકું ભરી લે, તે કૂતરાનું મોઢું શેઠના પગ આગળ હતું. તે શેઠને બચકું ભરી લીધું. શેઠે જાણ્યું કે આ કૂતરું ખરાબ છે, આજ બગડ્યું છે, તે કૂતરાને ધીબેડી નાખ્યું. મેં કહ્યું, 'મારશો નહીં.' ત્યારે કહે, 'કેમ ? મારો કૂતરો મને બચકું ભરે નહીં, આજે કેમ ભર્યું ? મારું કૂતરું મને કૈડે છે ?' ત્યારે મારા મનમાં એમ કે 'મારે લીધે બિચારા કૂતરાને માર ખાવો પડે છે.' મેં શેઠને કહ્યું, 'આ કૂતરાએ જે કર્યું એવું તમે કરો છો પાછા ? જેનો ગુનો છે તેને નથી મારતા ને કૂતરાને મારો છો ! આ નિમિત્તને બચકાં શું કરવા ભરો છો ? કોણ ગુનેગાર છે એ ખોળી કાઢો ?' ત્યારે કહે, 'મને બચકું ભરી લીધું કૂતરાએ. મને કરડ્યું આ ! એ તો સારું થયું કે દાંત બેઠા નહીં અને આ એને સારું ટીપ્યું એટલે ખસી ગયું, નહીં તો દાંત પેસી જાત.' મેં કહ્યું, 'કૂતરાનો દોષ નથી.'

## નિમિત્તને બચકાં તો કૂતરામાં ને માણસમાં ફેર શો ?

તમારું કૂતરું તમને કેવી રીતે કરડે ? આ કોઈ દહાડો કરડે નહીં ને આજે કરડ્યું આ તો ! આનો ગુનેગાર બીજો છે. મેં કહ્યું, 'મારશો નહીં. કૂતરાએ બચકું ભર્યું તેનો ગુનેગાર કોણ છે ? હું. અને મારો છો કૂતરાને. એને નથી કર્યું આ. મેં પૂંછડી દબાવી હતી.' ત્યારે કહે, 'મૂઆ, તે પૂંછડી દબાવી હતી ! આવું શું કરવા કર્યું ?' મેં કહ્યું, 'આવું તમે કર્યું.' પછી શેઠ કહે છે, 'હું તને જવાબ આપીશ.' મને બે-ત્રણ ગાળો દઈ દીધી. પણ આનો હિસાબ મેં કાઢી લીધો કે આ નિમિત્તને બચકાં ભરે છે કૂતરું. કૂતરાએ એમ ના તપાસ કરી કે આ કોણે મારી પૂંછડી દબાવી છે ! એને ખબર ના હોય કે આ કોણ દબાવનાર છે અને કોને કરડું છું ! કોણ ગુનેગાર છે એ કૂતરું સમજી શકતું નથી. એટલે ગુનેગાર હું છું, પણ મને ઓળખતું નથી. એટલે કૂતરાએ નિમિત્તને બચકું ભર્યું. એટલે મેં કહ્યું, 'તમેય નિમિત્તને બચકાં ભરો છો. કૂતરાએ ભૂલ ખાધી પણ તમેય આવી બાબતમાં ભૂલ કરો છો ? એ તો આપણને ખબર ના હોય કે આપણું કૂતરું આવું બચકાં ભરી લે એવું છે નહીં ? કંઈ કારણ બન્યું, તપાસ તો કરવી જોઈએ ને !' એ રીતે આખું જગત નિમિત્તને બચકાં ભરી રહ્યું છે.

એટલે ત્યારથી સમજી ગયેલો કે આ નિમિત્તને બચકાં કૂતરા ભરે, આપણાથી ના ભરાય. હવે એ કૂતરું છે એટલે એને આ ખબર નથી કે આ કોણે મારી પૂંછડી દબાવી ને કોને એ કરડે છે ! આ કૂતરું એ નિમિત્ત અને સળી કરનારો હું. એને કુરકુરિયાને માર માર કરે એવા આ લોક છે પાછા. ગુનો કોણ કરે ને કોને ચોપડે એ ? નિમિત્તને બચકાં ભરે.

એવી રીતે આ જગત નિમિત્તને જ બચકાં ભરીને દુઃખી થઈ રહ્યું છે. નિમિત્તને બચકું કૂતરા અગર તો સાપ ભરે. સાપને આપણે આમ લાકડી ધરીએને તો લાકડીને બચકું ભરે. કારણ કે એ સાપ છે. કૂતરાને આપણે સળી કરીએ તો કૂતરુંય લાકડીને બચકું ભરવા જાય. કૂતરાને એ ખબર ના હોય કે આમાં કોણ ગુનેગાર છે ! જે રોજ ખવડાવે છે તેને બચકું ભરી લીધું. પૂંછડી કોણે દબાવી તે જાણતું નથી. એટલે કૂતરું

નિમિત્તને બચકાં ભરે તે સમજાય પણ માણસો જો નિમિત્તને બચકાં ભરે તો કૂતરામાં ને એમાં ફેર શો રહ્યો? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** કાંઈ જ ફેર નહીં બન્નેમાં.

**દાદાશ્રી :** હં. દાખલો કંઈ હેલ્પ કરશે આ, હું વાત કરું છું તે ?

આ બહુ ભારે 'સાયન્સ' છે ! હું કહું છું તે બહુ ઝીણું સાયન્સ છે ! જગત આખું નિમિત્તને જ બચકાં ભરે છે !

## નિમિત્તને બચકાં ન ભરે તે ભગવાન થાય

આ જગત નિમિત્ત જ છે, પણ આપણા લોકોને નિમિત્તને બચકાં ભરવાની ટેવ પડી છે. ત્યારથી ખબર પડી ગઈ, કે કૂતરું વફાદાર નથી. વફાદાર હોત તો કૂતરું કરડે ? દબાવે તેને કૈડે, શેઠને ના કરડે. એક આ વાઘની એવી દૃષ્ટિ હોય છે, કે મારનાર તરફ જ જાય. ક્યાંથી ગોળી આવી ? ત્યાં જ નિશાન જાય.

**પ્રશ્નકર્તા :** એમ ?

**દાદાશ્રી :** હા, અમારે એવું બનેલું ને, આ એક કમ્પાઉન્ડમાં વાઘને આંતરીને પકડી મંગાવ્યો. કમ્પાઉન્ડમાં નીચે ચોગરદમ બધી એ (વાડ) રાખી. પછી કમ્પાઉન્ડમાં છૂટો મૂક્યો અને શોખની ખાતર, ચોથે માળના ઝરૂખેથી એને ગોળી મારી. વાઘેય ગોળી આવી કે અહીં રહીને આમ અડીને ગઈ પણ એને વાગી નહીં પણ એણે નિશાન તાક્યું કે આ આવી ક્યાંથી ? તે પહેલે માળે કૂદકો માર્યો, બીજે માર્યો, ત્રીજે માર્યો પણ ઠેઠ ના પહોંચાયું. એ કેટલો જાંબાઝ કહેવાય, ઊભા કૂદકા મારવા તે ! પહેલો એક કૂદકો માર્યો, પહેલે માળે પણ પછી ઊભા કૂદકા મારવાના ને ! તે ના પહોંચી વળ્યો એ. પણ જો એનું ચાલત તો આવી જાત ને ! તે બચકાં ના ભરે આવા નિમિત્તને. એટલે બધાય જાનવરો કંઈ એવા નથી હોતા, અમુક અમુક હોય છે એવા. અને જો નિમિત્તને બચકાં ના ભરતો હોય તો એ ભગવાન થાય. આ કરેક્ટ થર્મોમિટર આપણી પાસે છે ને ? થર્મોમિટર છે કે નહીં?

**પ્રશ્નકર્તા :** થર્મોમિટર છે, હા.

## જડ્યું 'ભોગવે એની ભૂલ'

**પ્રશ્નકર્તા :** આપ જે જ્ઞાનની ચાવી અમને આપો છો, તેનો નાની વયમાં કોઈ અનુભવ થયો હતો ?

**દાદાશ્રી :** આ નાનપણમાં કોઈ અમારો ટુવાલ લઈને જાય અને પછી આરામથી વાપરે. તે ટુવાલનો માલિક હું, તે મને ચીઢ ચઢી જતી. આ તો શું, કે બીજાના છોકરાંને ચીઢ ચઢેલા જોઈને શીખી ગયેલો. તે પછી સમજાયું કે આ ચીઢ કરીએ તો ખોટનો વેપાર. આ તો 'હું' અહીં ભોગવું અને પેલો આરામથી ટુવાલ વાપરે ! તે પછી આવો વેપાર જ બંધ કરી દીધેલો. આ તો ભોગવે એની જ ભૂલ ને !

## બળતરા થતા હિસાબ કાઢી શોધ્યું, 'બન્યું તે ન્યાય'

હું નાનો હતો ત્યારે મારા બાપા પાસે મેં ચાર આના માગ્યા. તે આપતા નહોતા. તે મારી બાએ સિફારશ કરી કે છોકરાને શું કામ રડાવો છો ? આપોને એને. ત્યારે મેં કહ્યું, 'બા, તમારી સિફારશ મારે નથી જોઈતી. હું મારું ફોડી લઈશ.'

એટલે ત્યારે મને નાનપણમાં વગર લાકડાંનું જલાઉ (બળતરા) થયેલું. પણ હિસાબ કાઢેલો કે આ આપણે આખી રાત ડૂસકા ભરવા એ અનર્થ દંડ છે. બાપુજી પાસે પૈસા ના હોય તો મને ન આપે. તેમને ન્યાય લાગે એટલે તે ઊંઘે અને હું આખી રાત જાગીને બગાડું તેનો શો અર્થ ?

હું નાનપણથી ન્યાય ખોળવા જતો હતો, તે બધેથી મને માર પડેલો. ન્યાય ના મળે તો આની જોડે મારા કર્મના ઉદય કેટલા રાશી છે એની ખબર પડે.

લોક કહે કે આ ન્યાય છે, પણ એવું બને નહીં ને ! બને એ તો આપણા કર્મના ઉદય પ્રમાણે.

## વ્યવસ્થિત ખોળ્યું નાનપણમાં

અમે નાનપણમાં પેનોથી રમીએ. પેનોના નાના ટૂકડા ડબ્બીમાં

નાખે. તે બધા ધારી ધારીને નાખે. તે સાતમાંથી ત્રણ-ચાર ડબ્બીમાં પડીને બહાર નીકળી જાય ને હું એમ ને એમ ધાર્યા વગર નાખું તે ચાર-પાંચ પેનો ડબ્બીમાં પડે. તે હું વિચારું કે જો આપણે કર્તા હોત તો મારી એકુંય પેન ડબ્બીમાં ના જાય. કારણ મને તો આવડતું નહોતું ને પેલા ધારી ધારીને નાખે તોય ના પડે. આવું છે બધું વ્યવસ્થિત !

## દિલના સાચાને 'સાચું' મળ્યું

**પ્રશ્નકર્તા :** પણ આપને અક્રમ જ્ઞાન કઈ રીતે પ્રગટ થયું ? એમ સહજ એની મેળે કે પછી કંઈ ચિંતન કર્યું ?

**દાદાશ્રી :** એની મેળે, 'બટ નેચરલ' થયું ! અમે કશું આવું ચિંતન કરેલું નહીં. અમને તો આટલું બધું હોય ક્યાંથી ? અમે તો એવું માનતા હતા કે કંઈક આ બાજુનું ફળ આવે એવું લાગે છે. સાચા દિલના હતા, સાચા દિલથી કરેલું હતું, એટલે એવું કંઈક ફળ આવશે, કંઈક સમકિત જેવું થશે, લાગેલું. કંઈક સમકિતનો આભાસ થશે, એનું અજવાળું થશે. તેને બદલે આ આખું અજવાળું થઈ ગયું !

❖ ❖ ❖ ❖ ❖

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ભોગવે તેની ભૂલ | ૨૫. અહિંસા |
| ૨. બન્યું તે જ ન્યાય | ૨૬. પ્રેમ |
| ૩. એડજસ્ટ એવરીવ્હેર | ૨૭. ચમત્કાર |
| ૪. અથડામણ ટાળો | ૨૮. વાણી, વ્યવહારમાં.... |
| ૫. ચિંતા | ૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ |
| ૬. ક્રોધ | ૩૦. ગુરુ-શિષ્ય |
| ૭. માનવધર્મ | ૩૧. આપ્તવાણી-૧ |
| ૮. સેવા-પરોપકાર | ૩૨. આપ્તવાણી-૨ |
| ૯. હું કોણ છું ? | ૩૩. આપ્તવાણી-૩ |
| ૧૦. દાદા ભગવાન ? | ૩૪. આપ્તવાણી-૪ |
| ૧૧. ત્રિમંત્ર | ૩૫. આપ્તવાણી-૫-૬ |
| ૧૨. દાન | ૩૬. આપ્તવાણી-૭ |
| ૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી | ૩૭. આપ્તવાણી-૮ |
| ૧૪. ભાવના સુધારે ભવોભવ | ૩૮. આપ્તવાણી-૯ |
| ૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી | ૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.) |
| ૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત) | ૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.) |
| ૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.) | ૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.) |
| ૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.) |
| ૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી૫) |
| ૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.) | ૪૪. આપ્તસૂત્ર |
| ૨૧. વાણીનો સિદ્ધાંત | ૪૫. ક્લેશ વિનાનું જીવન |
| ૨૨. કર્મનું વિજ્ઞાન | ૪૬. સહજતા |
| ૨૩. પાપ-પુણ્ય | ૪૭. જ્ઞાની પુરુષ (ભાગ ૧) |
| ૨૪. સત્ય-અસત્યના રહસ્યો | ૪૮. આત્મસાક્ષાત્કાર |

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામીઝ, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ ભાષામાં ભાષાંતરિત થયેલા પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી-હિન્દી-અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સંપર્ક સૂત્ર

**દાદા ભગવાન પરિવાર**

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૨૭૪૧૧૧૩૯૩

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુંદ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા-અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૮૭૯૨ ૩૨૮૭૭

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ, **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧ ૨૪૧૨૪

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી, **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**વડોદરા** : **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭

: **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯)૨૭૫૪૦૪૦૮

---

| | | | |
|---|---|---|---|
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **જામનગર** | : ૯૩૨૭૬ ૧૬૫૬૧ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીધામ** | : ૯૫૭૪૦ ૦૮૧૨૪ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **પાલનપુર** | : ૯૫૭૪૦ ૦૮૨૯૯ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **કોલકત્તા** | : (૦૩૩) ૩૨૯૩૩૮૮૫ |

---

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 81129229 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **Kenya** | : +254 722 722 063 | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## અસામાન્ય-અજોડ જ્ઞાની પુરુષ !

મારો સંતોષ જન્મજાત હતો. મને દુઃખમાંથીય સુખ ખોળવાની વૃત્તિ નાનપણથી જ હતી.

હું તો નાનપણથી જ કશામાં પડું નહીં. જે કોઈ કરી શકતા નથી, તે જ મારે કરવું હતું. દુન્યવી ચીજોના બધા બહુ જાણકાર છે. જેનો કોઈ જાણકાર ન હોય, તેના મારે જાણકાર થવું છે.

હેંડતા-ચાલતા સંસારના જ્ઞાનીઓ મળે છે, તે મને નાનપણથી જાણવા મળેલું. એટલે મને વિચાર આવેલો કે જેના કોઈ જ્ઞાની નથી, જેનો જ્ઞાની કોઈ પાક્યો નથી, તેના જ્ઞાની મારે થવું છે.

- દાદાશ્રી

dadabhagwan.org

9 789386 321923

Printed in India

Price ₹ 150